॥ ॐ श्री ॥

# વિશ્વજ્યોતિ

પુસ્તક ૩ જું. } સંવત ૧૯૯૯ કાર્તિક { અંક ૪ થો.

## शा माटे?

પદ ગઝલ

જીવન ઝાકળ સદા જાણો, ક્ષણીકમાં નાશ થનારૂં
છતાં તે માનીને સાચું, વૃથા મમત્વ શા માટે? જીવન૦
વિનાશી જે થવાનું છે તે શાશ્વત કોઇ રહેનારૂં;
અવિનાશી ગણી તેને, ધરો આ મોહ શા માટે? જીવન૦
રહ્યા જે દેહના ધર્મો, ભલે તે દેહ ભોગવશે,
સુખી થાશે દુઃખી થાશે, કરો સંતાપ શા માટે? જીવન૦
તમારા દુઃખની વાતો, કદી ના કોઇને કહેશો,
ન દુઃખ હણશે કદી બીજા, પછી બકવાદ શા માટે? જીવન૦
દુઃખ જે માનો છો તમે તે, ન દુઃખ એ, તો કસોટી છે,
વધાવો પ્રેમથી તેને, કરો ગભરાટ શા માટે? જીવન૦
ભલેને વ્યાધિઓ આવી, શરીરને દે સદા તાવી,
તમે તો દેહ રૂપ નથી તો, તમારે દુઃખ શા માટે? જીવન૦
પખી મેળા સમાં આવ્યાં, ઘડીકમાં ક્યાં ઉડી જાવું,
છતાં એ હૃદયથી ધરવું, કહોને વૈર શા માટે? જીવન૦
પ્રસગો બહુ ઉપાધિના, કદી આ જીવનમાં આવે,
તમે સ્વતંત્ર આત્મા છો, તમારે દ્વંદ્વ શા માટે? જીવન૦
વાદળાં અમ્બર આવી, ક્ષણિક દે સૂર્યને ઢાંકી,
જરામાં એ વિલાયે છે, ધરો ના ધ્યાન શા માટે? જીવન૦
દુઃખ એ વાદળાં જેવું; નહિં એ સ્થાઇ ટકનારૂં,
ઉપેક્ષા તો કરી તેની, કરો ના હાસ્ય શા માટે? જીવન૦

# "प्रज्ञानां प्रतिबिंब"



(૧) જે મનુષ્યે બ્રહ્માનંદાનધીમાં એકવાર ડૂબકી મારી છે તેણે અમરત્વ પ્રાપ્ત કર્યું છે. તેને કોઇપણ દીશામાં કશાની બીતિ નથી. આવી વ્યક્તિ સંશય યા અજ્ઞાનથી કદી પણ ચલિત થતી નથી.

(૨) જ્યારે મનુષ્ય આ જગતના ક્ષણીક સુખને શોધતો, એકથી બીજા અને બીજાથી ત્રીજા એમ અનેક વિષયોમાં ક્રમવાર પ્રયત્ન શિળ થાય છે, અને જ્યારે તે દરેકમાં નિરાશા રૂપી ફળની પ્રાપ્તિ કરે છે, ત્યારેજ તેનું હૃદય પ્રભુ તરફ વળે છે, ત્યારેજ તેને યથાર્થ ભાન થાય છે કે આ અસાર સંસારમાં સાચી નિવૃત્તિ અને સુખ-શાંતિની આશા રાખવી વ્યર્થ છે, અને જ્યારે આમ થાય છે, ત્યારે તે બાહ્ય જીવનના પડદાને ફાડી અંદર જોવાની કોશીશ કરે છે.

(૩) આપણે આત્મ ગૌરવ ઉપરજ અવલંબવું જોઇએ જેમ વાયુ વાદળને વિખેરી સૂર્યને પ્રકાશિત કરે છે, તેમ અનેક જન્મોનાં માયાનાં આવરણોથી ઘેરાએલ આત્મા આવા સતત અભ્યાસથી તે આવરણો નષ્ટ થતાંજ ઝળહળી ઉઠે છે.

(૪) કલ્યાણના માર્ગમાં વિઘ્નોરૂપી કાંટા હોય છે જ. જો પ્રારંભમાં આપણે થોડી હીમત રાખી પ્રયત્નશીળ થઇશું તો પાછળથી આપણે સર્વ કાર્યો સ્હેલાં થઈ જશે.

(૫) કોઇપણ પ્રકારની ઉન્નતિ ઇચ્છનાર મનુષ્યને સર્વથી પહેલાં કરવાનું કાર્ય હોય તો તે એજ છે કે તેને તેનાં ચારિત્રનું ઘણીજ ઉત્તમ રીતથી પૃથ્થકરણ કરવું જોઇએ.

(૬) જેણે આત્માને સહેજ પણ ઉકેલ્યો છે તેવી વ્યક્તિ બાહ્ય સંયોગોને યા મનની અમર્યાદ આશાકતને કદી પણ આધીન થતી નથી. પરંતુ પોતાની વિવેક બુદ્ધિ વડે કાયિક અને માનસિક કર્મોને જવાબદાર થઈ તેના આદેશાનુસાર કર્મો કરતો પોતાના ભાવિનો પોતેજ કર્તા બને છે

(૭) આપણે આપણાં સાચાં સ્વરૂપને આપણી નિર્બળતાને લઇનેજ ઢાંકી દીધું છે. એવી નિર્માલ્યતાને સાચા સુખની પ્રાપ્તિ માટે સર્વથી

પહેલાં જડમૂળથી ઉખેડી દૂર ફેંકી દેવી જોઇએ કારણ કેઃ–नायमात्मावल फलहिनेन लभ्यः ॥ ( ઉપનિષદ્ )

(૮) અહંમમત્વ અને અહંકારથી અંધ થએલ હે મનુષ્યો ? જે વસ્તુઓનું વસ્તુતઃ અસ્તિત્વજ નથી અને સત્વર નષ્ટ થનાર છે, તે પર પ્રેમ રાખવો. અને જ્યાં ચિરકાળ આનંદ નિધીમા ડૂબકાં મારવાનું છે. તે માટે તૈયારી ન કરવી, એ આ અત્યુત્તમ ઉચ્ચ કોટીના દેહ માટે લાયક કહેવાય ખરૂં કે ?

(૯) આપણે જ્યારે બાહ્યાવલોકનને આંતરાવલોકનમાં ફેરવી પોતાના દોષોને પીછાનના થઇશું, ત્યારેજ આપણે સાચા સદ્ગુણી અને પરમાર્થ દર્શિ થવાને લાયક કહેવાઇશું.

(૧૦) તમે કોઇપણ વસ્તુ માટે ઇચ્છા કરો તે પહેલા તમારે તે માટે લાયક થવું જોઇએ; અને જો તેમ હશે તો ઝટ, " માંગો અને મળશેજ "

" અર્બુદાચલ " " પુન્ડરીક "



# स्वामी रामतीर्थ.

સંક્ષિપ્ત જીવન વૃત્તાન. *



લેખક, પ્રભાકર.

રે સંસારી ! નિમિષ ભર તું ફેંકજે દૃષ્ટિ આંહીં,
આ દૃષ્ટિનું અનુકરણ કેં, રાખ સંસાર માંહી;
ભોળા ! ત્હારી, ધડભથલમાં શાન્ત થા શાન્ત કેં,
સ્થિતિની તું ઉપર ચઢી જો, ત્યાગની દૃષ્ટિ આંહીં.
આ ત્યાગીના નયન ફરીથી જોઇ લે એકવાર,
શું તેમાં ના, સતત વહતી પ્રેમની એક ધાર;
હા ! તૈયારી, સદ્ અરપવા, ત્યાગમાં એ નથી શું ?
બીજાનો કેં દુઃખથી ગળી એ, નેત્ર ન્હાશે નહીં શું ?

કલાપિ

* સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી પ્રગટ થએલા ' સ્વામી રામતીર્થ એમ. એ. એમના સદુપદેશ ગ્રંથ ૧ ' નામના પુસ્તકને આધારે.

અખિલ વિશ્વમાં વગર પૈસે પર્યટન કરી સદુપદેશ દેનાર, "સ્વામી રામતીર્થ"-હિન્દનું અણમોલું રત્ન-પંજાબ પ્રાંતમાં આવેલા ગુજરાનવાળા જીલ્લામાં મરાલીવાળા નામે ગામમાં ઇ. સ. ૧૮૭૩ ના ઓકટોબરની ૮ મી તારીખે જન્મ્યા હતા.

તેઓનો જન્મ ઉચ્ચ કુળમાં થયો હતો. તેમનું કુલ ગોસ્વામીના નામે પ્રસિદ્ધ છે. જે કુળમાં વિશ્વ વિખ્યાત સંત પુરૂષ મહાત્માશ્રી તુળસીદાસનો જન્મ થયો તેજ કુળમાં દેહ ધારણ કરવા તેઓ ભાગ્યશાળી થયા હતા. તેમના પિતાજીનું નામ હિરાનંદજી હતું. તેમના માતુશ્રી તેમને જન્મ આપી ટુંક સમયમાંજ પરલોક પામ્યા હતા. તેમનું કુટુંબ પ્રસિદ્ધ પણ ગરીબ હતું.

સ્વામીજીએ ગુજરાનવાલા હાઈસ્કુલમાં અભ્યાસ કરી મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી ત્યારબાદ તેમના પિતાશ્રીનો વિચાર તેમને વધુ અભ્યાસ માટે મોકલવાનો ન હતો. કિન્તુ લાહોરની મીશન કોલેજમાં દાખલ થયા. જ્યારે તેઓએ બી. એ. ની પરીક્ષા સમસ્ત પંજાબ વિદ્યાપીઠમાં પ્રથમ પંક્તીએ પસાર કીધી ત્યારે તેમનું વય માત્ર ૧૯ વર્ષનું હતું. તેમને ગણિતશાસ્ત્ર અત્યંત પ્રિય હતું. ત્યારબાદ સ્વામીજીએ લાહોરની સરકારી કોલેજમાં બે વર્ષ વધુ અભ્યાસ કરી ગણિતનો વિષય લઇ એમ. એ. ની પરીક્ષા પસાર કીધી. આ પ્રમાણે તેમણે બાહ્ય દ્રષ્ટિએ જોતાં પોતાનો અભ્યાસ પૂર્ણ કીધો. તથાપ તેઓ તો વિદ્યાર્થીજ હતા. તેમનો અભ્યાસ તો ચાલુજ હતો.

હવે સ્વામીજી માત્ર વિદ્યાર્થી નહોતા. હવે તેઓ એક ગૃહસ્થ થયા હતા. તેઓએ પોતાને માટે શિક્ષકનો ઉચ્ચ ધંધો પસંદ કીધો. તદનુસાર તેમણે સીઆલકોટની મીશન કોલેજમાં પ્રોફેસર તરીકે કામ કરવા માંડયું. ટુંક સમયમાં તેમની લાહોરની ક્રીશ્ચીઅન કોલેજમાં ગણિતના પ્રોફેસર તરીકે નીમણુંક કરવામાં આવી. ત્યારબાદ તેઓ લાહોરની ઓરીએન્ટલ કોલેજમાં રીડર તરીકે નીમાયા. ઇ. સ. ૧૮૯૭ ના ઓકટોબર માસમાં દિવાળીને દિવસે સ્વામી રામતીર્થે, માત્ર ૨૪ વર્ષની કોમળ વયે પોતાનો 'આત્મા પરમેશ્વરને અર્પ્યો,' અર્થાત્ તેમણે આત્મ વિદ્યા પ્રાપ્ત કરી લેવાનો નિશ્ચય કીધો.

ઈ. સ. ૧૮૯૯ માં તેમણે કોલેજની ગણિતના પ્રોફેસરની જગા છોડી. આ સમયે તેમણે વૈરાગ્યની ઉત્તમ દશા પ્રાપ્ત કીધી. નોકરીમાંથી

મુક્ત થયા બાદ તરતજ સ્વામીજી હિમાલય પર્વત ઉપર પગે ચાલીને ગયા. ત્યાં કઠિન તપશ્ચર્યા આરંભી બ્રહ્મ વિદ્યામાં નિપુણતા પ્રાપ્ત કીધી. હિમાલય ઉપર આવ્યા બાદ એક વર્ષ રહીને એટલે ઇ. સ. ૧૯૦૦ માં તેમણે સંન્યાસ ગ્રહણ કીધો. થોડાજ સમયમાં તેઓએ પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કીધું. અને ત્હેમનું યોગબળ વધ્યું.

ઈ. સ. ૧૯૦૨ મા ભગવાં વસ્ત્ર પહેરી, પાસે એક પણ પાઇ રાખ્યા વિના, સ્વામીજી પ્રવાસે નીકળ્યા. ત્રણ વર્ષ તેઓ હિન્દ બહાર રહ્યા. આ સમયમાં તેમણે જાપાન, ઇજીપ્ત, અમેરીકા ઇત્યાદિ મુલકોની મુલાકાત લીધી. તેમણે બે વર્ષ અમેરીકામાં ગાળ્યાં. અમેરીકામાં તેમના સદ્ઉપદેશની પ્રસંશા કરનારા ઘણા મળ્યા. સેંકડો ત્હેમના અનુયાયી થયા. સેંકડો ત્હેમના પુજકો થયા. અમેરિકાના લોકો 'રામ' ઉપર એટલા બધા મોહિત થયા, કે તેઓની ઉત્કંઠા તૃપ્ત કરવાને 'રામ'ને પ્રત્યેક દિન છ છ વ્યાખ્યાનો કરવા પડતાં. ઘણા તો ત્હેમને પયગંબર યાને ઇશ્વરી અવતાર માનવા લાગ્યા. ત્હેમના મિત્રને સેંકડો મકાનોમા સ્થાન મળ્યું છે. અમેરીકામાં ત્હેમના સ્મરણાર્થે "સ્વામી રામ સોસાયટી" સ્થાપવામાં આવી છે જે હાલમાં હિન્દી વિદ્યાર્થીઓને અત્યત ઉપયોગની થઈ પડી છે. ત્હેમના પ્રવાસ દરમ્યાન કેટલાક પ્રસંગો જાણવા જેવા છે. તેમાના કેટલાક નીચે આપવામાં આવ્યા છેઃ-(૧) અમેરીકાના જોર્ડ્યા પ્રાંતના સુબો જ્યારે ત્હેમને મળવા આવ્યો ત્યારે તેણે પૂછ્યું, "આપને કાંઈ જોઇએ છે?" સ્વામીજીએ પ્રત્યોત્તર વાળ્યો, "'રામ'ને કોઇ વસ્તુની ઇચ્છા નથી તો તે શું માગે? આખી દુનીઆની દોલત યાને બાદશાહોની બાદશાહી "રામ" મીલ્ક છે. 'રામ' બાદશાહ, તો બે પરવા છે, અને તે બાદશાહોનો બાદશાહ છે. યાચના કરવાને શું 'રામે' સંન્યાસ લીધો છે? ના." કેવાં સુંદર વૈરાગ્યભાવ દર્શક વચનો! અમેરિકામા એક જણે સ્વામીજીને પૂછ્યું, "પૈસા વિના ત્હમને ચાલશે?" સ્વામીજીએ જવાબ આપ્યો કે 'રામ'ને ઇશાનીએ જરૂર પડે ત્યારે તે વસ્તુ એની મેળેજ આવી મળે છે. કારણકે 'રામ' આખી દુનીઆને ચાહે છે, એટલે આખી દુનીઆ 'રામ'ને ચાહે છે, પછી જોઇએ તો 'રામ' અમેરીકામાં રહેતો હોય કે હિંદુસ્થાનમાં, પણ આખું જગત 'રામ'નું ઘર છે." (૩) જાપાનમાં ટોકીઓ ઇમ્પીરીઅલ યુનીવર્સીટીના સંસ્કૃત પાઠશાળાના પ્રોફેસરે સ્વામીજીને જેઇને ત્હેમને વિષે એવા ઉદ્ગારો કાઢયા હતા કે, પૂર્ણત્વ પામેલા ખરા હિન્દી તત્વવેત્તા મ્હેં એમનેજ જોયા."

ઇ. સ. ૧૯૦૫ માં સ્વામીજી પૃથ્વી યાત્રા કરી ફરીથી પોતાની જન્મ ભૂમિમાં આવ્યા. સ્વામીજીને હેમના શિષ્યો તરફથી નવી સંસ્થા કાઢવાનો આગ્રહ કરવામાં આવ્યો. પરંતુ તેમણે તે વાતનો ચોખ્ખો અસ્વીકાર કરી કહ્યું. **"હિંદમાં કામ કરતી બધી સંસ્થાઓ આપણીજ છે જેથી તેમના દ્વારા આપણે કામ કરવું."**

સ્વામીજી ઉત્તર હિન્દુસ્થાનના મુખ્ય મુખ્ય શહેરોમાં જઇ વ્યાખ્યાનો આપતા ત્યારબાદ તેઓ હિમાલય પર સિધાવ્યા ઇ. સ. ૧૯૦૬માં સ્વામીજીના કેટલાક મિત્રો હેમને મળવાને મહા કષ્ટ વેઠી પર્વત ઉપર ગયા. સ્વામીજીએ હેમને યોગ્ય આદર આપ્યું. સ્વામીજીએ હેમની પાસે જ્યારે કેટલાક કાગળ આપ્યા, તેમાં જણાવ્યું કે, "જો 'રામ'ને મળવું હોય તો સપ્ટેંબર માસની આખર પહેલાં મળી જવું. નહિં તો પછી મળાશે નહિ" આજ હેમની ભાવિષ્યવાણી.

હિમાલય પર્વત ઉપર પર્ણકુટીમાં નિવાસ કરી સ્વામી રામતીર્થે ઇ. સ. ૧૯૦૬ ના ઓક્ટોબર માસની ૧૭ મી તારીખે સંવત ૧૯૬૩ ના આશ્વિન માસની અમાવાસ્યાને દીને પોતાના પવિત્ર દેહને ગંગામાં અર્પ્યો અર્થાત્ પોતે સમાધીસ્થ થયા.

એ દિવસ બાદ જ્યારે આ અશુભ સમાચાર હેમના વતનમાં મળ્યા ત્યારે સર્વત્ર શોક વ્યાપિ રહ્યો. લાહોરની કોલેજમાં હેમના મરણનો શોક પ્રદર્શિત કરવા એક જંગી સભા મળી. હેમના ગુણોની પ્રસંશા થઈ. હેમના અમર આત્માને શાંતિ મળે એમ પ્રાર્થના થઇ. અસ્તુ.

સ્વામીજીને બે પુત્ર અને એક પુત્રી હતાં. હેમનાં પુત્રોનાં નામ મદનમોહન અને બ્રહ્માનંદ હતાં.

સ્વામીજીનું વિદ્યાર્થીજીવન ઘણુંજ આદર્શનીય હતું હેમનાં એક પત્રમાં તેમણે પોતેજ તેનું વર્ણન કીધું છે, તે ઉપરથી આપણે તે જોઇ શકશું.

૯ મી ફેબ્રુઆરી ૧૮૯૪.
રાત્રિના અગીઆર વાગે.

"......હું હાલમાં સ્હવારે પાંચ વાગે જાગૃત થાઉં છું. સાત વાગ્યા સુધી અભ્યાસ કરૂં છું. પછી શૌચ આદિથી નિવૃત્ત થઈ સ્નાન અને વ્યાયામ (કસરત) કરૂં છું. તત્પશ્ચાત્ પંડિતજી પાસે જાઉં છું. રસ્તામાં પણ વાંચતો વાંચતો જાઉં છું. એક કલાક પછી ત્યાં ભોજન કરીને હેમની

સાથે ગાડીમાં કોલેજ જાઉં છું. કૉલેજથી મુકામ ઉપર આવતાં રસ્તામાં દૂધ પીઉં છું. મુકામ પર થોડો વખત વિશ્રાંતિ લઇ નદી તરફ ફરવા જાઉં છું. ત્યાં લગભગ અડધા કલાક સુધી હરફર કરું છું......હું ફરું હરું છું ત્યારે પણ મ્હારું વાંચન ચાલુજ હોય છે.) અંધારું થતાં કસરત કરું છું.......લગભગ સાડાદશ સુધી અભ્યાસ કરું છું. હું અનુભવથી સિદ્ધ કરી શકયો છું કે " આપણે આપણા જઠર ( પેટ )ને જો બરોબર સંભાળી ઉત્તમ સ્થિતિમાં રાખીએ તો આનંદ કિંવા સુખ, ચિત્તની એકાગ્રતા, ઇશ્વરનું સતત સ્મરણ, આત્મ વિશુદ્ધિ આદિ આપણને સહજ પ્રાપ્ત થાય. બુદ્ધ અને ગ્રહણ કરવાની શકિત તેથી મતેજ થાય છે." પ્રથમ તો હું ખોરાક બહુજ થોડો લઉં છું અને વળી જે ખાઉં છું તે બરાબર પચાવું છું."

'રામ'

સ્વામીજી સદા હસમુખા રહેતા. તેમની એ વૃત્તિમાં કદિપણ ફેરફાર થતો નહિ. સ્વામીજીનો શારીરીક બાંધો માતાની દેખરેખની ગેરહાજરીને લીધે પ્રથમથીજ નબળો હતો. પરન્તુ જેમ તેમણે ઇચ્છા શકિત અને આત્મબળમાં પ્રબળતા મેળવી તેમજ તેઓએ પોતાના શરીરને પણ પહાડ જેવું મજબુત બનાવ્યું. સ્વામીજીએ બાલ્યાવસ્થાથીજ ગરીબાઇને લીધે કઠિન તપશ્ચર્યા શરૂ કરી હતી. સ્વામીજીના દર્શન કરનારની દુષ્ટ ભાવનાઓ નષ્ટ પામતી, તેમનામાં દૈવી અંકુરો સ્ફુરતા, નવીન ચેતન રેડાતું અને ઉદાત્ત અને પુણ્યશાળી વિચારોનો શીતલ વાયુ પ્રસરતો તેમના દર્શન કરનાર માનવીનો આત્મા આનંદમય બનતો.

સ્વામીજીનો પ્રેમ અમર હતો. તેમનો પ્રેમ નિષ્પક્ષપાતી અને એક સરખો હતો. તેમ બધા ધર્મના માણસો ઉપર પ્રેમ રાખતા એટલુંજ નહિં, પરન્તુ સર્વ જંતુઓ અને જીવ માત્ર ઉપર તેઓ પ્રેમ રાખતા તેઓએ એક સમયે કહ્યું છેઃ-" ક્રિશ્ચિઅન, હિંદુ, પારસી, આર્યસમાજી, શીખ, મુસલમાન કિં બહુના મ્હારા પ્રિય ઇષ્ટ દેવતા ભારત ભૂમિના-અન્નપાણિથી જેમનાં અસ્થિ, સ્નાયુ, રકત અને મસ્તિષ્ક બધાયાં છે તે સર્વ મ્હારા બંધુઓજ છે અરે! મ્હારા આત્માઓજ છે. ખરેખર હું પ્રેમનો સાગર છું. મ્હારો સૌ ઉપર પ્રેમ સરખો છે જે કોઇ પ્રેમ સાગરમાં ડુબકી મારશે તે નિઃસંશય પ્રેમમય બનશે. વધારે તો શું પણ જે કોઇ શત્રુભાવે આવશે તેને પણ હું પ્રેમથીજ આલિંગન આપીશ. મ્હારા પ્રેમનો પ્રવાહ એવો પ્રચંડ છે કે શત્રુતા એમાં ક્યાં એ ડુબી જશે." કેવો સુંદર વિશ્વવ્યાપી પ્રેમ કેવી સુંદર નિશ્ચલ આત્મશાંતિ!

સ્વામીજીના પરલોકગમનથી હિન્દે એક અણમોલું રત્ન ખોયું છે પરન્તુ તેમના જીવનપર્યંત ભારતે તેમની ખરી કિંમત આંકી નથી, તેમના વિશાળ જ્ઞાનની યોગ્ય કદર કરી નથી. ભારત એક ઝવેરી તરીકે ફળીભૂત નીવડ્યું નથી. અમેરીકાજ ત્હેમની ખરી કદર કરી શક્યું છે. અમેરીકાજ ત્હેમનું જ્ઞાન ગ્રહણ કરી શક્યું છે. અમેરીકાનાજ લોકો ત્હેમની પાછળ ગાંડા બન્યા છે. જેમજેમ હિન્દવાસીઓ ત્હેમના ગ્રંથો વાંચતા જાય છે તેમ તેમ તેઓ કેવા તત્વજ્ઞાની મહા વિદ્વાન પુરુષ હતા ત્હેનો વિચાર કરે છે. હવે ત્હેમના ગ્રંથો ઉપરથી ભારતવાસી ત્હેમની કદર કરતા શીખ્યા છે. પ્રિય વાચક! તું પણ એમના ગ્રંથો વાંચી, બોધ ગ્રહણ કર અને હંમેશનું સુખ મેળવ અસ્તુ.



## विविध बोधक विषयो.



### અચળ–દ૯ નિયમ.

Neither curses nor prayers can alter the one blessed eternal law which says: "Whatsoever a man sows that shall he also reap." James Allen says:- "... ..., anger, jealousy, envy, lust, covetousness, all these are fires which burn, and whoever even so much as touches them must suffer the torments of burning."

ભાવાર્થઃ—કર્મનો પવિત્ર અને અચળ નિયમ છે કે જેવું વાવશો તેવું લણશો. આ નિયમને મનુષ્ય ગમે એટલા શાપો આપે અગર ઇશ્વરની પ્રાર્થના કરે કે આ નિયમને હે પ્રભુ તમે ફેરવો તોપણ એ નિયમ કદી પણ ફરી શકે એમ નથી. જેમ્સ એલન નામનો એક તત્વવેત્તા કહે છે :–તિરસ્કાર, ક્રોધ, ઇર્ષ્યા, અસૂયા, કામ, લોભ ઇત્યાદિ અગ્નિરૂપ છે, એ બાળવાનોજ ગુણ ધરાવે છે. અને જે કોઇ એને માત્ર અડકેજ છે તેને પણ દાઝવાથી કે બળવાથી થતાં ભયંકર દુઃખોના જેવું દુઃખ ભોગવવુંજ પડે છે.

## કોણ ઉન્નતિને માર્ગે છે.

The only is advancing in life whose heart is getting softer, whose, blood warmer, whose brain quicker, whose spirit is entering into living peace
(Ruskin.)

ભાવાર્થઃ—જે માણસનું હૃદય દયાની (પ્રાણી માત્ર પર દયાની) લાગણીથી દિવસે દિવસે નરમ બનતું જાય છે, અને પ્રેમ ઉત્સાહથી જેનું રક્ત લોહી દિન પ્રતિદિન ગરમ બનતું જાય છે, અને જેનામાં બુદ્ધિની (ખરું ખોટું સમજવાને સારૂ ઉપયોગી એવી વિવેક બુદ્ધિની) ચપળતા અને સૂક્ષ્મતા વધતી જાય છે, અને જેના આત્મામાં ખરી શાંતી ફેલાતી જાય છે (એટલે જેનો આત્મા ખરી શાન્તિના સમુદ્રમાં ઉંડી ને ઉંડી ડુબકી મારતો જાય છે) તેજ મનુષ્ય પોતાના જીવનનું સાર્થક કરવામાં પ્રગતિ કરે છે—આગળ વધતો જાય છે એમ સમજવું. એવોજ માણસ ઉન્નતિના માર્ગે સપાટાબંધ આગળ વધે છે એમ જાણવું.

Who prayeth well & best ?

'He prayeth well who loveth well
Both man and bird and beast.
He prayeth best who loveth best
All things both great and small.
For the dear God who loveth us,
He made and loveth all."

ભાવાર્થઃ—કોની પ્રાર્થના સારી અને શ્રેષ્ટ કહેવાય ?

જે માણસ મનુષ્ય માત્રને, પક્ષી વર્ગને કે પશુ વર્ગને સારી રીતે ચાહે છે (તેઓનાપર ખરા અંતઃકરણથી પ્રેમ રાખે છે) તેજ યોગ્ય રીતે પ્રાર્થના છે એમ કહેવાય. તેમજ જે માણસ નાની કે મોટી દરેક વસ્તુને પ્રેમ પૂર્ણ દૃષ્ટિ જુએ છે તેજ માણસ સૌથી શ્રેષ્ટ રીતે પ્રાર્થના કરી જાણે છે એમ કહી શકાય, કારણ કે વ્હાલા પ્રભુજી કે જે આપણાપર અત્યંત પ્રેમ રાખે છે તેણેજ સર્વ સૃષ્ટિ) ઉપર ગણાવ્યું તે અને બીજું બધું) બનાવી છે અને તે આપની સૃષ્ટિને પ્રેમપૂર્ણ, દૃષ્ટિથી જુએ છે.

## પ્રભુની કૃપા અને આપણું કર્તવ્ય.

"God has filled an immense Storehouse called the Universe with all the good things. He wants us to possess them. He has made us His heirs. Just so surely as we will believe this and assert it and think it, no matter what darkness and poverty we are in, conditions will change, and we will come into our own little by little."

ભાવાર્થઃ--પરમાત્માએ આ આખી સૃષ્ટિરૂપી વખારમાં વિવિધ પ્રકારની સઘળી સારી સારી વસ્તુઓથી-પદાર્થોથી ભરી મૂકી છે. અને આ સુંદર પદાર્થોના આપણે માલિક થઇએ એમ તેમની ઇચ્છા છે. આપણે તે પ્રભુનાજ બાળકો હોવાથી તેમના વારસ છીએ. એટલે તેમની મેળવેલી ુંદર વસ્તુઓનો વારસો તો આપણે માટેજ નક્કી થયો છે. આ બાબતપર ેટલા પ્રમાણમાં શ્રદ્ધા રાખીને આપણે તે વારસાઇ હક્કની માંગણી કરશું મને તે મળશેજ એમ ખાત્રી પૂર્વક તેનુંજ ચિંતન કર્યા કરશું તેટલાજ માણમાં તે આપણને મળશે હાલની આપણી સ્થિતિ ગમે તેવી દુઃખી ગરીબ હશે તોપણ એથી તેમાં ફેરફાર થવાજ માંડશે અને ધીમે ધીમે બને થોડે થોડે આપણો વારસો આપણને મળશેજ એમ ચોક્કસ યાનમાં રાખો.

## પોતેજ પોતાનો શત્રુ કે મિત્ર છે.

"All unhappiness, as all happiness, is from within. For as St. Bernard has said, "Nothing can work me damage but myself; the harm that I sustain I carry about with me, and I am never a real sufferer but of my own fault." From the Kingdom of the mind issue the edicts that govern life."

ભાવાર્થઃ--સર્વ પ્રકારના સુખો તેમજ સર્વ પ્રકારના દુઃખો આપણા પોતાનામાંથીજ ઉત્પન્ન થાય છે સેંટ બર્નાર્ડ નામના એક મહા પુરૂષ કહે છે કે "મને મ્હારી પોતાની જાત સિવાય બીજું કાંઈ કોઈ પણ રીતે નુકસાન કરી શકે એમ નથી. જે નુકસાન મને થાય છે તે હમ્મેશાં મ્હારી સાથેજ રહે છે અને મ્હારી પોતાની ભૂલથીજ જે મને નુકસાન

થાય છે તેજ મને બહુ સાલે છે." મનોરાજ્યમાંથી જે જે આશાઓ અને નિયમો બ્હાર પડે છે તેથીજ જીવનનું નાવ ચાલે છે.

આપણામાં પણ શ્રીમદ્ ભગવદ્ગીતાના છઠ્ઠા અધ્યાયના પાંચમાં શ્લોકમાં કહ્યુ છે કેઃ—

उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥

અર્થઃ—પોતેજ પોતાનો ઉદ્ધાર-ઉન્નતિ કરવા મથવાનું છે. કોઇએ પણ પોતાનો-આત્માનો નાશ કરવો નહીં. પોતેજ પોતાનો મિત્ર છે અને પોતેજ પોતાનો શત્રુ છે.

આ શ્લોકમાં પોતે પોતાનો એટલે પોતાના મન વડે પોતાના આત્માનો ઉદ્ધાર કરવાનો છે એમ આગલા-પ્રથમના 'આત્મા' શબ્દનો અથ 'મન' કરવો. અને એ પરથી વળી બીજું સૂત્ર કે જેને હું સર્વ પ્રકારના જુદા જુદા ધર્મ ગ્રન્થો, ને ધર્મ પન્થોના રહસ્યને સમજવાની એકની એક કુંચી રૂપે સમજું છું તે સૂત્ર યાદ આવે છે. તે સૂત્ર નીચે પ્રમાણે છે.

**मन एव मनुष्याणां कारण बंध मोक्षयोः**

આપણા સુખ દુઃખનું મૂળ અને મુખ્ય કારણ આપણા મનમાંજ રહેલું છે.

જોશી માસ્તર.


## નિરાશ થશો નહિ.

તમારે હવે જીવનમાં નિરાશ થવાની કદીજ જરૂર નથી. ગમે તેવી આપત્તિમાં તમે આવી પડયા હશો. અને જીવન દુઃખથી કંટાળી ગયું હશે. તોપણ થોડો સમય હિમત રાખી સુખના સૂર્ય સમાન

**મનકામના પૂર્ણ કરવાનો માર્ગ.**

ગ્રંથ થોડો સમય વાંચો અથવા સાંભળો. તમારી નિરાશા તરતજ ચાલી જશે. ઘણી મહેનત અને શ્રમથી આ પુસ્તક તમારે માટે તૈયાર કરાયું છે. હવે બેસી ન રહેતાં તેનો લાભ લો.

ચીકણાં જાડા ગ્લેઝ કાગળ. સુંદર છપાઈ અને પાકું પુંઠું છતાં બહોળો ફેલાવો કરવાના ઉદ્દેશથી ફક્ત મૂલ્ય રૂા. બે રખાયું છે.

વિશ્વજ્યોતિ કાર્યાલય અડાજણ-સુરત.

# प्राणायाम.



( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૧૬ થી )

યોગ શબ્દ માત્રથી આજે તો કેટલાક ભડકીને ભાગે છે. યોગવિદ્યા એ શું છે એનો જેને અનુભવ નથી તે માણસ શ્વાસ રોકવાની ક્રિયાને ખાલી એક ઢોંગ અને શરીરમાં વિક્રિયા ઉત્પન્ન કરનાર સાધન તરીકે ગણે છે. યોગના સંબંધમાં આટલી બધી ટીકા થવાનું કારણ એટલુંજ છે કે તેના વાસ્તવ સ્વરૂપને ન સમજનાર અને કશા પણ નિયમના પાલન સિવાય એકદમ યોગી થઇ જવાની ઇચ્છા રાખનાર અનાડી મનુષ્યોએ દેખાદેખી યોગને સાધવા પ્રયત્ન કરી લાભને બદલે નુકસાન અનુભવ્યું છે. અને તેને લઇને આજે યોગવિદ્યા તરફ લોકો અલક્ષ કરે છે. યોગ સાધવાનો અધિકાર પ્રાપ્ત કર્યા વગર તે સાધવા તૈયાર થઇ જવું એના જેવી મૂર્ખતા બીજી એક પણ નથી. જે સાધન જીવનને આપે છે તે અવિહિત રીતે વાપરવાથી જીવનનો વિનિપાત પણ કરે છે. અને તેથી રાજયોગ અને હઠયોગના અભ્યાસીઓએ યોગ માર્ગમાં આગળ વધવા પ્રથમ પોતાનો અધિકાર પ્રાપ્ત કરવો જોઇએ.



## પ્રકરણ ૨ જું.

### યોગનો અધિકારી કોણ છે?

પ્રત્યેક મનુષ્ય યોગનો અધિકારી છે. પણ તે શરીરે નિરોગી હોવો જોઇએ. બ્રહ્મચર્યવ્રત યોગ પાલનમાં મુખ્ય છે. અને તેનું પાલન થવું જોઇએ. આ વિદ્યાના ઉપાસકે ક્રોધ મોહ લોભ ઇત્યાદિ દુર્ગુણો પણ પોતાના જીવનમાંથી સદાને માટે કાઢી પરમ શાંત થવું જોઇએ.

ભગવાન પતંજલિએ યોગશાસ્ત્ર ઉપર ભાષ્ય લખ્યું છે. અને તે પાતંજલ યોગસૂત્ર નામથી પ્રસિદ્ધ છે. જીજ્ઞાસુઓને આ સૂત્રો ઘણાં ઉપ-

યોગી હોય તેનાથી જાણવાનું સર્વ જણાઇ જાય છે. આપણે આ પ્રકરણમાં તેમના સૂત્રોનું અલ્પમાં વિવેચન કરવા પ્રયત્ન કરીશું.

અથ યોગાનુશાસનમ્.

હવે યોગનો આરંભ કરીએ છીએ.

મનુષ્યે યોગનો આરંભ શા માટે કરવો? એવા ક્યા સત્ફલને યોગ પ્રકટાવે છે કે જેનાથી તે સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરવાની આપણને જરૂર પડે? આ સંબંધમાં પ્રથમ પ્રકરણમાં ઘણુંજ વિસ્તારથી કહેવાયું છે. અને તેનો સાર માત્ર એટલોજ છે કે સર્વેથી પ્રથમ યોગનો અભ્યાસ મનુષ્યને શારીરિક આરોગ્ય બક્ષે છે. ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર પ્રકારના પુરૂષાર્થની સિદ્ધિ કરાવી આપનાર આપણું શરીર હોવાથી જ્યાં સુધી તે આરોગ્ય નથી ત્યાં સુધી સઘળું વ્યર્થ છે. પણ આજકાલ તો મનુષ્યો આરોગ્યને વેચી પૈસા મેળવે છે પણ પૈસા જતા કરી આરોગ્ય મેળવતા કોઈ જોવામાં આવતા નથી. અને જે જણાય છે તે ઘણાંજ મોડા થયેલા હોય છે. એક વખત તો આરોગ્ય ગુમાવી પછી પૈસા ખરચી તેને સારૂ કરવા જાય છે. આ રાંડયા પછીનું ડહાપણ છે. અર્થ પ્રાપ્તિનો લોભ આજકાલ એટલો બધો લાગેલો હોય છે કે છેક મૃત્યુ આવી જીવનના દરવાજા ઠોકે છે ત્યાં પર્યંત કોઇનાથી ચેતાતું નથી.

યોગ એ એક મહાન દિવ્યશક્તિ છે. તેના આશ્રયથી મનુષ્યની ઉર્ધ્વ ગતિ થાય છે. આ સાધનને હાથ કરી કંઇ કેટલા મનુષ્યો આ દુઃખમય ભાસતા સંસારને તરી ગયા છે. મોક્ષ માર્ગ પર્યંત યોગ મનુષ્યને લઇ જાય છે. પૂર્વકાળના ઋષિ મુનિઓ આ વિદ્યાના સેવનથીજ યથેચ્છ આરોગ્ય યથેચ્છ બળ અને યથેચ્છ જીવન પ્રાપ્ત કરતા હતા.

આ યોગની જીજ્ઞાસા થવી તે મહાન ભાગ્યને સૂચવે છે. આત્માના સ્ફુરણો કોઈ ધન્ય ક્ષણોમાં થાય છે. તેમ યોગની જીજ્ઞાસા કોઈ ભાગ્યશાળી નરનેજ પ્રકટે છે. પ્રાપ્ત સ્થિતિમાં નીચેને નીચે પડી રહેનાર મનુષ્યને યોગ બલ ગગનવિહારી થવાનું સામર્થ્ય આપે છે. અને તેથીજ યોગ સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરવાની મનુષ્યને અનિવાર્ય જરૂર છે.

હે જગતના મનુષ્યો? વિષયોમાંજ જો તમે રચી પચીને રહેલા હો તો તેનાથી મુક્ત થઈ આત્માના પ્રદેશમાં આવો. યોગબલ સંપન્ન થાઓ. અને તમારો સર્વત્ર વિજય છે. તમે સામર્થ્યહિન નથી પણ સામર્થ્યના સમુદ્ર રૂપ છો, કોઇપણ પ્રકારની દીનતા અથવા દરિદ્રતા તમારા

ગુપ્ત ખૂણામાં પણ ભરાઇને બેસી રહી હોય તો તેને લાત મારી બહાર કાઢો. તમારે કોઇ રીતનું દુઃખ છેજ નહિ. તમે સુખ સ્વરૂપ છો. તમે ચિત્ત સ્વરૂપ છો. તમે આનંદ સ્વરૂપ છો.

અને આ વાત હું-તમને ખોટી કહેતો નથી. તમારા વાસ્તવ સ્વરૂપનેજ હું તો અલ્પમાં જાણું છું-તમારૂં સ્વરૂપ તો એટલા બધા ગુણો સામર્થ્યો અને ચમત્કૃતિથી ભરેલું છે કે તેનું સંપૂર્ણ વર્ણન કરવાનું તો આ સામાન્ય લેખિનીમાં સામર્થ્ય નથી. જેને વેદો **यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह** કહિ વાણી અને મનનો વિષય ચાલી શકતો નથી એમ કરી અટકે છે. એવા પરમાત્મ સ્વરૂપથી તદ્‌ભિન્ન માનવ સ્વરૂપનું વર્ણન કોણ કરી શકે ?

**યોગશ્ચિત્તવૃત્તિ નિરોધ**

ચિત્તની વૃત્તિઓનો નિરોધ અર્થાત રોકાણ તેનું નામ યોગ.

યોગનો સરળમા સરળ અર્થ આ સૂત્રમાં આપણને કરી બતાવ્યો છે. અને તેના ઉપર જેટલું વિવેચન કરીએ તેટલું ઓછું છે. જો આ સૂત્રને બરાબર રીતે સમજવામાં આવે છે તો અભ્યાસી યોગ માર્ગમાં ઘણી ત્વરાથી આગળ વધી શકે એ નિઃસંશય છે.

મનુષ્યોને વૃત્તિઓ વારંવાર હૃદયમાં ઉઠે છે. કેટલીક સુખ જન્ય હોય છે અને કેટલીક દુઃખજન્ય પણ હોય છે. જેવી વૃત્તિઓ તેવું ફળ પ્રાપ્ત થાય છે. મનુષ્ય જે પ્રકારના વિચારો પોતાની વૃત્તિમાં કરે છે તે પ્રકારે વ્યવહાર અને પરમાર્થના માર્ગમાં આગળ ગતિ કરી શકે છે. અધ્યાત્મશાસ્ત્રનો પાયોજ આટલી ટૂંક બાબત ઉપર રચાયો છે. મનુષ્ય પોતાના વિચારને આધિન થઇ વૃત્તિઓની લગામ છૂટી મૂકી વ્યવહારમાં ફાવે તેમ વર્તે છે. તો થોડા સમયમાંજ પોતાના સ્વત્વને ભૂલી જાય છે. અને આ સ્વત્વ ભૂલાવું એજ દુઃખનો પાયો છે. વ્યાધિ નિરાશા, શોક, ભય, સંતાપ એ સર્વે એક પછી એક પોતાના પરિવાર સહ આ સ્વત્વ ભૂલેલા માણસની પાસે આવે છે. અને સંસારમાં સુખ મેળવવા આવેલો મનુષ્ય દુઃખ પ્રાપ્ત કરી પોતાના બાકી આયુષ્યને નિશાસા નાંખતા પુરૂં કરે છે.

વૃત્તિઓનો નિરોધ કરવાથી એક પ્રકારનું તેનામાં બળ પ્રકટે છે. આપણને તેની ખબર હોતી નથી. દૃષ્ટાંત તરીકે સામાન્ય પ્રસંગોમાં વહી જતી વરાળને આપણે જોઇએ છીએ ત્યારે તેનામાં કેટલું સામર્થ્ય હશે. તેની કલ્પના પણ આપણને આવતી નથી. પરંતુ યંત્ર દ્વારા એકત્ર કરી

ઉપયોગ કરવાથી મહાન કાર્યો તેનાથી થઇ શકે છે. મનુષ્યે જ્યાં સુધી પોતાની વૃત્તિઓનો યોગ્ય પ્રમાણમાં નિરોધ કર્યો નથી અને મનને સાધારણ વિષયોમાજ રમાડયા કર્યું છે. ત્યાં સુધી તે સુખનો અધિકારી નથી, અને સુખનો અધિકારી નથી એટલે યોગનો પણ અધિકારી નથી. જે મનુષ્યને સુખ તથા યોગબલ પ્રાપ્ત કરવું છે તેણે તો પોતાની વૃત્તિઓના નિરોધનો અભ્યાસ સેવવોજ જોઇએ.

વૃત્તિઓના નિરોધની શા માટે જરૂર છે? સુખને માટે. એવો એક સ્વાભાવિક નિયમ છે. કે મનુષ્ય જે દ્રવ્ય વિષયની પ્રાપ્તિને માટે રાત્રિ અને દિવસ પ્રયત્ન કરે છે અને જ્ચ્છા કરે છે તે દ્રવ્ય વિષય તેનાથી દૂરને દૂર જતા જાય છે. અને તેથી નિસ્પૃહતાની વૃત્તિને કેળવવાની જરૂર પડે છે. વૃત્તિઓના નિરોધને બદલે મનુષ્ય તેના ગુલામ થઈ ગયા છે. અને મદારી જેમ માંકડાને ખેલ કરતી વખત આમથી તેમ નચાવે છે તેમ વૃત્તિઓ માણસને તેના પાસમા લઈ નચાવી તેના મનુષ્યત્વપણાને હણે છે.

 અપૂર્ણ.

## एक दृष्य.



હિમાલયના શિખરે સ્થિત મહાત્મા
જગતના કલ્યાણ અર્થે,
ઉતરે છે ભૂમંડલમાં
પૂછે છે ભરત ભૂમિના આ બાલકો ?
શાછે તમારાં કર્તવ્ય કર્મ ?
પ્રવૃત્તિ ઝંડા ધરી છે હાથમાં,
શોછે અભિલાષ, અને કર્મનો વિલાસ ?
ઉતાવળા થશો નાહ
શાંત બનો, હજીપણ શાંત બનો
શાંતિમય થઇ આપો મારા પ્રશ્નનોઉત્તર
કહેવું છે તે સાંભળી પ્રભુને
તમારી પાવન ભૂમિના આછે હાલ

ટોળે ટોળાં ઉભરાવા લાગ્યા,
વૃદ્ધ યુવા કે બાળક
સિદ્ધ દર્શનની ઇચ્છા કોને ન હોય ?
કેટલાક દર્શને આવ્યાં
કેટલાક દેખાદેખી આવ્યાં,
કેટલાક કુતુહલ જોવા આવ્યાં,
અંતરના કાળાં છતાં બહારથી સફેત
બહારથી મલિન છતાં,
કાળી હાંડીના દીપક સમ
અંતરથી સફેત
વિવિધ જાત અને સ્વભાવના
માનવીઓની મેદની થઇ રહી,
આકાશની વાણી સમ,
સિદ્ધના સંદેશે,
ખળભળાવી મૂકયા હૃદય તારોને,
દીલરૂબાની ગતિની જેમ,
એક તારને ગતિ આપતાં,
સઘળા તારો ઝણઝણી ઉઠયા,
શો ઉત્તર આપવો સાધુને,
જોવા લાગ્યા એક બીજાના મુખની પ્રતિમાઓ.

શું કહે ? શું બોલે ?
આત્મદર્શી આગળ કહેવા જેવું શું હોય ?
માંહયોમાંહય વિમાસ્યા, વિચારો કર્યા;
એકે કહ્યું, ભૂલ્યા છીએ ધર્મ અને કર્મો,
પણ નથી ભૂલ્યા અન્યના કટુ વચનને,
બીજો બોલ્યો, વિસાર્યાં છે પ્રભાતે પ્રભુના નામ,
પણ નથી વિસારી મારી તારી કુથલીઓને,
ઇષ્ટિનાં ગુણગાન ગાવા પ્રાપ્ત થયેલા મુખનો,
ઉપયોગ કર્યો છે અન્યને તિરસ્કારવામાં,
ત્રીજાએ જણાવ્યું. પ્રભુના રમ્ય રૂપ જોવાને નેત્ર,
જોયા છે અન્યના દોષો અને છીદ્રો,

અપકારી ઉપર પણ ઉપકાર કરવાનો,
પ્રભુનો આદેશ છતાં,
નથી કરી શક્યા ઉપકાર કે પ્રત્યુપકાર,
અન્યના વેણને સાંખ્યું નથી,
પરિણામી પ્રભુ પદને ઝાંખ્યું નથી.

ચોથો કહે સંપ ત્યાં જંપ,
કહેવત પ્રચલિત છતાં
નથી ધરી શક્યાં ભાઈ ભાઈઓમાં. બહેન બહેનોમાં પ્રેમ.
**वसुधैवं कुटुंब सत्र**
પુરાણોને પાને હવા ખાતું રહ્યું.
જ્યાં અંદરનોજ પ્રેમ નથી, ત્યાં વિશ્વપ્રેમ ક્યાંથી લાવવો;
જીવન એ શાશ્વત નથી.
પક્ષીના મેળા સમા,
ઉડી જનાર છીએ, આ વિશ્વ વિહરણમાં,
વખત આવે સહુ સહુના ઠેકાણે,
છતાં નથી ત્યજાતો અંતરનો વેરભાવ,
નથી પ્રગટતી હૃદયની શાંતિ
શિવ ? શિવ ?
શું કહીએ ? શું બોલીએ ?
પાંચમો બોલ્યો. સિદ્ધ દેહાત્મન ?
દુનિયા આખી જડત્વ ઘેને ઘેરાઈ છે.
ભરતખંડની પ્રજા પણ,
નથી મુક્ત રહી શકી તેનાથી દેવ ?
પશ્ચિમનો નિશો આ દેશે પણ આવ્યો,
સ્વત્વને ભૂલ્યા. પરાધિનતા પ્રાપ્ત કરી.
સુભાગ્યે આપ જેવા કર્મવીરે
ઉઘાડ્યાં છે ભારતનાં નેત્રો,
જાગતી છે પૂર્વની સંસ્કૃતિ,
પ્રભુને કહેજો, તમારો પુનિત દેશ,
પતિત થયો હતો કર્તવ્યો વિસારવાથી,

અંજન આંજ્યું છે મોહન સ્વરૂપે,
પડળો ખુલ્યાં અંતર ઉઘડયાં
સ્વીકાર્યાં છે ગીતાનાં સૂત્રોને,

પંચ ત્યાં પરમેશ્વર,
એ ન્યાયે તમો પાંચનું સાંભળ્યું,
કળી ગયો છું દેશ આખાની સ્થિતિને,
પ્રભુને ગદ ગદ કંઠે જણાવીશ કે
આપની વિહાર ભૂમીમાં વસતા
કળી કાળના માનવીઓ,
આપના નામ સ્મરણ ભૂલ્યા છે.
પણ નથી ભૂલ્યા સંસારના અનુભવોને,
શોધ કરી છે ગ્રામોફોન અને ટેલીફોનની
પણ નથી શોધ કરી આપના સ્વરૂપની,
જમીનના ટુકડા માટે લડયા છે વિશ્વ આખામાં.
પણ નથી લડયા અંતરના કામ કે ક્રોધ સાથે.
વિશ્વામ રાખ્યો છે હોકાયંત્રની ગતિ ઉપર દરિયામાં
પણ નથી વિશ્વાસ રાખ્યો આપના નામમાં,
કરી છે મોટી મોટી યાત્રાઓ, શેત્રુંજય કે બદ્રિનાથની.
ધોયા છે તનના મેલો, બાહ્ય પાણીના સાધનથી,
પણ નથી ધોયા, તમારા સ્મરણ વારથી
રજસ તમસ રૂપ મેલોને.
અસ્તોદયનું ચક્ર
દિવસ અને રાત્રિના નિયમ મુજબ
તમારી પુંણ્ય ભૂમિ ઉપર આવ્યું હતું
બારે દિન કોઈના સરખા ગયા છે.
સુખ દુઃખ એ તો વેળા ફરતી છાંયડી છે.
ઉદય ત્યાં અસ્ત, અસ્ત ત્યાં ઉદય,
કોણ મિથ્યા કરી શકે નાથ ?
વિશ્વના અબાધિત આપના સ્થાપિત નિયમને.
પ્રતિકૂળ સમયમાં પણ સુભાગ્ય છે આર્ય પ્રજાનું,

ધર્મતત્વ છેક ગયું નથી.
એશિયાની સંસ્કૃતિએ,
રેલાવ્યો છે પ્રવાહ પાશ્ચમના દેશોમાં,
હજીએ રેલાવશે વિશ્વ આખામાં.
ધર્મ અને કર્મ ભૂલેલી પ્રજા
કર્તવ્યના માર્ગમા આવી છે.

નાના કે મોટા પ્રાર્થે છે ઉપનિષદની પ્રાર્થના
ઉચ્ચ સ્વરે આઘોષ કરીને.
**તમસો મા જ્યોતિ ગમય**

---

# દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કરવાની કળા.



લેખક—જટાશંકર નાન્દી એન. ડી.—અમેરિકા.

( અનુસંધાન ગતાંક પાન ૧૦૩ થી )

ખરેખરી રીતે વૃદ્ધાવસ્થા જીંદગીનો એવો સમય છે કે જે ભોગવવાને માટે માણસે બહુ ઉત્કંઠા રાખવી જોઇએ. તે અવસ્થામાં ડાહાપણનો ઉત્તમ રીતે ઉપયોગ થઇ શકે છે અને અન્ય સર્વ સદ્ગુણોના લાભ ઓછામાં ઓછી અડચણથી લેવાય છે. કારણ તે સમયે મનોવિકાર શાંત પડેલા હોય છે અને પોતાની સદ્બુદ્ધિને વશ રહી શકે છે.

પોતે પણ મારા જેવી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કરી શકે તેવી અભિલાષાથી આ યુવકોએ મને વિનંતિ કરી છે કે જે ઉપાયોથી મેં દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કર્યું છે તેમનું તેમના આગળ વર્ણન કરવા કૃપા કરવી તેઓ આવી પ્રમાણિક ઉત્કંઠાવાળા હોવાથી તેમજ તેમનેજ નહિ પરંતુ જે લોકો મારો લઘુ ગ્રંથ વાંચે તે તમામ લોકોને મારી અંતઃકરણ પૂર્વક લાભ આપવાની ઇચ્છા હોવાથી મને જે કારણો મારી અન્યાદાગી ... [illegible]

નિયમિત મીતાહારી જીવન ગળાવવાને ફરજ પાડી છે તે કારણનું લેખી વર્ણન કરીશ. આ સુધારો કેવી રીતે કર્યો અને તેનાથી જે સારાં પરિણામોનો મને પાછળથી અનુભવ થયો તેનું પણ તેવીજ રીતે વર્ણન કરીશ જેથી અત્યાહારની ટેવનો ત્યાગ કરવો કેવો સેહેલો છે તે સ્પષ્ટ સમજાશે અને અંતમાં મીતાહારી જીવનથી કેવા ઉત્તમ લાભ થાય છે તે પ્રતિપાદન કરીશ.

હું જાહેર કરૂં છું કે જે દુષ્ટ વ્યાધિયોથી હું હમેશ દુઃખી થતો હતો અને જેમણે મારા શરીરપર હુમલો કર્યો હતો એટલુંજ નાહ પણ જેઓ એટલા બધા આગળ વધી ગયેલા હતા કે તેઓ સઘળા અત્યંત કષ્ટ સાધ્ય થઇ ગયા હતા તેજ દારુણ દેહ દુઃખોએ મારી અત્યાહારી કુટેવો કે જેમાં હું અત્યંત આસકત હતો–છોડાવો. મારો અતિશય વાયડા જઠરવાળો જન્મથી ખરાબ બાંધો અને મારૂં ભુતકાળનું સ્વચ્છંદી અત્યાચારી જીવન કે જેની એકત્ર અસરને લીધે હું વિવિધ પ્રકારના રોગોનો ભોગ થઇ પડયો હતો. જઠરમાં દુઃખાવો, વારંવાર પાસવાડામાં શળ, સંધિવાનાં ચિન્હો અને લગભગ કાયમનો મંદ જ્વર મારા શરીરમાં ઘર કરી બેઠાં હતાં પરંતુ વિશેષે કરીને જઠરના વિકારો અને તૃપ્તી થાય નહિ એવી તૃષાથી હું ખાસ હેરાન થતો હતો આ મારી વ્યાધિ ગ્રસ્ત સ્થીતીએ મારી જીંદગી કે જે તેના સ્વાભાવિક અંતથી બહુ દૂર હતી પણ મારી નઠારી રહેણીએ તેના અંત સમીપ આણી હતી તેનાં દુઃખો અને પરિશ્રમોનો અંતઃ મૃત્યુ લાવે તે શિવાય મારે બીજી આશા રાખી શકાય તેમ નોહતું.

દરેક રોગ નિવારણના ઉપાયો અજમાવ્યા પણ કોઇથી આરામ થયો નાહ અને ત્રીસથી ચાળીસ વર્ષની મારી ઉમરમાં હું એવી અશકત સ્થીતીમાં આવી પડયો કે મારા વૈદ્યોને મને કહેવું પડયું કે મારે માટે હવે એકજ ઉપાય રહ્યા છે. આ ઉપાયને જો હું ખંતથી કામે લગાડવા નિશ્ચય કરૂં અને તેનો ઉપયોગ ધૈર્યતાથી રાખું તો તે જરૂર મારા વ્યાધિયોપર વિજય મેળવશે એમ તેઓએ નિશ્ચય પૂર્વક ખાત્રી આપી.

આ ઉપાય તે મિતાહારી અને નિયમીત જીવન હતું. સ્વાદને ખાતર માફક આવે નહિ તેવો ખોરાક હદ ઉપરાંત ખાવાની ટેવથી જેવી રીતે આયુષ્યનો ક્ષય થઈ વ્યાધિગ્રસ્ત થવાય છે તેવીજ રીતે પોતાને માફક આવે તેવા પ્રકારનો ખોરાક પોતાને પચી શકે તેટલાજ પ્રમાણમાં ખાવાની ટેવ

રાખવાથી આરોગ્ય કાયમ રહી દીર્ઘાયુષ્યી થવાય છે એ વિષે વૈદ્યોએ મને ભરોસો આપ્યો.

જન્મથી સશક્ત બાંધાવાળા પુરૂષોને પણ અત્યાહારી અને અમિતાહારી જીવન યુવાવસ્થામાંજ શરીરના બાંધાને નિર્બળ પાડી દીર્ઘ કાળ સુધી વ્યાધિગ્રસ્ત રાખે છે તે પણ તેટલુંજ સિદ્ધ છે.

આ બંને ટેવોને પરસ્પર વિરૂદ્ધ પરિણામો લાવવાની શક્તિ વિષે મને શંકા નોહતી. કારણ કે મારી જીવન શક્તિનો જો કે એટલો બધો નાશ થઈ ગયો નહોતો કે કુદરતી જીવન મને પુનઃ વ્યાધિમુક્ત ન કરે તો પણ મારાં દેહ દુઃખોનું કારણુજ મારૂં અત્યાહારી જીવન હતું તે હું સારી પેઠે જાણતો હતો તેમજ જન્મથી નબળા બાંધાવાળા પુરૂષોને તેમજ નિર્બળ વૃદ્ધાવસ્થાને પણ મીતાહારી અને નિયમીત જીવન આરોગ્ય રાખે છે તે મારા અવલોકનમાં આવ્યું હતું.

આ તમામ કુદરતી કાયદાને અનુસરતું છે કારણએક બીજાથી વિરૂદ્ધ વર્તન એક બીજાથી વિરૂદ્ધ અસર ઉપજાવે છે. અગ્નિનો સ્પર્શ ઉષ્ણતાની અને બરફનો સ્પર્શ શીતળતાની અસર કરે છે કુદરતની કૃતિઓનુ અનુકરણ કરી કળા સ્વાભાવિક ખામીઓ અને અપૂર્ણતાને ક્રમશઃ સુધારે છે. આસિદ્ધાન્ત ખેતી અને બીજાં અન્ય શાસ્ત્રોમાં સાબીત થયેલો છે.

મારૂં શરીર રોગથી હમેશ પીડીત હોવા ઉપરાંત ભર જવાન વયે મરણને શરણ થવાના ભયપ્રદ વિચારો મારા મનપર ચમત્કારિક રીતે અસર કરી અને તેમનાં અસરકારક અને સત્યભાસક કારણોથી મારી સંપૂર્ણ ખાત્રી થઇ કે નિયમીત અને અનિયમિત જીવનને લીધેજ ઉપર વર્ણવેલ એક મેકથી વિરૂધ્ધ પરીણામો આવે છે. આથાથી ઉત્સાહિત થઇ મેં નિશ્ચય કર્યો કે અકાલક મોતનો ભય ટાળવાને તેમજ તમામ વ્યાધિથી મુક્ત થઇ સંપૂર્ણ આરોગ્ય મેળવી તે કાયમ રાખવાને મારે હવે નિયમિત અને મિતાહારી જીવન ગાળવું જોઇએ.

મારા વૈદ્યોએ જે આહાર મારે લેવાનો હતો તેની મને સુચના આપી હતી. અશક્ત રોગીયોને નક્કર કે પ્રવાહી જે આહાર લેવાની પરવાનગી આપવામાં આવે છે તેજ પ્રકારનો આહાર મારે લેવાનો હતો. ને તે આહાર પણ અલ્પ પ્રમાણમાં લેવાનો હતો ખરૂં જોતાં તો પ્રથમ પણ મને આજ આહાર લેવાની આજ્ઞા થઇ હતી પરંતુ તે એવે સમયે થઈ હતી કે આવા પ્રકારના આહારથી કંટાળી જઇ મારી ઇચ્છા પ્રમાણે સ્વાદેન્દ્રિયને તૃપ્ત

કરવા હું આહાર લેવાનું પસંદ કરતો. વિશેષમાં જ્વરથી મારૂં શરીર ખવાઇ જતું હોવાથી દારૂ મારા સ્વાદને પસંદ પડે તેટલા પ્રમાણમાં ઢીંચવા આનાકાની કરતો નહિ તમામ હકીકત રોગીઓની રીત પ્રમાણે મારા વૈદ્યોથી ગુપ્ત રાખતો.

એક વખત જ્યારથી મેં દૃઢ નિશ્ચય કર્યો કે હવેથી હું મીતાહારી અને ડહાપણ ભરેલી જીંદગી ગાળીશ અને મારી ખાત્રી થઇ કે આવું વર્તન રાખવું તે સેહેલું છે એટલુંજ નાહ પરંતુ દરેક માણસનું કર્તવ્ય છે ત્યાર પછી પ્રાણાન્તે પણ હું મારા નિશ્ચયમાં ચલિત ન થયો મેં અંતઃકરણ પૂર્વક નવું જીવન ગાળવા માંડયું અને કોઈ પણ દીવસ સ્વાદથી લલચાઇ મને જે આહારના પદાર્થ માફક આવતા નોહોતા તે લીધા નહિ તેમજ મને માફક આવતા પદાર્થો પણ મારૂં જઠર સેહેલાઇથી પચાવી શકે તેટલાજ પ્રમાણમાં લીધાને કોઇપણ સમયે જરાપણ અત્યાહાર કર્યો નહિ.

થોડા દીવસમાં મને અનુભવ થયો કે મારા આરોગ્યને મારી નવી રહેણી ઉત્તમ રીતે અનુકૂળ આવે છે અને જો કે કેટલાકને આ હકીકત અસંભવિત લાગશે તો પણ એક વર્ષની અંદર હું મારા તમામ વ્યાધિઓથી મુક્ત થયો.

હવે જ્યારે મેં સંપૂર્ણ તંદુરસ્તી પ્રાપ્ત કરી ત્યારે હું નિયમિત જીવનની શકિત વિષે ગંભીરતાથી મારા મનમાં વિચાર કરવા લાગ્યો કે જ્યારે તેણે મારા આટલા બધા કષ્ટ સાધ્ય વ્યાધિઓ મટાડયા તો મારૂં આરોગ્ય જાળવવામાં મારા કમનશીબ બાંધાને સુધારવામાં અને મારી અત્યંત અશકત જઠરને મજબુત કરવામાં તે આથી પણ વધારે અસરકારક નિવડશે.

તેથી કયા પ્રકારના આહાર મને માફક આવે છે તેનું હું ખંતથી અવલોકન કરવા માંડ્યો. પ્રથમ જે પદાર્થો મને સ્વાદમાં બહુ સારા લાગતા હતા તે મારા જઠરને અનુકુળ આવે છે કે નહિ તેવો અનુભવ લેવો શરૂ કર્યો. જે સ્વાદમાં સારૂં તે શકિતને પોષણ આપે છે તે કહેવતમાં સત્ય છે એમ સામાન્ય રીતે માનવામાં આવે છે અને વિષયી માણસોનો તો તે પ્રથમ સિદ્ધાન્ત છે મેં પણ તેમાં આજ સુધી દૃઢ માન્યતા રાખી હતી પણ હવે મેં નિશ્ચય કર્યો હતો કે તેની સત્યતા વિષે ખાત્રી કરવી.

ગ્રંથ કર્તા જાતે ખ્રીસ્તી ધર્મના હોવાથી તેને માંસ અને મદીરા લેવાનો ધર્મથી પ્રતિબંધ નહતો તેથી તેણે આ પદાર્થો વાપરેલા છે પરંતુ

કેવળ ભિન્ન ભિન્ન ધર્મની આજ્ઞાઓ વિષે વિચાર ન કરતાં મનુષ્યનું શારીરિક બંધારણ ઉપર ફક્ત આહારની નુકસાનકારક અસરો વિષે હવે સર્વ વિદ્વાનોમાં બીલકુલ મતભેદ નથી સર્વાનુમતે મનુષ્ય જાત માટે અનેક અનર્થકારક માંસાહારને અભક્ષ્ય ગણી વર્જ્ય કરેલ છે. દારૂ માટે પણ તેની તન મન પર થતી નઠારી અસરને લીધે ડાકટરોએ દવા તરીકે પણ તેના વપરાશ વિરૂદ્ધ સખ્ત ઉદ્ગારો કાઢેલાં છે. આ વિષયપર અત્રે લંબાણ વિવેચનની જરૂર નથી અલ્પમા વાંચકે પોતાને કયા પ્રકારનો આહાર અનુકુળ આવે છે તે શોધી કાઢતી વખતે વનસ્પતિ જન્ય ખાદ્ય પદાર્થોમાંથી પસંદગી કરવી આવશ્યક છે તેમાં પણ અગ્નિથી કૃત્રિમ ગરમી આપી રાંધ્યા સિવાય કુદરતી સ્થિતિમાંજ ખાઇ શકાય તેવા ફળો અને બદામ કાજુ વિગેરે તૈલી પદાર્થોમાંથી પોતાની પ્રકૃતિને માફક આવતા પદાર્થો પસંદ કરવાથી અલૌકિક લાભ થશે. લેખકના ફળાહાર અને નિરોગ દીર્ઘાયુષ્ય નામના ગ્રંથમાં મનુષ્યનો સ્વાભાવિક આહાર ફળ છે અને તેનો ત્યાગ કરી કૃત્રિમ અન્ય પ્રકારનો આહાર ગૃહણ કરવાથી મનુષ્યની શારીરિક, માનસિક આધ્યાત્મિક અધોગતિ થઇ તે અલ્પાયુષી થયો છે તે અનેક પ્રમાણોથી સિદ્ધ કરવામાં આવ્યું છે. ઉત્તમોત્તમ શક્તિ પ્રાપ્ત કરવા માટે જીજ્ઞાસુજનોએ તેજ આહાર ગૃહણ કરવાની ટેવ પાડવી તે કલ્યાણકારક ને ફળદાયક છે.

આ ગ્રંથમાં તો મૂળ ગ્રંથકારે માંસ અને મદીરા એ બંન્ને અભક્ષ પદાર્થો વાપરીને પણ પોતાની પ્રકૃતિને માફક આવતા પદાર્થો પોતાને પાચન થઇ શકે તેટલાજ પ્રમાણમાં હમેશ લઇને સર્વ વ્યાધિ મુકત થઈ સો વર્ષથી અધિક આયુષ્ય પ્રાપ્ત કર્યાનું વર્ણન છે જો આવા આરોગ્યહર નુકસાનકારક પદાર્થો ખાધા છતાં પણ કેવળ ઉપર કહેલ નિયમિત અને મીતાહારી જીવનના પ્રતાપેજ દીર્ઘાયુષ્ય મેળવી શકાય તો સ્વાદેન્દ્રિયને વશ ન થતાં પોતાને માફક આવતા કુદરતી આહારના પદાર્થો પચી શકે તેટલા પ્રમાણમાં વાપરનાર મનુષ્યની આયુષ્ય સીમા અપરિમિત છે તે બતાવવા માટેજ ગ્રંથકારના આ પદાર્થોના પ્રયોગ સંબંધી વર્ણન કર્યું છે.

મારા અનુભવે સ્વાદમાં સારૂં તો પેટમાં સારૂં એ કહેવત ખોટી સાબીત કરી છે. દાખલા તરીકે ઘણો દરો ને મુકો દારૂ મને સ્વાદમાં સારો લાગે તો તેવીજ રીતે તડચુંચે, આગની પેદાશ, કાંચી ખાઇ શકાય તેવી શાક ભાજી, માછલી, ડુકરનું માંસ, સુખડી, શેરવા મીઠાઈ અને બીજા

તેવાજ સ્વાદિષ્ટ પદાર્થોનો સ્વાદ મને બહુ પસંદ પડતો પરંતુ મને અનુભવથી આ કહેવત ખોટી છે એમ સાબીત કરી તેને હમેશ ખોટી માની સ્વાદિષ્ટ પદાર્થો જેમને માફક આવતા નહોતા તેનો ત્યાગ કર્યો તેને બદલે સ્વાદના મોહમાં વશ ન થતાં જે પદાર્થો મને માફક આવતા હતા તે મેં પસંદ કર્યા અને મારી જઠરાગ્નિ તેમને જેટલા પ્રમાણમાં સેહલાઇથી પાચન કરી શકતી હતી તેટલાજ પ્રમાણમાં હું લેવા લાગ્યો આ રીતે મેં કદી પણ અત્યાહાર કરવાની ટેવ પાડી નહિ હું હમેશ ભાણાપરથી વધારે ખાઈ શકાય તેવી સ્થિતિમાં ઉઠતો આ રીતે પેટ ભરપુર ભરાય ત્યાં સુધી ન ખાવું તે આરોગ્ય શાસ્ત્રનો સાર છે એ કહેવત મુજબ હું હમેશ વર્તતો.

ઉપર પ્રમાણે અત્યાહારના દુષ્ટ દુર્ગુણથી મુકત થયા પછી મેં હમેશ ચોકસાઇથી મીતાહારી અને નિયમિત જીવન ગાળ્યું. આની મારા શરીર એવી તો ગુણદાયી અસર થઇ કે લાંબા સમયથી મારા શરીરમાં ઘર ઘાલી બેઠેલા લગભગ અસાધ્ય વ્યાધિયો એક વર્ષમાં મટી ગયા.

બીજું ઉત્તમ પરિણામ આ જીવનનું એ આવ્યું કે જ્યારે હું વિષયી જીવન ગાળતો હતો ત્યારે હર વર્ષે મને એક વિચિત્ર પ્રકારનો તાવ આવતો અને ઘણી વખત તે મને મૃત્યુના મુખ આગળ લઇ જતો તે તાવ આવતો પણ બંધ થયો.

અલ્પમાં હું ઘણોજ તંદુરસ્ત થયો અને આજ સુધી હું તેવોજ રહ્યો છું અને તેનું એ કારણ છે કે મેં કોઇપણ પ્રકારના આવરણને માનસિક નબળાઇથી વશ ન થતાં મેં હમેશ મીતાહારી નિયમિત જીવન ગાળ્યું છે.

આ જીવનનો અપરિમિત ગુણ એ છે કે જે હમેશ મને માફક આવતું તે પાચન પ્રમાણમાં હું ખાઉં છું તે મારા શરીરને પોષણ આપ્યા પછી કોઇપણ જાતનો વિકાર કે અડચણ કર્યા શિવાય બાહાર આવે છે. આ નિયમ અસ્ખલિત રીતે પાળ્યા પછી ઇશ્વરનો આભાર માનો કે હું પ્રથમ કહ્યા મુજબ અત્યંત તંદુરસ્ત રહ્યો છું.

એ સત્ય છે કે મારી હોજરી બરાબર પાચન કરી શકે તેટલાજ પ્રમાણમાં અને માફક આવે તેવાજ પ્રકારનો આહાર લેવાના બે અગત્યના નિયમો હમેશ કાળજીથી પાળ્યા ઉપરાંત અન્ય શરીર સંરક્ષણના ૯૫ નીયમો મેં પાળ્યા છે. તે ૯૫ નીયમો નીચે પ્રમાણે છે.

(૧) જીવનના કોઇપણ વ્યવહારમાં મેં મારી જીવન શક્તિનો દુરુપયોગ કર્યો નથી.

(૨) શુદ્ધ હવાની અવર જવર વિનાનાં બંધેજ સ્થળોમાં હું ઝાઝો વખત રહ્યો નથી.

(૩) નિંદ્રા અને આરામના મારા મુકરર કરેલા સમયમાં મેં ખલેલ પોહચવા દીધી નથી.

(૪) અત્યંત થાક લાગે ત્યાં સુધી માનસિક કે શારીરક પરિશ્રમ મેં કર્યો નથી.

(૫) આ સિવાય ઘણી ટાઢ, ઘણો તડકો, ઘણો પવન મેં સેવ્યો નથી.

ઉપલાં તમામ વર્તન આયુષ્ય હર હોવાથી સેવ્ય નથી તેમનો ત્યાગ કરવો કઠણ નથી કારણ કે ઇશ્વિરે મનુષ્યને વિચાર શક્તિ બક્ષી છે અને તેનો સદ્ ઉપયોગ કરી આરોગ્યને નિરોગ દીર્ઘાયુષ્યની અભિલાષા નુકશાનકારક કૃત્યો કરવાથી મળતા ક્ષણિક આનંદ કરતાં વધારે બળવતર ને કલ્યાણકારક ગણી સદ્ વર્તન રાખી તંદુરસ્તી જાળવવા પ્રયત્નશીલ રહેવું જોઇએ.

ગ્રંથ કર્તાનો પ્રથમ ઉપનિયમ અતિ અગત્યનો હોવાથી તે વિષે વિવેચનની જરૂર છે સામાન્ય રીતે આધુનિક સમયમાં જીવન શક્તિના જે દુરૂપયોગથી મનુષ્યના ભવિષ્યના જીવન ઉપર ઘણીજ અનિષ્ટકારક અસર થઈ તેને અનેક પ્રકારનાં દુઃખના દરીયામાં ડુબાવી દઈ અકાળે મૃત્યુ આણે છે તે પ્રજા ઉત્પન્ન કરનાર–જીવનના સાર રૂપ પ્રાણુતત્ત્વ વીર્યનો દુરૂપયોગ છે. સ્ત્રી સંગ પ્રજોત્પત્તિના મહાન ઉપદેશ ऋतौ भार्या मुपेयात् । वेद । ને માટેજ નિર્માણ થયેલ છે છતા અનેક વિવેકી મનુષ્યો કેવળ વિલાસને માટે તેનો ઉપયોગ કરી સ્ત્રી સંગ જાનત અસ્થાયી અને આકંચિતકર સુખ સારૂ દેહ ક્ષીતિકર વીર્યનો નાશ કરી કાંચન આપી કાચ લે છે. જો પ્રજોત્પતિ સિવાય વિર્યનો અન્ય ઉપયોગ હોત તો સર્વ શક્તિ સંપન્ન પરમ કૃપાળુ પ્રભુએ માનવ જાતિના ઉત્પત્તિ અવયવોમાં એવા પ્રકારની વિલક્ષણતા મુકી હોત કે ગર્ભ ધારણ થવાના ભય વિના સ્ત્રી પુરૂષ વિષયવાસના તૃપ્ત કરી શકત મનુષ્ય જાત શિવાય તમામ અન્ય ઉતરતી શ્રેણીનાં પ્રાણીઓમાં પણ નરમાદાનો સંયોગ પ્રજોત્પત્તિના કાર્ય માટેજ નિર્માણ કરેલો છે. મનુષ્ય જાત તે હેતુના અપવાદ રૂપ છે એમ હજુ કોઈ પણ સાબીત કરી શક્યું નથી. ડાક્ટર કાલ્ડવેલ એમ. ડી. કહે છે કે કોઈપણ વિચારશીળ પ્રમાણિક માણસ ના પાડી શકશે નહિ કે વીર્ય પ્રજોત્પત્તિના માહાન્ કાર્ય માટેજ ઉત્પન્ન થયેલ છે અને જ્યારે આ શિવાય અન્ય હેતુ

માટે તેનો ઉપયોગ કરવામાં આવ્યો છે ત્યારે તેનો દુરૂપયોગ કરનાર પોતાના દેહના સારાંશનો ક્ષય થયેલ હોવાથી પોતાનું માનસિક અને શારીરિક બળ ઓછું કરી સૃષ્ટિના પ્રારંભ કાલથી આજસુધી શીક્ષા ભોગવ્યા શિવાય રહયો નથી. પ્રજા ઉત્પન્ન કરનારૂં તત્વ જે વીર્ય તેનો ગેર ઉપયોગ કરવાથી માણસ જાત વ્યાધિ, દુઃખ તથા અકાળ મૃત્યુના ભયમાં આવી પડે છે. આ વિષે સવિસ્તર ચર્ચા લેખકે પોતાના બ્રહ્મચર્ય વ્રત નામના લેખમાં કરેલ હોવાથી જીજ્ઞાસુએ તે લેખ વાંચવાથી વિશેષ માહિતી મળશે. સ્ત્રીને ગર્ભ રહી ન શકે તેવી સ્થીતિમાં સ્ત્રી સંગ કરી અગર તો કેવળ આનંદ ખાતરજ વિષય વાસના તૃપ્ત કરી અમૂલ્ય વીર્યનો દુરૂપયોગ કરી આરોગ્ય અને આયુષ્યનો ક્ષય કરવો મહા અનર્થ રૂપ છે એટલીજ સૂચના આપી અત્રે અટકીયે છીયે ગ્રંથ કર્તાનું મીતાહારી ને નિયમિત જીવન વીર્યનો દુરૂપયોગ થતો અટકાવવાની સંયમ શાકત આપે છે તે પણ તેના અનેક લાભ પૈકીનો એક અમુલ્ય ગુણ છે આ શિવાય મનુષ્યે પોતાની જીવન શકિતનો અન્ય વ્યવહારમાં પણ નિરૂપયોગી ક્ષય કરવો નહિ.

ગ્રંથ કર્તાનો બીજો ઉપ ।નયમ શુદ્ધ હવાનું સેવન હતો તાજી શુદ્ધ હવા એ પ્રાણીનું જીવન છે ફેફસાંને ત્વચા દ્વારા જે પ્રમાણમાં મનુષ્યને શુદ્ધ હવા મળે છે તેજ પ્રમાણમાં તેનું આરોગ્ય સચવાય છે. ડોકટર બોઈડ કહે છે કે શુદ્ધ હવા એ સૃષ્ટિનો મોટો વૈદ્ય છે. આરોગ્ય તેના પર પોતાના પરમ મિત્ર જેટલો વિશ્વાસ રાખે છે અશકતને તે બળ આપે છે. પ્રો. કલાર્ક કહે છે કે સ્વચ્છ ઠંડી હવા એ રોગીને માટે સૌથી ઉત્તમમાં ઉત્તમ પૌષ્ટિક દવા છે રોગીના સ્થાનમાં તેની પ્રથમ અગત્ય છે. રોગીના મરણ પ્રમાણનું અવલોકન કરતાં એમ ચોક્સ જણાયું છે કે જે રોગીઓને બીચોબીચ ઓરડીઓમાં રાખ્યા હતા તેમાં શુદ્ધ હવામાં રાખેલા રોગીઓ કરતાં મરણ પ્રમાણ બમણું હતું. મનુષ્ય ખોરાક ।શવાય કેટલોક સમય નભાવી શકે છે પરંતુ જો હવા તેને આપવામાં ન આવે તો તે અલ્પ સમયમાં મૃત્યુ પામે છે એક અન્ય પ્રસિદ્ધ ડાકટર લખે છે કે લોહીને શુદ્ધ કરનારી સઘળી દવાઓમાં સ્વચ્છ હવા એ સૌથી ઉત્તમ દવા છે એટલુંજ નાહ પરંતુ તે બીજી અસ્વચ્છતાઓની નઠારી અસરથી સૌથી શ્રેષ્ઠ રક્ષણ કરનાર છે. અને નબળાં ફેફસાંને માટે સઘળી પૌષ્ટિક દવામાં તે સૌથી ઉત્તમ છે.

( અપૂર્ણ. )



# स्वागत मंदिर



**વસંતવિહાર** લેખક રા. રા. વસનજી દયાળજી ગણાત્રા. ઓલએ-જન્ટ હરગોવીંદદાસ હરજીવનદાસ બુકશેલર્સ પાનકોર નાકા અમદાવાદ પુસ્તકનું કદ સુપર રોયલ ૧૬ પેજી સચિત્ર પૃષ્ઠ ૨૪૮. પાકું પુંઠું સોનેરી નામ. એન્ટીક પેપર મૂલ્ય રૂા. ૨–૮–૦)

આ પુસ્તકમાં રા. વસંતના લખેલા તત્વવિચાર, ભક્તિ. પ્રેમ શૌર્યના પદ્યો–ગજલો સમાવવામાં આવી છે. અને તેમાં કાવ્યની પ્રતિભા સરસ ઝળકી રહી છે. પુસ્તક એકંદરે વાંચવા યોગ્ય છે. કેમકે ગદ્ય લેખ કરતા પદ્યની અસર જીવનમા ઘણી સારી થાય છે. રા૦ હરગોવીંદદાસના આ પ્રયત્નને અમે અભિનંદન આપીએ છીએ.

**જયોતિ** આ નામનું માસીક પત્ર ભાવનગર ખાનેથી પ્રકટ થાય છે. તેના તંત્રી ભાઈ હરજીવન કાળીદાસ મહેતા અને પ્રાણજીવન ઓધવજી ઠકકર છે. ભાઈ હરજીવનદાસની સેવા ભારત સેવા આદિ પત્રોથી તેમ વિવિધ વ્યાખ્યાનોથી ગુજરાતને જાણીતી છે. અને આ માસીકમાં પણ વિવિધ ઉપયોગી લેખો સારા પ્રમાણમાં તેમના પોતાના અને જુદા જુદા વિદ્વાનો તરફથી આપવા પ્રયત્ન થાય છે. માસીકનું વાર્ષીક લવાજમ ફકત એ રૂા. છે. મંગાવનારે થીઓસોફીકલ સોસાયટી ભાવનગર લખવું.

**નવચેતન** કલકત્તા ખાતેથી ભાઈ ચાંપશી વીઠુલદાસ ઉદેશી નં. ૯ કુપર લેન કલકત્તા તરફથી પ્રસીદ્ધ થતા આ માસીક પત્રનો અકટોબર નવેમ્બરનો સંયુકત અંક દીવાળીના ખાસ અંક તરીકે પ્રસિદ્ધ થયો છે તે તે મળ્યો છે. આ અંકમાં લેખોની ચુંટણી ખાસ ધ્યાન રાખી કરવામાં આવી છે. તેમજ બહિરંગ શોભા વધારવા ચિત્રો પણ આપ્યાં છે. રા૦ રાવલનું ગુર્જર સુન્દરીનું ત્રિરંગી ચિત્ર તેમજ શ્રીયુત મજમુન્દારનું માનસકમલનું ત્રિરંગી ચિત્ર ખાસ ધ્યાન ખેંચે તેવાં છે. રા. ખબરદારની દેવીને નવચેતન વાળી કવિતા, રા. જાગીરદારનો ડકકા ઓવારેનો હાસ્યમય લેખ, પુલોના બાંધકામ વાળો લેખ, રંજનો રાજહંસ નામની ટુંકી વાર્તા વીગેરે લેખો વાંચવા જેવાં છે. ભાઈ ઉદેશીના આ સાહસની અમે ફતેહ ઇચ્છીએ છીએ.

છે. અને તેને અનુસરવામાજ મુક્તિ છે. ગ્રાહકોની સગવડને ખાતર પૂંઠામાં ફેર રખાયો છે. વાંચન સર્વમાં એકજ છે. જેમને જોઇએ તેમણે વ્યવસ્થાપક સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ લખીને જોઇતા પૂંઠાંનું પુસ્તક મંગાવવું.

**શ્રીમદ ભગવદ્‌ગીતા** શ્રી વિષ્ણુ સહસ્ર નામ સહિત પ્રકાશક સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ મુલ્ય ત્રણ આના આ પુસ્તકમાં ગીતાના ૧ થી ૮ અધ્યાયના મૂળ શ્લોકો તથા વિષ્ણુ સહસ્ર નામ આપવામાં આવ્યાં છે. નિત્ય પાઠ કરનારને બહુ ઉપયોગી છે. વિદ્યાદાન એ સારું દાન છે. અને તેમાં ગીતા જેવા ઉપયોગી પુસ્તક દાનમાં આપંવા તે તો બહુજ શ્રેયષ્કર છે. સ્વર્ગવાસી શેઠ વીરજી જેરામના સ્મરણમાં તેમના દોહિત્ર ડા. રામદાસ કસનદાસ ઠે. મૂળજી જેઠા મારકેટ મુંબઇ તરફથી રા. ૧૦૦૦ ) ની પ્રતો ખરીદીને અધિકારી જીજ્ઞાસુઓમાં વિના મૂલ્યે આપવાનું કર્યું છે તે ખરેખર અભિનંદનને પાત્ર છે. કોઇના સ્મરણમાં વાસણ વીગેરેના લહાણાઓ કરવા કરતાં આવી રીતે પુસ્તક દાન કરવું આજના સમયમાં ઘણુંજ આવકારદાયી છે. રા. રા. રામદાસભાઇના આ શુભ પગલા બદલ તેમને ધન્યવાદ આપી અન્ય ઉદારચિત ગૃહસ્થોને પણ તેમનું અનુકરણ કરવા ફરજ સમજીએ છીએ.



## प्रभुना अतिथी बनो.



આપણે કોઇ ગ્રામાન્તરે જવું થાય છે ત્યાં અચાનક કોઇને ત્યાં મીજમાન તરીકે એટલે વગર આમંત્રણે જઈ તેને ત્યાં મુકામ કરીએ છીએ. ત્યાં આપણને સુવાની ખાવા પીવાની વિગેરે ગોઠવણ માટે આપણે તેને કંઈ કહેવું પડતું નથી તે ઘરધણી પોતેજ જે જે કરવું હોય તે કરે છે. ચાહય તો ઘરમાં વ્યવસ્થા હોય કે ન હોય તો પણ ચાહ તે ઉપાયે વસ્તુ વેચી કે ઉછી ઉધાર કરી આવેલો આતથી ન જાણે તેવી રીતે તેની યોગ્ય સરભરા કરે છે. એ આપણા સર્વના અનુભવની વાત છે. તેમાં આવેલા અતિથીને કંઇ પણ શ્રમ કે ચિંતા કે કશુંજ એ સંબંધમાં કરવાનું રહેતું નથી તેમ આપણે આ શરીરમાં આપણી ઇચ્છાથી આવ્યા નથી શરીર સહિત આવ્યા છીએ અને શરીર મૂકીને જવાનું છે. એ પણ ચોક્કસ છે. તો

આપણે અતિથી બનવું અને એવા સબળ અને સર્વ શક્તને ત્યાં અતિથી રુપે અડે દારકા તરીકે કાયમનો મુકામ નાંખવો કે તે સઘળો ભાર આપણો ઉઠાવે અને આપણે કશીજ ચિંતા રહે નાહ. તેથી આપણે અંતર્યામિ ઇશ્વરને ત્યાંજ અતિથી થવું એટલે તે અંતર્યામિ ઇશ્વરમાં સર્વ પ્રકારની સત્તા છે. સામર્થ્ય છે. માટે અભિમાની એટલે જીવાત્મા એ અંતર્યામિને ત્યાં અતિથી તરીકે રહેવાથી એના ભય ચિંતા આદિ ભાર મુક્ત થાય છે. અને સાચો મુક્ત પુરૂષ જેમ નિશ્ચિત રહે છે. તેમ નિશ્ચિંત રહેવાય છે. **संगं सत्तां किमविन मंगल मातनोति** સતસંગ વડે કયું મંગલ પ્રાપ્ત ન થાય અર્થાત સર્વ પ્રકારનું માંગલ્ય પ્રાપ્ત થાય છે. જેવો સંગ તેવો રંગ એ ન્યાયે વ્યાપક આપણા અંતરમાંજ રહેલા અંતર્યામિ ઇશ્વરને ત્યાંજ રહેનાર એમના સમાન પછી થાય છે. અને એ અભ્યાસ વડે યોગ ક્ષેમનું વહન તેનું સચોટ થાય છે. તેમજ બહુ ઝડપથી ઉન્નતિપણાને અનુભવે છે. સાચી તત્વની કલા તેમાં ગમ્ય થાય છે. આ અભ્યાસ સેવતાં તે રૂપેજ એ થાય છે. અને જીવત્વ અળપાઇ જાય છે. સ્વતઃ પોતેજ સ્વયંભુ સ્વતંત્ર અંતર્યામિ ઇશ્વર પોતેજ થતા વિલક્ષણ જીવન મુક્તનો આનંદ અનુભવે છે,

અંતર્યામિમાં અભેદ થવાની કળા સિદ્ધ કરવી એ બહુ કઠીન વાત નથી કારણ કે આપણે રોજ સંધ્યામાં **महेरणाय चक्षवे** એ મંત્ર બોલીએ છીએ તેમાં એજ માંગીએ છીએ કે મારામાં મોટું પ્રેરણ થાય કે જેથી મહાન પ્રેરણા વડે હું મહત્વને પામું અર્થાત અંતર્યામિ રૂપેજ થતાં આનંદમય થઇ રહું.

ઇશ્વરભાઇ જીવાભાઇ.

—⋙⋘—

# ईशावास्योपनिषद्



(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૧૯થી)

**तदेजति तन्नेजति तद्दूरे तद्वन्तिके। तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः ॥५॥**

અર્થ—તે (આત્મતત્વ) ચાલે છે, તે નથી ચાલતો, તે દૂર છે, તે પાસે છે, તે સર્વના અંતરમાં છે, તે સર્વની બહાર છે.

ટીકા—આત્મા ચાલે છે એટલે શરીર સાથે તે મળેલો છે. શરીર જંગમ છે અને આવવા જવાની, હાલવા ચાલવાની ક્રિયા કરે છે, તેથી એ જંગમ શરીર રૂપી ઉપાધિ સાથે મળીને તે હાલતો ચાલતો, જતો આવતો દેખાય છે વળી જ્યાં સુધી મોક્ષ નથી પ્રાપ્ત થયો ત્યાં સુધી જીવની દશા કેવી થાય છે? મરણ થાય છે એટલે દેહ પડે છે, એ વાત ખરી છે, પણ દેહ ત્રણ છે, સ્થુળ, લિંગ અને કારણ, મરણ થતાં સ્થૂળ દેહ નાશ થાય છે, મરણ થયા પછી સ્વર્ગ નર્ક ભોગવવાને માટે લિંગ શરીર હોય છે, તે લિંગ શરીરમાં રહીને સ્વર્ગ તથા નર્ક પ્રત્યે જાય છે, ત્યારે સ્થૂળ દેહે સ્થૂળ ભૂમિ ઉપર તેની ગતિ છે, સ્થુળ ભૂમિ ઉપર તે રહે છે અને પછી સૂક્ષ્મ દેહે નર્ક તથા સ્વર્ગમાં ગમન કરે છે. આ ક્રિયા ઉપાધિ વિશે રહેલી છે, પણ અજ્ઞાનથી, તેની કલ્પના આત્માને વિશે થાય. તેને માટે એવું દૃષ્ટાંત આપવામાં આવેલું છે કે રાત્રીએ ચંદ્ર પ્રકાશતો હોય ને વાદળાં થાય, તો ખરેખરાં વાદળાં ચાલે છે તે છતાં ચંદ્રમાં વાદળાંમાં દોડતો હોય એમ દેખાય છે વળી પરકાયા પ્રવેશમાં એક દેહમાંથી બીજા દેહમાં જવાનું થાય છે, તેમજ કેટલાક મહા પુરૂષો, કામ લોક અથવા અંતરિક્ષ લોકમાં, સ્વર્ગ લોકમાં, પૃથ્વિ ઉપર હોવા છતાં આવજા કરે છે, પણ તે સ્થુળ દેહથી નહિં. વળી એવા પણ દાખલા બનેલા છે અને બને છે કે એક માણસ એક દેશમાં હોય અને બીજા દૂર કોઇ દેશમાં તેનું સાક્ષાત રૂપ બીજાઓના જોવામાં આવે આવી રીતે ઉપાધિ વડે આત્માને વિશે ગતિ દેખાય છે, પણ ઉપાધિનો અભાવ થતાં તેને ગતિ ભાસતી નથી, તે વખતે તે અક્રિય છે. તે સર્વ વ્યાપક, સઘળે ભરપૂર રહેલો છે એટલે તેને ગતિ તે સમયે, સંભવતી નથી. તે દૂર છે,

એટલે અજ્ઞાનીને તે દુર છે, જ્ઞાન વિના તેની પ્રાપ્તિ નથી, અને જે અજ્ઞાની છે તેને જ્ઞાન વિના કરોડો વર્ષે વકી જાય પણ મળતો નથી. બ્રહ્મલોક આદિ બીજા લોક છે ત્યા બધે ફરી વળાતું હોય તેને ફરી વળે તો ત્યાં પણ તેના દર્શન થતા નથી. તે ઇંદ્રિ, મન અને બુદ્ધિનો વિષય નથી, એટલે તેનાથી તે દુર છે અને પ્રાપ્ત થતો નથી. તે છતા તેને પાસે કહે છે, કેમકે અજ્ઞાનીથી ઉલટા જે ખરા જ્ઞાની છે તેની તો પાસેજ છે. સર્વ ઠેકાણે તે વ્યાપક હોવાથી તે પરબ્રહ્મ રૂપ છે, સર્વ સ્થાવર રૂપ તથા જંગમ રૂપ એ પરબ્રહ્મ રૂપી આત્મા છે તે સર્વ ઠેકાણે છે એટલે પરમાણુના પરમાણુમાં પણ તે છે, તેથી તે પાસેજ છે. તે અતી સૂક્ષ્મ અને રૂપાદિ ગુણો રહિત છે તેથી સ્પષ્ટ રીતે સહુની દૃષ્ટિમા આવતો નથી, બાકી જયાં જુઓ ત્યા તે છે. એમ પણ કહ્યું છે કે તે ગુફાને વિશે પ્રકાશે છે. એ ગુફા તે બુદ્ધિ રૂપી ગુફા છે, તેમજ પ્રત્યેક માણસના અંતઃકરણને વિશે તે ગુપ્ત છેજ, અને જેમ તેને દેખાય. ત્યારે તે દુર છે અને તેમજ પાસે પણ છે. કસ્તુરી મૃગની નાભીમાં કસ્તુરી રહેલી છે, તેની સુગધ તેને આવે છે અને તે સુગંધ આપતી કસ્તુરી પોતાની પાસે છતાં તે કસ્તુરીને શોધવાને જંગલે જંગલે મૃગ રખડે છે પણ તેને તેનો પત્તો ખાતો નથી, આ સ્થિતિ અજ્ઞાની પુરૂષોની છે, જ્ઞાનીને તેમ નથી. માટે અજ્ઞાનીને આત્મતત્વ દુર છે અને જ્ઞાનીને પાસેજ છે તે અધિષ્ઠાન બ્રહ્મ રૂપ સર્વની અંદર છે અને તેમજ બહાર છે. તે આકાશની પેઠે સર્વ સ્થળમાં છે, અને તેમજ અંતરમા છે અને બહાર છે. આત્મ દર્શન જેને થયું છે તે સર્વ ચરાચરનો અનુભવ કરી છે. આત્મા શરીરની અંદર છે, તે છતાં બહારની વસ્તુનો તે અનુભવ કરી શકે છે. તો તે અંતરમાં છે તેમજ બહાર છે.

દેહ પંચ ભૂતાત્મક પ્રકૃતિથી છે અને તે પ્રકૃતિ સત્વ. રજ, અને તમ ત્રણ ગુણવાળી છે, રજોગુણ ગતિ દર્શક છે, માટે જે જે ક્રિયા થાય છે તે પ્રકૃતિની છે, અને આત્મા ત્રણે ગુણોથી પર અને અલક્ષ્ય છે અને તેથી અકર્ત્ત છે. વળી બીજી રીતે વિચાર કરીશું તો જણાશે કે પ્રકૃતિ પોતે આત્મા અથવા પરમાત્માથી ભિન્ન નથી, તે ઇશ્વરની એક મહાન શક્તિ છે. પ્રથમ ઇશ્વર સાથે એક રસ અભિન્ન છે પછી જ્યારે તે વ્યક્ત થાય છે ત્યારે એ સ્વરૂપે દર્શન દીયે છે, દૈવી પ્રકૃતિ અને મૂળ પ્રકૃતિ મૂળ ચૈતન્યાત્મક શક્તિ શુદ્ધ, સ્વરૂપે, અત્યંત સૂક્ષ્મ સ્થિતિમાં, કહો કે માત્ર નિર્મળ તેજ રૂપ હોય છે ત્યારે તે દૈવી પ્રકૃતિ છે. એ દૈવીજ પ્રકૃતિનું અતિ

સૂક્ષ્મ રૂપ ઘનતાને પામતું જાય છે ત્યારે સત્વ ગુણ દબાતાં બીજા ગુણ આગળ પડે છે. પૂર્ણ ઘનતાવાળું સ્વરૂપ તે મૂળ પ્રકૃતિ જેમાંથી જડ રૂપે પ્રગટ થાય છે. ઇશ્વરની શકિત, પ્રકૃતિ એક પળ પણ ઇશ્વરના આશ્રય વિના રહી શકતી નથી તો પ્રકૃતિ છે ત્યાં આત્મા અથવા પરમાત્મા, પુરૂષ છે છેને છેજ. આવી રીતે પ્રકૃતિ પરમાત્માની શકિત, પરમાત્માનું એક સ્વરૂપ છે, અને તેની ગતિ, તેની ક્રિયા તે પરમાત્માનીજ ગતિ અને ક્રિયા કહેવાય. દૈવી પ્રકૃતિ અને મૂળ પ્રકૃતિ આકાશમાં સમુદ્રના જળથી ઉચે ચડતું જળનું સત્વ અને તેની સ્થિતિ, રૂપ બદલાતાં બદલાતાં બરફનો મોટો પથ્થર થઇ રહે છે તે દૃષ્ટાંતે સમજવાના છે.

અપૂર્ણ.

મધવચરામ બળવચરામ હોરા.

---


વેદાંત ધર્મશાસ્ત્રનો સર્વોપરી ગ્રંથ.

# સૂતસંહિતા.

આ પુસ્તકનો પૂર્વાધ ભાગ અમારા તરફથી પ્રકટ થયો છે. તેમાં વેદાંત અને ધર્મ શાસ્ત્રને લગતી અનેક ઉપયોગી બાબતો તથા સંપૂર્ણ રાજ્યોગ પ્રાણાયામની ક્રિયા સમાધિ પર્યંત વિસ્તાર પૂર્વક વર્ણવી બતાવી છે, પુસ્તક ડેમી ૮ પેજી ૫૦ ફોર્મ ૪૦૦ પૃષ્ઠનું હોવા છતાં મૂલ્ય માત્ર રૂા. બે થોડીજ નકલો સીલ્લક છે, તાકીદે મંગાવી લ્યો.

વ્યવસ્થાપક વિશ્વજ્યોતિ અડાજણ—સુરત.




લખનાર:-સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા-અમદાવાદ.

( સર્વ હક્ક લેખકને સ્વાધિન છે. )

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૬૩ થી ચાલુ )

## પ્રકરણ ૧૦ મું.

### અમુલ્ય જ્ઞાન.

બંધુઓ ? આપણા મનને એક બગીચા સાથે સરખાવી શકાય કે જેને કાળજી રાખી બુદ્ધિથી ખીલવી શકાય અથવા જંગલી સ્થિતિમાં પણ પડી રહેવા દેવાય જો સારા અને ઉપયોગી ખીલાવવામાં ન આવે તો તેમાં અસંખ્ય નકામાં છોડવા પડશે અને તેવા નકામા છોડ વધતા રહેશે.

જેમ એક ખેડુત પોતાનું ખેતર ખેડીને તેને નકામા છોડવાથી નિરાળું રાખે છે, અને તેમાં જે ફળ અગર ફુલની પોતાને જરૂર હોય તે વાવે છે. તેમ મનુષ્ય ખોટા, નકામા અને અપવિત્ર વિચાર દુર રાખી, ખરા ઉપયોગી અને પવિત્ર વિચાર રૂપી ફળને ફૂલને સંપુર્ણ રીતે ખીલવી પોતાના મન રૂપી બાગને ખેડી શકે આમ કરવાથી મનુષ્ય પોતાના આત્માનો અધીકારી ખેડુત અને પોતાની જીંદગીનો સુકાની છે એમ વેહલે અથવા મોડે સમજે છે. વળી વિચારના નીયમો તેના અંતરમાં પ્રકાશે છે; વિચાર બળ અને માનસીક તત્વો, ચાલચલગત, સંજોગ અને ભવિષ્ય ઘડવામા કેવી રીતે કાર્ય કરે છે. તે વધારે અને ચોક્કસ રીતે સમજતો જાય છે.

વિચાર અને વર્તન એકજ છે, વળી સંજોગ અને પરીસ્થીતી દ્વારાજ વર્તનનું સ્વરૂપ બંધાતું નજરે પડે છે માટે મનુષ્યના જીવનની બાહ્યસ્થિતી હમેશાં તેની આંતરસ્થિતિ સાથે અવિરોધીપણે સંબંધ રાખે છે. એમ

જણાય છે, આનો અર્થ એમ નથી. થતો કે અમુક વખતે કોઈ મનુષ્યની સ્થિતી તેનું સમગ્ર વર્તન સુચવનાર છે, પણ તે પરિસ્થીતી કોઇક અંદરના માર્મીક તત્વ સાથે એટલો બધો ગાઢસંબંધ ધરાવે છે કે તે વખતને માટે તેના વિકાસને સારૂ આ પરીસ્થીતી આવશ્યક છે.

માનવ જીવનના નિયમ વડે પ્રત્યેક માણસ અમુક સ્થીતીમાં આવેલું હોય છે; પોતાના વર્તનથી બાંધેલા વિચારો તેને ત્યાં લેઈ આવે છે, તેનું સંપુર્ણ જીવન અસ્ખલિત નીયમનું પરીણામછે. આ નિયમ જેઓ પોતાની પરિસ્થીતીથી સંતોષી હોતા નથી અગર હોય છે તે બંન્નેને એક સરખી રીતે લાગુ પડે છે.

પ્રગતિમાન અને ઉત્ક્રમણશીલ પ્રાણી તરીકે મનુષ્ય પોતાના મનુષ્યત્વનો વિકાસ કરતાં શીખે તેટલા માટે જેમાં છે તે સ્થીતીમાં મુકાયો છે, અને જેમ જેમ તે અમુક સંજોગમાં રહેલો અધ્યાત્મિક પાઠ શીખે છે તેમ તેમ તે સંજોગને બદલે નવા સંજોગોમાં તે આવતો જાય છે.

જ્યાં સુધી મનુષ્ય એમ ધારે છે કે તે બાહ્યસ્થિતીને આધીન પ્રાણી છે ત્યાં સુધી સંજોગો તેને ઉપાધિરૂપ છે પણ જ્યારે તે પોતે ઉત્તપન્ન કરવાની શકિત વાળો છે એમ સમજે છે અને પોતાના મનુષ્ય જીવનની ગુપ્ત ભૂમિકા અને બીજ જેમાંથી આગળ પાછળના સંજોગો પેદા થાય છે તેને તે આધીન છે એમ બરોબર સમજે છે ત્યારે તે પોતાની જાતનો સ્વામી થાય છે.

જે માણસે અમુક વખત સુધી આત્મ સંયમ અને આત્મ પવિત્રતા પાળી છે તે માણસ જાણે છે કે વિચારમાથી આગળ પાછળના સંજોગો ઉભા થાય છે. કારણ કે તેને બરાબર માલુમ પડયું હશે કે બહારના સંજોગોમાં થયેલો ફેરફાર તેના મનની સ્થિતીમાં થયેલી ભિન્નતાના પ્રમાણમાંજ હોય છે. આ એટલે સુધી સત્ય છે કે જ્યારે કોઇ માણસ પોતાના વર્તનના ખામીયો સુધારવા દ્રઢાગ્રહી બના મંડયો રહે છે અને ઝડપથી સ્પષ્ટ રીતે આગળ વધે છે. ત્યારે તેના જીવનમાં એક પછી એક ઝપાટા બંધ ફેરફાર થાય છે.

આત્મા અંદરખાનેથી ગુપ્તપણે જેને ચહાય છે અથવા જેનાથી બીહે છે. તેને પોતાના તરફ આકર્ષે છે; તે પોતાની ઇચ્છેલી મહત્વાકાંક્ષાની ટોચે પહોચે છે; તેમજ પોતાની અપવિત્ર ઇચ્છાની સપાટીએ નીચો ઉતરે છે, અને એ રીતે આત્મા પોતાનું ધારેલું સંજોગો-દ્વારા પ્રાપ્ત કરે છે.

મનમાં વાવેલા અથવા દાખલ થવા દીધેલા અને અંદર મૂળ નાખવા દીધેલા પ્રત્યેક વિચારના બીજને વેહેલે મોડે કાર્ય રૂપી મોર આવે છે, અને સંજોગને પરીસ્થીતી રૂપી તેમાં ફળ ઉત્પન્ન થાય છે. સદ્ વિચાર સારાં ફળ અને કુવિચાર માઠાં ફળ ઉત્પન્ન કરે છે.

આપણા મનની અંદરની વિચાર રૂપી દુનીયા જેવી હોય છે તેવીજ બહારના સંજોગ રૂપી દુનીયા થાય છે, અને બહારની ઉભય સુખદાયક તેમજ દુઃખદાયક સ્થીતી છેવટે મનુષ્યનું સુખ દુઃખ પેદા કરનારાં સાધન છે. મનુષ્ય વાવે તેવું લણે છે, તેથી સુખ અને દુઃખ ઉભયથી શીખામણ છે. મનુષ્ય પોતાના અંતઃકરણની ખરી ઇચ્છાઓ, અભિલાષા અને વિચારને આધિન થઇ વર્તે છે અને છેવટે પોતાના જીવની બાહ્ય સ્થીતીમાં સિદ્ધી મેળવી તેમાંથી ઉત્પન્ન થતો સુખ સ્વાદ અનુભવે છે. વૃદ્ધિના અને પરિસ્થીતીમાં બરોબર ગોઠવાઇ જવાના અનુકુળ બની જવાના નિયમ સર્વ સ્થળે કામ કરે છે.

કોઇપણ મનુષ્ય કઠીન ભાગ્ય અથવા તો પ્રતિકૂળ સંજોગને લીધે તુરંગમાં પડતો નથી, પણ નિચ વિચાર અને અધમ ઇચ્છાનો માર્ગ પકડવાથી તેવી સ્થીતીમાં તે આવે છે. પવિત્ર મનવાળો માનવી બહારના કોઇ દબાણને લીધે ગુનાહમાં સપડાતો નથી, તે પાતકી વિચાર મનમાં ઘણા લાંબા વખતથી ગુપ્ત રીતે પોષાયેલો હોવો જોઇએ, અને અનુકૂળ પ્રસંગે તે પ્રબળ થઇ દેખાવ દે છે. સંજોગ મનુષ્યને બનાવતા નથી, પણ તેનાથી મનુષ્યને પોતાનું સ્વરૂપ સમજાય છે. દુષ્ટ વલણથીજ દુર્ગુણ અને તેનાં સહગામી દુઃખ ઉત્પન્ન થઇ નીચ થવાય છે, અને સદ્ વૃત્તિવાળી અભિલાષાને મનમાં સતત ધારણ કરવાથી સદ્ગુણ અને સહગામી પવિત્ર સુખ મેળવી ઉંચી સ્થીતીયે જવાય છે. આ શિવાય નીચી અથવા ઉંચી સ્થીતીએ માણસને લઇ જનાર બીજાં કારણો નથી; અને તેટલા માટેજ મનુષ્ય પોતાના વિચારનો નિયંતા અને સ્વામી હોવાથી પોતાનો બનાવનાર પારસ્થીતીનો ઘડનાર અને ઉત્પાદક છે. જન્મ વેળાએ પણ આત્માને પોતાનોજ આધાર છે, અને પોતાની સંસારી સફરના દરેક પગલે તે આત્મબળનો અનુભવ કરાવે તેવા ઘણા સંજોગોને પોતાની તરફ આકર્ષે છે, અને તે સંજોગો પોતાની પવિત્રતા યા અપવિત્રતા, શક્તિ યા અશક્તિના પ્રતિબીંબ રૂપ હોય છે.

મનુષ્ય જે પોતે માગતા હોય તેને પોતા તરફ આકર્ષતા નથી, પણ જેવા તેઓ હોય છે તેવાને પોતાના તરફ આકર્ષે છે. તેઓના તર્ક વિતર્ક

કલ્પનાઓ અને ઇચ્છાઓમાં, તેઓ દરેક પગલે નાશીપાસ થાય છે, પણ તેઓની અંદરના ખરા વિચારો અને ઇચ્છાઓનું તો તેમના ખોરાકથીજ પોષણ થાય છે, પછી ગમે તો તે ખોરાક સાત્વિક હોય યા તામસી હોય. "આપણા અંતિમ હેતુ ઘડનાર હોય" આપણા શરીરમાંજ છે, અને તે આપણે પોતેજ છીએ. મનુષ્ય માત્ર પોતે પોતાને સંખલા બંધન કરે છે, વિચાર કૃત્ય નસીબના તરંગાધિકારી છે. તે નીચ હોય તો મનુષ્યને બંદીખાનામાં નાખે છે. વળી તેઓ સ્વતંત્રતાના દૂત પણ છે, તેઓ ઉત્તમ હોય તો તેને સ્વતંત્ર કરે છે. મનુષ્ય જેને માટે ઇચ્છે અને જેને માટે પ્રાર્થના કરે છે તેને મેળવી શકતો નથી પણ જેને ખરે માર્ગે પેદા કરે છે તેજ તે મેળવે છે. તેની ઇચ્છાઓ અને પ્રાર્થનાઓ, તેના વિચાર અને કૃત્યને અનુકુળ હોય ત્યારેજ તે પરિપૂર્ણ થાય છે અને ફળે છે.

ત્યારે આ સત્યથી પડતા પ્રકાશના નજરે જોતાં "પરિસ્થીતીની સામે લઢવું" એટલે શું ? આનો અર્થ એ કે મનુષ્ય બહારથી હંમેશાં પરિણામ અર્થાત્ ફળ સામે લઢે છે પણ અંતઃકરણની અંદર હંમેશ તેના કારણ જાળવી રાખે છે અને તેને પુષ્ટ કરે છે; તે કારણ જાણી જોઇને થતા દુરાચાર અથવા અજાણ નિર્બળતાનું રૂપ પકડે છે; ગમે તેમ હોય પણ તે પોતાના માલીકના પ્રયત્નને મંદ પાડી દે છે અને આ પ્રમાણે પ્રતિ ક્રિયાની ઘણી જરૂર જણાવે છે.

મનુષ્યો પોતાની પરીસ્થીતી સુધારવાને આતુર હોય છે પણ તેઓ પોતાની જાતને સુધારવાને નારાજ હોય છે; અને તેથી તેઓ બંધાએલા રહે છે. જે મનુષ્ય આત્મભોગ આપવાને કદી પણ ઢીલ કરતો નથી તે કદી પણ પોતાની ઇચ્છેલી વસ્તુ પ્રાપ્ત કરીને નિષ્ફળ નીવડતો નથી. આ જેટલું ઐહિક ચીજોને માટે ખરૂં છે તેટલુંજ પારલૌકિક ચીજોને માટે ખરૂં છે. જે મનુષ્યનો મતલબ માત્ર પૈસો મેળવવાનો છે તેને પણ પોતાની ધારણા પાર પાડવાને માટે મોટા આત્મભોગ આપવાને માટે તૈયાર રહેવું જોઇએ. તો જે મનુષ્ય સબળ અને સમતોલ જીવન મેળવવા ઇચ્છે તેને કેટલું બધું કરવું જોઇએ ?

તમારી નજર આગળ આ એક માણુસ છે તે અત્યંત ગરીબ છે. તે પોતાની પરિસ્થાતી અને ગૃહ સુખ સુધરે એવું અંતઃકરણથી ઇચ્છે છે, તેમ છતાં તે પોતાનું કામ બજાવતો નથી, અને પોતાને જોઇએ તે કરતાં

થોડી મજુરી મળે છે, તેથી પોતાના શેઠને છેતરવાનો પ્રયત્ન કરવામાં વ્યાજબી રીતે વર્તે છે એમ ધારે છે. આવો મનુષ્ય, જે મુખ્ય મુદ્દાઓ ખરા અભ્યુદયના પાયા રૂપ છે તેના સાદામાં સાદા મુળ તત્વો પણ સમજતો નથી; તેથી તે પોતાની દરિદ્રતામાંથી બહાર નિકળવાને અર્થાત્ તેમાંથી મુક્ત થવાને તદ્દન નાલાયક છે, એટલુંજ નહિં પણ ખરેખર તે આળસુ, કપટી, અને બાયલા વિચારનુંજ ચિંતન કરવાથી અને તેજ પ્રમાણે વર્તવાથી પોતાના તરફ તેનાથી પણ વધારે દારિદ્રાવસ્થાને ઘસડી લાવે છે. આ બીજો માણસ દ્રવ્યવાન છે તે અતિ આહારી પણાથી એક દુઃખદ અને જાયુના દરદનો ભોગ થઇ પડયો છે. દરદ નિર્મુળ કરવાને માટે પૈસાની મોટી રકમો ખર્ચવાને તત્પર છે, પણ અતિ આહારની ઇચ્છાઓનો ભોગ આપવા ઇચ્છતો નથી. ઉત્તમ પ્રકારના અપથ્ય મિષ્ટાન્નથી પોતાની રૂચીને સંતુષ્ટ કરવા ઇચ્છે છે અને તેસાથે પોતાની તંદુરસ્તી જાળવવા ઇચ્છે છે. આવો મનુષ્ય તંદુરસ્તી મેળવવાને તદ્દન નાલાયક છે, કારણકે હજુ પણ તે આરોગ્ય જીવનના મુળ તત્વ પણ શીખ્યો નથી.

તમે એક મજુરીઓઓના શેઠને વિચારો. કાયદા પ્રમાણે નક્કી થયેલા મજુરીના રોજ ન આપવા પડે તેટલા માટે કપટી રીતો તે વાપરે છે, અને ઘણો મોટો નફો સંપાદન કરવાને પોતાના મજુરીઆઓના રોજ કાપે છે. આવો શેઠ આબાદ થવાને બીલકુલ નાલાયક છે, અને જ્યારે તે આબરૂ અને પૈસા ઉભયથી દેવાળું કાઢે છે ત્યારે તેણે પોતેજ પોતાના હાથે આવી સ્થીતી સંપાદન કરી છે, એમ જાણતો નથી અને તેથી પોતાના સંજોગો અને નસીબનો વાંક કાઢે છે.

મનુષ્ય પોતે પોતાના સંજોગોનું કારણ છે અને સારૂં ફળ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે પણ હેતુ ફળીભુત કરવા અનુકૂળ ન થાય તેવા વિચાર અને અભિલાષાઓને ઉત્તેજન આપવાથી ફળ સીદ્ધિને સતત તોડી પાડે છે એ સત્ય દર્શાવવાને આ ત્રણ દૃષ્ટાંત તમારી સમક્ષ રજુ કરવામાં આવ્યાં છે; આવાં ઘણાં નવાં નવાં દૃષ્ટાંત આપી શકાય, પણ તે જરૂરનું નથી, કારણ કે વાંચનાર જો પોતે નિશ્ચય કરે તો-પોતે પોતાના મન અને જીવનમાં વિચારના નિયમના કૃત્ય જાણી શકે અને જ્યાં સુધી આમ કરવામાં નથી આવતું ત્યાં સુધી માત્ર બાહ્ય સત્ય ન્યાય પુરઃસર વિચાર કરવાના પાયા તારકે ચાલી શકે નહિં.

તો પણ સંજોગો એટલા ગુંચવણ ભરેલા, વિચાર એટલા ઉંડા વ્યાપી ગયેલા, અને સુખના દરજ્જા જુદા જુદા મનુષ્ય સંબંધમાં એટલા બધા જુદા જુદા હોય છે કે કોઇ મનુષ્યની સમસ્ત વાસ્તવિક સ્થીતી જોકે તે પોતે જાણતો હોય તો પણ બીજાથી માત્ર તેના જીવનના બહારના દેખાવ પરથી સમજી શકાય નહિ. કોઇ મનુષ્ય અમુક બાબતમાં પ્રમાણીક હોય તો પણ દરિદ્રતાથી પીડાતો હોય; કોઈ પણ મનુષ્ય અમુક બાબતમાં અપ્રમાણિક હોય તો પણ દ્રવ્ય પ્રાપ્ત કરે; પણ પહેલો મનુષ્ય પોતાની અમુક પ્રમાણીકતાને લીધે નિષ્ફળ નિવડે છે અને બીજો મનુષ્ય પોતાના અમુક અપ્રમાણીક્તાને લીધે આબાદ થાય છે" તેવું સાધારણ રીતે કરવામાં આવતું અનુમાન માત્ર ઉપર ટપકેના નિર્ણયનું પરિણામ છે; કારણ કે અપ્રમાણીક જન લગભગ તદ્દન આચાર ભ્રષ્ટ છે અને પ્રમાણીક જન લગભગ તદ્દન સદાચારી છે તે વાત અંહિ પ્રમાણ વગર સ્વીકારી લેવાય છે. વધારે ઉંડા જ્ઞાન અને વધારે વિસ્તીર્ણ અનુભવના અભ્યાસ જોતાં આ નિર્ણય ભુલ ભરેલો માલુમ પડે છે. પેલા અપ્રમાણીક માણસમાં બીજા માણસમાં ન હોય તેવા કેટલાક વખાણવા જોગ સદ્ગુણો હોય અને પેલા પ્રમાણીક મનુષ્યમાં પહેલા મનુષ્યમાં ન હોય તો તેવા તિરસ્કારવા યોગ્ય દુર્ગુણો હોય તો પ્રમાણીક માણસ પોતાના પ્રમાણીક વિચારના અને કૃત્યોના સારાં ફળ ભોગવે છે; તે ઉપરાંત તેના દુર્ગુણો ઉત્પન્ન થતી પીડાઓ પણ તેને ભોગવવી પડે છે. તેજ પ્રમાણે પેલો અપ્રમાણીક મનુષ્ય પોતાનું સુખ દુઃખ પોતે જાતેજ કર્માનુસાર મેળવે છે.

અપૂર્ણ.

॥ ॐ श्रीं ॥

# વિશ્વજ્યોતિ

પુસ્તક ૩ જું. | સંવત ૧૯૯૬ કાર્તિક | અંક ૪ થો.

## શા માટે?

પદ ગઝલ

જીવન ઝાકળ સદા જાણો, ક્ષણિકમાં નાશ થનારૂં
છતાં તે માનીને સાચું, વૃથા મમત્વ શા માટે? જીવન૦
વિનાશી જે થવાનું છે, ન શાશ્વત જેહ રહેનારૂં,
અવિનાશી ગણી તેને, ધરો આ મોહ શા માટે? જીવન૦
રહ્યા જે દેહના ધર્મો, ભલે તે દેહ ભોગવશે,
સુખી થાશે દુઃખી થાશે, કરો સંતાપ શા માટે? જીવન૦
તમારા દુઃખની વાતો, કદી ના કોઇને કહેશો,
ન દુઃખ હણશે કદી બીજા, પછી બકવાદ શા માટે? જીવન૦
દુઃખ જે માનો છો તમે તે, ન દુઃખ એ તો કસોટી છે,
વધાવો પ્રેમથી તેને, કરો ગભરાટ શા માટે? જીવન૦
ભલેને વ્યાધિઓ આવી, શરીરને દે સદા તાવી,
તમે તો દેહ રૂપ નથી તો, તમારે દુઃખ શા માટે? જીવન૦
પંખી મેળા સમાં આવ્યાં, ઘડીકમાં ક્યાં ઉડી જાવું,
છતાં એ હૃદયથી ધરવું, કહોને વૈર શા માટે? જીવન૦
પ્રસંગો બહુ ઉપાધિના, કદી આ જીવનમાં આવે,
તમે સ્વતંત્ર આત્મા છો, તમારે દ્વંદ્વ શા માટે? જીવન૦
વાદળાં અમ્બર આવી, ક્ષણિક દે સૂર્યને ઢાંકી,
જરામાં એ વિલાયે છે, ધરો ના ધ્યાન શા માટે? જીવન૦
દુઃખ એ વાદળાં જેવું; નહિ એ સ્થાયી ટકનારૂં,
ઉપેક્ષા તો કરી તેની, કરો ના હાસ્ય શા માટે? જીવન૦

# "પ્રજ્ઞાનાં પ્રતિબિંબ"



(૧) જે મનુષ્યે બ્રહ્માનંદાનધીમાં એકવાર ડુબકી મારી છે તેણે અમરત્વ પ્રાપ્ત કર્યું છે. તેને કોઇપણ દીશામાં કશાની ભીતિ નથી. આવી વ્યક્તિ સંશય યા અજ્ઞાનથી કદી પણ ચલિત થતી નથી.

(૨) જ્યારે મનુષ્ય આ જગતના ક્ષણીક સુખને શોધતો, એકથી બીજા અને બીજાથી ત્રીજા એમ અનેક વિષયોમાં ક્રમવાર પ્રયત્ન શિળ થાય છે, અને જ્યારે તે દરેકમાં નિરાશા રૂપી ફળની પ્રાપ્તિ કરે છે, ત્યારેજ તેનું હૃદય પ્રભુ તરફ વળે છે, ત્યારેજ તેને યથાર્થ ભાન થાય છે કે આ અસાર સંસારમાં સાચી નિવૃત્તિ અને સુખ-શાંતિની આશા રાખવી વ્યર્થ છે, અને જ્યારે આમ થાય છે, ત્યારે તે બાહ્ય જીવનના પડદાને ફાડી અંદર જોવાની કોશીશ કરે છે.

(૩) આપણે આત્મ ગૌરવ ઉપરજ અવલંબવું જોઇએ જેમ વાયુ વાદળને વિખેરી સૂર્યને પ્રકાશિત કરે છે, તેમ અનેક જન્મોનાં માયાનાં આવરણોથી ઘેરાએલ આત્મા આવા સતત અભ્યાસથી તે આવરણો નષ્ટ થતાંજ ઝળહળી ઉઠે છે.

(૪) કલ્યાણના માર્ગમાં વિઘ્નોરૂપી કાંટા હોય છે જ. જો પ્રારંભમાં આપણે થોડી હીમત રાખી પ્રયત્નશીળ થઇશું તો પાછળથી આપણે સર્વ કાર્યો સ્હેલાં થઈ જશે.

(૫) કોઇપણ પ્રકારની ઉન્નતિ ઇચ્છનાર મનુષ્યને સર્વથી પહેલાં કરવાનું કાર્ય હોય તો તે એજ છે કે તેને તેનાં ચારિત્રનું ઘણીજ ઉત્તમ રીતથી પૃથક્કરણ કરવું જોઇએ.

(૬) જેણે આત્માને સહેજ પણ ઉકેલ્યો છે તેવી વ્યક્તિ બાહ્ય સંયોજાને યા મનની અમર્યાદ આશાકતને કદી પણ આધીન થતી નથી. પરંતુ પોતાની વિવેક બુદ્ધિ વડે કાયિક અને માનસિક કર્મોને જવાબદાર થઈ તેના આદેશાનુસાર કર્મો કરતો પોતાના ભાવિનો પોતેજ કર્તા બને છે

(૭) આપણે આપણાં સાચાં સ્વરૂપને આપણી નિર્બળતાને લઇનેજ ઢાંકી દીધું છે. એવી નિર્માલ્યતાને સાચા સુખની પ્રાપ્તિ માટે સર્વથી

પહેલાં જડમૂળથી ઉખેડી દૂર ફેંકી દેવી જોઇએ કારણ કે:-नायमात्माबल फलहिनेन लभ्यः ॥ ( ઉપનિષદ્ )

(૮) અહંમમત્વ અને અહંકારથી અંધ થએલ હે મનુષ્યો ? જે વસ્તુઓનું વસ્તુતઃ અસ્તિત્વજ નથી અને સત્વર નષ્ટ થનાર છે, તે પર પ્રેમ રાખવો. અને જ્યાં ચિરકાળ આનંદ નિધીમા ડુબકાં મારવાનું છે. તે માટે તૈયારી ન કરવી, એ આ અત્યુત્તમ ઉચ્ચ કોટીના દેહ માટે લાયક કહેવાય ખરૂં કે ?

(૯) આપણે જયારે બાહ્યાવલોકનને આંતરાવલોકનમાં ફેરવી પોતાના દોષોને પીછાનતા થઇશું, ત્યારેજ આપણે સાચા સદ્ગુણી અને પરમાર્થ દર્શિ થવાને લાયક કહેવાઇશું.

(૧૦) તમે કોઇપણ વસ્તુ માટે ઇચ્છા કરો તે પહેલાં તમારે તે માટે લાયક થવું જોઇએ; અને જો તેમ હશે તો ઝટ, " માંગો અને મળશેજ "

" અર્બુદાચલ " " પુન્ડરીક "



# स्वामी रामतीर्थ.

સંક્ષિપ્ત જીવન વૃત્તાત. *



લેખક, પ્રભાકર.

રે સંસારી ! નિમિષ ભર તું ફેંકજે દૃષ્ટિ આંહી,
આ દૃષ્ટિનું અનુકરણ કૈં, રાખ સંસાર માંહી;
ભોળા ! ત્હારી, હૃદયસ્થલમાં શાન્ત શા શાન્ત કૈં,
સ્થિતિની તું, ઉપર ચઢી જો, ત્યાગની દૃષ્ટિ આંહી.
આ ત્યાગીનાં નયન ફરીથી જોઇ લે એકવાર,
શું તેમાં ના, સતત વહતી પ્રેમની એક ધાર;
હા ! તૈયારી, સહુ અરપવા, ત્યાગમાં એ નથી શું ?
બીજાના કૈં દુઃખથી ગળી એ, નેત્ર ઝારી નહીં શું ?

કલાપિ

* સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી પ્રગટ થએલા ' સ્વામી રામતીર્થ એમ. એ. એમના સદુપદેશ ગ્રંથ ૧ ' નામના પુસ્તકને આધારે.

અખિલ વિશ્વમાં વગર પૈસે પર્યટન કરી સદુપદેશ દેનાર, "સ્વામી રામતીર્થ"-હિન્દનું અણમોલું રત્ન-પંજાબ પ્રાંતમાં આવેલા ગુજરાનવાળા જીલ્લામાં મરાલીવાળા નામે ગામમાં ઇ. સ. ૧૮૭૩ ના ઓક્ટોબરની ૮ મી તારીખે જન્મ્યા હતા.

તેઓનો જન્મ ઉચ્ચ કુળમાં થયો હતો. તેમનું કુલ ગોસ્વામીના નામે પ્રસિદ્ધ છે. જે કુળમાં વિશ્વ વિખ્યાત સંત પુરૂષ મહાત્માશ્રી તુળસીદાસનો જન્મ થયો તેજ કુળમાં દેહ ધારણ કરવા તેઓ ભાગ્યશાળી થયા હતા. ત્હેમના પિતાજીનું નામ હિરાનંદજી હતું. ત્હેમના માતુશ્રી ત્હેમને જન્મ આપી ટુંક સમયમાંજ પરલોક પામ્યા હતા. ત્હેમનું કુટુંબ પ્રસિદ્ધ પણ ગરીબ હતું.

સ્વામીજીએ ગુજરાનવાલા હાઇસ્કુલમાં અભ્યાસ કરી મેટ્રીકયુલેશનની પરીક્ષા પસાર કરી ત્યારબાદ ત્હેમના પિતાશ્રીનો વિચાર ત્હેમને વધુ અભ્યાસ માટે મોકલવાનો ન હતો. કિન્તુ લાહોરની મીશન કોલેજમાં દાખલ થયા. જ્યારે તેઓએ બી. એ. ની પરીક્ષા સમસ્ત પંજાબ વિદ્યાપીઠમાં પ્રથમ પંક્તિએ પસાર કીધી ત્યારે ત્હેમનું વય માત્ર ૧૯ વર્ષનું હતું. ત્હેમને ગણિતશાસ્ત્ર અત્યંત પ્રિય હતું. ત્યારબાદ સ્વામીજીએ લાહોરની સરકારી કોલેજમાં બે વર્ષ વધુ અભ્યાસ કરી ગણિતનો વિષય લઇ એમ. એ. ની પરીક્ષા પસાર કીધી. આ પ્રમાણે તેમણે બાહ્ય દ્રષ્ટિએ જોતાં પોતાનો અભ્યાસ પૂર્ણ કીધો. તથાપિ તેઓ તો વિદ્યાર્થીજ હતા. તેમનો અભ્યાસ તો ચાલુજ હતો.

હવે સ્વામીજી માત્ર વિદ્યાર્થી નહોતા. હવે તેઓ એક ગૃહસ્થ થયા હતા. તેઓએ પોતાને માટે શિક્ષકનો ઉચ્ચ ધંધો પસંદ કીધો. તદનુસાર તેમણે સીઆલકોટની મીશન કોલેજમાં પ્રોફેસર તરીકે કામ કરવા માંડ્યું. ટુંક સમયમાં ત્હેમની લાહોરની ક્રીશ્ચીઅન કોલેજમાં ગણિતના પ્રોફેસર તરીકે નીમણુંક કરવામાં આવી. ત્યારબાદ તેઓ લાહોરની ઓરીએન્ટલ કોલેજમાં રીડર તરીકે નીમાયા. ઇ. સ. ૧૮૯૭ ના ઓક્ટોબર માસમાં દિવાળીને દિવસે સ્વામી રામતીર્થે, માત્ર ૨૪ વર્ષની કોમળ વયે પોતાનો 'આત્મા પરમેશ્વરને અર્પ્યો,' અર્થાત્ તેમણે આત્મ વિદ્યા પ્રાપ્ત કરી લેવાનો નિશ્ચય કીધો.

ઈ. સ. ૧૮૯૯ માં તેમણે કોલેજની ગણિતના પ્રોફેસરની જગા છોડી. આ સમયે તેમણે વૈરાગ્યની ઉત્તમ દશા પ્રાપ્ત કીધી. નોકરીમાંથી

મુક્ત થયા બાદ તરતજ સ્વામીજી હિમાલય પર્વત ઉપર પગે ચાલીને ગયા. ત્યાં કઠિન તપશ્ચર્યા આરંભી બ્રહ્મ વિદ્યામાં નિપુણતા પ્રાપ્ત કીધી. હિમાલય ઉપર આવ્યા બાદ એક વર્ષ રહીને એટલે ઇ. સ. ૧૯૦૦ માં તેમણે સંન્યાસ ગ્રહણ કીધો. થોડાજ સમયમાં તેઓએ પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કીધું. અને હેમનું યોગબળ વધ્યું.

ઈ. સ. ૧૯૦૨ મા ભગવાં વસ્ત્ર પહેરી, પાસે એક પણ પાઇ રાખ્યા વિના, સ્વામીજી પ્રવાસે નીકળ્યા. ત્રણ વર્ષ તેઓ હિન્દ બહાર રહ્યા. આ સમયમાં તેમણે જાપાન, ઇજીપ્ત, અમેરીકા ઇત્યાદિ મુલકોની મુલાકાત લીધી. તેમણે બે વર્ષ અમેરીકામાં ગાળ્યા. અમેરીકામાં તેમના સદ્ઉપદેશની પ્રશંશા કરનારા ઘણા મળ્યા. સેંકડો હેમના અનુયાયી થયા. સેંકડો હેમના પૂજકો થયા. અમેરિકાના લોકો ' રામ ' ઉપર એટલા બધા મોહિત થયા, કે તેઓની ઉત્કંઠા તૃપ્ત કરવાને ' રામ 'ને પ્રત્યેક દિન ૭ ૭ વ્યાખ્યાનો કરવા પડતાં. ઘણા તો હેમને પયગંબર યાને ઇશ્વરી અવતાર માનવા લાગ્યા. હેમના મિત્રને સેંકડો મકાનોમાં સ્થાન મળ્યું છે. અમેરીકામાં હેમના સ્મરણાર્થે " સ્વામી રામ સોસાયટી " સ્થાપવામાં આવી છે જે હાલમાં હિન્દી વિદ્યાર્થીઓને અત્યંત ઉપયોગની થઈ પડી છે. હેમના પ્રવાસ દરમ્યાન કેટલાક પ્રસંગો જાણવા જેવા છે. તેમાંના કેટલાક નીચે આપવામાં આવ્યા છેઃ-(૧) અમેરીકાના જોર્ડયા પ્રાંતનો સુબો જ્યારે હેમને મળવા આવ્યો ત્યારે તેણે પૂછ્યું, " આપને કાંઈ જોઇએ છે ? " સ્વામીજીએ પ્રત્યુત્તર વાળ્યો, " ' રામ 'ને કોઇ વસ્તુની ઇચ્છા નથી તો તે શું માગે ? આખી દુનીઆની દોલત યાને બાદશાહોની બાદશાહી " રામ' નીજ છે. ' રામ ' બાદશાહ, તો બે પરવા છે, અને તે બાદશાહોનો બાદશાહ છે. યાચના કરવાને શું ' રામે ' સંન્યાસ લીધો છે? ના. " કેવાં સુંદર વૈરાગ્યભાવ દર્શક વચનો ! અમેરિકામાં એક જણે સ્વામીજીને પૂછ્યું, " પૈસા વિના હમને ચાલશે ? " સ્વામીજીએ જવાબ આપ્યો કે ' રામ'ને કશાનીએ જરૂર પડે ત્યારે તે વસ્તુ એની મેળેજ આવી મળે છે. કારણકે ' રામ" આખી દુનીઆને ચાહે છે, એટલે આખી દુનીઆ ' રામ 'ને ચાહે છે, પછી જોઇએ તો ' રામ ' અમેરીકામાં રહેતો હોય કે હિંદુસ્થાનમાં, પણ આખું જગત ' રામ 'નું ઘર છે. " (૩) જાપાનમાં ટોકીઓ ઇમ્પીરીઅલ યુનીવર્સીટીના સંસ્કૃત પાઠશાળાના પ્રોફેસરે સ્વામીજીને જોઇને હેમને વિષે એવા ઉદ્ગારો કાઢયા હતા કે, પૂર્ણત્વ પામેલા ખરા હિન્દી તત્વવેત્તા મ્હેં એમનેજ જોયા. "

ઇ. સ. ૧૯૦૫ માં સ્વામીજી પૃથ્વી યાત્રા કરી ફરીથી પોતાની જન્મ ભૂમિમાં આવ્યા. સ્વામીજીને હેમના શિષ્યો તરફથી નવી સંસ્થા કાઢવાનો આગ્રહ કરવામાં આવ્યો. પરંતુ તેમણે તે વાતનો ચોખ્ખો અસ્વીકાર કરી કહ્યું, **"હિંદમાં કામ કરતી બધી સંસ્થાઓ આપણીજ છે જેથી તેમના દ્વારા આપણે કામ કરવું."**

સ્વામીજી ઉત્તર હિન્દુસ્થાનના મુખ્ય મુખ્ય શહેરોમાં જઇ વ્યાખ્યાનો આપતા ત્યારબાદ તેઓ હિમાલય પર સિધાવ્યા ઇ. સ. ૧૯૦૬માં સ્વામીજીના કેટલાક મિત્રો હેમને મળવાને મહા કષ્ટ વેઠી પર્વત ઉપર ગયા. સ્વામીજીએ હેમને યોગ્ય આદર આપ્યું. સ્વામીજીએ હેમની પાસે બપોરે કેટલાક કાગળ આવ્યા, તેમાં જણાવ્યું કે, " જો 'રામ'ને મળવું હોય તો સપ્ટેંબર માસની આખર પહેલાં મળી જવું. નહિં તો પછી મળાશે નહિં" આજ હેમની ભાવિષ્યવાણી.

હિમાલય પર્વત ઉપર પર્ણકુટીમાં નિવાસ કરી સ્વામી રામતીર્થે ઇ. સ. ૧૯૦૬ ના ઓકટોબર માસની ૧૭ મી તારીખે સંવત ૧૯૬૩ ના આશ્વિન માસની અમાવાસ્યાને દીને પોતાના પવિત્ર દેહને ગંગામાં અર્પ્યો અર્થાત્ પોતે સમાધીસ્થ થયા.

બે દિવસ બાદ જ્યારે આ અશુભ સમાચાર હેમના વતનમાં મળ્યા ત્યારે સર્વત્ર શોક વ્યાપિ રહ્યો. લાહોરની કોલેજમાં હેમના મરણનો શોક પ્રદર્શિત કરવા એક જંગી સભા મળી. હેમના ગુણોની પ્રસંશા થઈ. હેમના અમર આત્માને શાંતિ મળે એમ પ્રાર્થના થઇ. અસ્તુ.

સ્વામીજીને બે પુત્ર અને એક પુત્રી હતાં. હેમનાં પુત્રોનાં નામ મદનમોહન અને બ્રહ્માનંદ હતાં.

સ્વામીજીનું વિદ્યાર્થીજીવન ઘણુંજ આદરણીય હતું હેમનાં એક પત્રમાં તેમણે પોતેજ તેનું વર્ણન કીધું છે, તે ઉપરથી આપણે તે જોઇ લઇશું.

૯ મી ફેબ્રુઆરી ૧૮૯૪,
રાત્રિના અગીઆર વાગે.

" ......હું હાલમાં સ્હવારે પાંચ વાગે જાગૃત થાઉં છું. સાત વાગ્યા સુધી અભ્યાસ કરૂં છું. પછી શૌચ આદિથી નિવૃત્ત થઈ સ્નાન અને વ્યાયામ ( કસરત ) કરૂં છું. તત્પશ્ચાત પંડિતજી પાસે જાઉં છું. રસ્તામાં પણ વાંચતો વાંચતો જાઉં છું. એક કલાક પછી ત્યાં ભોજન કરીને હેમની

સાથે ગાડીમાં કોલેજ જાઉં છું. કોલેજથી મુકામ ઉપર આવતા રસ્તામાં દૂધ પીઉં છું. મુકામ પર થોડો વખત વિશ્રાંતિ લઇ નદી તરફ ફરવા જાઉં છું. ત્યાં લગભગ અડધા કલાક સુધી હરફર કરૂં છું......હું ફરૂં હરૂં છું ત્યારે પણ મ્હારૂં વાંચન ચાલુજ હોય છે.) અંધારૂં થતાં કસરત કરૂં છું.......લગભગ સાડાદશ સુધી અભ્યાસ કરૂં છું. હું અનુભવથી સિદ્ધ કરી શક્યો છું કે "આપણે આપણા જઠર (પેટ)ને જો બરોબર સંભાળી ઉત્તમ સ્થિતિમાં રાખીએ તો આનંદ કિંવા સુખ, ચિત્તની એકાગ્રતા, ઇશ્વરનું સતત સ્મરણ, આત્મ વિશુદ્ધિ આદ આપણને સહજ પ્રાપ્ત થાય. બુદ્ધિ અને ગ્રહણ કરવાની શકિત તેથી મતેજ થાય છે." પ્રથમ તો હું ખોરાક બહુજ થોડો લઉં છું અને વળી જે ખાઉં છું તે બરાબર પચાવું છું."

'રામ'

સ્વામીજી સદા હસમુખા રહેતા. તેમની એ વૃત્તિમા કદિપણ ફેરફાર થતો નહિ. સ્વામીજીનો શારરીક બાંધો માતાની દેખરેખની ગેરહાજરીને લીધે પ્રથમથીજ નબળો હતો. પરન્તુ જેમ તેમણે ઇચ્છા શકિત અને આત્મબળમાં પ્રબળતા મેળવી તેમજ તેઓએ પોતાના શરીરને પણ પહાડ જેવું મજબૂત બનાવ્યું. સ્વામીજીએ બાલ્યાવસ્થાથીજ ગરીબાઇને લીધે કઠિન તપશ્ચર્યા શરૂ કરી હતી. સ્વામીજીના દર્શન કરનારની દુષ્ટ ભાવનાઓ નષ્ટ પામતી, તેમનામાં દૈવી અંકુરો સ્ફુરતા, નવીન ચેતન રેડાતું અને ઉદાત્ત અને પુણ્યશાળી વિચારોનો શીતલ વાયુ પ્રસરતો તેમના દર્શન કરનાર માનવીનો આત્મા આનંદમય બનતો.

સ્વામીજીનો પ્રેમ અમર હતો. તેમનો પ્રેમ નિષ્પક્ષપાતી અને એક સરખો હતો. તેમ બધા ધર્મના માણસો ઉપર પ્રેમ રાખતા એટલુંજ નહિં, પરન્તુ સર્વ જંતુઓ અને જીવ માત્ર ઉપર તેઓ પ્રેમ રાખતા તેઓએ એક સમયે કહ્યું છેઃ—"ક્રિશ્ચિઅન, હિંદુ, પારસી, આર્યસમાજી, શીખ, મુસલમાન કિં બહુના મ્હારા પ્રિય ઇષ્ટ દેવતા ભારત ભૂમિના-અન્નપાણિથી જેમનાં અસ્થિ, સ્નાયુ, રક્ત અને મસ્તિષ્ક બધાયાં છે તે સર્વ મ્હારા બંધુઓજ છે અરે! મ્હારા આત્માઓજ છે. ખરેખર હું પ્રેમનો સાગર છું. મ્હારો સૌ ઉપર પ્રેમ સરખો છે જે કોઇ પ્રેમ સાગરમાં ડુબકી મારશે તે નિઃસંશય પ્રેમમય બનશે. વધારે તો શું પણ જે કોઇ શત્રુભાવે આવશે તેને પણ હું પ્રેમથીજ આલિંગન આપીશ. મ્હારા પ્રેમનો પ્રવાહ એવો પ્રચંડ છે કે શત્રુતા એમાં ક્યાં એ ડુબી જશે." કેવો સુંદર વિશ્વવ્યાપી પ્રેમ કેવી સુંદર નિશ્ચલ આત્મશાંતિ!

સ્વામીજીના પરલોકગમનથી હિન્દે એક અણુમોલું રત્ન ખોયું છે પરંન્તુ હેમના જીવનપર્યંત ભારતે હેમની ખરી કિંમત આંકી નથી, હેમના વિશાળ જ્ઞાનની યોગ્ય કદર કરી નથી. ભારત એક ઝવેરી તરીકે ફળીભૂત નીવડયું નથી. અમેરીકાજે હેમની ખરી કદર કરી શકયું છે. અમેરીકાજ હેમનું જ્ઞાન ગ્રહણ કરી શકયું છે. અમેરીકાનાજ લોકો હેમની પાછળ ગાંડા બન્યા છે. જેમજેમ હિન્દવાસીઓ હેમના ગ્રંથો વાંચતા જાય છે તેમ તેમ તેઓ કેવા તત્વજ્ઞાની મહા વિદ્વાન પુરુષ હતા હેનો વિચાર કરે છે. હવે હેમના ગ્રંથો ઉપરથી ભારતવાસી હેમની કદર કરતા શીખ્યા છે. પ્રિય વાચક! તું પણ એમના ગ્રંથો વાંચી, બોધ ગ્રહણ કર અને હંમેશનું સુખ મેળવ અસ્તુ.



## વિવિધ વોધક વિષયો.

### અચળ-દ્દઢ નિયમ.

Neither curses nor prayers can alter the one blessed eternal law which says: "Whatsoever a man sows that shall he also reap." James Allen says:- "Hatred, anger, jealousy, envy, lust, covetousness, all these are fires which burn, and whoever even so much as touches them must suffer the torments of burning."

ભાવાર્થઃ—કર્મનો પવિત્ર અને અચળ નિયમ છે કે જેવું વાવશો તેવું લણશો. આ નિયમને મનુષ્ય ગમે એટલા શાપો આપે અગર ઇશ્વરની પ્રાર્થના કરે કે આ નિયમને હે પ્રભુ તમે ફેરવો તોપણ એ નિયમ કદી પણ ફરી શકે એમ નથી. જેમ્સ એલન નામનો એક તત્વવેત્તા કહે છે કે:-તિરસ્કાર, ક્રોધ, ઇર્ષ્યા, અસૂયા, કામ, લોભ ઇત્યાદિ અગ્નિરૂપ છે, એ બાળવાનોજ ગુણ ધરાવે છે. અને જે કોઇ એને માત્ર અડકેજ છે તેને પણ

## કોણ ઉન્નતિને માર્ગે છે.

The only is advancing in life whose heart is getting softer, whose, blood warmer, whose brain quicker, whose spirit is eutering into living peace

(Ruskin.)

ભાવાર્થઃ—જે માણસનું હૃદય દયાની (પ્રાણી માત્ર પર દયાની) લાગણીથી દિવસે દિવસે નરમ બનતું જાય છે, અને પ્રેમ ઉત્સાહથી જેનું રક્ત લોહી દિન પ્રતિદિન ગરમ બનતું જાય છે, અને 'જેનામાં બુદ્ધિની (ખરૂં ખોટું સમજવાને સારૂ ઉપયોગી એવી વિવેક બુદ્ધિની) ચપળતા અને સૂક્ષ્મતા વધતી જાય છે, અને જેના આત્મામાં ખરી શાંતી ફેલાતી જાય છે (એટલે જેનો આત્મા ખરી શાંતિના સમુદ્રમાં ઉંડી ને ઉંડી ડુબકી મારતો જાય છે) તેજ મનુષ્ય પોતાના જીવનનું સાર્થક કરવામાં પ્રગતિ કરે છે-આગળ વધતો જાય છે એમ સમજવું. એવોજ માણસ ઉન્નતિના માર્ગે સપાટાબંધ આગળ વધે છે એમ જાણવું.

Who prayeth well & best?

'He prayeth woll who loveth well
Both man and bird and beast.
He prayoth best who loveth best
All things both great and small.
For tho dear God who lovoth us,
He made and loveth all.'

ભાવાર્થઃ—કોની પ્રાર્થના સારી અને શ્રેષ્ટ કહેવાય?

જે માણુસ મનુષ્ય માત્રને, પક્ષી વર્ગને કે પશુ વર્ગને સારી રીતે ચાહે છે (તેઓનાપર ખરા અંતઃકરણથી પ્રેમ રાખે છે) તેજ યોગ્ય રીતે પ્રાર્થના છે એમ કહેવાય. તેમજ જે માણસ નાની કે મોટી દરેક વસ્તુને પ્રેમ પૂર્ણ દૃષ્ટિ જુએ છે તેજ માણસ સૌથી શ્રેષ્ઠ રીતે પ્રાર્થના કરી જાણે છે એમ કહી શકાય, કારણ કે વ્હાલા પ્રભુજી કે જે આપણાપર અત્યંત પ્રેમ રાખે છે તેણેજ સર્વે સૃષ્ટિ) ઉપર ગણાવ્યું તે અને બીજું બધું) બનાવી છે અને તે આપની સૃષ્ટિને પ્રેમપૂર્ણ, દૃષ્ટિથી જુએ છે.

## પ્રભુની કૃપા અને આપણું કર્તવ્ય.

"God has filled an immense Storehouse called the Universe with all the good things. He wants us to possess them. He has made us His heirs. Just so surely as we will believe this and assert it and think it, no matter what darkness and poverty we are in, conditions will change, and we will come into our own little by little."

ભાવાર્થઃ—પરમાત્માએ આ આખી સૃષ્ટિરૂપી વખારમાં વિવિધ પ્રકારની સઘળી સારી સારી વસ્તુઓથી–પદાર્થોથી ભરી મૂકી છે. અને આ સુંદર પદાર્થોના આપણે માલિક થઇએ એમ તેમની ઇચ્છા છે. આપણે તે પ્રભુનાજ બાળકો હોવાથી તેમના વારસ છીએ. એટલે તેમની મેળવેલી સુંદર વસ્તુઓનો વારસો તો આપણે માટેજ નક્કી થયો છે. આ બાબતપર જેટલા પ્રમાણમાં શ્રદ્ધા રાખીને આપણે તે વારસાઇ હકકની માંગણી કરશું અને તે મળશેજ એમ ખાત્રી પૂર્વક તેનુંજ ચિંતવન કર્યા કરશું તેટલાજ પ્રમાણમાં તે આપણને મળશે હાલની આપણી સ્થિતિ ગમે તેવી દુઃખી કે ગરીબ હશે તોપણ એથી તેમાં ફેરફાર થવાજ માંડશે અને ધીમે ધીમે અને થોડે થોડે આપણો વારસો આપણને મળશેજ એમ ચોકકસ ધ્યાનમાં રાખો.

## પોતેજ પોતાનો શત્રુ કે મિત્ર છે.

"All unhappiness, as all happiness, is from within. For as St. Bernard has said, "Nothing can work me damage but myself; the harm that I sustain I carry about with me, and I am never a real sufferer but of my own fault." From the Kingdom of the mind issue the edicts that govern life."

ભાવાર્થઃ—સર્વ પ્રકારના સુખો તેમજ સર્વ પ્રકારના દુઃખો આપણા મનમાંથીજ ઉત્પન્ન થાય છે સેંટ બર્નાર્ડ નામના એક મહા પુરૂષ કહે છે કે "મને મ્હારી પોતાની જાત સિવાય બીજું કાંઈ કોઈ પણ રીતે નુકસાન કરી શકે એમ નથી. જે નુકસાન મને થાય છે તે હમ્મેશાં મ્હારી સાથેજ રહે છે અને મ્હારી પોતાની ભૂલથીજ જે મને નુકસાન

થાય છે તેજ મને બહુ સાલે છે." મનોરાજ્યમાંથી જે જે આજ્ઞાઓ અને નિયમો બ્હાર પડે છે તેથીજ જીવનનું નાવ ચાલે છે.

આપણામાં પણ શ્રીમદ્ ભગવદ્ગીતાના છઠ્ઠા અધ્યાયના પાંચમાં શ્લોકમાં કહ્યું છે કેઃ—

उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥

અર્થઃ—પોતેજ પોતાનો ઉદ્ધાર–ઉન્નતિ કરવા મથવાનું છે. કોઇએ પણ પોતાનો–આત્માનો નાશ કરવો નહીં. પોતેજ પોતાનો મિત્ર છે અને પોતેજ પોતાનો શત્રુ છે.

આ શ્લોકમાં પોતે પોતાનો એટલે પોતાના મન વડે પોતાના આત્માનો ઉદ્ધાર કરવાનો છે એમ આગલા–પ્રથમના 'આત્મા' શબ્દનો અર્થ 'મન' કરવો. અને એ પરથી વળી બીજું સૂત્ર કે જેને હું સર્વ પ્રકારના જુદા જુદા ધર્મ ગ્રન્થો, ને ધર્મ પન્થોના રહસ્યને સમજવાની એકની એક કુંચી રૂપે સમજું છું તે સૂત્ર યાદ આવે છે. તે સૂત્ર નીચે પ્રમાણે છે.

*मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोः*

આપણા સુખ દુઃખનું મૂળ અને મુખ્ય કારણ આપણા મનમાંજ રહેલું છે.

**જોશી માસ્તર.**

---


## નિરાશ થશો નહિ.

તમારે હવે જીવનમાં નિરાશ થવાની કદીજ જરૂર નથી. ગમે તેવી આપત્તિમાં તમે આવી પડયા હશો. અને જીવન દુઃખથી કંટાળી ગયું હશે. તોપણ થોડો સમય હિમત રાખી સુખના સૂર્ય સમાન

### મનકામના પૂર્ણ કરવાનો માર્ગ.

ગ્રંથ થોડો સમય વાંચો અથવા સાંભળો. તમારી નિરાશા તરતજ ચાલી જશે. ઘણી મહેનત અને શ્રમથી આ પુસ્તક તમારે માટે તૈયાર કરાવ્યું છે. હવે બેસી ન રહેતાં તેનો લાભ લો.

ચીકણાં જાડા ગ્લેઝ કાગળ. સુંદર છપાઈ અને પાકું પુંઠું છતાં બહોળો ફેલાવો કરવાના ઉદ્દેશથી ફક્ત મૂલ્ય રૂ. બે રખાયું છે.

**વિશ્વજ્યોતિ કાર્યાલય અડાજણ–સુરત.**

# પ્રાણાયામ.



( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ટ ૧૧૬ થી )

યોગ શબ્દ માત્રથી આજે તો કેટલાક ભડકીને ભાગે છે. યોગવિદ્યા એ શું છે એનો જેને અનુભવ નથી તે માણસ શ્વાસ રોકવાની ક્રિયાને ખાલી એક ઢાંગ અને શરીરમાં વિક્રિયા ઉત્પન્ન કરનાર સાધન તરીકે ગણે છે. યોગના સંબધમાં આટલી બધી ટીકા થવાનું કારણ એટલુંજ છે કે તેના વાસ્તવ સ્વરૂપને ન સમજનાર અને કશા પણ નિયમના પાલન સિવાય એકદમ યોગી થઇ જવાની ઇચ્છા રાખનાર અનાડી મનુષ્યોએ દેખાદેખી યોગને સાધવા પ્રયત્ન કરી લાભને બદલે નુકસાન અનુભવ્યું છે. અને તેને લઇને આજે યોગવિદ્યા તરફ લોકો અલક્ષ કરે છે. યોગ સાધવાનો અધિકાર પ્રાપ્ત કર્યા વગર તે સાધવા તૈયાર થઇ જવું એના જેવી મૂર્ખતા બીજી એક પણ નથી. જે સાધન જીવનને આપે છે તે અવિહિત રીતે વાપરવાથી જીવનનો વિનિપાત પણ કરે છે. અને તેથી રાજયોગ અને હઠયોગના અભ્યાસીઓએ યોગ માર્ગમાં આગળ વધવા પ્રથમ પોતાનો અધિકાર પ્રાપ્ત કરવો જોઇએ.



## પ્રકરણ ૨ જું.

### યોગનો અધિકારી કોણ છે?

પ્રત્યેક મનુષ્ય યોગનો અધિકારી છે. પણ તે શરીરે નિરોગી હોવો જોઇએ. બ્રહ્મચર્યવ્રત યોગ પાલનમાં મુખ્ય છે. અને તેનું પાલન થવું જોઇએ. આ વિદ્યાના ઉપાસકે ક્રોધ મોહ લોભ ઇત્યાદિ દુર્ગુણો પણ પોતાના જીવ- ાથી સદાને માટે કાઢી પરમ શાંત થવું જોઇએ.

ભગવાન પતંજલિએ યોગશાસ્ત્ર ઉપર ભાષ્ય લખ્યું છે. અને તે પાતંજલ યોગસૂત્ર નામથી પ્રસિદ્ધ છે. જીજ્ઞાસુઓને આ સૂત્રો ઘણાં ઉપ-

યોગી હોઇ તેનાથી જાણવાનું સર્વ જણાઇ જાય છે. આપણે આ પ્રકરણમાં તેમના સૂત્રોનું અલ્પમાં વિવેચન કરવા પ્રયત્ન કરીશું.

**अथ योगानुशासनम्.**

હવે યોગનો આરંભ કરીએ છીએ.

મનુષ્યે યોગનો આરંભ શા માટે કરવો? એવા કયા સત્ફલને યોગ પ્રકટાવે છે કે જેનાથી તે સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરવાની આપણને જરૂર પડે? આ સંબંધમાં પ્રથમ પ્રકરણમાં ઘણુંજ વિસ્તારથી કહેવાયું છે. અને તેનો સાર માત્ર એટલોજ છે કે સર્વથી પ્રથમ યોગનો અભ્યાસ મનુષ્યને શારીરિક આરોગ્ય બક્ષે છે. ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર પ્રકારના પુરૂષાર્થની સિદ્ધિ કરાવી આપનાર આપણું શરીર હોવાથી જ્યાં સુધી તે આરોગ્ય નથી ત્યાં સુધી સઘળું વ્યર્થ છે. પણ આજકાલ તો મનુષ્યો આરોગ્યને વેચી પૈસા મેળવે છે પણ પૈસા જતા કરી આરોગ્ય મેળવતા કોઈ જોવામા આવતા નથી. અને જે જણાય છે તે ઘણાંજ મોડા થયેલા હોય છે. એક વખત તો આરોગ્ય ગુમાવી પછી પૈસા ખરચી તેને સારૂ કરવા જાય છે. આ રાંડયા પછીનું ડહાપણ છે. અર્થ પ્રાપ્તિનો લોભ આજકાલ એટલો બધો લાગેલો હોય છે કે છેક મૃત્યુ આવી જીવનના દરવાજા ઠોકે છે ત્યાં પર્યંત કોઇનાથી ચેતાતું નથી.

યોગ એ એક મહાન દિવ્યશક્તિ છે. તેના આશ્રયથી મનુષ્યની ઉર્ધ્વ ગતિ થાય છે. આ સાધનને હાથ કરી કંઇ કેટલા મનુષ્યો આ દુઃખમય ભાસતા સંસારને તરી ગયા છે. મોક્ષ માર્ગ પર્યંત યોગ મનુષ્યને લઇ જાય છે. પૂર્વકાળના ઋષિ મુનિઓ આ વિદ્યાના સેવનથીજ યથેચ્છ આરોગ્ય યથેચ્છ બળ અને યથેચ્છ જીવન પ્રાપ્ત કરતા હતા.

આ યોગની જીજ્ઞાસા થવી તે મહાન ભાગ્યને સૂચવે છે. આત્માના સ્ફુરણો કોઈ ધન્ય ક્ષણોમાં થાય છે. તેમ યોગની જીજ્ઞાસા કોઈ ભાગ્યશાળી નરનેજ પ્રકટે છે. પ્રાપ્ત સ્થિતિમાં નીચેને નીચે પડી રહેનાર મનુષ્યને યોગ બલ ગગનવિહારી થવાનું સામર્થ્ય આપે છે. અને તેથીજ યોગ સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરવાની મનુષ્યને આનવાર્ય જરૂર છે.

હે જગતના મનુષ્યો? વિષયોમાંજ જો તમે રચી પચીને રહેલા હો તો તેનાથી મુક્ત થઈ આત્માના પ્રદેશમાં આવો. યોગબલ સંપન્ન થાઓ. અને તમારો સર્વત્ર વિજય છે. તમે સામર્થ્યહિન નથી પણ સામર્થ્યના સમુદ્ર રૂપ છો, કોઇપણ પ્રકારની દીનતા અથવા દરિદ્રતા તમારા જીવનના

ગુપ્ત ખૂણાંમાં પણ ભરાઇને બેસી રહી હોય તો તેને લાત મારી બહાર કાઢો. તમારે કોઇ રીતનું દુઃખ છેજ નહિ. તમે સુખ સ્વરૂપ છો. તમે ચિત્ત સ્વરૂપ છો. તમે આનંદ સ્વરૂપ છો.

અને આ વાત હું તમને ખોટી કહેતો નથી. તમારા વાસ્તવ સ્વરૂપ-નેજ હું તો અલ્પમાં જણાવું છું. તમારૂં સ્વરૂપ તો એટલા બધા ગુણો સામર્થ્યો અને ચમત્કૃતિથી ભરેલું છે કે તેનું સંપૂર્ણ વર્ણન કરવાનું તો આ સામાન્ય લેખિનીમાં સામર્થ્ય નથી. જેને વેદો **यतो वाचे निवर्तंतो अप्राप्य मनसा सह** કહિ વાણી અને મનનો વિષય ચાલી શકતો નથી એમ કરી અટકે છે. એવા પરમાત્મ સ્વરૂપથી તદ્દભિન્ન માનવ સ્વરૂપનું વર્ણન કોણ કરી શકે ?

**યોગશ્ચિત્તવૃત્તિ નિરોધ**

ચિત્તની વૃત્તિઓનો નિરોધ અર્થાત રોકાણ તેનું નામ યોગ.

યોગનો સરળમા સરળ અર્થ આ સૂત્રમાં આપણને કરી બતાવ્યો છે. અને તેના ઉપર જેટલું વિવેચન કરીએ તેટલું ઓછું છે. જો આ સૂત્રને બરાબર રીતે સમજવામાં આવે છે તો અભ્યાસી યોગ માર્ગમાં ઘણી ત્વરાથી આગળ વધી શકે એ નિસંશય છે.

મનુષ્યોને વૃત્તિઓ વારંવાર હૃદયમાં ઉઠે છે. કેટલીક સુખ જન્ય હોય છે અને કેટલીક દુઃખજન્ય પણ હોય છે. જેવી વૃત્તિઓ તેવું ફળ પ્રાપ્ત થાય છે. મનુષ્ય જે પ્રકારના વિચારો પોતાની વૃત્તિમાં કરે છે તે પ્રકારે વ્યવહાર અને પરમાર્થના માર્ગમાં આગળ ગતિ કરી શકે છે. અધ્યાત્મશાસ્ત્રનો પાયોજ આટલી ટૂંક બાબત ઉપર રચાયો છે. મનુષ્ય પોતાના વિચારને આધિન થઇ વૃત્તિઓની લગામ છૂટી મૂકી વ્યવહારમાં ફાવે તેમ વર્તે છે. તો થોડા સમયમાંજ પોતાના સ્વત્વને ભૂલી જાય છે. અને આ સ્વત્વ ભૂલાવું એજ દુઃખનો પાયો છે. વ્યાધિ નિરાશા, શોક, ભય, સંતાપ એ સર્વે એક પછી એક પોતાના પરિવાર સહ આ સ્વત્વ ભૂલેલા માણસની પાસે આવે છે. અને સંસારમાં સુખ મેળવવા આવેલો મનુષ્ય દુઃખ પ્રાપ્ત કરી પોતાના બાકી આયુષ્યને નિશાસા નાંખતા પુરૂં કરે છે.

વૃત્તિઓનો નિરોધ કરવાથી એક પ્રકારનું તેનામાં બળ પ્રકટે છે. આપણને તેની ખબર હોતી નથી. દૃષ્ટાંત તરીકે સામાન્ય પ્રસંગોમાં વહી જતી વરાળને આપણે જોઇએ છીએ ત્યારે તેનામાં કેટલું સામર્થ્ય હશે. તેની કલ્પના પણ આપણને આવતી નથી. પરંતુ યંત્ર દ્વારા એકત્ર કરી

ઉપયોગ કરવાથી મહાન કાર્યો તેનાથી થઇ શકે છે. મનુષ્યે જ્યાં સુધી પોતાની વૃત્તિઓનો યોગ્ય પ્રમાણમાં નિરોધ કર્યો નથી અને મનને સાધારણ વિષયોમાંજ રમાડયા કર્યું છે. ત્યાં સુધી તે સુખનો અધિકારી નથી, અને સુખનો અધિકારી નથી એટલે યોગનો પણ અધિકારી નથી. જે મનુષ્યને સુખ તથા યોગબલ પ્રાપ્ત કરવું છે તેણે તો પોતાની વૃત્તિઓના નિરોધનો અભ્યાસ સેવવોજ જોઇએ.

વૃત્તિઓના નિરોધની શા માટે જરૂર છે? સુખને માટે. એવો એક સ્વાભાવિક નિયમ છે. કે મનુષ્ય જે દ્રવ્ય વિષયની પ્રાપ્તિને માટે રાત્રિ અને દિવસ પ્રયત્ન કરે છે અને જપ્યા કરે છે તે દ્રવ્ય વિષય તેનાથી દૂરને દૂર જતો જાય છે. અને તેથી નિસ્પૃહતાની વૃત્તિને કેળવવાની જરૂર પડે છે. વૃત્તિઓના નિરોધને બદલે મનુષ્ય તેના ગુલામ થઈ ગયાં છે. અને મદારી જેમ માંકડાને ખેલ કરતી વખત આમથી તેમ નચાવે છે તેમ વૃત્તિઓ માણસને તેના પાસમાં લઈ નચાવી તેના મનુષ્યત્વપણાને હણે છે.



અપૂર્ણ.

## एक दृष्य.



હિમાલયના શિખરે સ્થિત મહાત્મા<br>
જગતના કલ્યાણ અર્થે,<br>
ઉતરે છે ભૂમંડલમાં<br>
પૂછે છે ભરત ભૂમિના એ બાલકો?<br>
શાંછે તમારાં કર્તવ્ય કર્મ?<br>
પ્રવૃત્તિ કઇ ધરી છે હાથમાં,<br>
શોછે અભિલાષ, અને કર્મનો વિલાસ?<br>
ઉતાવળા થશો નહિ<br>
શાંત બનો, હજીપણ શાંત બનો<br>
શાંતિમય થઇ આપો મારા પ્રશ્નનોઉત્તર<br>
કહેવું છે તે સાંભળી પ્રભુને<br>
તમારી પાવન ભૂમિના શાછે હાલ

ટોળે ટોળાં ઉભરાવા લાગ્યાં;
વૃદ્ધ યુવાં કે બાળક
સિદ્ધ દર્શનની ઇચ્છા કોને ન હોય ?
કેટલાક દર્શને આવ્યાં
કેટલાક દેખાદેખી આવ્યાં,
કેટલાક કુતુહલ જોવા આવ્યાં,
અંતરના કાળાં છતાં બહારથી સફેદ
બહારથી મલિન છતાં,
કાળી હાંડીના દીપક સમ
અંતરથી સફેદ
વિવિધ જાત અને સ્વભાવના.
માનવીઓની મેદની થઇ રહી,
આકાશની વાણી સમ,
સિદ્ધના સંદેશે,
ખળભળાવી મૂક્યા હૃદયે તારોને,
દીલરૂબાની ગતિની જેમ,
એક તારને ગતિ આપતાં,
સઘળા તારો ઝણઝણી ઉઠ્યા,
શો ઉત્તર આપવો સાધુને,
જોવા લાગ્યાં એક બીજાના મુખની પ્રતિમાઓ.

શું કહે ? શું બોલે ?
આત્મદર્શી આગળ કહેવા જેવું શું હોય ?
માંહેમાંહ્ય વિમાસ્યા, વિચારો કર્યા;
એકે કહ્યું, ભૂલ્યા છીએ ધર્મ અને કર્મો;
પણ નથી ભૂલ્યા અન્યના કટુ વચનને;
બીજો બોલ્યો, વિસાર્યાં છે પ્રભાતે પ્રભુના નામ,
પણ નથી વિસારી મારી તારી કુથલીઓને,
ઇષ્ટનાં ગુણગાન ગાવા પ્રાપ્ત થએલા મુખનો,
ઉપયોગ કર્યો છે અન્યના તિરસ્કારોમાં,
ત્રીજાએ જણાવ્યું પ્રભુના રમ્ય રૂપ જોવાને નેત્ર,
જોયા છે અન્યના દોષો અને છીદ્રો;

અપકારી ઉપર પણ ઉપકાર કરવાનો,
પ્રભુનો આદેશ છતાં,
નથી કરી શક્યા ઉપકાર કે પ્રત્યુપકાર,
અન્યના વેણુને સાંખ્યુ નથી,
પરિણામી પ્રભુ પદને ઝાંખ્યું નથી.

ચોથો કહે સંપ ત્યાં જંપ,
કહેવત પ્રચલિત છતાં
નથી ધરી શક્યાં ભાઈ ભાઈઓમાં. બહેન બહેનોમાં પ્રેમ.
**वसुधैवं कुटुंब सूत्र**
પુરાણોને પાને હવા ખાતું રહયું!
જ્યાં અંદરનોજ પ્રેમ નથી! ત્યાં વિશ્વપ્રેમ ક્યાંથી લાવવો;
જીવન એ શાશ્વત નથીઃ
પક્ષીના મેળા સમાં,

ઉડી જનાર છીએ, આ વિશ્વ ।વહરણમાં,
વખત આવે સઉ સઉના ઠેકાણે,
છતાં નથી ત્યજાતો અંતરનો વૈરભાવ,
નથી પ્રગટતી હૃદયની શાંતિ
શિવ ? ।શવ ?
શું કહીએ ? શું બોલીએ ?
પાંચમો બોલ્યો. સિદ્ધ દેહાત્મન ?
દુનિયા આખી જડત્વ યેને ઘેરાઈ છે.
ભરતખંડની પ્રજા પણ,
નથી મુક્ત રહી શકી તેનાથી દેવ ?
પશ્ચિમનો નિશો આ દેશે પણ આવ્યો,
સ્વત્વને ભૂલ્યા. પરાધિનતા પ્રાપ્ત કરી.
સુભાગ્યે આપ જેવા કર્મવીરે
ઉઘાડ્યાં છે ભારતનાં નેત્રો,
જગવી છે પૂર્વની સંસ્કૃતિ, ૮
પ્રભુને કહેજો, તમારો પુનિત દેશ,
પતિત થયો હતો કર્તવ્યો વિસારવાથી,

અંજન આંજ્યું છે મોહન સ્વરૂપે,
પડળો ખુલ્યાં અંતર ઉઘડયાં
સ્વીકાર્યાં છે ગીતાનાં સૂત્રોને,

પંચ ત્યાં પરમેશ્વર,
એ ન્યાયે તમો પાંચનું સાંભળ્યું,
કળી ગયો છું દેશ આખાની સ્થિતિને,
પ્રભુને ગદ ગદ કંઠે જણાવીશ કે
આપની વિહાર ભૂમીમાં વસતા
કળી કાળના માનવીઓ,
આપના નામ સ્મરણ ભૂલ્યા છે.
પણ નથી ભૂલ્યા સંસારના અનુભવોને,
શોધ કરી છે ગ્રામોફોન અને ટેલીફોનની
પણ નથી શોધ કરી આપના સ્વરૂપની,
જમીનના ટુકડા માટે લડયા છે વિશ્વ આખામાં.
પણ નથી લડયા અંતરના કામ કે ક્રોધ સાથે.
વિશ્રામ રાખ્યો છે હોકાયંત્રની ગતિ ઉપર દરિયામાં
પણ નથી વિશ્વાસ રાખ્યો આપના નામમાં,
કરી છે મોટી મોટી યાત્રાઓ, શેત્રુંજ્ય કે બદ્રિનાથની.
ધોયા છે તનના મેલો, બાહ્ય પાણીના સાધનથી,
પણ નથી ધોયા, તમારા સ્મરણ વારથી
રજસ તમસ રૂપ મેલોને,

અસ્તોદયનું ચક્ર
દિવસ અને રાત્રિના નિયમ મુજબ
તમારી પુણ્ય ભૂમિ ઉપર આવ્યું હતું
બારે દિન કોઇના સરખા ગયા છે.
સુખ દુઃખ એ તો વેળા ફરતી છાંયડી છે.
ઉદય ત્યાં અસ્ત, અસ્ત ત્યાં ઉદય,
કોણ મિથ્યા કરી શકે નાથ ?
વિશ્વના અબાધિત આપના સ્થાપિત નિયમને.
પ્રતિકૂળ સમયમાં પણ સુભાગ્ય છે આર્ય પ્રજાનું,

ધર્મતત્વ છેક ગયું નથી.
એશિયાની સંસ્કૃતિએ,
રેલાવ્યો છે પ્રવાહ પાશ્ચમના દેશોમાં,
હજીએ રેલાવશે વિશ્વ આખામા.
ધર્મ અને કર્મ ભૂલેલી પ્રજા
કર્તવ્યના માર્ગમા આવી છે.
નાના કે મોટા પ્રાર્થે છે ઉપનિષદની પ્રાર્થના
ઉચ્ચ સ્વરે આઘોષ કરીને.
તમસો મા જ્યોતિ ગમય



# दीर्घायुष्य प्राप्त करवानी कळा.



લેખક—જટાશંકર નાન્દી એન. ડી.—અમેરિકા.

( અનુસંધાન ગતાંક પાન ૧૦૩ થી )

ખરેખરી રીતે વૃદ્ધાવસ્થા જીંદગીનો એવો સમય છે કે જે ભોગવવાને માટે માણસે બહુ ઉત્કંઠા રાખવી જોઈએ. તે અવસ્થામા ડાહાપણનો ઉત્તમ રીતે ઉપયોગ થઇ શકે છે અને અન્ય સર્વ સદ્‌ગુણોના લાભ ઓછામાં ઓછી અડચણથી લેવાય છે. કારણ તે સમયે મનોવિકાર શાંત પડેલા હોય છે અને પોતાની સદ્‌બુદ્ધિને વશ રહી શકે છે.

પોતે પણ મારા જેવી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કરી શકે તેવી અભિલાષાથી આ યુવકોએ મને વિનંતિ કરી છે કે જે ઉપાયોથી મેં દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કર્યું છે તેમનું તેમના આગળ વર્ણન કરવા કૃપા કરવી તેઓ આવી પ્રમાણિક ઉત્કંઠાવાળા હોવાથી તેમજ તેમનેજ નહિ પરંતુ જે લોકો મારો લઘુ ગ્રંથ વાંચે તે તમામ લોકોને મારી અંતઃકરણ પૂર્વક લાભ આપવાની ઇચ્છા હોવાથી મને જે કારણે મારી અલ્પાહારી કુટેવો છોડી દેવાને અ

નિયમિત મીતાહારી જીવન ગાળવવાને ફરજ પાડી છે તે કારણનું લેખી વર્ણન કરીશ. આ સુધારો કેવી રીતે કર્યો અને તેનાથી જે સારાં પરિણામોનો મને પાછળથી અનુભવ થયો તેનું પણ તેવીજ રીતે વર્ણન કરીશ જેથી અત્યાહારની ટેવનો ત્યાગ કરવો કેવો સેહેલો છે તે સ્પષ્ટ સમજાશે અને અંતમાં મીતાહારી જીવનથી કેવા ઉત્તમ લાભ થાય છે તે પ્રતિપાદન કરીશ.

હું જાહેર કરૂં છું કે જે દુષ્ટ વ્યાધિયોથી હું હમેશ દુઃખી થતો હતો અને જેમણે મારા શરીરપર હુમલો કર્યો હતો એટલુંજ નાહ પણ જેઓ એટલા બધા આગળ વધી ગયેલા હતા કે તેઓ સઘળા અત્યંત કષ્ટ સાધ્ય થઇ ગયા હતા તેજ દારૂણ દેહ દુઃખોએ મારી અત્યાહારી કુટેવો કે જેમાં હું અત્યંત આસક્ત હતો–છોડાવી મારો અતિશય વાયડા જઠરવાળો જન્મથી ખરાબ બાંધો અને મારૂં ભુતકાળનું સ્વચ્છંદી અત્યાચારી જીવન કે જેની એકત્ર અસરને લીધે હું વિવિધ પ્રકારના રોગોનો ભોગ થઇ પડ્યો હતો. જઠરમાં દુઃખાવો, વારંવાર પાસવાડામાં શળ, સંધિવાનાં ચિન્હો અને લગભગ કાયમનો મંદ જ્વર મારા શરીરમાં ઘર કરી બેઠાં હતાં પરંતુ વિશેષે કરીને જઠરના વિકારો અને તૃપ્તી થાય નહિ એવી તૃષાથી હું ખાસ હેરાન થતો હતો આ મારી વ્યાધિ ગ્રસ્ત સ્થીતીએ મારી જીંદગી કે જે તેના સ્વાભાવિક અંતથી બહુ દૂર હતી પણ મારી નઠારી રહેણીએ તેના અંત સમીપ આણી હતી જેનાં દુઃખો અને પરિશ્રમોનો અંતઃ મૃત્યુ લાવે તે શિવાય મારે બીજી આશા રાખી શકાય તેમ નોહતું.

દરેક રોગ નિવારણના ઉપાયો અજમાવ્યા પણ કોઇથી આરામ થયો નાહ અને ત્રીસથી ચાળીસ વર્ષની મારી ઉમરમાં હું એવી અશક્ત સ્થીતીમાં આવી પડ્યો કે મારા વૈદ્યોને મને કહેવું પડ્યું કે મારે માટે હવે એકજ ઉપાય રહ્યો છે. આ ઉપાયને જો હું ખંતથી કામે લગાડવા નિશ્ચય કરૂં અને તેનો ઉપયોગ ધૈર્યતાથી રાખું તો તે જરૂર મારા વ્યાધિયો પર વિજય મેળવશે એમ તેઓએ નિશ્ચય પૂર્વક ખાત્રી આપી.

આ ઉપાય તે મિતાહારી અને નિયમીત જીવન હતું. સ્વાદને ખાતર માફક આવે નહિ તેવો ખોરાક હદ ઉપરાંત ખાવાની ટેવથી જેવી રીતે આયુષ્યનો ક્ષય થઈ વ્યાધિગ્રસ્ત થવાય છે તેવીજ રીતે પોતાને માફક આવે તેવા પ્રકારનો ખોરાક પોતાને પચી શકે તેટલાજ પ્રમાણમાં ખાવાની ટેવ

રાખવાથી આરોગ્ય કાયમ રહી દીર્ઘાયુષ્યી થવાય છે એ વિષે વૈદ્યોએ મને ભરોસો આપ્યો.

જન્મથી સશક્ત બાંધાવાળા પુરૂષોને પણ અત્યાહારી અને અમિતાહારી જીવન યુવાવસ્થામાંજ શરીરના બાંધાને નિર્બળ પાડી દીર્ઘ કાળ સુધી વ્યાધિગ્રસ્ત રાખે છે તે પણ તેટલુંજ સિદ્ધ છે.

આ બંને ટેવોને પરસ્પર વિરૂદ્ધ પરિણામો લાવવાની શકિત વિષે મને શંકા નોહતી. કારણ કે મારી જીવન શકિતનો જો કે એટલો બધો નાશ થઈ ગયો નહોતો કે કુદરતી જીવન અને પુનઃ વ્યાધિમુકત ન કરે તો પણ મારાં દેહ દુઃખોનું કારણજ મારૂં અત્યાહારી જીવન હતું તે હું સારી પેઠે જાણતો હતો તેમજ જન્મથી નબળા બાંધાવાળા પુરૂષોને તેમજ નિર્બળ વૃદ્ધાવસ્થાને પણ મીતાહારી અને નિયમીત જીવન આરોગ્ય રાખે છે તે મારા અવલોકનમાં આવ્યું હતું.

આ તમામ કુદરતી કાયદાને અનુસરતું છે કારણ એક બીજાથી વિરૂદ્ધ વતન એક બીજાથી વિરૂદ્ધ અસર ઉપજાવે છે. અગ્નિનો સ્પર્શ ઉષ્ણતાની અને બરફનો સ્પર્શ શીતળતાની અસર કરે છે કુદરતની કૃતિઓનું અનુકરણ કરી કળા સ્વાભાવિક ખામીઓ અને અપૂર્ણતાને ક્રમશઃ સુધારે છે. આ સિદ્ધાન્ત ખેતી અને બીજાં અન્ય શાસ્ત્રોમાં સાબીત થયેલો છે.

મારૂં શરીર રોગથી હમેશ પીડીત હોવા ઉપરાંત ભર જવાન વયે મરણને શરણ થવાના ભયપ્રદ વિચારો મારા મનપર ચમત્કારિક રીતે અસર કરી અને તેમનાં અસરકારક અને સત્યભાસક કારણોથી મારી સંપૂર્ણ ખાત્રી થઇ કે નિયમીત અને અનિયમિત જીવનને લીધેજ ઉપર વર્ણવેલ એક મેકથી વિરૂધ્ધ પરીણામો આવે છે. આશાથી ઉત્સાહિત થઇ મેં નિશ્ચય કર્યો કે અકાલક મોતનો ભય ટાળવાને તેમજ તમામ વ્યાધિથી મુકત થઇ સંપણુ આરોગ્ય મેળવી તે કાયમ રાખવાને મારે હવે નિયમિત અને મિતાહારી જીવન ગાળવું જોઇએ.

મારા વૈદોએ જે આહાર મારે લેવાનો હતો તેની મને સુચના આપી હતી. અશક્ત રોગીયોને નક્કર કે પ્રવાહી જે આહાર લેવાની પરવાનગી આપવામાં આવે છે તેજ પ્રકારનો આહાર મારે લેવાનો હતો ને તે આહાર પણ અલ્પ પ્રમાણમાં લેવાનો હતો ખરૂં જોતાં તો પ્રથમ પણ મને આજ આહાર લેવાની આજ્ઞા થઇ હતી પરંતુ તે એવે સમયે થઈ હતી કે આવા પ્રકારના આહારથી કંટાળી જઇ મારી ઇચ્છા પ્રમાણે સ્વાદેન્દ્રિયને તૃપ્ત

કરવા હું આહાર લેવાનું પસંદ કરતો. વિશેષમાં જ્વરથી મારું શરીર ખવાઇ જતું હોવાથી દારૂ મારા સ્વાદને પસંદ પડે તેટલા પ્રમાણમાં ઢીચવા આનાકાની કરતો નહિ તમામ હકીકત રોગીયોની રીત પ્રમાણે મારા વૈદ્યોથી ગુપ્ત રાખતો.

એક વખત જ્યારથી મેં દૃઢ નિશ્ચય કર્યો કે હવેથી હું મીતાહારી અને ડહાપણ ભરેલી જીંદગી ગાળીશ અને મારી ખાત્રી થઇ કે આવું વર્તન રાખવું તે સેહેલું છે એટલુંજ નાહ પરંતુ દરેક માણસનું કર્તવ્ય છે ત્યાર પછી પ્રાણાન્તે પણ હું મારા નિશ્ચયમાં ચલિત ન થયો મેં અંતઃકરણ પૂર્વક નવું જીવન ગાળવા માંડયું અને કોઈ પણ દીવસ સ્વાદથી લલચાઇ મને જે આહારના પદાર્થ માફક આવતા નોહોતા તે લીધા નહિ તેમજ મને માફક આવતા પદાર્થો પણ મારૂં જઠર સેહેલાઇથી પચાવી શકે તેટલાજ પ્રમાણમાં લીધાને કોઇપણ સમયે જરાપણ અત્યાહાર કર્યો નહિ.

થોડા દીવસમાં મને અનુભવ થયો કે મારા આરોગ્યને મારી નવી રહેણી ઉત્તમ રીતે અનુકૂળ આવે છે અને જો કે કેટલાકને આ હકીકત અસંભવનિય લાગશે તો પણ એક વર્ષની અંદર હું મારા તમામ વ્યાધિઓથી મુક્ત થયો.

હવે જ્યારે મેં સંપૂર્ણ તંદુરસ્તી પ્રાપ્ત કરી ત્યારે હું નિયમિત જીવનની શક્તિ વિષે ગંભીરતાથી મારા મનમાં વિચાર કરવા લાગ્યો કે જ્યારે તેણે મારા આટલા બધા કષ્ટ સાધ્ય વ્યાધિઓ મટાડયા તો મારૂં આરોગ્ય જાળવવામાં મારા કમનશીબ બાંધાને સુધારવામાં અને મારી અત્યંત અશક્ત જઠરને મજબુત કરવામાં તે આથી પણ વધારે અસરકારક નિવડશે.

તેથી કયા પ્રકારના આહાર મને માફક આવે છે તેનું હું ખંતથી અવલોકન કરવા માંડ્યો. પ્રથમ જે પદાર્થો મને સ્વાદમાં બહુ સારા લાગતા હતા તે મારા જઠરને અનુકુળ આવે છે કે નહિ તેવો અનુભવ લેવો શરૂ કર્યો. જે સ્વાદમાં સારૂં તે શક્તિને પોષણ આપે છે તે કહેવતમાં સત્ય છે એમ સામાન્ય રીતે માનવામાં આવે છે અને વિષયી માણસોનો તો તે પ્રથમ સિદ્ધાન્ત છે મેં પણ તેમાં આજ સુધી દૃઢ માન્યતા રાખી હતી પણ હવે મેં નિશ્ચય કર્યો હતો કે તેની સત્યતા વિષે ખાત્રી કરવી.

ગ્રંથ કર્તા જાતે ખ્રીસ્તી ધર્મના હોવાથી તેને માંસ અને મદીરા નાનો ધર્મથી પ્રતિબંધ નહતો. તેથી તેણે આ પદાર્થો વાપરેલા છે પરંતુ

કેવળ ભિન્ન ભિન્ન ધર્મની આજ્ઞાઓ વિષે વિચાર ન કરતાં મનુષ્યનું શારીરિક બંધારણ ઉપર ફકત આહારની નુકસાનકારક અસરો વિષે હવે સર્વ વિદ્વાનોમાં બીલકુલ મતભેદ નથી સર્વાનુમતે મનુષ્ય જાત માટે અનેક અનર્થકારક માંસાહારને અભક્ષ્ય ગણી વર્જ્ય કરેલ છે. દારૂ માટે પણ તેની તન મન પર થતી નઠારી અસરને લીધે ડાકટરોએ દવા તરીકે પણ તેના વપરાશ વિરૂદ્ધ સખ્ત ઉદ્‌ગારો કાઢેલા છે. આ વિષયપર અત્રે લંબાણ વિવેચનની જરૂર નથી અલ્પમાં વાંચકે પોતાને કયા પ્રકારનો આહાર અનુકુળ આવે છે તે શોધી કાઢતી વખતે વનસ્પતિ જન્ય ખાદ્ય પદાર્થોમાંથી પસંદગી કરવી આવશ્યક છે તેમાં પણ અગ્નિથી કૃત્રિમ ગરમી આપી રાંધ્યા સિવાય કુદરતી સ્થિતિમાંજ ખાઇ શકાય તેવાં ફળો અને બદામ કાજુ વિગેરે તૈલી પદાર્થોમાથી પોતાની પ્રકૃતિને માફક આવતા પદાર્થો પસંદ કરવાથી અલૌકિક લાભ થશે. લેખકના ફળાહાર અને નિરોગ દીર્ઘાયુષ્ય નામના ગ્રંથમાં મનુષ્યનો સ્વાભાવિક આહાર ફળ છે અને તેનો ત્યાગ કરી કૃત્રિમ અન્ય પ્રકારનો આહાર ગૃહણ કરવાથી મનુષ્યની શારીરિક, માનસિક આધ્યાત્મિક અધોગતિ થઇ તે અલ્પાયુષી થયો છે તે અનેક પ્રમાણોથી સિદ્ધ કરવામાં આવ્યું છે. ઉત્તમોત્તમ શક્તિ પ્રાપ્ત કરવા માટે જીજ્ઞાસુજનોએ તેજ આહાર ગૃહણ કરવાની ટેવ પાડવી તે કલ્યાણકારક ને ફળદાયક છે.

આ ગ્રંથમાં તો મૂળ ગ્રંથકારે માંસ અને મદીરા એ બંન્ને અભક્ષ પદાર્થો વાપરીને પણ પોતાની પ્રકૃતિને માફક આવતા પદાર્થો પોતાને પાચન થઇ શકે તેટલાજ પ્રમાણમાં હમેશ લઇને સર્વ વ્યાધિ મુક્ત થઈ સો વર્ષથી અધિક આયુષ્ય પ્રાપ્ત કર્યાનું વર્ણન છે જો આવા આરોગ્યહર નુકસાનકારક પદાર્થો ખાધા છતા પણ કેવળ ઉપર કહેલ નિયમિત અને મીતાહારી જીવનના પ્રતાપેજ દીર્ઘાયુષ્ય મેળવી શકાય તો સ્વાદેન્દ્રિયને વશ ન થતાં પોતાને માફક આવતા કુદરતી આહારના પદાર્થો પચી શકે તેટલા પ્રમાણમાં વાપરનાર મનુષ્યની આયુષ્ય સીમા અપરિમિત છે તે બતાવવા માટેજ ગ્રંથકારના આ પદાર્થોના પ્રયોગ સંબંધી વર્ણન કર્યું છે.

મારા અનુભવે સ્વાદમાં સારૂં તો પોષણમાં સારૂં એ કહેવત ખોટી સાબીત કરી છે. દાખલા તરીકે ઘણો ઠંડો ને સુકો દારૂ અને સ્વાદમાં સારો લાગે તો તેવીજ રીતે તડબુચ, આગની પેદાશ, કાચી ખાઇ શકાય તેવી શાક ભાજી, માછલી, ડુકરનું માંસ, સુખડી, શેરવા મીઠાઈ અને બીજા

તેવાજ સ્વાદિષ્ટ પદાર્થોનો સ્વાદ મને બહુ પસંદ પડતો પરંતુ મને અનુભવથી આ કહેવત ખોટી છે એમ સાબીત કરી તેને હમેશ ખોટી માની સ્વાદિષ્ટ પદાર્થો જેમને માફક આવતા નહોતા તેનો ત્યાગ કર્યો તેને બદલે સ્વાદના મોહમાં વશ ન થતાં જે પદાર્થો મને માફક આવતા હતા તે મેં પસંદ કર્યા અને મારી જઠરાગ્નિ તેમને જેટલા પ્રમાણમાં સહેલાઇથી પાચન કરી શકતી હતી તેટલાજ પ્રમાણમાં હું લેવા લાગ્યો આ રીતે મેં કદી પણ અત્યાહાર કરવાની ટેવ પાડી નહિ હું હમેશ ભાણાપરથી વધારે ખાઈ શકાય તેવી સ્થિતિમાં ઉઠતો આ રીતે પેટ ભરપુર ભરાય ત્યાં સુધી ન ખાવું તે આરોગ્ય શાસ્ત્રનો સાર છે એ કહેવત મુજબ હું હમેશ વર્તતો.

ઉપર પ્રમાણે અત્યાહારના દુષ્ટ દુર્ગુણથી મુક્ત થયા પછી મેં હમેશ ચોકસાઇથી મીતાહારી અને નિયમિત જીવન ગાળ્યું. આની મારા શરીર એવી તો ગુણદાયી અસર થઇ કે લાંબા સમયથી મારા શરીરમાં ઘર ઘાલી બેઠેલો લગભગ અસાધ્ય વ્યાધિઓ એક વર્ષમાં મટી ગયા.

બીજું ઉત્તમ પરિણામ આ જીવનનું એ આવ્યું કે જ્યારે હું વિષયી જીવન ગાળતો હતો ત્યારે હર વર્ષે મને એક વિચિત્ર પ્રકારનો તાવ આવતો અને ઘણી વખત તે મને મૃત્યુના મુખ આગળ લઇ જતો તે તાવ આવતો પણ બંધ થયો.

અલ્પમાં હું ઘણોજ તંદુરસ્ત થયો અને આજ સુધી હું તેવોજ રહ્યો છું અને તેનું એ કારણ છે કે મેં કોઇપણ પ્રકારના આવરણને માનસિક નબળાઇથી વશ ન થતાં મેં હમેશ મીતાહારી નિયમિત જીવન ગાળ્યું છે.

આ જીવનનો અપરિમિત ગુણ એ છે કે જે હમેશ મને માફક આવતું તે પાચન પ્રમાણમાં હું ખાઉં છું તે મારા શરીરને પોષણ આપ્યા પછી કોઇપણ જાતનો વિકાર કે અડચણ કર્યા શિવાય આહાર આવે છે. આ નિયમ અસ્ખલિત રીતે પાળ્યા પછી ઇશ્વરનો આભાર માનો કે હું પ્રથમ હતો મુજબ અત્યંત તંદુરસ્ત રહ્યો છું.

એ સત્ય છે કે મારી હોજરી બરાબર પાચન કરી શકે તેટલાજ [illegible] અને માફક આવે તેવાજ પ્રકારનો આહાર લેવાના એ અગત્યના [illegible] હમેશ કાળજીથી પાળ્યા ઉપરાંત અન્ય શરીર સંરક્ષણના ઉપ નીયમો મેં પાળ્યા છે. તે ઉપ નીયમો નીચે પ્રમાણે છે.

(૧) જીવનના કોઇપણ વ્યવહારમાં મેં મારી જીવન શક્તિનો દુર[ઉપ]યોગ કર્યો નથી.

(૨) શુદ્ધ હવાની અવર જવર વિનાનાં બંધેજ સ્થળોમાં હું ઝાઝો વખત રહ્યો નથી.

(૩) નિંદ્રા અને આરામના મારા મુકરર કરેલા સમયમાં મેં ખલેલ પોહચવા દીધી નથી.

(૪) અત્યંત થાક લાગે ત્યાં સુધી માનસિક કે શારીરિક પરિશ્રમ મેં કર્યો નથી.

(૫) આ સિવાય ઘણી ટાઢ, ઘણો તડકો, ઘણો પવન મેં સેવ્યો નથી.

ઉપલાં તમામ વર્તન આયુષ્ય હર હોવાથી સેવ્ય નથી તેમનો ત્યાગ કરવો કઠણ નથી કારણ કે ઇશ્વિરે મનુષ્યને વિચાર શક્તિ બક્ષી છે અને તેનો સદ્ ઉપયોગ કરી આરોગ્યને નિરોગ દીર્ઘાયુષ્યની અભિલાષા નુકશાનકારક કૃત્યો કરવાથી મળતાં ક્ષણિક આનંદ કરતાં વધારે બળવતર ને કલ્યાણકારક ગણી સદ્ વર્તન રાખી તંદુરસ્તી જાળવવા પ્રયત્નશીલ રહેવું જોઇએ.

ગ્રંથ કર્તાનો પ્રથમ ઉપનિયમ અતિ અગત્યનો હોવાથી તે વિષે વિવેચનની જરૂર છે સામાન્ય રીતે આધુનિક સમયમાં જીવન શક્તિના જે દુરૂપયોગથી મનુષ્યના ભવિષ્યના જીવન ઉપર ઘણીજ અનિષ્ટકારક અસર થઇ તેને અનેક પ્રકારનાં દુઃખના દરીયામાં ડુબાવી દઇ અકાળે મૃત્યુ આણે છે તે પ્રજા ઉત્પન્ન કરનાર–જીવનના સાર રૂપ પ્રાણતત્વ વીર્યનો દુરૂપયોગ છે. સ્રી સંગ પ્રજોત્પતિના મહાન ઉપદેશ ज्ञातौ भार्या सुपेयात् । वेद । ને માટેજ નિર્માણ થયેલ છે છતાં અનેક વિધથી મનુષ્યો કેવળ વિલાસને માટે તેનો ઉપયોગ કરી સ્રી સંગ જાનત અસ્થાયી અને અકંચિતકર સુખ સારૂ દેહ ક્ષીતિજર વીર્યનો નાશ કરી કાંચન આપી કાચ લે છે. જો પ્રજોત્પતિ સિવાય વિર્યનો અન્ય ઉપયોગ હોત તો સર્વ શક્તિ સંપન્ન પરમ કૃપાળુ પ્રભુએ માનવ જાતિના ઉત્પત્તિ અવયવોમાં એવા પ્રકારની વિલક્ષણતા મુકી હોત કે ગર્ભ ધારણ થવાના ભય વિના સ્રી પુરૂષ વિષયવાસના તૃપ્ત કરી શકત મનુષ્ય જાત શિવાય તમામ અન્ય ઉતરતી શ્રેણીનાં પ્રાણીઓમાં પણ નરમાદાનો સંયોગ પ્રજોત્પતિના કાર્ય માટેજ નિર્માણ કરેલો છે. મનુષ્ય જાત તે હેતુના અપવાદ રૂપ છે એમ હજુ કોઇ પણ સાબીત કરી શકયું નથી. ડાકટર કાઉવેલ એમ. ડી. કહે છે કે કોઇપણ વિચારશીળ પ્રમાણિક માણસ ના પાડી શકશે નહિ કે વીર્ય પ્રજોત્પત્તિના માહાન્ કાર્ય માટેજ ઉત્પન્ન થયેલ છે અને જ્યારે આ શિવાય અન્ય હેતુ

માટે તેનો ઉપયોગ કરવામાં આવ્યો છે ત્યારે તેનો દુરઉપયોગ કરનાર પોતાના દેહના સારાંશનો ક્ષય થયેલ હોવાથી પોતાનું માનસિક અને શારીરિક બળ ઓછું કરી સૃષ્ટિના પ્રારંભ કાલથી આજસુધી શીક્ષા ભોગવ્યાં શિવાય રહયો નથી. પ્રજા ઉત્પન્ન કરનારૂં તત્વ જે વીર્ય તેનો ગેર ઉપયોગ કરવાથી માણસ જાત વ્યાધિ, દુઃખ તથા અકાળ મૃત્યુના ભયમાં આવી પડે છે. આ વિષે સવિસ્તર ચર્ચા લેખકે પોતાના બ્રહ્મચર્ય વ્રત નામના લેખમાં કરેલ હોવાથી જીજ્ઞાસુએ તે લેખ વાંચવાથી વિશેષ માહિતી મળશે. સ્ત્રીને ગર્ભ રહી ન શકે તેવી સ્થીતિમાં સ્ત્રી સંગ કરી અગર તો કેવળ આનંદ ખાતરજ વિષય વાસના તૃપ્ત કરી અમૂલ્ય વીર્યનો દુરૂપયોગ કરી આરોગ્ય અને આયુષ્યનો ક્ષય કરવો મહા અનર્થ રૂપ છે એટલીજ સૂચના આપી અત્રે અટકીયે છીયે ગ્રંથ કર્તાનું મીતાહારી ને નિયમિત જીવન વીર્યનો દુરૂપયોગ થતો અટકાવવાની સંયમ શાકત આપે છે તે પણ તેના અનેક લાભ પૈકીનો એક અમુલ્ય ગુણ છે આ શિવાય મનુષ્યે પોતાની જીવન શકિતનો અન્ય વ્યવહારમાં પણ નિરૂપયોગી ક્ષય કરવો નહિ.

ગ્રંથ કર્તાનો બીજો ઉપ નયમ શુદ્ધ હવાનું સેવન હતો તાજી શુદ્ધ હવા એ પ્રાણીનું જીવન છે ફેફસાંને ત્વચા દ્વારા જે પ્રમાણમાં મનુષ્યને શુદ્ધ હવા મળે છે તેજ પ્રમાણમાં તેનું આરોગ્ય સચવાય છે. ડોકટર બોઈડ કહે છે કે શુદ્ધ હવા એ સૃષ્ટિનો મોટો વૈદ્ય છે. આરોગ્ય તેના પર પોતાના પરમ મિત્ર જેટલો વિશ્વાસ રાખે છે અશકતને તે બળ આપે છે. પ્રો. કલાર્ક કહે છે કે સ્વચ્છ ઠંડી હવા એ રોગીને માટે સૌથી ઉત્તમમાં ઉત્તમ પૌષ્ટિક દવા છે રોગીના સ્થાનમાં તેની પ્રથમ અગત્ય છે. રોગીના મરણ પ્રમાણનું અવલોકન કરતાં એમ ચોકસ જણાયું છે કે જે રોગીઓને ખીચોખીચ ઓરડીઓમાં રાખ્યા હતા તેમાં શુદ્ધ હવામાં રાખેલા રોગીઓ કરતાં મરણ પ્રમાણ બમણું હતું. મનુષ્ય ખોરાક શિવાય કેટલોક સમય નભાવી શકે છે પરંતુ જો હવા તેને આપવામાં ન આવે તો તે અલ્પ સમયમાં મૃત્યુ પામે છે એક અન્ય પ્રસિદ્ધ ડાકટર લખે છે કે લોહીને શુદ્ધ કરનારી સઘળી દવાઓમાં સ્વચ્છ હવા એ સૌથી ઉત્તમ દવા છે એટલુંજ નાહ પરંતુ તે બીજી અસ્વચ્છતાઓની નઠારી અસરથી સૌથી શ્રેષ્ઠ રક્ષણ કરનાર છે. અને નબળાં ફેફસાંને માટે સઘળી પૌષ્ટિક દવામાં તે સૌથી ઉત્તમ છે.

(અપૂર્ણ.)



# स्वागत मंदिर



**વસંતવિહાર** લેખક રા. રા. વસનજી દયાળજી ગણાત્રા. સોલએજન્ટ હરગોવીંદદાસ હરજીવનદાસ બુકશેલર્સ પાનકોર નાકા અમદાવાદ પુસ્તકનું કદ સુપર રોયલ ૧૬ પેજી સચિત્ર પૃષ્ઠ ૨૪૮. પાકુ પુંઠુ સોનેરી નામ. એન્ટીક પેપર મૂલ્ય રૂા. ૨-૮-૦)

આ પુસ્તકમાં રા. વસંતના લખેલા તત્વવિચાર, ભક્તિ. પ્રેમ શૌર્યના પદ્યો-ગઝલો સમાવવામાં આવી છે. અને તેમાં કાવ્યની પ્રતિભા સરસ ઝળકી રહી છે. પુસ્તક એકંદરે વાંચવા યોગ્ય છે. કેમકે ગદ્ય લેખ કરતાં પદ્યની અસર જીવનમાં ઘણી સારી થાય છે. રા૦ હરગોવીંદદાસના આ પ્રયત્નને અમે અભિનંદન આપીએ છીએ.

**જ્યોતિ** આ નામનું માસીક પત્ર ભાવનગર ખાતેથી પ્રકટ થાય છે. તેના તંત્રી ભાઈ હરજીવન કાળીદાસ મહેતા અને પ્રાણજીવન ઓધવજી ઠક્કર છે. ભાઈ હરજીવનદાસની સેવા ભારત સેવા આદિ પત્રોથી તેમ વિવિધ વ્યાખ્યાનોથી ગુજરાતને જાણીતી છે. અને આ માસીકમાં પણ વિવિધ ઉપયોગી લેખો સારા પ્રમાણમા તેમના પોતાના અને જુદા જુદા વિદ્વાનો તરફથી આપવા પ્રયત્ન થાય છે. માસીકનું વાર્ષીક લવાજમ ફક્ત બે રૂા. છે. મંગાવનારે થીઓસોફીકલ સોસાયટી ભાવનગર લખવું.

**નવચેતન** કલકત્તા ખાતેથી ભાઈ ચાંપશી વીઠ્ઠલદાસ ઉદેશી નં. ૬ કુપર લેન કલકત્તા તરફથી પ્રસીદ્ધ થતા આ માસીક પત્રનો અક્ટોબર નવેમ્બરનો સંયુક્ત અંક દીવાળીના ખાસ અંક તરીકે પ્રસિદ્ધ થયો છે તે તે મળ્યો છે. આ અંકમાં લેખોની ચુંટણી ખાસ ધ્યાન રાખી કરવામાં આવી છે. તેમજ બાહિરંગ શોભા વધારવા ચિત્રો પણ આપ્યાં છે. રા૦ રાવલનું ગુર્જર સુન્દરીનું ત્રિરંગી ચિત્ર તેમજ શ્રીયુત મજમુન્દારનું માનસકમલનું ત્રિરંગી ચિત્ર ખાસ ધ્યાન ખેંચે તેવાં છે. રા. ખબરદારની દેવીને નવચેતન વાળી કવિતા, રા. જાગીરદારનો ઠકકા ઓવારેનો હાસ્ય મય લેખ, પુસ્તોના બાંધકામ વાળો લેખ, રઝળતો રાજહંસ નામની ટુંકી વાર્તા વીગેરે લેખો વાંચવા જેવાં છે. ભાઈ ઉદેશીના આ સાહસની અમે ફતેહ ઇચ્છીએ છીએ.

**બ્રહ્મચારી** સીધપુર ઉત્તર ગુજરાત ખાતે સ્થાપીત થએલા શ્રી ગોપાલકૃષ્ણ બ્રહ્મચર્યાશ્રમના મુખપત્ર તરીકે આ પત્રની યોજના કરાઇ છે. અને તેના ત્રણ અંકો પ્રકટ થયા છે. તે જોતાં આ પત્ર આગળ જતાં સારૂં કામ કરી શકશે એવી આશા રહે છે. આર્ય પ્રજા બ્રહ્મચર્યના ભંગથી દીવસે દીવસે નિર્બળ થતી જાય છે. તેવા સમયમાં તેમને બ્રહ્મચર્યનું બળ–સમજાવવાની પુરેપુરી અગત્ય છે- અમે માનીએ છીએ કે આ પત્ર ઉપયોગી લેખોથી ઉત્તરોત્તર વિભુષિત થઈ જન સમાજમાં પ્રિય થઇ પડશે. પત્રનું વાર્ષીક લવાજમ રૂ. ૨ા છે.

**જૈન આત્માનંદ સભાનો ત્રિવાર્ષીક રીપોર્ટ**—ભાવનગર ખાતે સ્થપાયલા જુની અને જૈનોમાં જાણીતા સંસ્થા જૈન આત્માનંદ સભા છે. અને તે શાસનની ઉન્નતિ માટે મુની મહારાજો તથા વિદ્વાનોના સંગીપણાથી ઘણું સારૂં કામ કરે છે. જૈન સાહીત્યની અભિવૃદ્ધિ કરવાનો તેનો મુખ્ય ઉદ્દેશ છે. અને તેમાં ઘણી પ્રગતી કરી ધર્મ. અને કેળવણીને લગતા ઘણાં પુસ્તકો પ્રસીદ્ધ કર્યા છે. રીપોર્ટ જોતાં સંસ્થા સંબંધી માહિતી સઘળી મળી રહે છે.

**ઓીસેન્ટ ફ્રી રીડીંગરૂમનો પાંચમા વર્ષનો રીપોર્ટ**—સને ૧૯૨૧-૨૨ રાજપીપલા સ્ટેટના રાજધાનીના શહેર નાંદોદમાં આ રીડીંગ રૂમ સ્થપાયો છે. અને તેના ઓનનરા સેક્રેટરી તરીકે ભાઇ સુંદરલાલ પુરૂષોત્તમદાસ બક્ષી કામ કરે છે. અને તેમના ઉત્સાહ ભર્યા પ્રયાસથીજ લાયબ્રેરીનું ભવીષ્ય ઉજ્જવળ બનતું જાય છે, ઉત્તમ કામ હોવા છતાં ફંડની સ્થીત સારી નથી. ફંડ સારૂં હોય તો હજી પણ મોટા પાયા ઉપર કામ લઈ જવાય અમે નાંદોદની પ્રજાને તેમ સખી ગૃહસ્થોને આ સંસ્થાને વધુ પગભર કરવા મદદ આપવા સુચના કરીએ છીએ.

**સ્વધર્મ જાગૃતિ** તંત્રી બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રી ભાસ્કર ગણેશ સિદ્ધાશ્રમાધિપાત રાવપુરા ગુરૂમઠ વડોદરા. પ્રકાશક શ્રીયુત કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા બી.એ. શાહીબાગ અમદાવાદ વાર્ષીક લવાજમ રૂ.૩-૦-૦) ગુજરાતમાં હાલ નવીન માસીકો ઉભરાય છે. સાહિત્યની આવી પ્રગતિ જોતાં કોને આનંદ ન થાય ? પરંતુ તેમાં કેટલાક ક્ષણજીવી હોય છે. કેટલાંક અલ્પજીવી હોય છે અને કેટલાંક દીર્ઘજીવી હોય છે. અમને જણાવતાં હર્ષ થાય છે કે આ માસીકના ત્રણ અંકો જોતાં તે દીર્ઘજીવી છે. પુત્રના લક્ષણ પારણામાંથી એ સત્રાનુસાર આ માસિકના લેખો હૃદયસ્પર્શી ... ... ભાવનાવાળા છે. અને તે જન સમાજમાં પ્રિય થઇ પડશેજ એવી આશા

રાખી શકાય છે. જેમ તનનો ખોરાક અન્ન છે. તેમ મનનો ખોરાક ઉત્તમ વાંચન છે તેથી અમે આ માસીકની ફતેહ ઇચ્છી તેના ગ્રાહક થવા અમારા ગ્રાહકોને ભલામણ કરીએ છીએ.

**તરૂણ ગુજરાત** વલસાડથી પ્રસીદ્ધ થતા આ માસીક પત્રના પ્રથમ વર્ષના ત્રણ અંકો ભાઇ અંબાલાલ ચુનીલાલ પરીખ ઠે. રામજી ટેકરો વલસાડ તરફથી મળ્યા છે. વાર્ષીક લવાજમ રૂ. ૪-૩-૦ છે. માસિકનો મુખ્ય વિષય રાજ્યકિય પ્રગતિનો છે. અને તેથી તેમાં હાલના વાતાવરણને લગતા સંગીન લેખો પ્રકટ થાય છે. માસીક મધુકરી વગેરે લેખો ઉપયોગી અને આવકારદાયી છે. ભાઈ અંબાલાલને તેમના સાહસમાં વિજય મળો એવી શુભાશા છે.

**આર્યભિષક અથવા હિંદુસ્તાનનો વૈદ્યરાજ** પ્રકાશક સસ્તું સાહીત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ મૂલ્ય રૂ. ૪) આ લોકપ્રિય પુસ્તકની પાંચમી આવૃત્તિ આ કાર્યાલય તરફથી હાલ પ્રસિદ્ધ થઈ છે. આર્યભિષકનું પુસ્તક ગુજરાતી પ્રજામાં એટલું જાણીતું છે કે તેનાં સંબંધમાં જે લખીએ તે ઓછું છે. હાલ અસહકારનો યુગ ચાલતો હોઇ બહિષ્કારની વાતો થાય છે. તેમાં જો લાખો રૂપીઆની પરદેશી દવાઓ વપરાય છે તેને સ્થાને આપણી દેશી દવાઓ વપરાય તો ઘણોજ ફાયદો થાય તેમ છે. વનસ્પતિના ગુણ દોષ ઔષધોની બનાવટ રોગોની ચિકિત્સા વીગેરે તમામ વૈદકને લગતા વિષયો આ પુસ્તકમાં સમાવ્યા છે. પુસ્તકનું કદ ડેમી ૮ પેજી ૧૦૦૪ પૃષ્ઠનું છે. અને તેને પાકુ પૂંઠું છે. તે છતાં ખાતાના સસ્તા પણાના ધોરણને અનુસરી આ આવૃતિનું મૂલ્ય અમદાવાદમાં રૂ. ૪ અને અન્ય સ્થળોએ રૂ. ૪॥ રખાયું છે તે વ્યાજબીજ કહી શકાય.

**શ્રીમદ ભગવદ્‌ગીતા.**

ખાદીનું પાકું પૂંઠું મૂલ્ય ૦-૮-૦
શણનું પવિત્ર પાકુ પુંઠું મૂલ્ય ૦-૮-૦
છીંટનું પાકુ પુંઠું મૂલ્ય ૦-૮-૦
પટીવાળુ સાદુ પાકુ પુંઠું મૂલ્ય ૦-૬-૦

સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી ઉપર મુજબના પૂઠાની ગીતાની નવી આવૃતિની ચાર નકલો મળી છે. ગીતાનું જ્ઞાન આર્ય પ્રજામાં ઘેર ઘેર થવાની અને તેને આચારમાં ઉતારવાની જરૂર છે. કર્તવ્યની તે દિવ્ય શ્રેણી

છે. અને તેને અનુસરવામાંજ મુક્તિ છે. ગ્રાહકોની સગવડને ખાતર પૂંઠામાં ફેર રખાયો છે. વાંચન સર્વમાં એકજ છે. જેમને જોઇએ તેમણે વ્યવસ્થાપક સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ લખીને જોઇતા પૂંઠાંનું પુસ્તક મંગાવવું.

**શ્રીમદ્ ભગવદ્ગીતા** શ્રી વિષ્ણુ સહસ્ત્ર નામ સહિત પ્રકાશક સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ મૂલ્ય ત્રણ આના આ પુસ્તકમાં ગીતાના ૧ થી ૮ અધ્યાયના મૂળ શ્લોકો તથા વિષ્ણુ સહસ્ર નામ આપવામાં આવ્યાં છે. નિત્ય પાઠ કરનારને બહુ ઉપયોગી છે. વિદ્યાદાન એ સારું દાન છે. અને તેમાં ગીતા જેવા ઉપયોગી પુસ્તક દાનમાં આપવા તે તો બહુજ શ્રેયષ્કર છે. સ્વર્ગવાસી શેઠ વીરજી જેરામના સ્મરણમાં તેમના દૌહિત્ર ડા. રામદાસ હસનદાસ ઠે. મૂળજી જેઠા માર્કેટ મુંબઇ તરફથી રૂ. ૧૦૦૦ ) ની પ્રતો ખરીદીને અધિકારી જીજ્ઞાસુઓમાં વિના મૂલ્યે આપવાનું ઠર્યું છે તે ખરેખર અભિનંદનને પાત્ર છે. કોઇના સ્મરણમાં વાસણ વીગેરેના લહાણાંઓ કરવા કરતાં આવી રીતે પુસ્તક દાન કરવું આજના સમયમાં ઘણુંજ આવકારદાયી છે. રા. રા. રામદાસભાઇના આ શુભ પગલા બદલ તેમને ધન્યવાદ આપી અન્ય ઉદારચિત ગૃહસ્થોને પણ તેમનું અનુકરણ કરવા ફરજ સમજીએ છીએ.



## प्रभुना अतिथी बनो.



આપણે કોઇ મામાન્તરે જવું થાય છે ત્યાં અચાનક કોઇને ત્યાં મીજબાન તરીકે એટલે વગર આમંત્રણે જઈ તેને ત્યાં મુકામ કરીએ છીએ. ત્યાં આપણને સુવાની ખાવા પીવાની વિગેરે ગોઠવણ માટે આપણે તેને કંઈ કહેવું પડતું નથી તે ઘરધણી પોતેજ જે જે કરવું હોય તે કરે છે. ચાહય તો ઘરમાં વ્યવસ્થા હોય કે ન હોય તો પણ ચાહ તે ઉપાયે વસ્તુ વેચી કે ઉછી ઉધાર કરી આવેલો અતથી ન જાણે તેવી રીતે તેની યોગ્ય બરદાસ્ત કરે છે. એ આપણા સર્વના અનુભવની વાત છે. તેમાં આવેલા અતિથીને કંઇ પણ શ્રમ કે ચિંતા કે કરવુંજ એ સંબંધમાં કરવાનું રહેતું નથી તેમ આપણે આ શરીરમાં આપણી ઇચ્છાથી આવ્યા નથી શરીર સાધન છીએ અને શરીર મૂકીને જવાનું છે. એ પણ ચોક્કસ છે. તો

આપણે અતિથી બનવું અને એવા સબળ અને સર્વ શકતને ત્યાં અતિથી રુપે અડે દ્વારકા તરીકે કાયમનો મુકામ નાંખવો કે તે સઘળો ભાર આપણો ઉઠાવે અને આપણે કશીજ ચિંતા રહે નાહ. તેથી આપણે અંતયાર્મિ ઇશ્વરને ત્યાંજ અતિથી થવું એટલે તે અંતયાર્મિ ઇશ્વરમાં સર્વ પ્રકારની સત્તા છે. સામર્થ્ય છે. માટે અભિમાની એટલે જીવાત્મા એ અંતર્યામિને ત્યાં અતિથી તરીકે રહેવાથી એના ભય ચિંતા આદિ ભાર મુકત થાય છે. અને સાચો મુકત પુરૂષ જેમ નિશ્ચિત રહે છે. તેમ નિશ્ચિંત રહેવાય છે. **संगं सतां किमपिन मंगलमातनोति** સતસંગ વડે કયું મંગલ પ્રાપ્ત ન થાય અર્થાત સર્વ પ્રકારનું માંગલ્ય પ્રાપ્ત થાય છે. જેવો સંગ તેવો રંગ એ ન્યાયે વ્યાપક આપણા અંતરમાંજ રહેલા અંતર્યામિ ઇશ્વરને ત્યાંજ રહેનાર એમના સમાન પછી થાય છે. અને એ અભ્યાસ વડે યોગ ક્ષેમનું વહન તેનું સચોટ થાય છે. તેમજ બહુ ઝડપથી ઉન્નતિપણાને અનુભવે છે. સાચી તત્વની કલા તેમાં ગમ્ય થાય છે. આ અભ્યાસ સેવતાં તે રૂપેજ એ થાય છે. અને જીવત્વ અળપાઇ જાય છે. સ્વતઃ પોતેજ સ્વંયભુ સ્વતંત્ર અંતર્યામિ ઇશ્વર પોતેજ થતાં વિલક્ષણ જીવન મુકતનો આનંદ અનુભવે છે,

અંતર્યામિમા અભેદ થવાની કળા સિદ્ધ કરવી એ બહુ કઠીન વાત નથી કારણ કે આપણે રોજ સંધ્યામાં **મહેરણાવ ચક્ષતે** એ મંત્ર બોલીએ છીએ તેમાં એજ માંગીએ છીએ કે મારામાં મોટું પ્રેરણ થાય કે જેથી મહાન પ્રેરણા વડે હું બ્રહ્મત્વને પામું અર્થાત અંતર્યામિ રૂપેજ થતાં આનંદમય થઇ રહું.

ઇશ્વરભાઇ જીવાભાઇ.



સૂક્ષ્મ રૂપ ઘનતાને પામતું જાય છે ત્યારે સત્વ ગુણ દબાતાં બીજા ગુણ આગળ પડે છે. પૂર્ણ ઘનતાવાળું સ્વરૂપ તે મૂળ પ્રકૃતિ જેમાંથી જડ રૂપે પ્રગટ થાય છે. ઇશ્વરની શકિત, પ્રકૃતિ એક પળ પણ ઇશ્વરના આશ્રય વિના રહી શકતી નથી તો પ્રકૃતિ છે ત્યાં આત્મા અથવા પરમાત્મા, પુરૂષ છે છેને છેજ. આવી રીતે પ્રકૃતિ પરમાત્માની શકિત, પરમાત્માનુ એક સ્વરૂપ છે, અને તેની ગતિ, તેની ક્રિયા તે પરમાત્માનીજ ગતિ અને ક્રિયા કહેવાય. દૈવી પ્રકૃતિ અને મૂળ પ્રકૃતિ' આકાશમાં સમુદ્રના જળથી ઉંચે ચઢતું જળનું સત્વ અને તેની સ્થિતિ, રૂપ બદલાતાં બદલાતાં બરફને મોટો પથ્થર થઇ રહે છે; તે દ્રષ્ટાંતે સમજવાના છે.

અપૂર્ણ.

મધવચરામ બળવચરામ હોરા.

—

**વેદાંત ધર્મશાસ્ત્રનો સર્વોપરી ગ્રંથ.**

# સૂતસંહિતા.

આ પુસ્તકનો પૂર્વાધ ભાગ અમારા તરફથી પ્રકટ થયો છે. તેમાં વેદાંત અને ધર્મ શાસ્ત્રને લગતી અનેક ઉપયોગી બાબતો તથા સંપૂર્ણ રાજયોગ પ્રાણાયામની ક્રિયા સમાધિ પર્યંત વિસ્તાર પૂર્વક વર્ણવી બતાવી છે, પુસ્તક ક્રેમી ૮ પેજી ૫૦ ફૉર્મ ૪૦૦ પૃષ્ઠનું હોવા છતાં મૂલ્ય માત્ર રૂા. બે થોડીજ નકલો સીલ્લકે છે, તાકીદે મંગાવી લ્યો.

વ્યવસ્થાપક વિશ્વજ્યોતિ અડાજણ—સુરત.




લખનારઃ-સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા-અમદાવાદ.

( સર્વ હક્ક લેખકને સ્વાધિન છે. )

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૬૩ થી ચાલુ )

## પ્રકરણ ૧૦ મું.

### અમુલ્ય જ્ઞાન.

બંધુઓ ? આપણા મનને એક બગીચા સાથે સરખાવી શકાય કે જેને કાળજી રાખી બુદ્ધિથી ખીલવી શકાય અથવા જંગલી સ્થિતિમાં પણ પડી રહેવા દેવાય જો સારા અને ઉપયોગી ખીલાવવામાં ન આવે તો તેમાં અસંખ્ય નકામાં છોડવા પડશે અને તેવા નકામા છોડ વધતા રહેશે.

જેમ એક ખેડુત પોતાનું ખેતર ખેડીને તેને નકામા છોડવાથી નિરાળું રાખે છે, અને તેમાં જે ફળ અગર ફુલની પોતાને જરૂર હોય તે વાવે છે. તેમ મનુષ્ય ખોટા, નકામા અને અપવિત્ર વિચાર દુર રાખી, ખરા ઉપયોગી અને પવિત્ર વિચાર રૂપી ફળને ફૂલને સંપુર્ણ રીતે ખીલવી પોતાના મન રૂપી બાગને ખેડી શકે આમ કરવાથી મનુષ્ય પોતાના આત્માનો અધીકારી ખેડુત અને પોતાની જીંદગીનો સુકાની છે એમ વેહલે અથવા મોડે સમજે છે. વળી વિચારના નીયમો તેના અંતરમા પ્રકાશે છે; વિચાર બળ અને માનસીક તત્વો, ચાલચલગત, સંજોગ અને ભવિષ્ય ઘડવામા કેવી રીતે કાર્ય કરે છે. તે વધારે અને ચોકકસ રીતે સમજતો જાય છે.

વિચાર અને વર્તન એકજ છે, વળી સંજોગ અને પરીસ્થીતી દ્વારાજ વર્તનનું સ્વરૂપ બંધાતું નજરે પડે છે માટે મનુષ્યના જીવનની બાહ્યસ્થિતી હમેશાં તેની આંતરસ્થિતિ સાથે અવિરોધીપણે સંબંધ રાખે છે. એમ

કલ્પનાઓ અને ઇચ્છાઓમાં, તેઓ દરેક પગલે 'નાશીપાસ' થાય છે, પણ તેઓની અંદરના ખરા વિચારો અને ઇચ્છાઓનું તો તેમના ખોરાકથીજ પોષણ થાય છે, પછી ગમે તો તે ખોરાક સાત્વિક હોય યા તામસી હોય "આપણા અંતિમ હેતુ ઘડનાર હોય" આપણા શરીરમાંજ છે, અને તે આપણે પોતેજ છીએ. મનુષ્ય માત્ર પોતે પોતાને સંખલા બંધન કરે છે, વિચાર કૃત્ય નસીબના તરંગાધકારી છે. તે નીચ હોય તો મનુષ્યને બંદી ખાનામાં નાખે છે. વળી તેઓ સ્વતંત્રતાના દૂત પણ છે, તેઓ ઉત્તમ હોય તો તેને સ્વતંત્ર કરે છે. મનુષ્ય જેને માટે ઇચ્છે અને જેને માટે પ્રાર્થના કરે છે તેને મેળવી શકતો નથી પણ જેને ખરે માર્ગે પેદા કરે છે તેજ તે મેળવે છે. તેની ઇચ્છાઓ અને પ્રાર્થનાઓ, તેના વિચાર અને કૃત્યને અનુકુળ હોય ત્યારેજ તે પરિપૂર્ણ થાય છે અને ફળે છે.

ત્યારે આ સત્યથી પડતા પ્રકાશના નજરે જોતાં "પરિસ્થીતીની સામે લઢવું" એટલે શું? આનો અર્થ એ કે મનુષ્ય બહારથી હંમેશાં પરિણામ અર્થાત્ ફળ સામે લઢે છે પણ અંતઃકરણની અંદર હંમેશ તેના કારણ જાળવી રાખે છે અને તેને પુષ્ટ કરે છે; તે કારણ જાણી જોઇને થતા દુરાચાર અથવા અજાણ નિર્બળતાનું રૂપ પકડે છે; ગમે તેમ હોય પણ તે પોતાના માલીકના પ્રયત્નને મંદ પાડી દે છે અને આ પ્રમાણે પ્રતિ ક્રિયાની ઘણી જરૂર જણાવે છે.

મનુષ્યો પોતાની પરીસ્થીતી સુધારવાને આતુર હોય છે પણ તેઓ પોતાની જાતને સુધારવાને નારાજ હોય છે; અને તેથી તેઓ બંધાએલા રહે છે. જે મનુષ્ય આત્મભોગ આપવાને કદી પણ ઢીલ કરતો નથી તે કદી પણ પોતાની ઇચ્છેલી વસ્તુ પ્રાપ્ત કરીને નિષ્ફળ નીવડતો નથી. આ જેટલું ઐહિક ચીજોને માટે ખરૂં છે તેટલુંજ પારલૌકિક ચીજોને માટે ખરૂં છે. જે મનુષ્યના મતલબ માત્ર પૈસો મેળવવાની છે તેને પણ પોતાની ધારણા પાર પાડવાને માટે મોટા આત્મભોગ આપવાને માટે તૈયાર રહેવું જોઇએ. તો જે મનુષ્ય સબળ અને સમતોલ જીવન મેળવવા ઇચ્છે તેને કેટલું બધું કરવું જોઇએ?

તમારી નજર આગળ આ એક માણસ છે તે અત્યંત ગરીબ છે. તે પોતાની પરિસ્થીતી અને ગૃહ સુખ સુધરે એવું અંતઃકરણથી ઇચ્છે છે, તેમ છતાં તે પોતાનું કામ બજાવતો નથી, અને પોતાને જોઇએ તે કરતાં

થોડી મજુરી મળે છે, તેથી પોતાના શેઠને છેતરવાનો પ્રયત્ન કરવામાં વ્યાજબી રીતે વર્તે છે એમ ધારે છે. આવો મનુષ્ય, જે મુખ્ય મુદ્દાઓ ખરા અભ્યુદયના પાયા રૂપ છે તેના સાદામાં સાદા મુળ તત્વો પણ સમજતો નથી; તેથી તે પોતાની દરિદ્રતામાંથી બહાર નિકળવાને અર્થાત્ તેમાંથી મુક્ત થવાને તદન નાલાયક છે, એટલુંજ નહિં પણ ખરેખર તે આળસુ, કપટી, અને બાયલા વિચારનુંજ ચિંતન કરવાથી અને તેજ પ્રમાણે વર્તવાથી પોતાના તરફ તેનાથી પણ વધારે દારિદ્રાવસ્થાને ઘસડી લાવે છે. આ બીજો માણસ દ્રવ્યવાન છે તે અતિ આહારી પણાથી એક દુઃખદ અને જાયુના દરદનો ભોગ થઇ પડ્યો છે. દરદ નિર્મુળ કરવાને માટે પૈસાની મોટી રકમો ખર્ચવાને તત્પર છે, પણ અતિ આહારની ઇચ્છાઓનો ભોગ આપવા ઇચ્છતો નથી. ઉત્તમ પ્રકારના અપથ્ય મિષ્ટાનથી પોતાની રૂચીને સંતુષ્ટ કરવા ઇચ્છે છે અને તેસાથે પોતાની તંદુરસ્તી જાળવવા ઇચ્છે છે. આવો મનુષ્ય તંદુરસ્તી મેળવવાને તદન નાલાયક છે, કારણકે હજુ પણ તે આરોગ્ય જીવનના મુળ તત્વ પણ શીખ્યો નથી.

તમે એક મજુરીઆઓના શેઠને વિચારો. કાયદા પ્રમાણે નક્કી થયેલા મજુરીના રોજ ન આપવા પડે તેટલા માટે કપટી, રીતો તે વાપરે છે, અને ઘણો મોટો નફો સંપાદન કરવાને પોતાના મજુરીઆઓના રોજ કાપે છે. આવો શેઠ આબાદ થવાને બીલકુલ નાલાયક છે, અને જ્યારે તે આબરૂ અને પૈસા ઉભયથી દેવાળું કાઢે છે ત્યારે તેણે પોતેજ પોતાના હાથે આવી સ્થીતી સંપાદન કરી છે, એમ જાણતો નથી અને તેથી પોતાના સંજોગો અને નસીબનો વાંક કાઢે છે.

મનુષ્ય પોતે પોતાના સંજોગોનું કારણ છે અને સારૂં ફળ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે પણ હેતુ ફળીભુત કરવા અનુકૂળ ન થાય તેવા વિચાર અને અભિલાષાઓને ઉત્તેજન આપવાથી ફળ સીદ્ધિને સતત તોડી પાડે છે એ સત્ય દર્શાવવાને આ ત્રણ દ્દષ્ટાંત તમારી સમક્ષ રજુ કરવામાં આવ્યાં છે; આવાં ઘણાં નવાં નવાં દ્દષ્ટાંત આપી શકાય, પણ તે જરૂરનું નથી, કારણ કે વાંચનાર જો પોતે નિશ્ચય કરે તો–પોતે પોતાના મન અને જીવનમાં વિચારના નિયમના કૃત્ય જાણી શકે અને જ્યાં સુધી આમ કરવામાં નથી આવતું ત્યાં સુધી માત્ર બાહ્ય સત્ય ન્યાય પુરઃસ્સર વિચાર કરવાના પાયા તારકે ચાલી શકે નહિં.

તો પણ સંજોગો એટલા ગુંચવણ ભરેલા, વિચાર એટલા ઉંડા વ્યાપી ગયેલા, અને સુખના દરજ્જા જુદા જુદા મનુષ્ય સંબંધમાં એટલા બધા જુદા જુદા હોય છે કે કોઇ મનુષ્યની, સમસ્ત વાસ્તવિક સ્થીતી જોકે તે પોતે જાણતો હોય તો પણ બીજાથી માત્ર તેના જીવનના બહારના દેખાવ પરથી સમજી શકાય નહિ. કોઇ મનુષ્ય અમુક બાબતમાં પ્રમાણીક હોય તો પણ દરિદ્રતાથી પીડાતો હોય; કોઈ પણ મનુષ્ય અમુક બાબતમાં અપ્રમાણિક હોય તો પણ દ્રવ્ય પ્રાપ્ત કરે; પણ પહેલો મનુષ્ય પોતાની અમુક પ્રમાણીકતાને લીધે નિષ્ફળ નિવડે છે અને બીજો મનુષ્ય પોતાની અમુક અપ્રમાણીકતાને લીધે આબાદ થાય છે" તેવું સાધારણ રીતે કરવામાં આવતું અનુમાન માત્ર ઉપર ટપકેના નિર્ણયનું પરિણામ છે; કારણ કે અપ્રમાણીક જન લગભગ તદન આચાર ભ્રષ્ટ છે અને પ્રમાણીક જન લગભગ તદન સદાચારી છે તે વાત અહિં પ્રમાણ વગર સ્વીકારી લેવાય છે. વધારે ઉંડા જ્ઞાન અને વધારે વિસ્તીર્ણ અનુભવના અભ્યાસ જોતાં આ નિર્ણય ભુલ ભરેલો માલુમ પડે છે. પેલા અપ્રમાણીક માણસમાં બીજા માણસમાં ન હોય તેવાં કેટલાક વખાણવા જોગ સદ્દગુણો હોય અને પેલા પ્રમાણીક મનુષ્યમાં પહેલા મનુષ્યમાં ન હોય તો તેવા તિરસ્કારવા યોગ્ય દુર્ગુણો હોય તો પ્રમાણીક માણસ પોતાના પ્રમાણીક વિચારના અને કૃત્યોના સારાં ફળ ભોગવે છે; તે ઉપરાંત તેના દુર્ગુણો ઉત્પન્ન થતી પીડાઓ પણ તેને ભોગવવી પડે છે. તેજ પ્રમાણે પેલો અપ્રમાણીક મનુષ્ય પોતાનું સુખ દુઃખ પોતે જાતેજ કર્માનુસાર મેળવે છે.

થોડે ખર્ચે **અઠી** અમૂલ્ય લાભ

બાર મહિને માત્ર રૂ. ૨-૮-૦ અંકે અઢી રૂપીઆ ખર્ચવાથી સામાજીક, ધાર્મિક, નૈતિક, આત્મિક તથા વેપાર હુન્નર સંબંધીના વિષયો ચર્ચતું સુંદર, સુશોભિત આર્ટપેપરવાળું માસિક મળે છે. કે જે દર માસને વાંચવાથી બેર આનંદ આવે છે અને થોડે ખર્ચે અમૂલ્ય લાભ મળે છે.

આજેજ નમુનો મંગાવી ખાત્રી કરો. મફત મોકલવામાં આવે છે.

શીરનામું:—
મેનેજર "અંકુશ" ઓફીસ જામનગર
( કાઠીઆવાડ )

તા. ક:—જાહેર ખબર આપવાનું આ માસિક ઉત્તમ સાધન છે. ભાવ તદન સસ્તા

કોઇ પણ મહિનાથી ગ્રાહક થઇ શકાય છે.

## ગુજરાતી ચિત્રમય–જગત્.

( सचित्र मासिक )

ગુજરાતી ભાષાનું પહેલે વહેલું ઇલસ્ટ્રેટેડ માસિક. પ્રતિ મહિને સુપ્રસિદ્ધ વિદ્વાનોના એકત્ર બળથી ધાર્મિક, શાસ્ત્રીય, ઐતિહાસિક, રાજનૈતિક તેમજ સાહિત્યના વિષયોની નીતિ, ન્યાય અને સ્વતંત્રતા પૂર્વક નિષ્પક્ષપણે ચર્ચા ચલાવી નવીન પ્રકાશ પાડે છે. વાર્ષિક લવાજમ ગ્લેઝ કાગળની કોપીના રૂ. ૫-૮-૦ અને રફ કાગળની કોપીના રૂ. ૩-૮-૦ ટપાલ સાથે. તાકીદે નામ નોંધાવો.

મેનેજર—ગુજરાતી ચિત્રમય જગત્,
પુના સીટી

નવીન માસિક

સર્વ પ્રકારની ઉન્નતિના આધારભૂત ધર્મ તત્વનું પ્રતિપાદન કરતું, અને સમર્થ વિદ્વાનોના લેખથી દીપતું

## સ્વધર્મ જાગૃતિ.

નામનું અપૂર્વ નવીન માસિક આસો સુદ ૧૦ વિજયાદશમીથી પ્રકટ થશે. તંત્રી બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રી ભાસ્કર ગણેશ, સિદ્ધાશ્રમાધિપતિ.
( નિવાસ-રાવપુરા, ગુરુમઠ, વડોદરા )
પ્રકાશક કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ. ( માજી વિદ્યાધિકારી )
સંઘાડિયાવાડ, ગોપીપુરા, સુરત.

વાર્ષિક લવાજમ રૂ. ૩-૪-૦ સવાત્રણ ટપાલ સહિત જીવન વૃદ્ધિના સર્વોપયોગી લેખો, અને વ્યાપારની ઉન્નતિ સંબંધી ખાસ વેપારીવર્ગને લાભકારક લેખો આ માસિકમાં વખતોવખત પ્રકટ થશે.

ગ્રાહક થવા ઇચ્છનારે પત્રવ્યવહાર પ્રકાશકને સરનામે કરવો.

# નવીન પ્રગટ થયેલાં પુસ્તકો.

જીવનના ગહન ભેદો ઉકેલતી વિશુદ્ધ પ્રેમના અલૌકિક દર્શન કરાવનાર સ્વતંત્ર નવલકથા.

**અંધકાર પર પ્રકાશ કિંમત રૂ. ૨—૮—૦**

સ્ત્રી જીવનના અતિ ગહન પ્રશ્નોના ઉકેલ બતાવનાર ૧૬ સંપૂર્ણ હૃદયભેદક

**અબળાની આત્મ કથાઓ સચિત્ર રૂ. ૨—૮—૦**

સંસારની કાળી ધોળી બાજુના તાદૃશ્ય ચિતારો રજુ કરનાર સચિત્ર નવલકથા.

**વિશ્વ લીલા રૂ. ૨—૦—૦**

ગોર જજમાનના પવિત્ર સંબંધપર. પ્રકાશ પાડતું, કળિયુગમાં દેવતા રૂપ અતિ વાંચવા લાયક પુસ્તક.

**સ્વર્ગમાં સેશન્સ યાને પાંખંડી પુરોહિતોનું પોકળ રૂ. ૨—૦—૦**

પાશ્ચાત્ય તથા હિન્દી મહા પુરૂષોનાં રસીલાં પુસ્તકો.

**આદર્શ ચરિત્રાવલિ રૂ. ૧—૦—૦**

પોરબંદર તથા વડોદરા રાજય સ્થાનની લાયબ્રેરીઓ તથા કેળવણી ખાતા તરફથી અને સુરતની મ્યુનિસિપાલ ગુજરાતી શાળાઓ માટે મંજુર થયેલું.

**સમાજ જીવન** વાર્ષિક લવાજમ } ૪—૦—૦<br>હિન્દ બહાર " } ૫—૦—૦

લખોઃ—સમાજ જીવન ઑફિસ ૧૫૭/૫૮ ગુલાલવાડી મુંબઈ ૪

# વિવિધ પ્રકારની ઉત્તમ સલાહ લેવાનું યોગ્ય સ્થાન

શારીરિક, માનસિક, આધ્યાત્મિક, ધાર્મિક કે અન્ય કોઇપણ બાબતમાં બીજા કોઇ સ્થળે તમને સંતોષ ન થાય ત્યારે જરૂર એકવાર નીચે લખેલ સ્થળે પત્ર લખવા અગર જાતે જઇ મળી આવવાને ચૂકશો નહીં; તમને જરૂર સંપૂર્ણ સંતોષ પ્રાપ્તજ થશે.

નામર્દાઇ અને વંધ્યત્વ ( નપુંસકત્વ અને સંતતિનો અભાવ ) આ બે બાબતમાં તદ્દ સાચી સલાહ અહીંથી મળી શકશે.

તા. ક:—બતાવેલા ઉપાયોમાં શ્રદ્ધા રાખીને અમલમાં મૂકવાની દૃઢ ઇચ્છા અને ઉમેદ તે લોકે પોતાની સ્થિતિ સુધારવાનો નિશ્ચય હોય તેઓએજ તસ્દી લેવી એ ધ્યાનમાં રાખજો

શીરનામું:—ગણપતરામ. અમૃતરામ જોશી માસ્તર.

અણુદેવી, તાલુકણીજ ( જીલ્લે સુરત ) અણુદેરી.

---

## જાહેર ખબર ક્યાં અપાવી જોઇએ.

વિજ્ઞાપક

જાહેર ખબર આપનારાઓ માટે ઘણા ઉત્તમ સાધન છે એનો પ્રચાર આખા ભારતવર્ષમાં થાય છે એક વખત જાહેર ખબર આપી ખાત્રી કરો નમુનો મફત.

પ્રકાશક જયદેવ બ્રધર્સ વિજ્ઞાપક વિભાગ વડોદરા.

મન, મગજ, ધાતુ, લોહી, પાચનશક્તી ઇત્યાદીક શરીરના આધારભુત તત્વોમાં સુધારો વધારો કરી શરીરને કદાવર અને મજબુત બનાવવા માટે—

## આંતક નિગ્રહ
### ગોળીઓ વાપરો

કીંમત ૩૨—ગોળીઓની ડબીનો રૂા. ૧
વધારે વીગત જાણવા પ્રાઇસલીસ્ટ મંગાવી વાંચો મફત મળશે.

### વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી,

આંતક નિગ્રહ ઔષધાલય. જામનગર ( કાઠીઆવાડ ).
મુંબઈ બ્રાંચ—કાલબાદેવી રોડ.
સુરત એજન્ટ—

ઉતમરામ ઉમેદરામ રેશમવાળા, ઝાંપાબજાર.

---

સર્વ કોમોને ઉપયોગી દાગીના

કયાં શોધશો ? કયાં જશો ?

એ માટે ઘણો વિચાર નહી કરવો પડે.

### મોતીલાલ એલ૦ સન્સ

જે ઠ્યાં મનપસંદ ફેશનના ચાલુ જમાનાના બરના સર્વોત્તમ કારીગરીના સર્વે તરેહના દાગીના તૈયાર હોય છે અથવા ઓર્ડરો આપવાથી બનાવી આપવામાં આવે છે. બહાર ગામના ઓર્ડરો ઉપર પુરતું ધ્યાન આપવામાં આવે છે.

પ્રમાણીકપણું એ અમારો મુદ્રાલેખ છે.

શોરૂમ—ભાગાતળાવ રોડ—સુરત.

વર્કશોપ—આમલીરાન સ્ટ્રીટ—સુરત.

---

## જર્મનીની અદ્ભુત શોધ.

આ શોધથી વૈદ્ય ડાક્ટરની ગરજ વિના ટુંકા સમયમાં ઘણા ઓછા ખરચે તમામ રોગ મટી શકે છે. આ સંબંધમાં અમારા તરફથી જીવન રસાયન વિદ્યા અથવા દરેક મનુષ્ય જાતે વૈદ્ય એ નામનાં ગુજરાતી મરાઠી, તથા હીંદી ( રૂ. ૧—૦—૦ દરેકનાં ) પુસ્તકો બહાર પડેલાં છે, પુસ્તક નકામું જણાય તો પાછું લઇએ છીએ.

૩ X થી ૧૦૦૦ પર્યંતની તમામ પાવરની જીવન રસાયન દવાઓ પાઉડર તથા ટીકડીના રૂપમાં છુટક તથા જથાબંધ મળે છે. રોગની સલાહ મફત આપીએ છીએ વિશેષ હકીકત તથા ભાવનું કેટલોગ મફત.

---

રૂદ્રાક્ષની માળા શુદ્ધ અને ખાત્રીની

ચાર આનાથી રૂા. સોળ સુધીની મળે છે.

જે. પી. પંડિત એન્ડ કંપની મૂતડી ઝાંપે વડોદરા.

# મહા સંજીવીની માત્રા

સર્વે પ્રકારના તાવ, જવર, અજીર્ણ, ઇન્ફલુએન્ઝા, અશક્તા, પ્લેગ, કફ, પેટશુળ, હૃદયરોગ, ( હાર્ટ ડીસીઝ ) ક્ષય, ખરૂં ( હરસ ) બહુતરોગ, પ્રમેહ, સ્ત્રીઓનાં મહળપ, વાયુ, શીતળમણ ( સોડપણ ) ઇત્યાદી નીરોગ અન્ય રોગો માટે તથા પુષ્ટી માટે અસલીગ્રેત તામ્ર ભસ્મ, સુવર્ણ ભસ્મ, મોતી ભસ્મ, અભ્રક ભસ્મ, અને અંબર, કેશર, વીગેરે નાખી તૈયાર કરેલી અને આજ સુધી ન બહાર પાડેલી દાખ ઉપરની મહાસંજીવિની માત્રા સ્વાર્થને માટે નહીં પણ કોઇ લોક સેવા થાય તે માટે તે સુજ્ઞાની મહાશયોને પ્રિય થાય અને ઘેરઘેર એનો નીવાસ થાય અને વખતે રૂપીઆ ખર્ચ થતાં પણ સારા નહિ બનારા મહાન રોગો સારા થાય તે માટે જાહેર છું. કીંમત બે તોલાના રૂ. ૧૫) અડધા તોલાના રૂ. ૩૫) ના તોલાના (૬ ૨૦) દીવસની ખોરાક માત્રાની કીંમત રૂ. ૭ સીવાય ટપાલ ખર્ચ.

બી. એસ પંવાર, રાજવૈદ્ય મૈસુરકર સગરામપુરા-સુરત.

---

સુરતમાં સ્થાપીત થયેલી.

## સુરત ઇન્ડસ્ટ્રીઅલ બેંક લીમીટેડ

સત્તાધારી થાપણ રૂ. ૧૫૦૦૦૦૦ .

બહાર પાડેલી થાપણ રૂ. ૫૦૦૦૦૦

॥ ॐ श्रीं ॥

# વિશ્વજ્યોતિ.

પુસ્તક ૩ જું.          સંવત ૧૯૯૯ માર્ગશિર્ષ          અંક ૫ મે

## મૃત્યુ

પદ ( બ્રહ્માંડ રમણિક વિસ્તર્યું એ લય. )

છે મૃત્યુ જગમાં જન્મથી* તો શીદ પછી ડરવું ?
વૃથા ના ભયથી થરથરવું;
એ મૃત્યુમાંહિ જીવન માની, પ્રેમથી ધરવું
ધરી નવજીવનમાં ફરવું. છે-૦

સંસારની ઘટમાળ છે, જીવન તથા મરણું,
ચાલી નથી મિથ્યા કદી તો, (શોકથી) ક્ષય ન બળ કરવું,
સદા તે પ્રેમથી ગ્રહેવું; છે-૦

કોઈ આજ કે કોઇ કાલ, કે કોઇ વર્ષમાં મરવું,
છે પંખીમેળા સમ પ્રવાસ, સમયે ઉડી ફરવું,
જન્મસાર્થક્ય તો કરવું છે-૦

અવિહિત પંથે જે વહે, તેને મૃત્યુ છે વરવું,
વિહિત પંથ પ્રવાસીને ના તેથી પડે ડરવું ?
મૃત્યુ ઉત્સવ× રૂપે ગણવું; છે-૦

વસ્તુતઃ રીતે મૃત્યુ ના, પણ તત્વમાં ભળવું,
ભળી સાચા બળને પ્રાપ્ત કરીને, જગમાં અવતરવું;
મૃત્યુ એ જીવનનું ઝરણું; છે-૦

## मननिय वाक्यो.

### સત્ય એજ અવિનાશી છે.

### પરમાત્માનું વ્યાપક સ્વરૂપ સત્ય છે.

સત્યને આધારે સઘળો વ્યવહાર ચાલે છે. સૂર્ય, ચંદ્ર, ગ્રહો ઉપગ્રહો સર્વ સત્યને અવલંબિને પોત પોતાના માર્ગમાં ગતિ કરે છે.

### સત્ય મનુષ્યના અંતરમાં સદા પ્રકાશમાન છે.

### મનુષ્યે પોતાના હાથે કરી તેની ઉપર અસત્યના કાળા પડદા ટાંગ્યા છે.

મનુષ્ય જેમ જેમ સત્યને ભુલે છે તેમ તેમ દુઃખના માર્ગમાં આવતો જાય છે. થોડાજ સમયમાં તેનું સુખી જીવન દુઃખી થઇ રહે છે.

### સત્યને અનુસરનારનો સર્વદા વિજયજછે.

### સત્ય છે ત્યાં અભય છે.

વાણી જેમ જેમ સત્યને અનુસરતી જાય છે તેમ તેમ તેનામાં એક પ્રકારનું અલૌકિક બળ ઝામે છે, અને સત્યનો પ્રભાવ વધતો જતાં બોલે તેવું થાય છે.

### સત્યને કરી છૂપાવશો નહિ.

### તેને જેવા હોય તેવા સ્વરૂપમાં જણાવા દો.

સત્ય છૂપું રહી શકતું નથી. આજે નહિ તો કાલે કે અમુક સમયે તે જણાયા વિના રહેતું નથી. તેને છૂપાંવવા પ્રયત્ન કરનાર મનુષ્ય હાથેકરીનેજ અન્યની દ્રષ્ટિમાં જૂઠો ઠરે છે. માટેજ કહ્યું છે કે

सत्यं वद-धर्मं चर

# "भक्ति"

Prayer is the Piller of Religion, the path to Paradise, and the golden key that unlocks the doors of Salration.

("Propbet Mahamad.")

ભાવાર્થઃ—ભક્તિ એ ધર્મનો મેરૂ દંડ છે, સ્વર્ગ પ્રાપ્ત માટે સુલભ માર્ગ છે, અને મોક્ષ મંદિરનાં કમાડને ખુલી દેનાર સોનેરી ચાવી છે.

("પેગંબર મહમદ.")

જ્યારે જ્યારે આ પૃથ્વી ઉપર આપણે કાંઇ અદ્ભુત, અવર્ણ્ય, વિચિત્ર અને જ્ઞાનમાં ન આવી શકે એવા પદાર્થો જોઇએ છીએ અને તે પર સુક્ષ્માવલોકન કરીએ છીએ, ત્યારે ત્યારે આપણને આપણાથી કોઇ મહાન્ દૈવી સત્તા ' આ જગત અને જગતના પદાર્થો પર સત્તા ચલાવતી વિલસી રહી છે એવું સહેજે ભાન થાય છે; અને તેમ થતાંજ સ્વભાવિક માનની દ્દષ્ટિથી તેની વિભૂતિઓ તરફ નમી જવાય છે. જેમ નદિઓનો કુદરતી સ્વભાવ સમુદ્રમાં જઇ મળવાનો હોય છે, તેજ પ્રમાણે આપણે બારીકીથી તપાસીશું તો, આ જગતના દરેક પ્રાણીઓ અને પદાર્થો પણ એજ કુદરતી સ્વભાવથી પ્રેરાઇ પાપ કીંવા ધર્મ કરતાં પોતાના ઓછા વત્તા વિકાસના પ્રમાણમાં જાણતાં વા અજાણતા પોતાના લક્ષ્યબિંદુનેજ પહોંચવાનો પ્રયત્ન કરી રહ્યાં છે એમ જણાય છે. એજ નિયમને અનુસરી આ અદ્ભુત રચના વિશે વિચાર કરવાને, તેનો ભેદ મેળવવાને, અને તેના અપૂર્વ કાયદા અને ડહાપણ સમજવાને મનુષ્યનું અંતઃકરણ પ્રેમથી ભરપુર બની જીજ્ઞાસુ થઇ, અનેક પ્રકારના યત્નોની શરૂઆત કરી દે છે. જે પ્રયત્નોમાં પહેલાં પ્રેમ સાથે કાંઇક અંશે ભય મિશ્રિત્ થએલો માલુમ પડે છે. એજ પ્રેમ, એજ જીજ્ઞાસા, અને એજ પ્રયત્ન ભક્તિનાં ચોકડાંને તૈયાર કરનાર ઝાંખા અંગો છે. જ્યારે તેઓ તેના પૂર્ણ સ્વરૂપને પ્રાપ્ત થાય છે, ત્યારે આપણે તેને ભક્તિ કહીએ છીએ.

ભક્તિ અને જ્ઞાન એ કાંઇ એક બીજાથી એકદમ જુદા વિષયો નથી પણ તે એકજ સાંકળના જુદા જુદા અકોડાઓ છે. જ્યારે તે જુદા જુદા હોય છે ત્યારે, આપણે તેને અકોડા શબ્દથી પીછાણીએ છીએ પણ તેઓના એકત્ર થતાં, અકોડા શબ્દને પડતો મુકી તેને આપણે સાંકળ શબ્દથી સંબોધીએ છીએ.

જે અનન્ય ભક્તિ છે તેજ અભેદ જ્ઞાન છે. જે પરમ ભક્ત છે તેજ પૂર્ણ જ્ઞાની છે. જે પ્રમાણે જ્ઞાનીને સત્ય જ્ઞાનની પ્રાપ્તિ થતાં, તેનો ભેદ ભાવ દૂર થઇ આ જગતના કોઇપણ પદાર્થને બ્રહ્મથી ન્યારો માનતો નથી; અર્થાત્ સર્વ બ્રહ્મમયજ જુએ છે, તેજ પ્રમાણે ભક્ત પોતાની ભક્તિમાં લીન થઇ, સિવાય ઇશ્વર બીજું કાંઇ પણ જોઇ શકતો નથી. જડ ચૈતન્ય, પ્રવાહી વગેરે કોઇપણ એવો પદાર્થ ન હોય, કે જેમાં તેને ઇશ્વરનું રૂપ પ્રતિત્ ન થતું હોય! આથીજ પ્રભુભક્તિમાં લીન થએલો સુદામો ભગવાન કૃષ્ણચંદ્રને મળવા જતાં જંગલમાં મળતાં રીંછ અને વ્યાઘ્ર જેવા હિંસક પશુઓને કૃષ્ણમય જાણી ભેટયો હતો.

આપણે આપણા સ્વરૂપમાં સ્થિત થવું, એજ જ્ઞાનની અંતિમ સિમા છે. જે માટે વેદનું મહા વાક્ય तत्व मसि પ્રમાણ ભૂત છે કે તે કહે છે કે સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ અને સત્યનું પણ સત્ય સર્વનો અંતરાત્મા તે તુંજ છે. અને તેનો એવી રીતે અનુભવ થવો એજ જ્ઞાનની પરાકાષ્ટા અને અહિંજ વેદ અને ધર્મોનો અંત.

એક તરફ જ્ઞાનીને આવી રીતે અનુભવ થાય છે, ત્યારે બીજી તરફ ભક્ત પોતાની ભક્તિમાં લીન થઈ જ્ઞાનીને પ્રાપ્ત થએલ વસ્તુઓનો પોતે સ્વાનુભવ કરે છે; અર્થાત્ બન્નેનો અંતિમ હેતુ ભેદ ભાવ મટાડી એકજ લક્ષ્ય બિંદુમાં તદ્રુપ હોવાનોજ હોય છે. માટે સાચો ભક્ત તેજ સાચો જ્ઞાની છે; તેજ સાચો યોગી છે. બીજા શબ્દોમાં બોલીએ તો ઉપર કહી આવ્યા તેમ ભક્તિ એ એક, મૂળ સ્થાનપર પહોંચાડનાર સાંકળની મુખ્ય કડી છે. કે જે કડીએ બીજી અનેક કડીઓને પોતાની સાથે ગુંથી લક્ષ્ય બિંદુને પ્રાપ્ત કરાવનાર સાંકળનું સ્વરૂપ ધારણ કર્યું છે. એજ એક અતિ સુલભ સાધન છે કે જે સિવાય જ્ઞાન યોગની પ્રાપ્તિ થવી અસંભવિતજ કહેવાય. ભગવાન કૃષ્ણ ચંદ્રે એ વાતને પ્રતિપાદન કરતાં ગીતામાં અર્જુનને સંબોધે છે કેઃ—

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥ (१० १०)
तेषा मेवानुं कंपार्थं महम ज्ञान जं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥ (१०-११)

ભાવાર્થઃ—એવા હમેશાં યુક્ત અને પ્રેમપૂર્વક ભજનારાઓને હું બુદ્ધિ-યોગ આપું છું; જેથી તેઓ મને પામે છે પછી તેઓના આત્મામાં રહેલો હું જ્ઞાન રૂપી પ્રકાશિત દીવા વડે તેમના હૃદયમાં રહેલો અજ્ઞાન રૂપી તમ-અંધકાર નષ્ટ કરૂં છું.

ભક્તિ એ એક એવો સરળ અને અત્યુત્તમ વિષય છે કે તેમાં સિવાય શુદ્ધ ભાવના અને શ્રદ્ધા બીજા કોઇપણ તર્ક વિતર્ક અથવા પ્રમાણની જરૂર રહેતી નથી. જેમ સૂર્ય પોતે સ્વયં પ્રકાશવાન હોઇ પોતાના પ્રકાશને જાહેર કરવાને કોઇ વસ્તુની દરકાર રાખતો નથી, તેજ પ્રમાણે ભક્તિ એ એક એવો વિષય છે કે, પોતે સ્વયં પ્રમાણ ભૂત હોઈ તેને કોઇ પણ પ્રમાણની આવશ્યકતા રહેતી નથી.

જ્યાં સુધી મનુષ્ય અહંતા અને અહંકારથી મુક્ત થતો નથી, પ્રભુ સાથે ઐક્યતા કરવા પ્રયત્નશિળ થતો નથી, ત્યાં સુધી તો તે (ભક્તિ) ઉત્પાદકમાંજ હોય છે. પણ જ્યારે તેને સાચો પ્રેમ ઉત્પન્ન થાય છે અને તિવ્ર ઇચ્છા તેને એકદમ જગાડી દે છે ત્યારે, આ ઉત્તમ યોગની શરૂઆત થાય છે; કે જે અંતે તેના અધિકારીના હેતુ માફક ઉત્તમ, મધ્યમ, અથવા તો કનિષ્ઠ ફળની પ્રાપ્તિ કરાવે છે.

જ્યારે અહંકાર વૃત્તિથી ઉત્પન્ન થતા બધા વિકારો, વચનો અને કર્મો તે મહાન ભક્તિ તરફના પુજ્ય ભાવમાં અને શુદ્ધ પ્રેમમાં તન્મય બની જાય છે, અને ક્રમે ક્રમે શુધ્ધ ...ના જાય છે ત્યારે તે આપણા પ્રેરક હોય એવું ભાન થાય છે. અને તે સ્થિતિ ચાલુ રહેતાં

અને વાસનાઓથી બનેલું અજ્ઞાનરૂપી અંતરપટ દૂર થતાં અંતરાત્માનું જ્ઞાન થાય છે. અને તેજ એક સાચું સ્વરૂપ હોવાથી તે તરફ સ્વભાવિક આપણે ખેંચાઇએ છીએ.

ભક્તિ ગમે તે પ્રકારથી શરૂ થઈ હોય, પણ તે ઉચ્ચ ભાવનાથી તરબોળ થએલી હોવી જોઇએ. નીચ, તુચ્છ અને હલકા હેતુઓને તો આ ઉત્તમ વિષયમાં કદીપણ સ્થાન મળવું ન જોઇએ. જો તેમ હશે તોજ આપણે પ્રભુમય થવાને અને તેના પ્રેમી પાત્ર બનાવાને લાયક થઈ શકીશું,

ભક્તિ તેજ ઉત્તમ કહી શકાય, ભક્ત તેજ શ્રેષ્ઠ કહી શકાય કે જેના હૃદય–ગભારામાં સિવાય પ્રભુ કોઇને માટે સ્થાન ન હોય. આજ કાલ સકામ અને નીચ વાસનાઓથી ભક્તિની શરૂઆત વિશેષ પ્રમાણમાં થતી જોવામાં આવે છે. અને તેથીજ તેનું પરિણામ પણ, તેવીજ તુચ્છ અને હલકી દશામાં આવેલું જોવામાં આવે છે.

ભક્તિ એટલી તો બધી શુધ્ધ અને નિખાલસ હોવી જોઇએ કે તેનો હેતુ વા ઉદ્દેશ ફક્ત પ્રભુ સ્વરૂપનો ઉચ્ચાનુભવ કરી આપણે પ્રભુમય થવું એ સિવાય બીજો કશો પણ હોવો ન જોઇએ. તોજ તે ઉત્તમોત્તમ પરિણામ લાવશે. કારણ, ભક્તિમાં જેટલો તમારો ઉચ્ચ હેતુ તેટલુંજ તમને ઉચ્ચ ફળ પ્રાપ્ત થવાનું કારણ કે પ્રભુ પોતાના ભક્તની, ભાવના, પ્રેમ, અને હેતુને પારખી તેને અનુકૂળ જવાબ વાળે છે. તેથીજ સિધ્ધ થાય છે કે પ્રભુ ભક્તની ભાવનાનુસાર સગુણ વા નિર્ગુણ થઇ શકે છે. કારણ કે પ્રભુ કેવળ નિર્ગુણજ હોય અથવા તેને આપણે અડી ન શકીએ, તેની સાથે બોલી ન શકીએ એવો હોય તો આવો પ્રત્યક્ષ પ્રત્યુત્તર મળવો કેવળ અસંભવિતજ કહેવાય.

ભક્તિ એ એક અત્યુત્તમ માર્ગ છે કે જે માર્ગમાં આપણે આપણી ઇચ્છાનુસાર પ્રભુના સગુણ પણાની પ્રાપ્તિ કરી શકીએ છીએ. અહીં પ્રભુના નિર્ગુણ રૂપનેજ માનનાર અને સગુણને ન માનનાર માટે મીરાં, નરસિંહ, તુકારામ, પ્રહ્લાદ અને ધ્રુવ વગેરે સમર્થભક્તોનાં દ્રષ્ટાંત પુરતાં લેખાય. વળી એ એક એવો ઉત્તમ વિષય છે કે જે મનુષ્ય ભાવને પ્રભુ ભાવમાં બીજા બધા વિષયો કરતાં ઘણીજ સહેલાઇથી ફેરવી દે છે. ભગવાન્ કૃષ્ણચંદ્ર ગીતાજીમાં અર્જુનની શંકાનું સમાધાન કરી ભક્તિની શ્રેષ્ઠતા બતાવતાં કહે છે કેઃ—

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ (१२-२).

ભાવાર્થઃ—જેઓ મારી ઉપર મનને દૃઢ કરી પરમ શ્રદ્ધાથી નિત્ય યુક્ત થઇને મને ઉપાસે છે, તેઓને હું સઘળા યોગીમાં શ્રેષ્ઠ માનું છું.

ભક્તિમાં વળી બીજો એક સર્વોત્તમ ગુણ સર્વાત્મ ભાવ કરવાનો રહેલો છે, અને તેથીજ આપણે સહેલાઇથી ગુણાતીત થઈ શકીએ છીએ વળી જેમ જેમ આપણે આપણા માર્ગમાં આગળ વધીએ છીએ તેમ તેમ રસ્તામાં આવતી સઘળી અડચણો કુદરતી રીતેજ દૂર થતી જાય છે. શું આ પ્રત્યક્ષ પ્રમાણ નથી કે પ્રભુ આપણા ઉપર આપણી પુર્ણ વા અપુર્ણ ભક્તિની દરકાર કર્યા વગર અનુગ્રહ કરી આમ પ્રત્યુત્તર વાળી રહ્યો છે?

ફરી અહીંજ ઉપલા અધ્યાયના ૮ માં શ્લોકમાં અર્જુનને એ ઉપર વધુ નિશ્ચિત્ કરતાં ભગવાન કહે છે કેઃ—

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥ (१२ ८)

ભાવાર્થઃ—હે અર્જુન તું તારા મન અને બુદ્ધિને મારા સગુણ બ્રહ્મમાંજ સ્થિત કર આમ કરવાથી આ દેહનો પાત થયા પછી તું મારામાંજ (સગુણ બ્રહ્મમાંજ) અભેદ રૂપે નિવાસ કરીશ. આ વિશે તારે કોઈપણ પ્રકારનો સંશય કરવો નહિ.

આવી નાના વિવિધ પ્રભુ ભક્તિ નાના પ્રકારના મનુષ્ય માટે હોઇ શકે પણ તે દરેકનો ઉદ્દેશ, હેતુ વા લક્ષ્ય બિંદુ તો એક પ્રભુના દર્શનથી કૃતાર્થ થઈ પ્રભુમય થવાનુંજ હોવું જોઇએ તો જ તે ઉત્તમ ભક્તિ કહી શકાશે, તોજ તે અનેક યોગોમાંનો એક ઉત્તમ યોગ લેખાશે.

જ્યાં સુધી ઉપાસ્ય માટે ઉપાસકમાં થોડું પણ વ્યવધાન હશે ત્યાં સુધી તો ઉપાસ્ય-ઉપાસકનો અભેદ થવો અશક્યજ લેખાશે. જ્યારે આ વ્યવધાન સર્વથા દૂર થઇ જાય છે ત્યારે ઉપાસક ઉપાસ્ય રૂપ બની જાય છે. આજ ઉપાસના સાચી અને ચરિતાર્થ કહેવાય છે. ઉપાસનામાં ભગવત શરણ એ એક મુખ્ય બાબદ છે. તે વિના સર્વ વ્યર્થ છે જ્યારે ભક્ત ભગવત શરણ લઇ જેમ લવણનો ટુકડો પાણીમાં તદ્રૂપ થાય છે તેમ તેનાંજ ગુણાનુવાદમાં, કીર્તનમાં, સેવામાં, પૂજામાં અને વંદનામાં; મનસા, વાચા અને કર્મણાથી સમર્પણ થઇ જાય છે, ત્યારેજ તે એકાકાર થયો કહેવાય છે. અને તેમ થતાંજ ઝટ ભેદ ભાવ દૂર થઇ સત્ય જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. જ્યાં સુધી આમ બનતું નથી ત્યાં સુધી સંસારીક મોહ છુટવો અને સત્ય જ્ઞાનની પ્રાપ્તિ થવી અસંભવિતજ છે; તેથીજ ગુસાંઈજીએ કહ્યું છે કેઃ—

અસ કછુ સમુઝી પરે રઘુરાયા,
બિન તવ કૃપા દયાળ દાસહિત મોહ ન છુટે માયા;
વાક્ય જ્ઞાન અત્યંત નિપુણ ભવ પાર ન પાવે કોઈ,
નિશિ-ગ્રહ મધ્યે દીપકી બાતન તમ નિવૃત નહિ હોઇ;
જૈસે કોઉ યક દીન દુઃખીત અતિ અશન હિન દુઃખ પાવે;
ચિત્ર કલ્પતરૂ કામ ધેનુ ગૃહ લીખે ન વિપત નશાવૈ.
ષટ રસ બહુ પ્રકાર ભોજન કોઉ દિન અરૂ રૈન બખાને;
બીન બોલે સંતોષ જનિત્ સુખ ખાઈ સોઈ પૈ જાને.
જબ લગી નહિ નિજ હૃદય પ્રકાશ અરૂ વિષય આશ મન માંહીં;
તુળસીદાસ તબલગી જગયોનિ ભ્રમત સપને હુ સુખ નાહીં.

આપણે પણ આવા ઉત્તમ યોગનો સ્વાનુભવ કરી તેના ઉત્તમ ફળની પ્રાપ્તિ કરી શકીએ એમ છે. પણ તે માટે ઉપર અનેકવાર કહેવામાં આવ્યું છે તેમ, આપણી ભક્તિ-ભાવના અતિ શુધ્ધ ઉચ્ચ ભાવથી તરબોળ થએલી હોવી જોઇએ તોજ આપણે આવું અતિ ઉચ્ચ અને ઉત્તમ પરિણામ લાવવાને શક્તિમાન થઈ શકીએ.

એવીજ ઉત્તમ શુધ્ધ ભક્તિ ભાવનામાં તરબોળ થએલા ભગવાનના લાડીલા ભક્તો ભક્તવર તુકારામ, મીરાં, નરસિંહ, એકનાથ, કબીર, અને પરમહંસ રામકૃષ્ણ પોતાના સ્વાનુભવથી એ સત્યને સિધ્ધ કરી સર્વ યોગોમાં ભક્તિયોગને સાદો, સરળ, અને અતિ શ્રેષ્ટ પ્રતિપાદન કરી ગયા છે.

પણ તેમ થવા માટે સર્વેથી પહેલાં આપણામા પ્રભુ પ્રત્યે શુધ્ધ પ્રેમ અને અડગ શ્રદ્ધા ઉત્પન્ન થવી જોઇએ. જ્યાં સુધી એમ ન થશે ત્યા સુધી સારી રીતે આપણો માર્ગ ખુલ્લો થશે નહિ. વળી જેટલો શુધ્ધ પ્રેમ અને અડગ શ્રદ્ધા તેટલુંજ તેનું શુદ્ધ અને ઉત્તમ ફળ ગળશે મીરાંએ એજ અડગ શ્રદ્ધાથી વિષને અમૃત બનાવ્યું. એજ અડગ શ્રદ્ધાએ ભક્તવર નરસિંહના મનોરથ સિદ્ધ કર્યા. એજ અડગ અને વિશુદ્ધ ભાવથી પ્રહ્લાદે પ્રભુને સ્થંભમાં વસાવ્યા. એજ શ્રદ્ધાના અખૂટ બળ વડે ભયમાં સમાએલ શીરાજીને તુકાએ અભય દાન આપ્યું. અને એજ શ્રદ્ધાના બળપર હનુમાન જેવા એક વાનરે દ્રોણાચલ જેવા મહાન મેરૂને ઝટ ઉપાડી લીધો. ખરે શ્રદ્ધાનું બળ અપરિમિત્ છે! તેની તુલના બીજા કોઇપણ પ્રકારના બળ સાથે કરી શકાય એમ નથી! જ્યાં ભક્તિ દેવી માટે વિશુધ્ધ પ્રેમ અને અડગ શ્રધ્ધાથી મંદિર ચણાવ્યુ છે, ત્યાં ખરેજ અડગ, અપૂર્વ અને અખંડીત ભાક્તનું સામ્રાજ્ય છે. જ્યાં એના કાંગરા ચણાયા નથી અથવા તુટી ગયા છે, ત્યાં ભાક્ત દેવીનો વાસો થવો કેવળ અસંભવિતજ છે.

"અર્બુદાચળ"
વિજ્યાદશમી, ૧૯૭૮

"પુન્ડરીક"

# સૂતસંહિતા



અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૦૫ થી

## અધ્યાય ત્રીજો

## કર્મયજ્ઞ વૈભવ નિરૂપણ

કર્મ યજ્ઞ ત્રણ પ્રકારના છે. ૧ કામ્ય ૨ નિત્ય અને ૩ નૈમિત્તિક. અમુક ફળની કામનાથી પ્રેરાઇને તે નિમિત્ત પૂર્વક કર્મ જે કરાય છે અને તે ફળ મળવું એ જેમાં પ્રધાન ઉદ્દેશ છે અને તેની સાથે જેના અર્થ વડે ચિત્તની શુદ્ધિ થવી એ જેનો પેટામાં સમાયલો ઉદ્દેશ છે તેવાં કર્મોને કામ્ય કહ્યાં છે. કહ્યું છે કે—विद्ध दाहादि देहेषु। महेन्द्रं भुज्यते पदम ॥ વિષ્ટાના ભોગી ભુંડ આદિના દેહોમાં રહીને ઇન્દ્રના દેહમાં ભોગવવાનું ફલ ભોગવી શકાતું નથી, તેથી કરીને જે ફલની કામનાપૂર્વક કામ્ય કર્મ કરાય છે તે ફલ જે દેહ વડે ભોગવી શકાય તેવા દેહની પ્રાપ્તિ એ કામ્ય કર્મ કરાવે છે. જેમાં ચિત્તની શુદ્ધિ કરવી એજ ઉદ્દેશ પ્રધાન છે તેવાં કર્મોને નિત્ય કર્મ કહે છે. પૂર્વે થયેલાં પાપોનો ક્ષય કરવા રૂપ ફળ મેળવવાનો જેમાં પ્રધાન .

ઉદ્દેશ છે તેને નૈમિત્તિક કર્મ કહે છે, પ્રાયશ્ચિત આદિ કરવાં એ નૈમિત્તિક કર્મ છે પરંપરાથી પણ અપ વર્ગમાં ઉપયોગી થાય એ પ્રકારનાં કોઈ કામ્ય કર્મો નથી. પણ તે તો અપવર્ગમાં પ્રતિબંધક રૂપજ છે, તેથી મંદ ભાગ્યવાળાજ તેમાં પ્રવૃત્ત થાય છે. નિત્ય નૈમિત્તિક કર્મોરૂપ યજ્ઞોમાં પ્રવૃત્ત થનારને પરંપરાથી અપવર્ગને સાધનમાં તે કર્મો ઉપયોગી થાય છે, તેથી તે કર્મો કરનાર ક્રમ વડે મુક્ત થાય છે. માટે એવાં નિષ્કામ કર્મોને કરનારા મહા ભાગ્યશાલી છે, પરંતુ મોક્ષના અનુસંધાન પૂર્વક જે નિષ્કામ કર્મોને કરે છે તેઓ એકલાજ મહાભાગ્યશાલી છે. એ પ્રકારનું મોક્ષનું અનુસંધાન જેઓ નથી કરતા પણ આ નિત્ય નૈમિત્તિક કર્મો કરવાનું વેદમાં કહ્યું છે માટેજ અમેજ કરીએ છીએ એ પ્રકારે એટલુંજ શ્રધાથી માને છે, તેમના અંતઃકરણમાં મોક્ષની ભાવના તે કર્મોમાં નથી તેથી એ પ્રકારનું ફલ પણ તેમને મંદ મળે છે. જે એ કર્મો કરતાં એમ માને છે, કે હું આ કર્મોદ્વારા ઇશ્વરની શ્રદ્ધાથી આરાધના કરું છું, તેમનાં તે કર્મો તો અત્યન્ત નિર્મલ થઇ જાય છે. એટલે એવાઓને તો મુક્તિ સત્વર મળે છે. હું અકર્તા, અભુક્તા; અસંગ, શિવ છું, એ પ્રકારના ઉપનિષદમાં કહેલા આત્મ તત્વને પોતાના આત્મા રૂપે ભાગ કરતો જે શ્રધ્ધાથી નિત્ય કર્મરૂપી યજ્ઞો કરે છે તેમને મહાદેવજીના અપરોક્ષ સાક્ષાત્કાર રૂપ ફલ મળે છે. યજ્ઞરૂપ શ્રી મહાવિષ્ણુ ભગવાનને જે તે યજ્ઞમાં જુએ છે તેમને વિજ્ઞાન મળે છે. કૈવલ્યનું જ્ઞાન તેમને થાય છે. પ્રધાન રૂપે તો યજ્ઞોવડેથી મહાદેવજીનુંજ યજન કરવાનું છે, કોઈ અન્ય દેવનું કરવાનું નથી, એ જાણીને જે તે યજ્ઞો કરે છે તેમને વિજ્ઞાન મળે છે. જે વિષ્ણુ, બ્રહ્મા, ઇન્દ્ર કે કોઇ અન્ય દેવતાને મોહથી પણ પ્રધાન રૂપે લઇને યજ્ઞો કરે છે તેઓ તો નરકમાં પડીને ત્યાં કલ્પના અન્ત સુધી સડયાં કરે છે,માટે શિવને મુખ્ય રૂપે લઇને વિષ્ણુ આદિને અંગ રૂપે ગણવાઅને પ્રધાન બુદ્ધિ શિવમાંજ કરવી. એમ કરાય તોજ યજ્ઞોમાં દોષ આવતો નથી. મોહ એટલે પ્રમાદ આદિને વશ થઇને તેમ ન કરે તો તેવા યજ્ઞમાં દોષ પ્રાપ્ત થાય છે, કારણ કે મહાદેવ એટલે મહેશ્વર પોતે પોતાના નામ વડે તેમજ અર્થ વડે એમ બન્ને પ્રકારે દેવતાઓમાં મ્હોટા છે. એજ સર્વજ્ઞ, સાંબ મહેશ્વર ને સર્વ મહાયજ્ઞો વડે પુજવાના છે.

જે કર્મો નિષિદ્ધ નથી તેમજ વિહિત પણ નથી જેમકે આંખ મીચકારવી, ખણવું આદિ તેવાં કર્મો કરવાનાં પ્રાપ્ત થાય તો તેમાં પણ શિવની આરાધના રૂપ આ મહા પૂજા હું કરૂં છું એ પ્રકારે બુદ્ધિ ચાલુ રાખવી તે મહા યજ્ઞ છે, એટલુંજ નહિ પણ સાક્ષાત્ શ્રુતિ ભગવતી તથા સ્મૃતિ જે કર્મોનો નિષેધ કરે છે તેવાં કર્મોને કરતાં પણ શંભુની આરાધના રૂપે કરતા હોય તો તે પણ મહાયજ્ઞ છે. પાપ કર્મો પણ ઇશ્વરને અર્થેજ એવી ભાવના વડે અત્યન્ત પવિત્ર થઇ જાય છે, આ વાર્તા ખરેખરી છે, તેમાં કાંઇજ શક નથી. જે પ્રકારે 'લીલા' ભીના લાકડાને પણ મહાન્ અગ્નિ સુકવતો સુકવતો બાળી મુકે છે તેજ પ્રમાણે ઇશ્વરાર્પણ. બુદ્ધિથી કરાયલાં હોય તે પાપો પણ શુદ્ધ વિજ્ઞાનને આપવા સમર્થ થાય છે ।વાહત કર્મના આચારમાં જે પુરૂષોની નિષ્ઠા છે તેવાઓનું ભલું કરવું એ પણ એક મહાયજ્ઞ છે, અને તે જ્ઞાનની ઉત્પત્તિનું કારણ થઈ પડે છે. એવા પુરૂષોનું અનીષ્ટ કરવાથી મહા પાપ થાય છે, અને તેથી સંસારમાંજ પ્રવૃત્તી રહે છે. સર્વ દુરાચારીઓમાં પણ દોષો ન જોતાં ઉપેક્ષા બુદ્ધિ કરવી તે પણ મહા યજ્ઞ છે. પતંજલી ભગવાન્ કહે છે કે—मैत्री करुणा मुदितोपेक्षाणं सुख दुःख पुण्यापुण्य विषयाणां भावनात श्चित्तप्रसादनम् સુખી મનુષ્યને જોઇ તેને વિષે મૈત્રીની ભાવના કરવી, દુઃખીને જોઇ કરૂણાનો

ભાવ રહેવો, પુણ્યવાનને જોઇને મુદિતા અનુભવાય અને પાપી પ્રતિ ઉપેક્ષા રાખવી, એ પ્રમાણે વર્તતાં ચિત્ત નિર્મલ અને પ્રસન્ન બને છે.

બુદ્ધ આર્હત આદિ અન્ય માર્ગોના દેવતાઓની પ્રતિમાઓમાં માત્ર સાદી બુદ્ધિ રાખી તેમને પણ આદર પૂર્વક માન આપવું. એ પ્રમાણે સમ બુદ્ધિ રાખીને જે અંતઃકરણના અવિરોધીપણાને જાણે છે તેને પણ યજ્ઞ કહ્યો છે. કહ્યું છે કે:—॥ શુનિ ચૈવ શ્વપાકે ચ पण्डिताः समदर्शिनः॥ કુતરી દેખે કે ચાંડાલને જુએ કે અન્ય જે કાંઇ જુએ તે બધામાંજ પંડિતો સમ બુદ્ધિ રાખે છે. વળી કોઇ વૈદિક કે તાન્ત્રિક માર્ગોને પણ છોડી દે છે, અને પોતાની બુદ્ધિ વડેજ ગમે તેમાં શ્રદ્ધાથી દેવતા બુધ્ધિ કરે છે, તો તેમાં પણ શ્રદ્ધાના કારણથી તે યજ્ઞજ કરે છે. જે કાંઇ શ્રદ્ધાથી કરાય છે તે કલ્યાણને સાધનારું છે. પ્રતિમાં આદિમાં શાસ્ત્રોક્ત કર્મમાં કે તન્ત્રોક્ત કર્મમાં આસ્તિકપણું રાખીને દેવતા બુદ્ધિ કરાય છે. તો તેથી પણ લાભ છે.

સુક્ષ્મ વિચારથી જોતાં એમ જણાય છે કે આ બધા ભેદો દેખાય છે તે માત્ર ફલની ન્યૂનાધિકતા રૂપે છે. એ રીતે કાયિક યજ્ઞ ટુંકામાં કહયો માટે તમો પણ મહાન કાયિક યજ્ઞોને કરજો. એ રીતે કર્મ યજ્ઞ નિરૂપણ નામનો અધ્યાય ૩. સંપુર્ણ થયો. અપૂર્ણ.

સદ્‌ગત દુર્ગાશંકર નરવરજી ત્રીવેદી.

# મદ.

ધનમદ, રૂપમદ, સત્તામદ, એવા ઘણા મદોઅસ્તિત્વમાં છે. મનુષ્ય જ્યારે તે મદને વશ થાય છે ત્યારે પોતાના ભાનને ભૂલે છે. મદ એટલે અહંકાર. અને અહંકાર એ મનુષ્યના વિનિપાતનું કારણ છે. જે મનુષ્યે આ મદનો એટલે અહંકારનો આશ્રય લીધો છે તેણે પોતાના વિનાશનેજ અનુભવ્યો છે. પૂર્વના દ્રષ્ટાંતો જુઓ. રાજા રાવણને બળ મદ પ્રકટયો હતો. મારા સમાન કોઇ નથી તેમ એણે માન્યું. અને તેને વશ થઇ ન કરવાનાં કર્તવ્યો કર્યાં પરિણામે રામે તેનો સંહાર કર્યો. બાણાસુરને પણ હજાર હાથનો મદ થયો હતો. કૃષ્ણ ભગવાને તેના હજાર હાથ છેદી નાંખ્યા આવીજ રીતે આધુનિક દ્રષ્ટાંતો ગણાવીએ તો રશિયાના ઝારને સત્તા મદ આવ્યો હતો. ગરીબ પ્રજાના દુઃખની તેણે પરવા ન કરી અને ઝારશાહી ચલાવી. પ્રજાએ તેને ક્ષણમાત્રમાં હતો ન હતો કરી નાંખ્યો. જર્મનીને આખી દુનીયાની સામે બાથ ભીડવાનો મદ ચડયો હતો. પરિણામમાં જર્મનીને મહાન થવું પડયું. નેપોલીયનને વિજયમદ ચડયો હતો. તેને દૈવ પ્રતિકૂલ થયું અને હાર અનુભવી.

મદ સૌજ મનુષ્યની ઉન્નતિને અટકાવે છે. મદનો પ્રભાવ કેટલો બધો છે. એક સામાન્યમાં સામાન્ય મનુષ્ય જે સમાજમાં ડાહયો અને પ્રતિષ્ઠાવાન ગણાતો હોય છે તેના હાથમાં જ્યારે સત્તા આવે છે ત્યારે તે સત્તા મદને વશ થઇ સર્વત્ર અપ્રીતિ પાત્ર થઇ પડે છે. મદનો સ્વભાવજ એવો છે કે તેને વશ થનાર મનુષ્યને તે પોતાના પૂર્ણ સંકજામાં લે છે. અને બાજીગર જેમ સુત્રથી બાંધેલી પૂતળીને પોતાની ઇચ્છામાં આવે તેમ નચાવે છે તેમ એ મદ પણ મનુષ્યને પોતાની ઇચ્છા મુજબ વર્તન કરાવે છે.

ઉન્નતિના અભિલાષી મનુષ્યે તો મદથી બાર ગાઉ છેટા રહેવું જોઇએ. ભૂલેચૂકે પણ તેનો પોતાનામાં પ્રવેશ ન થાય તે ખાસ વિચારવું. કેમકે મદને વશ થઇ મનુષ્ય કેવાં કેવાં ઘોર કૃત્યો કરે છે. તે નીચેના વિવેચનથી જાણી શકાશે.

ધન મંદ. મારી પાસે ઘણા પૈસા છે. બસ ખાઇ પીને મોજ ઉડાડવી. કોઇ સત્પાત્ર ગરીબ માણસ યાચના કરવા આવે તો તેને હડધૂત કરવી. ન જાય તો ધક્કા મારી ભૈયા પાસે બહાર કઢાવવો. અને રસ્તે ફરવા જતાં કોઈ ભીખારીનો આર્તનાદ સંભળાય તો તે વખતે કાન બહેરા કરી નાંખવા. એ શાળાઓ ભીખારી રહવાજ શા માટે? એમ માની તેના પ્રતિ તિરસ્કાર કરવો. આ સર્વ દુર્ગુણો ધનના મદથી આવે છે. પરમાત્માની સૃષ્ટિમાં સઘળાજ માણસો સરખા છે: સંપત્તિ પ્રાપ્ત થવી અને રહેવી એ તો કર્મ અને પુરૂષાર્થનું કારણ છે. જેને સંપત્તિ પ્રાપ્ત છે તે ગરીબોની દાદ ન જાણે તો કોણ જાણશે? ઉદારાત્માઓ તો આ સંબંધમાં કહે છે કે:—

> મળ્યું જે પ્રભુ કૃપાથી, અન્યને દે તેમાંથી,
> ભવના એ પણુ તુજ શાથી, ખૂટે ન એતે દીધાથી,
> પામીશ તું દીધું પાછું અંહિ ને તંહિ.

છતાં આ રહસ્યમય વાક્યો કોઇ સુભાગ્યવાન મનુષ્યના અંતરમાંજ ઉતરે છે. અન્ય તો,

> ખાવા પીવામાં ઉંઘવામાં વ્યર્થ વાતોમાં તથા,
> હરવા વિષે, ફરવા વિષે, રમવા વિષે દિન ગાળતા.

આ સૂત્રાનુસાર પોતાના જીવનને વ્યતિત કરે છે. અને જ્યારે આ પ્રમાણે સતત ચાલ્યા
ે છે ત્યારે શાંત સમાધિ ધારી બેઠેલી કુદરત તે નિજ કર્તવ્ય ભૂલેલા શ્રીમંત પ્રતિ
ષ્ટિ કરે છે. ક્ષણવારમાં અજબ પલટો થઈ જાય છે. તે ધનવાન મનુષ્યના હાથેજ કુદરત એવી
તે સટ્ટા અથવા વ્યાપારની કરાવે છે કે તે પાયમાલ થઈ જાય છે. લાખોની સાહયબી એક
વસના વ્યાપારમા ચાલી જાય છે અને કયાં તો તે વ્યાપારી શ્રીમંતને ખાંધે દોરી લોટો ભેર-
વા વખત આવે છે કે કયાં તો આજ કાલ જે સર્વ સામાન્ય થઈ પડયો છે તે દેવાળાનો
ોંગ લેવો પડે છે.

સાવધાન! કર્તવ્યને ભૂલેલા શ્રીમંતો સાવધાન; જ્યાં સુધી તમારામાં આવો અજબ પલટો
થી થયો અને તમારી સંપત્તિ તમારા હાથમાં છે ત્યાં સુધી તેનો સદ્‌વ્યય કરી લો. સ્મરણમાં
ખજો અને ખાત્રીથી માનજો કે સંપત્તિનો સદ્‌વ્યય એ તો સંપત્તિને વધારનારજ થઇ પડે છે.
મને આ વચનમાં શું શ્રદ્ધા નથી. ન હોય તો કુદરત તરફ જુઓ. જમીનમાં નાંખેલો એક
ણો સહસ્ત્ર દાણા રૂપે તમને પાછા કુદરત આપે છે. આજ પ્રમાણે સંપત્તિનો સદ્‌વ્યય સંપ-
ત્તિનેજ વધારે છે. કહેવાય છે કે દુર્યોધનના હાથમાં પદ્મ હતું એટલે તે જે દાન આપે તેનાથી
મણું મળે પણ તે સાથે તેનામાં કંજુસાઇનો ગુણ હતો એટલે પોતાની સંપત્તિનો સદ્‌વ્યય
કરી શકતો નહિ તેમ પોતાના હાથના પદ્મની તેને ખબર પણ નહોતી. અંતર્યામી કૃષ્ણ આ
ાત જાણતા હતા. અને તેથીજ પાંડવોના રાજસૂય યજ્ઞ વખત દુર્યોધનને કોષાધ્યક્ષની અને બ્રા-
હ્મણોને દાન આપવાની જગ્યા તેને સોંપી હતી. દુર્યોધન પોતે જો કે પોતાની પાસેથી ખર્ચવું પડે

તેમાં કંજુસ હતો પણ પાંડવો પ્રતિના દ્વેષને લઈને ધનનો ભંડાર ખાલી કરવાના ઇરાદાથી બ્રાહ્મણોને છુટા હાથે દ્રવ્ય આપવા લાગ્યો. પણ હાથમાંના પદ્મના પ્રતાપે દ્રવ્ય ખૂટવાને બદલે ઉભલ ઉભલ થવા લાગ્યું. બ્રાહ્મણોએ પણ પોતાનાથી ઉંચકી શકાય તેના કરતાં પણ વધારે દ્રવ્ય લીધું. છતાં ભંડાર ખાલી થયો નહિ. મૃગની નાભીમાંજ જેમ કસ્તુરી હોય છે છતાં મૃગ તેને જાણી શકતો નથી તેમ દુર્યોધન પણ આ રહસ્યને જાણી ન શક્યો. અને થાકીને ભંડારના દ્વાર બંધ કરી ત્યાંથી ચાલ્યો ગયો.

આ દ્રષ્ટાંતથી સમજવાનું એટલુંજ છે કે સંપત્તિનો શુદ્ધ વ્યય એજ સંપત્તિનું પદ્મ છે. તેને જાણી જે ધનવાન પોતાના ધનનો સદ્ ઉપયોગ કરે છે તે પોતાનું ઐહિક તથા પારમાર્થિક હિત સાધે છે.

રૂપમદ. સૌન્દર્યનો મદ. બીજા કરતાં હું કાંઇક વધારે સુંદર છું. મારી ચામડીનો વર્ણ ગોર છે. મારૂં શરીર ઘાટીલું છે. એમ માની કંઇ કેટલા મનુષ્યો તેમાં વિશેષ કરીને સ્ત્રીઓ રૂપમદને આધિન થાય છે. અને પોતાના સૌન્દર્યનો વાસ્તવ ઉપયોગ અન્યને દેખાડવા માટેજ કરે છે. અને તે તેના વિનિપાતનું કારણ થઈ પડે છે. રૂપમદને આધિન થનાર દરેક વ્યક્તિએ સમજવું જોઇએ કે પ્રભુને ત્યાં સૌન્દર્યવાનને વધારે માન મળે અને કદરૂપાને ઓછું મળે તેમ નથી. ત્યાં તો બંને સમાન છે. ભેદાભેદ નથી. અને સૌન્દર્ય એ શું છે ? પ્રભુની દીધેલી મનુષ્યના કર્મ પ્રમાણેની બક્ષીસ છે. અને એ બક્ષીસ મળેલી વસ્તુનો આપણાથી દુરૂપયોગ કેમ જ થાય ? જે તેમ કરવા તૈયાર થાય છે તેની પાસેથી કુદરતી રીતેજ એ બક્ષીસને પ્રભુ છીનવી લે છે. તમે ઘણા ખરા પ્રસંગોમાં જોયું હશેજ કે સૌન્દર્ય સંપન્ન પુરૂષ અથવા સ્ત્રી કુદરતી કોપને લઇ ને કદરૂપા થઈ ગયેલાં હોય છે. અને તેથી આવી દૈવી આફતમાંથી બચવાને માટે પણ સૌન્દર્યનો મદ લાવવો ન જોઇએ. રૂપ એ તો બધાના સરખા છે. તેમાં ચામડીનો મોહ ન હોવો જોઇએ. પ્રીતિ-મોહ-એવા પદાર્થપર રાખવો કે જે શાશ્વત-ચિરસ્થાયી રહે. ચામડીનો મોહ શું શાશ્વત છે. વિવિધ પ્રકારના રોગો તેનામાં થાય છે. ચામડીની સુંદરતા બગડે છે તે વિરૂપ બને છે. એટલુંજ નહિ પણ અંતિમ પ્રયાણ વખત એ ચામડીથી મઢેલા દેહને અહીંજ મૂકીને વિચરવાનું છે. તો એવી વિનાશી વસ્તુ ઉપરનો મોહ શા માટે જોઇએ ?

સત્તામદ. આ મદની પ્રતિતી તો આજે હિંદુસ્તાનની પ્રજાને જાણીતી થઈ ગઇ છે. ગામડામાં અથવા શહેરમાં આપણી પાડોશમાંજ વસતો એક પુરૂષ જે ભલો અને સદ્‌ગુણી ગણાતો હોય છે. તેને જ્યારે રાજ્ય તરફથી અગર પ્રજા તરફથી અમુક પ્રકારની સત્તા આપવામાં આવે છે. ત્યારે તે પોતાના ભાનને ભૂલે છે. મનુષ્ય તેનો તેજ છે. પણ જેમ દારૂ પીધેલા મનુષ્યને એક પ્રકારનો નિશો ચડે છે તેમ એને સત્તાનો નિશો ચડે છે. અને આ નિશાની અસર જરા પ્રકટી કે થઇ ચૂક્યું. તે ફાવે તેવાં કૃત્યો કરે છે. સર્વ ઉપર જોહુકમી ચલાવવી. તાબાના નોકર ઉપર અમલદારીનો તોર ચલાવવો, એમાંજ એ પોતાની મહત્તા સમજે છે. સત્તાને વશ થનાર માણસ તો એમજ સમજે છે કે જો આપણો અધિકારનો કોપ ન રાખીએ તો કોઈ આપણને ગણેજ નહિ. અને તેથી સત્તાનો પ્રભાવ રાખવાની તો ખાસ જરૂર છે. આ પ્રમાણે સમજવામાંજ તેઓ ભૂલ કરે છે. અને અપ્રીતિના પ્રસંગો ઉપજાવતા જાય છે. સત્તાનો પ્રભાવ દર્શાવવો જોઇએ એ

શ્રી

# गूढार्थ चिंतामणि



૧ ચઉદ વિદ્યા છે.

| | |
|---|---|
| ૧ બ્રહ્મજ્ઞાન. | ૮ જળમાં તરવું. |
| ૨ રસાયન. | ૯ સંગીત. |
| ૩ શ્રુતિ કથા. | ૧૦ નાટક. |
| ૪ વૈદક. | ૧૧ અશ્વારોહણ. |
| ૫ જ્યોતિષ. | ૧૨ કોક શાસ્ત્ર. |
| ૬ વ્યાકરણ. | ૧૩ ચોર કર્મ |
| ૭ ધનુર્ધરત્વ. | ૧૪ ચાતુર્ય કળા. |

૨ વેદ ચાર છે.

| | |
|---|---|
| ૧ ઋગ્વેદ શાખા | ૮૨૨ |
| ૨ યજુર્વેદ શાખા | ૮૬ |
| ૩ સામવેદ શાખા | ૧૦૦૦ |
| ૪ અથર્વ વેદ શાખા | ૯ |

૩ ઉપવેદ ચાર છે.

ઋગ્વેદનો આયુર્વેદ ( વૈદક )
યજુર્વેદનો ધનુર્વેદ ( વિદ્યા )
સામવેદનો ગાંધર્વ વેદ. ( ગાયન વિદ્યા )
અથર્વ વેદનો સ્થાપત્ય વેદ. ( શિલ્પ વિદ્યા )

૪ વેદાંગ ૬ છે. ૧ શિક્ષા ૨ કલ્પ ૩ વ્યાકરણ ૪ નિરૂક્ત ૫ છંદ ૬ જ્યોતિષ. શિક્ષામાં વેદોચ્ચાર વર્ણન.

કલ્પમાં. કર્મ કરવાની રીતનું વર્ણન. વ્યાકરણમાં શબ્દ સિદ્ધિ અને શુદ્ધતાં વર્ણન. નિરૂકતમાં વેદના કઠીણ શબ્દોનોજ અર્થ. છંદમાં અક્ષર, માત્રા, છંદોનું, વર્ણન જ્યોતિષમાં–ગણીતાદિ વર્ણન.

પુરાણ અષ્ટાદશ ૧૮ છે. અને પુરાણના લક્ષણ ૫ પાંચ છે.

૧ સર્ગ ૨ વિસર્ગ ૩ મનવન્તર ૪ વંશ ૫ વંશાનુચરિત.

| | |
|---|---|
| ૧ બ્રહ્મ પુરાણ. | ૧૦૦૦૦ |
| ૨ પદ્મ પુરાણ. | ૫૫૦૦૦ |
| ૩ વિષ્ણુ પુરાણ. | ૨૩૦૦૦ |

| | |
|---|---|
| ૪ શિવ પુરાણ. | ૨૪૦૦૦ |
| ૫ શ્રીમદ ભાગવત. | ૧૮૦૦૦ |
| ૬ નારદ પુરાણ | ૨૫૦૦૦ |
| ૭ માર્કંડેય પુરાણ. | ૯૦૦૦ |
| ૮ અગ્નિ પુરાણ | ૧૫૪૦૦ |
| ૯ ભવિષ્ય પુરાણ. | ૧૪૫૦૦ |
| ૧૦ બ્રહ્મ વૈવર્ત પુરાણ. | ૧૮૦૦૦ |
| ૧૧ લિંગ પુરાણ. | ૧૧૦૦૦ |
| ૧૨ વારાહ પુરાણ. | ૨૪૦૦૦ |
| ૧૩ સ્કંદ પુરાણ | ૮૧૦૦૦ |
| ૧૪ વામન પુરાણ. | ૧૦૦૦૦ |
| ૧૫ કૂર્મ પુરાણ. | ૧૭૦૦૦ |
| ૧૬ મત્સ્ય પુરાણ. | ૧૪૦૦૦ |
| ૧૭ ગરૂડ પુરાણ. | ૧૯૦૦૦ |
| ૧૮ બ્રહ્માંડ પુરાણ. | ૧૨૪૦૦૦ |

૬ શાસ્ત્ર.

૧ સાંખ્ય ૨ યોગ ૩ વેદાન્ત ૪ મીમાંસા ૫ ન્યાય ૬ વૈશેષિક.

૭ વિદ્યા ૧ પરમેશ્વરની જ્ઞાન શકિત.

૮ અવિદ્યા. પરમેશ્વરની મોહ શકિત.

૯ પંચ મહા યજ્ઞ.

૧ વેદ પાઠ—૨ દેવ ઋષિ પિતૃ તર્પણ ૩ હોમ ૪ બલિ વૈશ્વદેવ ૫ અતિથિપૂજન.

૧૦ સપ્તર્ષિ સાત છે. ૧ વસિષ્ટ ૨ અત્રિ ૩ કશ્યપ ૪ વિશ્વામિત્ર ૫ ભરદ્વાજ ૬ જમદગ્નિ ૭ ગૌતમ.

૧૧ ચતુર્વગ ૧ ધર્મ ૨ અર્થ ૩ કામ ૪ મોક્ષ.

૧૨ ષડ્રિપુ, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર.

૧૩ ગુરૂ ત્રણ—માતા પિતા આચાર્ય.

૧૪ અગ્નિત્રય—દક્ષિણાગ્નિ, ગાર્હપત્ય આહવનિય.

૧૫ ચારવર્ણ—બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શુદ્ર.

૧૬ ચાર આશ્રમ—બ્રહ્મચર્ય, ગાર્હસ્થ, વાનપ્રસ્થ, સંન્યાસ.

૧૭ ભકિત નવધા—શ્રવણ, કીર્તન, સ્મરણ, ચરણસેવા, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય, આત્મ નિવેદન.

૧૮ અષ્ટ સિદ્ધિ—અણિમા, મહિમા, લઘિમા, ગરિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિત્વ, વશિત્વ.

૧૯ પંચ તત્વ—પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ, આકાશ.

૨૦ ત્રણ ગુણ—સત્વ, રજ, તમ.

૨૧ રાજાના ચાર ગુણ—સામ, દામ, દંડ, ભેદ.

મુક્તિ ભૂષણ, યોજના (ઐન્દ્રજાળ-કૌચુમાર યોગ. હાથ ચાલાકી ચિત્ર સાક યંડાઇ રસ રાગ આશવ આદિવાદ્ય પહેલી પ્રતિમાલા દુર્વાચક યોગ પુસ્તક વાચન નાટકની આખ્યાયિકા દર્શન કાવ્ય સમસ્યા પુરણ. પતીકા વેત્ર ખાણુ વિકલ્પ-તર્ક કર્મ વડઇનું કામ વાસ્તુવિદ્યાગૃહ બનાવવું. રૂપા રત્ન પરિક્ષા ધાતુવાદ મણિરાગજ્ઞાન ભોજનનું જ્ઞાન વૃક્ષનું આયુર્વેદનો યોગ મેઢા આદિ પક્ષીઓને લઢાવવાની રીત તોતા મેના પોપટનું બોલવું ઉત્સાદન કેશમાર્જન અક્ષર મુષ્ટિકાનું કથન મ્લેચ્છિત કુતર્કનો વિકલ્પ દેશભાષા જ્ઞાન પુષ્પોની ગાડી બનાવવાનું જ્ઞાન યંત્ર માતૃકા ધારણ માતૃકા મંત્રાપ્ય માનસી કાવ્ય ક્રિયા અભિધાન કોશ. છંદ જ્ઞાન. ક્રિયા વિકલ્પ. છલીત યોગ વસ્ત્ર ગોપન જુગાર વિશેષ આકર્ષણ બાળ ક્રિડન વૈજયી વિદ્યાનું જ્ઞાન. વૈતાલિક વિદ્યાનું જ્ઞાન.

૪૦ ભક્ત ૪ આર્ત જીજ્ઞાસુ અર્થાર્થી વિજ્ઞાન નિવાસ.

૪૧ નવગુણ બ્રાહ્મણ્ય. સમ દમ તપ તિતિક્ષા ક્ષાંતિ આર્જવ વિજ્ઞાન આસ્તિક્ય ઇશ્વરમાં વિશ્વાસ. એ રીતે આ લેખ વડે જીજ્ઞાસુને ઘણું જાણવાનું મળે છે. તથા સુક્ષ્મમતિ થાય છે. અને દક્ષ બને છે.

ઇશ્વરભાઇ જીવાભાઇ.

-.-

# श्री ईशावास्य उपनिषद.



( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૫૪ થી )

**यस्तु सर्वाणि भूतान्यात्मन्ये वानु पश्यति सर्व भूतेषु चात्मानं ततोन विजुगुप्सते ॥६॥**

અર્થ-જે સર્વ ભૂતોને આત્માને વિશે જોય છે. અને સર્વ ભૂતોને વિશે આત્માને જુએ છે તે તેથી ખંચાતો (ગ્લાની પામતો) નથી.

ટીકા-છઠ્ઠા તથા સાતમા મંત્રમાં મુમુક્ષુ જેને ઉપજ્યું જ્ઞાન થયું છે. તેની સ્થિતિનું વર્ણન છે અવ્યક્તથી માંડીને સ્થાવર જંગમ તૃણ પર્યંત સઘળાને પોતાના આત્મા વિશેજ રહેલાં જોય છે, અને તેમજ તે સઘળામાં પોતાના આત્માનેજ દેખે છે, તે કોઇની નિંદા કરતો નથી. કોઇ પણ વસ્તુ આત્મા વિનાની છે. એમ જાણવાનું નથી. જે વસ્તુ જડ દેખાય છે તેમાં પણ ચેતન છે. તે ચેતન વણુ ઘટ આવરણથી ઢંકાયલું હોવાને લીધે દેખાતું નથી આવરણની ઘટતા અનુક્રમે જતાં બદલાય છે, ખનીજમાંથી, વનસ્પતિ વનસ્પતિમાંથી, પશુ, અને પશુમાંથી માણસ, એ પ્રમાણે વ્યક્તિનો ક્રમ છે, આ પ્રમાણે પગથિયે પગથિયે ચડવાનું છે, જે વસ્તુ જડ છે તેમાં ચેતનનો અંશ છે એ વાતને માટે પ્રમાણ પણ છે. પૃથ્વી જડ દેખાય છે, તેમાંથી કંઇક ભાગ ઉછળીને ઊંચે આવીને પર્વત રૂપ થાય છે, પર્વતો ગર્ક થઇ જાય છે, ઘટ આવરણને લિધે પોતાના શરીરની બહાર જે બનાવો બને છે તેની તને લાગણી જડ વસ્તુ ને થતી દેખાતી નથી અને

તેથી તેનો અંદરથી ઉત્તર મળતો નથી. એક સારી બીના બનવાથી માણસ તેને હર્ષ થાય. એ હર્ષ અંતરનો ઉત્તર છે બહારવાળાને અંદરથી જવાબ મળે છે. તો પણ ઘટ આવરણમાંથી લાગણી થાય એવો જો બનાવ બને તો અંતરમાથી ઉત્તમપણું મળે. માણસને અણુચીનિ કોઇ નાની સરખી ટાંકણી ઘોચે તો તે તરત કુદે છે, કેમકે અંદરની લાગણી તિવ્ર છે, આવરણ ઘટ નથી તેથી તે તિવ્રતા દેખાય છે. તેમજ પથ્થરના ઉપર ઘણુજ જોરથી જો પ્રહાર કરવામાં આવ્યો હોય તો તે ઉછળે છે. અહિં આવરણ ઘટ છે માટે વધારે જોર માગે છે એથી એમ સમજાય છે કે જે વસ્તુ નિર્જીવ-જડ, દેખાય છે. તેમાં પણ ચેતન છે તેથીજ અહીં કહ્યું છે કે સઘળા ભુતોને વિશે પોતાના આત્માને જોય છે. કારણ અને કાર્ય સઘળાનું મૂળ એનું પોતેજ છે. જેને વ્યક્તિ અથવા રૂપાંતર થાય છે, જે જે ભાવ પ્રગટે છે તે સઘળાનો અંતર્યામી-સાક્ષી આત્મા છે. કહ્યું છે કે.

૫૬

જહા દેખત વહાં રૂપ હમારો ટેક
જડ ચેતન કો ભેદ ન દેખત, આતમ એક અખંડ નિહારો ॥ જહાં
ક્ષિતિ જળ તેજ પવન આકાશો, કારન સૂક્ષ્મ સ્થુળ બિચારો ॥ જહા
નરનારી પશુ પંછીન ભીતર મુજ બિન કોઈ ન જાગન હારો ॥ જહાં
કીટ પતંગ પિશાચ-પદારથ, સરવર તરૂવર જંગલ પહારો ॥ જહા
મે સબમે, સબહી મેરે મહિં, નામ ન રૂપ નિરંજન ધારો ॥ જહાં
નાથ કૃપા નરસિંહ ભયો અબ; વ્યાપિ રહયો હમસે જગ સારો ॥ જહાં

જે જે વસ્તુ સારી લાગે છે એટલે જે જે ચિતનું આકર્ષણ કરે છે તે તે વસ્તુમાં કઇ ઈ એવું રહેલું છે કે જે તે આકર્ષણનું કારણ છે એ કારણ પોતાનુંજ રૂપ છે. પોતે માં છે તેથી ત્યાં આકર્ષણ થાય છે. પોતાનાથી જો કંઈ જુદી વસ્તુ હોય તો આકર્ષણ થવાનો ભવ નથી, પણ માયાના આવરણને લીધે આ સમજાતું નથી. સ્નેહનું કારણ પણ એજ છે. માણસની વચ્ચે ઉપાધિને લીધે જુદાપણું દેખાય છે પણ ખરી રીતે આત્મ તત્વ એકજ છે થી એકની વૃત્તિ બીજાની ભણી ખેંચાય છે. ઉપાધિને ઓળંગી જવાનો આ સ્વભાવિક યત્ન છે રેકમાંજ હું છું એવી વૃત્તિ થવાથી રાગ દ્વેષ કંઇ રહેતું નથી. દ્વૈત એજ દુઃખ અને કલેશ મૂળ છે હુંજ સર્વમા છું, મારૂંજ રૂપ સઘળે પ્રકાશે એમ જ્યારે નિશ્ચય થાય ત્યારે જુદા પણું જતું રહે છે. ત્યારે કોઈનો તિરસ્કાર કોઈની નિંદા કરવાનું રહેતું નથી. કોઇથી ગ્લાની ામવાનું રહેતું નથી. અવિદ્યાથી દ્વૈત ભાવ ઉત્પન્ન થાય છે, તે દ્વૈત ભાવ ટળી જાય છે, અવિ- ાની નિવૃત્તિ થાય છે અને નિત્ય શુદ્ધ બુદ્ધ એક જ્યોતિ-આત્મ પ્રકાશ રહે છે; અને બીજું પ છેજ નહિં, તો કોની નિંદા કરવાનું રહ્યું અથવા કોનાથી ગ્લાનિ પામવાનું રહ્યું.

અપૂર્ણ.

મથુરવચરામ બળવચરામ દોશી.

•••

# गाफिल मनने

૫૬ ગઝલ



હવે મનડા, હરિ ભજ તું: જગતની આશ ખોટી છે,
સમજને ભાઈ, રે ? માથે મરણની બીક મોટી છે.
ધરા, ધન સૌ ધર્યું રહેશે, નહિ સાથે કશું આવે,
ગ્રહીને ભક્તિનું ભાતું, પ્રભુનું નામ લે ભાવે.
ફસાઇ મોહના ફંદે, નહિ સત્સંગ તેં કીધો;
નકામી જીંદગી ગાળી, અધમ રસ્તો સદા લીધો.
રહ્યો નિજ સ્વાર્થમાં રાચી, કુકર્મે કાળ સૌ ગાળ્યો;
હવે તો ચેત મન પાછું, પ્રપંચે દાટ રે ! વાળ્યો.
બધી દુનિયાં વિલોકી છે, નથી કંઇ સાર સમજાયો;
કદી તારાથી મનપંખી, નથી શુભ માર્ગ પરખાયો.
હવે તું છોડી દુનિયાને, દીવાનામાં ખપી જાને;
પ્રભુના નામની પ્યાલી, બની મસ્તાન પી જાને.
નહિ આ દર્દની કાંઈ. દવા સાધે નને સાંધી;
હળાહળ ઝેર જ્યાં જામ્યું, મળે ત્યાં મિષ્ટ પય ક્યાંથી ?
બલાઇ કર અરે, મનડા! પ્રભુ રાજી બલાઇથી,
ખુદાને ખોળવા કાજે, સદા કરજે ખુશાઇથી.
ભર્યો સંસાર આ દુઃખે, સુખો ભારી શું લોભાયું ?
તુમાખી ! તોરમાં શાને ફુલાઇ રોજ ભરમાયું ?
જુઠી જંજાળ આ છોડી, બધી દુર્બુદ્ધિ દે ટાળી;
ગુરૂના જ્ઞાનની પ્યાલી, હવે લે હાથમાં ઝાલી.
પલકમાં પ્રાણ આ જાશે, પડી રહેશે જૂની કાયા,
સગાં સૌ હાય, તરછોડી નજી દેશે બધી માયા !
અગમને આશરે કોઈની પીડા ના લાધશે કાંઈ;
સ્વીકારી શીખ તે માટે, પ્રભુથી પ્રીત કર ભાઇ !

ધીરજ.

# स्वागत मंदिर.



**શ્રી દાસબોધ** ( બૃહદ ગ્રંથમાળા ગ્રંથ ૧૧ મો. પ્રકાશક સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ. મૂલ્ય રૂા. ૨-૮) મહારાષ્ટ્રનો પુનરૂધ્ધાર કરનાર વીર શીવાજી મહારાજના સમર્થ ગુરૂ રામદાસ સ્વામીના વિવિધ બોધપ્રદ ઉપદેશોનો આ ગ્રંથમાં સંગ્રહ છે. જીજ્ઞાસુ તથા તત્વજ્ઞાનીઓને હમેશા વિચારવા અને પાઠ કરવા યોગ્ય આ ગ્રંથ છે. મનુષ્ય જીવનમાં એવા ઘણા પ્રસંગો આવે છે કે જ્યારે નિરાશ થઇ જવાય છે. આવા અમૂલ્ય ગ્રંથોનો અભ્યાસ તે સમયે જીવનને આશાના સૂર્ય સમાન થઇ પડી સ્વસ્વરૂપ પ્રતિ વૃત્તિને વાળે છે. માલ વિનાના ચિંથરા જેવા સમાચારો વાચવામા વખતને વ્યતિત કરવા કરતાં આવા ઉપયોગી પુસ્તકોને નિરંતર ઉપલકીયા વાચન તરીકે નહિ પણ મનન પૂર્વક અભ્યાસ તરીકે રાખવાં જોઇએ. પુસ્તકનું કદ સુપરરોયલ ૧૬ પેજી ૫૪૪ પૃષ્ઠનું છે. અને સારા ગ્લેજ કાગળ ઉપર છાપી પાકા પૂંઠા રખાવ્યાં છે છતા ખાતાનાં સસ્તાપણાના ઉદ્દેશને લઇ મૂલ્ય ફકત ૨II) રૂા. રખાયું છે તે વ્યાજબીજ છે. ખાતાના પ્રવર્તક સ્વામી અખંડાનંદને ગુજરાતી પ્રજાને આવા ઉપયોગી પુસ્તક પૂરા પાડવાના કર્તવ્ય બદલ અભિનંદન આપીએ છીએ.

**પ્રમાદધનની પ્રભુતા** ( પ્રકાશક રા. રા. વ્રજલાલ જાદવજી ઠક્કર માંડવીની પોળ અમદાવાદ. મૂલ્ય રૂા. ૪-૮) સરસ્વતીચંદ્રના પુસ્તકથી ગુજરાતની પ્રજા ભાગ્યેજ અજાણી હશે. આ પુસ્તક તેના ઉપસંહાર રૂપે રા. ધીરજલાલ નરભેરામ વકીલ ભરૂચ નિવાસી તરફથી લખાયલું છે. ટુંક સમયમા તેની બીજી આવૃત્તિ થવા પામી છે. એ તેની એક રીતે લોકપ્રિયતા સુચવે છે. સરસ્વતીચંદ્રમા અધુરાં રહેલા પાત્રોનું તેમાં વર્ણન અપાયું છે. ભાષા પણ સાદી અને સરળ છે. પ્રમાદધન કુસુમ વીગેરેનું અપૂર્ણ જીવન આમાં પૂર્ણ કરવા પ્રયત્ન થયો છે, અને તે વાંચવા સર્વેને ભલામણ છે. વિશ્વજ્યોતિના ગ્રાહકોને પોષ્ટેજ ન લેતાં રૂા. ૪II) માં પુસ્તક આપવા ભાઇ વ્રજલાલ તરફથી જણાવાયું છે.

**દેશબંધુ દાસ** [ પ્રકાશક સાહિત્યકુંજ ગ્રંથમાળા રામોલ વાયા નડીઆદ ) અઢી રૂપમાં રોયલ ૧૬ પેજી સાઇઝના ૧૨૦૦ પૃષ્ઠનું વાચન પુરૂ પાડવાના શુભ ઉદ્દેશથી સ્થાપિત થએલી સાહિત્યકુંજ ગ્રંથમાળાનું આ પાંચમુ પુસ્તક છે. દેશબંધુ દાસનું જીવન ચરિત્ર તેમણે આપેલા ભાષણો વીગેરેનો આમાં સંગ્રહ કરાયેલ છે. અને આધુનિક વાતાવરણમાં આ પુસ્તક લોકપ્રિય થઇ પડવા સંભવ છે. પુસ્તકનું છુટક મૂલ્ય બારઆના અને વાર્ષિક ફાળે ૭ આના છે.

**રંગભૂમિ** (અધિપતિ રા. રા. નરસિંહદાસ ભગવાનદાસ વિભાકર, બેરીસ્ટર એટ લૉ મુદ્રક તથા પ્રકાશક જોશી બ્રધર્સ ૭૦ બજારગેટ ફોર્ટ મુંબઇ વાર્ષિક લવાજમ રૂા. ૭-૦-૦ છૂટક નકલના ૨-૦-૦ આ સચિત્ર ત્રિમાસિકનો જન્મ ચાલુ સંવત ૧૯૭૯ ના વર્ષથી થયો છે. આગ ઉંચા આર્ટ પેપરના કાગળ ઉપર તે છપાય છે. અને સંખ્યાબંધ ચિત્રો તેમ વળી રંગના ચિત્રોથી બહારની શોભામાં ઘણી વૃધ્ધિ કરવામાં આવી છે. હાલમાં ભજવાતા નાટકોમાંથી

ઘણા ખરા એટલા બધા કલુષિતપણાને પામ્યા હતા અને પામતા જાય છે કે કેવળ પીટ કલાસના એટલે હલકી કલાસના પ્રેક્ષકોના વન્સમોર ખાતરજ પોતાના પ્રયોગમાં અનીતિ અને અમર્યાદાપણાનું વિષ ભેળે છે. તેવા વખતમાં રંગભૂમિ જેવા પત્રની ખાસ જરૂર હતી. રંગભૂમિ તેના નામ પ્રમાણે પૂર્વકાળમાં નાટકો કેવા ભજવાતા હતા? આધુનિક કાળમાં તેનું સ્વરૂપ શું થયું છે ? અને હવે પછી કેવા નાટકો ભજવવાની જરૂર છે. વગેરે વિષયમાં ઉપયોગી ચર્ચા કરશે તો આગળ પર ઘણું સારૂં કામ કરી શકશે એવી આશા રાખી શકાય છે. આખું પત્ર આર્ટપેપર ઉપર છાપવું એ એક પ્રકારની નવીનતા છે. પણ તેને બદલે ફક્ત ચિત્રોજ તેવા કાગળ પર છાપી બીજું લખાણ સારા ગ્લેજ કાગળ ઉપર છાપવામાં આવે. અને તેના ખર્ચની બચત ચિત્રો વધુ આપવામાં અથવા ત્રિમાસિકને બદલે માસિક કરવામાં વપરાય તો ઘણું આવકારદાયી થઈ પડશે.

**ગીતા નિષ્કર્ષ** પ્રથમ ખંડ પ્રકાશક અરવિંદ તત્વ કાર્યાલય ભરૂચ પુસ્તકનું મૂલ્ય રૂ. ૩-૧૨-૦ કદ રોયલ ૮ પેજી પૃષ્ઠ ૩૧૪ પાકું પૂંઠું.

મહર્ષિ અરવિન્દઘોષના લખેલા પુસ્તકોનો ગુજરાતી અનુવાદ કરી તે પ્રસિદ્ધ કરવાને ભરૂચમાં એક અરવિન્દ તત્વ કાર્યાલય નામની સંસ્થા સ્થાપિત થઇ છે. તેનું પ્રથમ પુસ્તક ગીતા નિષ્કર્ષ છે. પડતર કિંમતે આવાં ઉપયોગી પુસ્તકો આપવાનો સંસ્થાનો ઉદ્દેશ છે. આ પુસ્તકમાં મહર્ષિ અરવિન્દઘોષે ગીતા ઉપર પ્રવચન લખેલું છે. અને તે દરેક ધર્મ જીજ્ઞાસુએ વાંચવા યોગ્ય છે. અમે આ કાર્યાલયની આવાં ઉત્તમ પુસ્તકો બહાર પાડવાની પ્રવૃત્તિ બદલ પ્રગતિ ઇચ્છીએ છીએ.

**ધી બાલામૃત કાર્યાલય** સદેર બ્રાંચ કલુપીઠ સુરત તરફથી તેના વ્યવસ્થાપક ભાઇ જદુરામ ઇચ્છાપોરીયાએ ચાલુ વર્ષનું કેલેન્ડર અને બ્લોટીંગ પેડ મોકલી છે તેની પહોંચ આભાર સહ સ્વીકારીએ છીએ. બ્લોટાંગ પેડની ઉપર મહાત્મા ગાંધીજીનું ત્રીન ચિત્ર આપવામાં આવ્યું છે. અને કેલેન્ડરમાં એક નાના બાળકનું સુંદર ચિત્ર છે. તે ઘણું શોભારૂપ છે.



## મનઃ શક્તિ અને તેનો પ્રભાવ.

લેખકઃ—દેવશંકર જેઠાલાલ પંડયા તગડી વાયા બોટાદ.



મનઃ શક્તિ પોતાના જીવનને ઉચ્ચ બનાવનારી વિલક્ષણ શક્તિ છે. તે દ્વારા કઠણમાં કઠણ કાર્ય ક્ષણમાત્રમાં કરી શકાય છે. એ એવી શક્તિ છે કે પ્રત્યેક કાર્યમાં પ્રાણ સંચાર કરી દે છે. વાસ્તવિક રીતે ઇશ્વરે એ અમૂલ્ય શક્તિનું દાન કરી મનુષ્ય માત્ર ઉપર મહદુપકાર કર્યો છે. મનુષ્ય કાર્ય કરવામાં સ્વતંત્ર છે, તેથી તથા મૂર્ખતાને લીધે કોઈ વ્યક્તિ એ ઇશ્વર દત્ત મહાશક્તિને વિકસિત કરતી નથી, તો તેમાં તેનુંજ દુર્ભાગ્ય છે. તેના ફળનો આધાર તેનેજ શીરે છે.

આ શક્તિને અંગ્રેજીમાં Will power ના નામથી ઓળખવામાં આવે છે. આત્મ શક્તિ, આત્મબળ, ઇચ્છાશક્તિ, મનોબળ, મન શક્તિ આદિ પર્યાય વાચક શબ્દો છે. તેનો શબ્દાર્થ મન અને હૃદયની શક્તિ એ છે. અર્થાત્ જ્યારે વિચાર ઉચ્ચ કોટિમાં પહોંચે એટલો પરિપકવ તેમ સુદૃઢ બની જાય છે, ત્યારે તેને કોઈ નો આઘાત લાગતો નથી. જ્યારે મન એટલું સ્થિર તેમ એકાગ્ર બની જાય છે કે તે કોઇપણ ઇચ્છિત વિષયમાં તલ્લીન બની જાય છે, ત્યારે એમ કહેવાય છે કે મનઃશક્તિનો પૂર્ણ વિકાસ થયો, અથવા મનઃશક્તિ બળવાન બની ગઇ. એ સ્થિતિમાં કોઇપણ કાર્ય બજાવતાં સંપૂર્ણ રીતે સફળતા મળે છે. .

મનઃશક્તિ અભ્યાસ તેમ મહેનતથી વધારી પણ શકાય છે. પ્રાચીન ઋષિયો, મહાત્માઓ, તેમ આચાર્યોના જીવનચરિત્રો મહાન મનઃ શક્તિનાં ઉજ્વળ ઉદાહરણો છે. એ શક્તિ દ્વારા તેઓ જગતનું કલ્યાણ તેમ આધ્યાત્મિક ઉન્નતિ કરતા કરતા **જગતો ગત્વા પરમાનન્દ પરમેશ્વરમાં** તન્મય બની મુક્તિ મેળવતા હતા.

મનઃ શક્તિ એ હનુમાનજીને મહા બળવાન બનાવ્યા. મનઃ શક્તિના પ્રભાવે દેવાધિ દેવ મહાદેવજીમાં એટલી શક્તિ ઉત્પન્ન થઈ કે તેમને જોતાંજ કામ બળી ભસ્મ થઇ ગયો! મનઃ શક્તિ મેસ્મેરિઝમનું પ્રધાન અંગ છે. મનઃ શક્તિ એ અર્જુનને ધનુર્ધર, ભીમને ગદાધર, 'કૃષ્ણને ચક્રધર, બળરામને હળધર, અભિમન્યુને વ્યૂહ જેવા દુર્ગમ દુર્ગને તોડવા જેટલો સમર્થ, મહારાણા પ્રતાપને દુઃખો સહન કરીને પણ આત્માભિમાન તથા ક્ષત્રિયત્વનું ગૌરવ રાખવા જેટલો ધૈર્યધર તેમજ સીતા સરખી સતી સ્ત્રીને રાવણ કુળનો વિનાશ કરવા માટે દાવાગ્નિ પ્રજ્વલિત કરવા જેટલા શક્તિમંત બનાવ્યા. એકલા દયાનંદ સરસ્વતીએ-એક લંગોટી બંધ સન્યાસીએ અસંખ્ય યાતનાઓ તેમ અડચણોની પાર જઇ ભારતમાં ફરીથી વૈદિક ધર્મોના સિદ્ધાંતોના સિંહનાદ ગજાવી એકદમ દેશની સ્થતિમા ફેરફાર કરી દીધો. એ મનઃ શક્તિની પ્રબળતાને લીધે એ પણ મનઃ શક્તિનો ઉજ્વળ પ્રભાવ છે કે મહાત્મા ગાંધીજીએ ત્યાગ અને તપની સાક્ષાત મૂર્તિ બનીને હિંદમાં તો શું પણ દરિયાપારના તમામ મુલકોમા અને વિશેષે કરીને વિલાયતમાં જબરી હિલચાલ પેદા કરી દીધી છે. દૃષ્ટાંતો કેટલાક આપવા? સંસારનો ઇતિહાસજ એવો છે, કે તે જોતા ઠેકાણે ઠેકાણે મનઃ શક્તની વિલક્ષણતાના દૃષ્ટાંતો નજરે પડે છે. ઇટાલિના પ્રખ્યાત દેશ ભક્ત જોસફ મેઝીનએ દાસત્વની ભયાનક જાળમા સપડાયલા ઇટાલિ દેશને "દાસત્વ મુક્ત અને સ્વતંત્ર કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. એટલુંજ નહિ પણ સમસ્ત દેશમાં પોતાની ધ્વજા ફરકાવવાની અભિલાષા પણ પ્રગટ કરી દીધી. અતઃ પ્રસ્ત થઈ ગએલા ઇટાલિયનોમાં વ્યાખ્યાનદ્વારા, અને ઉત્સાહ દ્વારા તથા કાર્યો કરી દઇ દેવાને તૈયાર કરી દીધા. પ્રત્યેક દેશવાસીઓના હૃદયને એવી ખાત્રી કરાવી દીધી કે ઇટાલિની સ્વ જાતીય ધજાજ જાણે ફરકી રહી છે, થોડાજ વખત તે વાતને સત્ય પણ કરી બતાવી પોતાના ઉષ્ણ રક્તથી જનની જન્મ ભૂમિનું મંગળ સ્નાન કરાવીને તેમના શત્રુઓના શીરના વિજયમાળ આરોપાવી સદાને માટે પરતંત્રતાની બેડીયોમાંથી મુક્ત કરાવ્યા. વિચાર તો કરો કે એ શું સાધારણ શક્ત કહેવાય?

જાપાન જેવો નાનો સરખો દેશ રશીયા જેવા વીસ્તીર્ણ દેશપર વિજય કેવી રીતે મેળવી શક્યો? એ મનઃશક્તિની સબળતાનાજ પ્રભાવ છે. છત્રપતિ શિવાજીએ કયા બળને લીધે

ઔરંગઝેબ જેવા બળવાન શત્રુ સામે બાથ ભીડી હતી ? નિઃસંદેહ છે કે એ મનઃશક્તિની મહત્તાનુંજ પરિણામ છે, રૂપનગરની વીરક્ષત્રાણિ ચંચળ કુમારી જ્યારે પાલખી બહાર નીકળી ઔરંગઝેબ તથા રાણા રાજસિંહની સામે આવી ઉભી રહી ત્યારે સાક્ષાત્ ચંડીનો અવતારજ ભાસતી હતી. તે વખતે કોઈપણ વિરપુરૂષની હિંમત ન રહી કે તેની સામે તલવાર ધરી યુદ્ધ આરંભે તે વીર મહિલાની અલૌકીક શક્તિ તથા સ્વત્વની આગળ સૌ કોઇ પરાસ્ત બની ગયા. એ પણ મનઃશક્તિનેજ પ્રભાવે.

અશોકવાટિકામાં દુષ્ટ નરાધમ રાવણ ઉઘાડી તરવાર યુક્ત આવી સીતાજીને અનેક પ્રકારનાં પ્રલોભનો બતાવે છે છતાં સતી તેથી ડગતી નથી ત્યારે તે પાપાત્મા કહે છે કે 'સીતા ! હું તને ચાહું છું છતાં તું મારી સામે એકપણ વખત પ્રેમ ભરી દૃષ્ટિથી જોતી પણ નથી ? સમજ જો તું કહ્યું માનશે તો મારી પટ્ટરાણી થશે, નહિતો આજ તલ્વાર તારી વિઘાતક બનશે ' આવા કરોડકીના સમયે પણ સતી સ્ત્રી પ્રાણની પણ પરવા ન કરતાં શું કહે છે તે સાંભળાયે હે દુષ્ટ નરાધમ, અહીંથી દૂર જા. નહિ તો બાળીને ભસ્મીભૂત કરી નાખીશ' રાવણ દુષ્ટ તેમ નરાધમ છે, એવું નિર્ભયતા પૂર્વક સતી સ્ત્રી રાવણનેજ સંભાષણદ્વારા પ્રતિત કરાવી આપે છે. પરંતુ કામાંધને સાચી સલાહ સૂઝતી નથી. તો પણ એટલુંતો સત્યજ છે કે સીતાજીના મનોબળઆગળ રાવણનું કંઇ ચાલતું નથી તે ધારે તો બળજોરીથી સીતાજીને પોતાની દાસી બનાવી શકે, પણ આ વખતે તો દેવીના શરીરને અડકવા જેટલું પણ તેનામાં સાહસ રહ્યું નહિં. સીતાજીને પોતાના સતીત્વ પવિત્રતા તથા મનઃશક્તિ ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો. તેથી તથા પરમ પિતા જગદીશની મદદ મળી તેથી તેમના શીયળનો બચાવ થયો.

વિદ્વાનોએ મનઃશક્તિને બે વિભાગમાં વહેંચી નાખેલ છે. (૧) બાહ્ય પ્રભાવ (૨) આન્તરિક પ્રભાવ. બાહ્ય પ્રભાવના સંબંધમા ઉપરોક્ત ઉદાહરણોથી જણાઇ આવ્યું છે કે મનઃશક્તિ એ બીજું કંઇજ નહી પણ સાચી ઇચ્છા શક્તિની લગની માત્ર છે, કિન્તુ તેમાં કોઈ પ્રકારની ન્યૂનતા, સંદેહ કે કયાસ રહેવી ન જોઇએ, એ ખાસ આવશ્યક છે. કયાસ એ સિદ્ધિને બાધક છે.

હવે રહ્યો આન્તરિક પ્રભાવ, એનો પ્રભાવ કેટલો છે તે સમજાવવા ખાતર માત્ર એકજ ઉદાહરણનું સવિસ્તર સમજવું બસ છે. મનુષ્યને જે બાબતનો જેવો અને જેટલો દૃઢ નિશ્ચય બંધાઇ જાય છે, તે બાબતનું તેને તેવું ને તેટલું ફળ પ્રાપ્ત થાય છે. વિલાયતમાં એક અપરાધીને પ્રાણદંડની શિક્ષા ફરમાવામાં આવી, મનો વિજ્ઞાન વેત્તાઓએ અદાલતને કહ્યું કે અમે તેને એવી રીતની શિક્ષા કરીશું, કે તેથી અપરાધી છૂટી પણ ન શકે તેમ જરા પણ દુઃખ ન પામે, છતાં મૃત્યુ પામે ! જડજ પણ આશ્ચર્યચકિત બની ગયો કે એવી તે વળી કઇ શિક્ષા છે કે જેને અમે પણ જાણી શકતા નથી ? તે તથા બીજા અગ્રગણ્ય વિદ્વાન-ડોકટરો પણ આ જાદુઇ ઘટના જોવા તત્પર બની ગયા. સો પ્રથમ એટલીજ વિજ્ઞપ્તિ કરવામાં આવી કે 'મહેરબાની કરીને જે દૃશ્ય બને તે જોઇજ રહેવું એકપણ શબ્દ ઉચ્ચારવો નહિ '

અપરાધીને મેજપર ઉધો સુવાર્યો પછી તેના હાથને એવી રીતે બાંધી દીધા કે જેથી તે શરીરને બીલકુલ હલાવી-ચલાવી ન શકે. આંખે પાટા બાધી દીધા કે જેથી તે પ્રયોગ નીરખી

ન શકે, કર્ણેન્દ્રિય સિવાય બધી જ્ઞાનેન્દ્રિયોના માર્ગો બન્ધ કરી દીધા. ત્યારબાદ પ્રયોગ કર્તાઓમાંથી એકે બીજાને કહ્યું "હું તેની ગરદનની મુખ્ય નસમાં નસ્તર લગાવી દઉં છું કે જેથી તેના શરીરનું તમામ લોહી નીકળી જશે એટલુંજ નહિ પણ તે અત્યંત ક્ષીણ બની મરી પણ જશે.' બીજાએ પણ તેના કહેવાને ટેકો આપ્યો. પછી તેની ગરદનની મુખ્ય રગ ઉપર બળપૂર્વક એક એવી તો ચૂંટકી લીધી કે અપરાધીને એમજ ખાત્રી થઇ નક્કી મારા શરીરને નસ્તર લગાવી દીધું પાસેજ એક ખાલી વાસણ રાખી દીધું, અને તેમાં રબરની નળી ગોઠવી, તે નળીમાંથી વાસણમાં ટપકે એવી રીતે પાણીનાં ટીપા પાડવા માંડયાં, અપરાધી સાંભળે તેવી રીતે પેલા કહેવા લાગ્યા કે 'લોહી નીકળવું શરૂ થઈ ગયું ?' તેને નક્કી ખાત્રી થઇ ગઈ કે મને નસ્તર લગાવ્યું ને લોહી પણ નીકળવા માંડયું. ખરી વાત તો એ હતી કે તેના શરીરને નસ્તર લગાવ્યું નહોતું ને એક પણ ટીપું લોહી નીકળ્યું નહોતું. પરંતુ બિચારાને પેલાના કહેવા ઉપરથીજ તથા ખોટી રીતે અવાજ સાંભળતો હોવાથીજ સંભ્રમમાં પડી બનતી ઘટનાને સત્ય માની લેવી પડતી હતી. થોડો સમય એ પ્રમાણે ઘડી કે ઘડી કે બબ્બે ચારચાર ટીપાં પડતાં હોવાથી એક કહ્યું. આ પ્રમાણે ધીમેધીમે રૂધિર નીકળવાથી તો બહુ વાર લાગશે, હું તેનું બીજું મુખ ખુલ્લુ કરી દઉ ? સૌએ તે વિચાર પસંદ કર્યો. ત્યારબાદ પૂર્વાનુસાર તે રગપર એક ચુંટકી લીધી અને કહ્યું કે આ વખતે તો તે નસનું મુખ ઠીક ખુલ્લું થઈ ગયું છે, જેથી થોડી વારમાંજ શરીરનું તમામ લોહી નીકળી જશે. તત્પશ્ચાત્ રબરની નળીમાથી પણ પાણી વધારે પ્રમાણમાં ટપકાવવા માંડયા. તેને એટલે સુધી વધારવામાં આવ્યું કે એક અખંડ ધારા વહેતી શરૂ કરી દીધી. પાણી રૂપી રક્તથી ભરાતાં તબકોને વારંવાર ખાલી કરી બદલાવા લાગ્યા. એ હૃદયને વારંવાર તપાસતો, અને કહેતો કે 'હવે આ માણસના અંતને થોડીજ વાર છે.' એ વિચારો સાંભળીને સુતેલો મનુષ્ય પોતાની સ્થિતિને વાસ્તવિક રીતે મળતા છે એમ વિચારી ચિંતા કરવા લાગ્યો તે જે જે બોલતો જાણતો ગયો તે તેપર તેને દૃઢ વિશ્વાસ ચોટતો ગયો, તેમ થતાં તેની શારીરિક ચેષ્ટાઓ શિથિલ તેમ શૂન્યવત બનતી ગઇ. ક્રમશઃ હાથ પગોમાં સનસનાટ શરૂ થઇ ગયો. હવે પ્રયોગ કર્તાઓએ રક્તસ્રાવ! બન્ધ કરી દઇ કહ્યું કે 'હવે આનામા બીલકુલ રક્ત રહ્યું નથી. થોડીવાર પછી પ્રેક્ષક ગણમાંથી ડૉક્ટરોને પ્રાર્થના કરવામાં આવી કે 'આ મનુષ્યની પરીક્ષા કરી, તે બાબતમાં આપનો મત જણાવો.' ડૉક્ટરોએ કુતુહલતાથી તેની નાડી તેમ હૃદય પરીક્ષા કરી, અંતે વાસ્તવિક રીતે તેની શોચનીય દશાજ તેમના જોવામા આવી, ત્યારે તેમના આશ્ચર્યનો પાર ન રહ્યો. છેવટે બધાએ મળીને એમ નિર્ણય કર્યો કે તે પાચ મિનિટથી વધારે જીવી શકશે નહિ. આ અન્તીમ નિર્ણયથી પેલાની રહી સહી આશા પણ ખતા ખાઇ બેઠી, અને તેથી હૃદય ગતિ ધીમે ધીમે બંધ પડવા માંડી. પાંચ મિનિટમા તો તે પરલોક ગમન કરી ગયો.

પ્રિય વાચકો ! તેના મૃત્યુનું કારણ સ્પષ્ટ છે. ડૉક્ટરોની કહેલી તમામ વાતો પર તેને દૃઢ વિશ્વાસ આવતો ગયો, તેને એમજ લાગ્યુ કે નક્કી આ લોકો મારૂં મૃત્યુજ કરવાના છે. કેમ- અદાલતમાંજ તેને શિક્ષાની સુનાવણી થઇ હતી, અને તે સુનાવણીના બદલામાંજ આ પ્રયોગ સ્થળ ઉપર હાજર કર્યો હતો. તેથી તે વગર જોયે, વિચાર એમજ કરતો ગયો, કે

બનતી તમામ ઘટના સાચી છે, અને આ સેવા મારૂં રક્ત કાઢીનેજ મને મારી નાંખવા ઇચ્છે છે. જેમ જેમ પ્રયોગકર્તાઓની વાતોપર દ્રઢતા વધતી ગઇ તેમ તેમ તેનું મનોબળ નિર્બળ થતું ગયું, અને મનોબળ નિર્બળ થતાં, ભયાનુકંપ વધ્યો અને સ્વાસ્થ્ય ઘટવા માંડ્યું, તેમ તેમ ગાત્રો શિથિલ થતાં ગયાં અને એ શિથિલતાનું ઉપર્યુક્ત પરિણામ આવ્યું. સાંસારિક જીવન યાત્રામાં હંમેશાં આવી કેટલીયે ઘટનાઓ બન્યે જાય છે કે જેનો મુખ્ય આધાર ઇચ્છા શક્તિ પર છે, રોગીને વૈદ્ય પર દ્રઢતા ન થાય ત્યાં સુધી વૈદની સારામાં સારી દવા પણ રોગીને ફાયદો કરી શકતી નથી. દ્રઢતા યુક્ત વૈદ્ય સાધારણતઃ દવાથી પણ દરદીને સારો ફાયદો કરી શકે છે. આપણે પોતેજ એમ વિચાર કરીએ કે અમે નિર્બળ છીએ તો નક્કી નિર્બળજ બનવાના! પરંતુ એવોજ દ્દ નિશ્ચય હોય કે મારા શરીરમાં કોઇપણ રોગ નથી, તેમ મને રોગ કંઇ પણ કરી શકે તેમ નથી તો રોગનો ભાર નથી કે તે આપણને દબાવી શકે. બલકે આપણે સબળજ બનવાના.

એક માનસિક વેત્તાનું કથન છે કે 'કોઇપણ પ્રાણી અથવા સજીવ જન્તુનો આકારબનવો યાતો કોઇપણ અવયવનું ઉત્પન્ન થવું કે બંધારણમા ફેરફાર થવો તેનો આધાર તેની મનઃશક્તિ પર અવલંબી રહે છે.' પ્રત્યેક પ્રાણીનું સૂક્ષ્માવલોકન કરતાં જણાઇ આવશે કે તેનો આકાર તેના સ્વભાવ તેમ ઇચ્છાનુસાર વિકસિત બન્યો છે. મારા ગુરૂજી મને સ્મરણ શક્તિ વધારવાના સંબંધમાં કહ્યા કરતા કે "જ્યારે તમને દ્દ વિશ્વાસ આવી જશે, કે અમારી સ્મરણ શક્તિ તીવ્ર છે, ત્યારે અવશ્ય તમને સ્મરણ શક્તિનું નવીન બળ પ્રતીત થશે. એજ પ્રમાણે બીજી બાબતોનું પણ સમજવું.

એટલું તો સિદ્ધ થયું કે ઇચ્છાશક્તિ દ્વારા શારીરિક અવયવો, શારીરિક ઇન્દ્રિયો તેમ પ્રત્યેક પ્રકારની શારીરિક રચનાનું ઇચ્છાનુસાર પરિવર્તન કરી શકાય છે. તે એટલે સુધી કે જો સ્ત્રીની ઇચ્છાશક્તિ સુદ્દઢ તેમ બળવત્તર બની જાય તો તે ધારે તે કાર્ય કરી શકે છે. એટલે ગર્ભને પણ ફેરવી શકે. પુત્ર પ્રાપ્તીની ઇચ્છા હોય અને ગર્ભમાં કન્યા હોય તો તેને મનોબળના પ્રભાવથી ત્રણજ માસમાં ફેરવી પુત્ર રૂપે લાવી શકે, અર્થાત્, ગર્ભમાં પુત્ર હોય અને ઇચ્છા શક્તિ પુત્રી ઉપરજ દ્દ થઇ ગઇ હોય તો તેને પણ તેજ પ્રમાણે ફેરવી શકે છે. વાસ્તવમાં મનઃ શક્તિ શરીર રચના કરે છે. એ શક્તિ દ્વારા શરીરના જે અવયવને સુંદર તેમ સબળ બનાવવાની ઇચ્છા કરીએ તેને તેવો બનાવી શકીએ છીએ. તેની આકૃતિને ઇચ્છાનુસાર બદલી શકીએ છીએ. કેમકે જે અવયવને સબળ તેમ સુંદર બનાવવા ઇચ્છીએ છીએ, તેનો સંબંધિક જીવનતંતુ તે ભાગને મનઃ શક્તિદ્વારા અધિક પોષણ પહોંચાડે છે. એ કારણથીજ ડૉ. રામર્મૂર્ત તથા સેન્ડોની વ્યાયામ ક્રિયામાં જે અંગ વિશેષ વ્યાયામ કરવા લાયક છે, તેનું વિશેષ ધ્યાન રાખવાનો ઉપદેશ કર્યો છે, અને તેના સંબંધીનાજ વિચારો (મારૂં અંગ-અમુક અંગ ધીમે ધીમે પુષ્ટ તેમ સુંદર બનતું જાય છે. તેવા) કરવાનું કહ્યું છે.

પ્રાણાયામની ક્રિયામાં સ્મરણશક્તિ, તેજ પ્રમાણે પાચનશક્તિ, માનસિક શુદ્ધિ, જ્ઞાન બુદ્ધિ, વીર્યપુષ્ટિ, રક્ત સંચાલન તેમ કાંતિ, બુદ્ધિ આદિ જે વિષયપર આપણી મનોવૃત્તિ અધિક

એકાગ્ર રહેશે તેનો વખત જતાં જરૂર વિકાસ થવાનોજ બલ્કે તત્પૂર્વે મનોવૃત્તિ દૃઢ તેમ પરિપક્વ થએલી હોવી જોઇએ.

અત્યારે આપણે શારીરિક સંગઠન તેમ સૌન્દર્ય પ્રત્યે સહાનુભૂતિ ધરાવવી જોઇએ. આખા ભારત દેશને સ્વરાજની ઇચ્છા ઉત્પન્ન થઈ છે. દેશનું દુઃખ દારિદ્ર દૂર કરવું છે. તો આપણે ચારિત્ર સંગઠનની જરૂર અભિલાષા રાખવી જોઇએ. આપણા પ્રાચીન ઋષિ મહર્ષિઓની માન મર્યાદાની રક્ષા કરવી છે તો મનઃ શક્તિને પૂર્ણ વિકસિત બનવા દો. તેમ થતાં સફળતા એ તમારીજ દાસી થતાં સ્વર્ણભૂમિ બની જશે. આપણા પગોમાં આવીને તે ખડી થઈ જશે. ઈશ્વર તેનો સહાયક બનશે. મનઃ શક્તિને દૃઢ તેમ ઉપયોગી કેવી રીતે બનાવી શકાય છે તે હવે પછી ક્યારેક દર્શાવવામાં આવશે. અસ્તુ.

# दीर्घायुष्य प्राप्त करवानी कळा.



લેખકઃ—જટાશંકર નાન્દી. એન્. ડી. અમેરિકા

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૧૪૫ થી )

સ્વાદને ખાતર જરૂર છે તેના કરતાં વધારે ખાનાર માણસ જીભના સ્વાદરૂપ ક્ષણ જીવી નિર્જીવ કાચ રૂપ આનંદ લઈ અમૂલ્ય આયુષ્ય રૂપ કાચન આપી દે છે અને લાંબા વખત સુધીનું દેહ દુઃખ અને અનેક વ્યાધિઓનો ભોગ થાય છે.

જીભના સ્વાદ માટે અધિક આહાર લેનારા માણસની થતી અધોગતિ માટે હીંદનાં તેજસ્વી નરરત્ન દેશ ભક્ત મહાત્મા ગાંધી નીચે પ્રમાણે લખે છે. "એટલું તો બધા કબુલ કરશે કે એક લાખ મનુષ્યોમાં નવાણું હજાર નવસે નવાણું તો સ્વાદને ખાતર ખાય છે પછી તેઓ માંદા પડે કે સાજા રહે તેની તેઓ દરકાર કરતા નથી. કેટલાક માણસ ખુબ ખાઈ શકે તે કારણસર હમેશ રેચ લે છે. અથવા અન્ન પચવાની શકી લે છે. કેટલાક ખુબ સ્વાદથી ઠાંસીને જમ્યા પછી ઓકી કાઢે છે અને પાછા બીજું સ્વાદિષ્ટ ખાવાને તૈયાર થાય છે કોઈ ખુબ ખાઈને એક બે ટંક ખાવાનું છોડી દે છે કોઈ ખાતા ખાતા બે દરકાર રહી મરણને શરણ થાય છે આ બધા દાખલા લખનારે નજરે જોયેલા છે. લખનારની પોતાની જીંદગીમાં એટલી બધા ફેરફાર થયા છે કે કેટલાક તેના કૃત્યો પર તેને હસવું આવે છે અને કેટલાકની શરમ આવે છે. એનો એક વખત હતો કે લખનાર સવારની ચાહ પીતો. પછી બે ત્રણ કલાક બાદ નાસ્તો, પછી એક વાગે બરાબર ખાવાનું પછી ત્રણેક વાગે ચાહ અને છથી સાત વાગે સંપૂર્ણ ખાણું. આ વખતે લખનારની સ્થીતિ દયામણી હતી. તેને સોજા ચડતા હતા, તેથી દવાની બાટલી તો પાસેજ હતી. બરોબર ખાઇ શકાય તેથી ઘણી વેળા કંઇ રેચક દવા અને પુષ્ટિને સારૂ બીજી કંઈ દવા એમ ચાલ્યા કરતું તે વખતે લખનારમાં જેટલી કામ કરવાની તાકાદ હતી તેના કરતાં હાલ તેનામાં ત્રણ ગણી વધારે છે એમ તે માને છે, જો કે હાલ તેની ઉત્તરાવસ્થા ગણાય

આવી જીંદગી તે દયામણી છે. અને બહુ ઉંડા ઉતરીયે તો આવી જીંદગી અધમ, પાપીને ધીક્કારવા લાયક ગણાવી જોઇએ.

માણસ ખાવા સારૂ જનમ્યો નથી અને ખાવાને સારૂ જીવતો નથી પોતાના કર્તાની પીછાનને સારૂ જન્મ્યો છે અને તે કામને સારૂં જીવે છે. એ પીછાન શરીર નભાવ્યા શિવાય થતી નથી અને ખોરાક વિના શરીર નભે નહિ તેથી ખોરાક લેવાની તેને ફરજ પડે છે. આ ઉંચામાં ઉંચો વિચાર થયો આસ્તિક સ્ત્રી પુરૂષને સારૂં આટલા વિચાર બસ છે નાસ્તિક માણસ પણ કબુલ કરશે કે આરોગ્યતા સાચવીને ખોરાક ખાવો જોઇએ. ઢોર વીગેરે સ્વાદને સારૂ ખાતાં નથી તે અકરાંતીયાની પેરે ખાતાં નથી. જ્યારે ભુખ લાગે છે ત્યારે અને ભુખ મટે તેટલુંજ ખાય છે તે પોતાનો ખોરાક રાંધતા નથી પણ કુદરત તૈયાર કરે છે તેમાંથી તે ભાગ લે છે ત્યારે શું માણસ સ્વાદ કરવા પેદા થયો? માણસને નશીબેજ હમેશ માંદગી આવી? ઢોર જે માણસના સંગમાં વસતાં નથી તેને ભૂખમરો આવતો નથી તેમાં ગરીબને તવંગર એક દહાડામાં દશ વખત જમનાર અને બીજો ભાગ્યે એક ટંક ખાનારા એવા ભેદ જોવામાં આવતા નથી ત્યારે આ બધા ભેદ આપણી જાતમાજ રહેલા છે પણ ઢોરના કરતાં આપણે પોતાને વધારે અકલમંદ માનીએ છીએ ત્યારે તો દેખીતું છે કે આપણે પોતાના પેટને પરમેશ્વર ગણી તેની પુંજમાજ જીવિત ગુજારીયે તો આપણે પશુ પંખી કરતા ઉતરતાંજ હોવા જોઇએ.

બહુ વિચાર કરતાં આપણે જોઇ શકીશું કે અસત્ય, લંપટ બાજી, મિથ્યા ભાષણ, ચોરી વિગેરે દોષ આપણે કરીયે છીયે તેનું મુખ્ય કારણ સ્વાદેન્દ્રિયોની સ્વતંત્રતા છે જો આપણે આપણી જીભને વશ રાખીયે તો બીજા વિષયો નાબુદ કરવા એ બહુ સહેલું કામ છે છતાં આપણે વધારે ખાવું ને તે ખુબ સ્વાદથી ખાવું એને આપણે પાપ ગણતા નથી. જો આપણે ચોરી કરીશું, જુઠું બોલીશું વ્યભિચાર કરીશું તો આપણાપર બીજા તીરસ્કારની નજરે જોશે નીતી વીષે જુઠાણાપર ચોરીપરને વ્યભિચાર પર ઘણાં સારા પુસ્તકો લખાણા છે પણ સ્વાદેન્દ્રિય જેને વશ નથી તેના પર પુસ્તકો નથી તે નીતિ અનીતિનો વિષયજ નથી આનું મુખ્ય કારણ એ છે કે આપણે બધા એક નાવમાં બેઠા છીયે "કથરોટ કુંડાને શું હસે?" આપણા મહાન નરો પણ સ્વાદને તદન જીતી શકેલા જોવામાં આવતા નથી એટલે સ્વાદ કરવો એમાં દોષજ જોયો નથી તેઓએ બહુ કર્યું છે ત્યારે એમ લખ્યું છે કે આપણી ઇન્દ્રિયોને વશ રાખવા સારૂ આપણે બને ત્યાં સુધી મિતાહારી થવું રહેવું. પણ એમ નથી લખ્યું કે આપણે સ્વાદ કરીયે છીયે તેથી આપણામાં બીજી ખામીયો જોવામાં આવે છે સારા મંડળોમાંથી ચોર, ધુતારાને વિષયીને કાઢી મુકશે પણ સારા મંડળવાળા પોતે સાધારણ વર્ગ કરતાં સેંકડો ગણા સ્વાદ કરતાં હશે. માણસની ગૃહસ્થાઈ તેના ખાણામાં સમાયલી મનાય છે. તેથી જેમ ચોરના ગામમાં જેમ ચોરી એ ગુનો ન ગણાય તેમ આપણે બધા સ્વાદેન્દ્રિના ગુલામ હોવાથી એ ગુલામીને ગણકારતા એ નથી તેમ જોતા એ નથી એટલુંજ નહી પણ તેમાં આનંદ માનીયે છીયે. વિવાહ પ્રસંગે આપણે સ્વાદિષ્ટ જમણ કરીયે છીયે કેટલાક મરણ થાય તો પણ સ્વાદિષ્ટ જમણ કરે છે તહેવાર પ્રસંગે પણ મિષ્ટાન કરવાં મેમાન આવે તો સારૂં સારૂં ખાવાનું કરવું આડોશી પાડોશી સગાં સંબંધી વિગેરેને વખતો વખત જમાડીયે

નહિ અને તેઓને ત્યાં આપણે જમીએ નહીતો તે માહા અવિવેક ગણાય. નોતરેલાને દાબીને ન ખવરાવીયે તો આપણે કંજુસ ગણાઇએ, રજા પડી તો ખાવાનું સરસ કરવુંજ જોઇએ રવીવારને દીવસે પણ આફરો ચઢે તેટલું ખાવાની છુટ છે એમ માનીયે. આવો જે માહા દોષ છે તેને આપણે માહા વિવેક ઠરાવી પાડયો છે, ખાવાની તૈયારીયોમાં અનેક ઢોંગો દાખલ કર્યા છે કે જેથી આપણી ગુલામી તથા આપણી હેવાનીયત આપણી નજરે કોઈ રીતે આવેજ નહિં આવા ઘોર અંધારામાંથી કેમ ઉગરીયે તેજ રસ્તો શોધવો ઉચિત છે.

હવે બીજી રીતે ખ્યાલ કરીયે. દુનીયાનો કાયદો એવો જોવામાં આવે છે કે કુદરત દુનીયાનાં બધાં પ્રાણી માણસ, પશુ, પંખી જીવડાં વિગેરેને સારૂ ખોરાક હમેશ તૈયાર કરે છે કુદરત આમ કરે તેને માટે નવાઇ નથી કુદરતના દરબારમાં વિમા ઉતારવાપણું નથી ત્યાં કોઇ ચુકતું ત્યાં કોઇ ઉંઘતું નથી આળસ કરતું નથી એ ઘટમાળ પળે પળે અચુક ચાલાજ કરે છે એક વર્ષનો ભંડાર કે એક દિવસનો ભંડાર પણ કુદરતને ભરવો પડતો નથી આવા બિન અપવાદી કાયદાને આપણે ફરજીયાત કે મરજીયાત પણ વશ છીએ જો તે કાયદો સમજીને આપણે વર્તીયે તો એક દીવસમાં એકે ઘેર ભુખમરો ન રહે. હવે જો દરરોજ અનાજ દરેકને પુરતુ-વધારે નહિ એમ-પેદા થતું હોય તો તે દેખીતું છે કે કોઈ વધારે ખાય અગર ન ખાવાનું ખાઈ લે-તો તેટલો ઘટાડો થાય અને બીજા કોઇને તેટલાની તાણ પડે, આવી ભૂખમરાની સેહેલી સમજુતિ જોવામાં આવે છે આ દુનીયામાં હજારો બાદશાહો અને લાખો તવંગરોના રસોડામાં તેઓને તથા તેમના નોકરોને જોઇએ તેના કરતા ઘણું વધારે અનાજ રંધાય છે આ બધું બીજાઓના પેટમાંથી તેઓ લે પછી બીજા કેમ ભૂખે ન મરે? બે કુવાની એકજ સર હોય અને તેમાં હમેશાં પુરતુંજ પાણી આવતું હોય તેવામાં એક કૂવામાં વધારે જાય તો બીજામાં ખોટ આવે એ સીધો દાખલો છે એટલે જો ઉપર સુચવેલો નિયમ ખરો હોય અને તે નિયમ કાંઈ લખનારના ઘરનો નથી પરંતુ માહા બુદ્ધિશાળી પુરૂષોએ વર્ણવેલો છે-તો આપણે જેટલું અનાજ આપણી ખરી હાજરી ઉપરાંત ખાઇએ એટલું ચોરીનું અનાજ છે અને અખા ભગતે કહ્યું છે કે "કાચો પારો ખાવો અન્ન તેવું છે ચોરીનું ધન" જેટલું આપણે સ્વાદને અર્થે શરીરના પોષણને માટે જરૂર છે તેથી વધારે ખાઇએ છીયે તેટલુ આપણા શરીરમાં દૃશ્ય કે અદૃશ્ય રીતે ફુટી નીકળે છે તેટલે દરજે આપણે આરોગ્યને ગુમાવીયે છીયે અને તેટલે દરજે આપણે દુઃખી થઇએ છાએ."

અમેરીકાના પ્રસિધ્ધ પેહેલવાન મેક ફેડન જેણે વ્યાયામ ઉપર અનેક વિદ્વતા ભરેલાં ગ્રંથો લખી ઔષધો પચાર વિના કેવળ કુદરતી ઉપચારોથીજ ઘણા અસાધ્ય રોગીને આરોગ્ય આપ્યું છે એટલુંજ નહિ પણ અનેક નિર્બળ મનુષ્યોને બળવાન વીરો બનાવ્યા છે તે કહે છે કે"

"અત્યાહાર એ દુનીયામાં શ્રાપ સમાન છે તે આપણને અશક્તિ, રોગ ને મોતની મુલાકાત કરાવે છે. યાદ રાખો કે શરીરને પોષણ માટે જેટલા ખોરાકની જરૂર છે તેટલો ખાવાને બદલે જેટલો ખાઈ શકીયે તેટલો ખોરાક ખાવાથી આપણામાંના દરેક, પોતાના આયુષ્યમાંથી દસથી ચાલીસ વર્ષો ઓછાં કરે છે."

(અપૂર્ણ.)

॥ ॐ श्री ॥

# વિશ્વજ્યોતિ.

પુસ્તક ૩ જું || સંવત ૧૯૭૯ પૌષ. || અંક ૬ ઠો.

ॐ श्री

## सुबोध.

પદ ( જો મરણ એ જીંદગીની એ લય)

આ જીવન તુજને પ્રાપ્ત છે  ત્યાં સુધી  સાધન સાધી લે.
તું દૃઢ ચિત્તને દૃઢ શ્રદ્ધા-થી પ્રભુ આરાધી લે;
હું તું અને તે આદિ ભેદો, મન થકી તું બાધી લે;
આ ભવ સમુદ્રની મધ્યમાં થઇ નાવ પાર ઉતારી લે;—

સ્વરૂપ જોતાં અબ્ધિનું ભયભિત તું અંતર થઇશ માં?
મોટા ઘણાં મોજાં નિહાળી, મનથી તું ધ્રુજશ માં?
દિશા ન એકે કંઇ જણાતી, જાણી ચિંતા કરીશ માં?
આ ડુબ્યું આ ડુબશે એવી ભ્રાંતિને તું ધરીશ માં?

સ્વ પ્રયત્ન ને સ્વબલ થકી તું મારતો હલેસાં જા,
ઉત્સાહ અને ચૈતન્ય તુંમાં ધારતો હમ્મેશાં જા.
તુજ પીઠ પાછળ બળ રહ્યું, પ્રભુ ગુપ્ત એવું ધારતો જા,
નિશ્ચય અને નિશંક થઇ તુજ નાવને હંકારતો જા.

~:-:~

# कर्मने मार्गे मुक्ति.



દુઃખનો ઉત્પાદક મનુષ્ય પોતે છે. બહારની શક્તિ તેને દુઃખી કરી શકે તેવું નથી. મુક્તિ પણ પોતે પોતાની મેળે પ્રાપ્ત કરી શકે છે' તેનુંજ નામ કર્મનો કાયદો Action and reaction are equal and oppointe. કોઈ પણ જીવ ક્ષણવાર કર્મ કર્યા સિવાય રહેતો નથી અને તેનું કાર્ય તેને સારૂં યા નરતું ફળ જરૂર આવે છે. કોઇ પણ ક્રિયાનું ફળ ન હોય એવી ક્રિયાજ નથી એમ સામાન્ય રીતે ચાલ્યા કરે છે. દરેક જીવ સારી કે માઠી રીતે બંધાય છે. સારાં કામ સોનાની બેડી અને નઠારાં કામ એ લોઢાની બેડી જેવાં છે. જ્યાં સુધી માણસ અહંભાવનાથી કર્મો કરતો જાય છે ત્યાં સુધી તે કર્મો તેને બાંધે છે. કર્મ ત્રણ ભાગમાં વહેંચાયલાં છે. પ્રારબ્ધ, સંચિત, અને ક્રિયમાણ. કર્મનો નિયમ નહિ સમજવાથી બધું પ્રારબ્ધાધિન થતું હશે તેમ શંકા થયા કરે છે. પણ જો નિયમ સમજીએ અને તે પ્રમાણે સમજીને જીંદગી ગુજારીએ તો મુક્તિ મળે. દાખલા તરીકે એક ખેડુત પોતાની જમીનમા કાંઇને કાંઇ વાવે છે. જમાનાથી તે વાવતો આવ્યો છે ને વાવે છે. દરેક બીજ વહેલાં મોડાં ઉગે છે. કોઇને થોડો વખત લાગે છે તો કોઇને વધારે વખત લાગે છે. ઘાસનાં બીજ વહેલાં ઉગે છે કોઇ માસે કોઈ ૭ માસે કોઇ વરસે કોઇ પાંચ વરસે એમ વધારે ઓછો વખત લાગે છે. રાયણ નામના ઝાડને ફળ આવતાં ૬૦–૭૦ વરસ લાગે છે એટલે રોપનારના ખાધામા તે ફળ આવતા પણ નથી. તેમ દરેક કર્મ પણ તુરતાતુરત ફળ આપતું નથી. કર્મના નિયમ પહેલાના કર્મના પાકી ગયેલાં ફળને પ્રારબ્ધ કહેવાય છે. વાવ્યાથી તે ફળ આવતા સુધીનાં કર્મો તે સંચિત કર્મ કહેવાય છે અને જે બીજ વાવતા જઇએ છીએ તે ક્રિયમાણ કર્મ કહેવાય છે પુરૂષાર્થની જરૂર ક્રિયમાણમાં છે. વિવેક બુદ્ધિ હોય તો પ્રારબ્ધથી થયેલુ ફળ કેવી રીતે ઠીક ઠીક ભોગવવું તે આપણા હાથમાં છે. મંદ બુદ્ધિ મનુષ્ય પ્રારબ્ધ ભોગવતી વખતે બીજાનો દોષ કાઢી નવું દુઃખરૂપ કર્મ રચતો જાય છે. ડાહ્યો માણસ દુઃખ ભોગવતો છતા શાંતિમાં રહે છે અને પોતાનાજ કર્મનું એ ફળ છે એમ સમજી સમાધાનવૃત્તિ રાખે છે. અને નવું કર્મ રચતો નથી. અને એ પ્રકારતું દુઃખ શાથી આવ્યું તે કારણ જાણવા અને તેવાં કર્મથી બચવા મહેનત કરે છે. પુરૂપાર્થ ત્યાજ મદદ કરે છે અને તે પ્રમાણે સમજતો પ્રારબ્ધ ભોગવતો છતો આગળ વધી જાય છે.

કર્મના નિયમની એક એ પણ ખૂબી છે કે મન, વાણી અને શરીરથી કરેલાં કર્મો મન વાણી અને શરીરનેજ ભોગવવા પડે છે. વિશેષ તો એ છે કે જે ઇન્દ્રિયોએ તે કર્મ કર્યાં છે. તેજ ઇન્દ્રિયોને તે ભોગવવાં પડે છે. આપણી સઘળી ઇન્દ્રિયો આ દુનિયામાં જ્ઞાન લેવા આવી હતી, આંખ; કાન, હાથ, પગ દરેક ઇન્દ્રિય દ્વારા આપણે પરમાત્માનો આ જગત રચવાનો હેતુ અને તેની અલૌકિક ક્રિયા શક્તિની સમજ લેવાની હતી અને આપણી જાત માટે અને દુનીયાના તમામ પશુ, પંખી, વનસ્પતિ અને માનવ જાતિના ભલા માટે તેમને વાપરવાની હતી. અને તેમ કરી પરમાત્માનો સાક્ષાતકાર કરવાનો હતો. દાખલા તરીકે આંખ નામની ઇન્દ્રિય વડે આપણે સૌંદર્ય જોવાનું અને તે વડે તેની પાછળ પરમાત્માનો અલૌકિક શક્તિનો વિચાર કરવાનો અને

નજરે જણાતાં સર્વ સૌન્દર્યમાં પ્રભુનો ચમત્કાર નીહાળવાનો હતો. ઝાડ જોવામાં આવે ત્યારે જોવાનું કે એ ઝાડ પૃથ્વીમાંથી કેવો રસ ચુસે છે. વડ કેવો રસ ચુસે છે, લીમડો કેવો રસ ચુસે છે, આંબો, કેળ, નારંગી, દાડમ વગેરે કેવો રસ લે છે. નજીકમાં હોવા છતાં કેવો વિધવિધ રસ ચુસી વિધવિધ ફળ આપે છે વૃક્ષોનાં જુદીજુદી જાતનાં ફુલ, ફળ, ડાળીઓ, પાંદડાંના જુદાજુદા આકાર આ સર્વ ગોઠવણ પ્રભુએ કેવી રીતે કરી છે. શરીરનો દાખલો લ્યો–આપણે ખાઇએ છીએ તેમાં પાચન ક્રિયા કેવી રીતે થાય છે તેમાંથી લોહી, મળ, મુત્ર, હાડકાં, માંસ, ગ્રંથીઓ વગેરેના વિભાગ કેવા પડે છે. હાથમાં, આંખમાં, પગમાં કેવી રીતે શક્તિ સંચાર થાય છે અને દરેક અવયવ શક્તિ મેળવી કેવા ઉપયોગમાં આવે છે એ સર્વ પ્રકારની પ્રભુની કળાનો કદી આપણે વિચાર કર્યો હોતો નથી: આપણે જાગીએ છીએ ત્યારે, ઉંઘમાં હોઇએ ત્યારે, સ્વપ્નામાં હોઇએ ત્યારે, આ બધી સ્થિતિઓમા આપણને કેવા અવનવા અનુભવ થાય છે. આવી રીતે બધામાં સારૂં અને પ્રભુની કળાનું, પ્રભુની શક્તિનું ભાન કરવાને બદલે આપણે ઇન્દ્રિયો વડે સવળું ઉંધું જોઇએ છીએ અને કરીએ છીએ ત્યારે આપણી ઇન્દ્રિયો અને તેની શક્તિઓ ખુંચવી લેવામાં આવે છે. દાખલા તરીકે ઇર્ષ્યા કરનાર માણસની આંખો લઈ લેવામાં આવે છે. સામાનું સારૂં જોઇ ખુશી થવાને બદલે ઇર્ષ્યા કરનારને આવી રીતે કર્મનો કાયદો શિક્ષા કરે છે એમ નહીં પણ તે વડે તેને બોધ આપી વિકાસ ક્રમમાં આગળ લેઇ જાય છે. લાંબા દીવસ આંખોની ગેરહાજ-રીમાં તે જીવાત્માને આંખનું સુખ હોય તો કેવું સારૂ એમ સમજણ મળી આગળ ઉપર આંખોથી થતા ફાયદા સમજવા ઉપર તેનું વલણ રહે છે. આંખો ન લઈ લેવામા આવે તો તે જીવાત્માનું વિશેષ બગડે કારણ કે તે વધારે વધારે ઇર્ષ્યાવાળો થાય અને પોતાનું વિશેષ બગાડે. એજ પ્રમાણે કાનના ખોટા ઉપયોગનું પણ છે. કાચા કાન રાખી વારવાર જેની તેની સાથે તકરારમા પડવું ટીકાઓ કરવી એ કાનનો દુરૂપયોગ છે તેવા માણસો બીજે જન્મે બહેરા થાય છે. બહેરા હોવાથી સાંભળેજ ઓછું એટલે કાચા કાનના ન થવાય. ગમે તે માણસ તેની જોડે સહેલાઇથી ગમે તેવી વાત કરી શકે નહીં ઉતાવળથી સંભળાવતાં બીજાઓ જાણી જાય એ ભયથી ગમે તેવી વાત તેને કહેવાતી નથી. લાંબે દીવસે તેને કાન યંત્ર ઇન્દ્રિયની ખામી ન હોત તો સારૂં એવું ભાન થાય છે કારણ કે બીજાઓને તે સહેલાઇથી વાતો કરતા અને આનંદ લેતા જોઇ તેને લાગણી થાય છે અને સાંભળવાની શક્તિ મેળવવા પ્રભુની પ્રાર્થના કરતો જાય છે. અને જ્યારે તે શક્તિ મળે ત્યારે દુરૂપયોગ કરતો નથી. તેજ પ્રમાણે જીભ વગેરે ઇન્દ્રિયોનું સમજવું. સર્વાંગ સુંદર જન્મવું હોય તો કોઇ અંગનો દુરૂપયોગ કરવો ઘટે નહીં. શરીરથી કે તેના અવયવથી વૃત્તિથી કરેલું કર્મ શરીર અવયવ કે વૃત્તિને ભોગવવું પડે છે એક ધનાઢ્ય પુરૂષે ખ્યાતિને માટે જાહેર બાગ કરી આપ્યો હોય તો તેના શુભ કર્મને બદલે તેને નવા જન્મમા ધનાઢ્યને ઘેર સુખસંપત્તિ મળે પણ શુભ ખ્યાતિના અભિમાનને લીધે તેને ઉંઘ ન આવે એવી જાતની કોઇ પીડા રહ્યા કરે વગેરે, શરીરથી કરેલાં કર્મ પાકે ત્યારે આપણને કર્મના પ્રમાણના સંયોગ આવી મળે. વાણીથી કરેલાં કર્મ માટે શક્તિ અને તકો આવી મળે. વિચારથી કરેલા કર્મનું ફળ ચારિત્ર મળે છે. હાલ આપણે જેવા છીએ જેવા સદ્ગુણવાળા કે દુર્ગુણવાળા તે આપણા પૂર્વના કરેલા વિચાર ચારિત્રરૂપે આવેલા છે કોઇને આપણે શરીરથી સુખી ન કર્યા હોય તો બીજા આપણને તેમના શરીરદ્વારા સુખી નથી કરી શકતા. તેજ પ્રમાણે વાણી ઇત્યાદી ઇન્દ્રિયોથી આપણે બીજાને સુખી

નથી કરી શકયા તો બીજાઓની તે ઇન્દ્રિયો દ્વારા આપણે સુખી થઈ શકતા નથી. જો આપણે આ સત્યને સમજી આચારમાં મૂકીએ તો આપણું ભવિષ્ય આપણે જાતે બાંધી શકીએ. આપણને જે સારી તકો સારાં સાધનો મળી આવે તેવી ઇચ્છા કરીએ તેની સાથે તેવાં કામો પણ કરીએ તો હવે પછી તેવા સંયોગો મળી રહે.

આજથી આપણે સુખનાજ બીજ વાવવાં જોઇએ કે જેથી ભવિષ્યમાં આપણે ખોટાં ફળ ખાવાં પડે નહિ. વિચારના ઉપર કાબુ મેળવવો સહેલો નથી વાયુ કરતાં પણ દુષ્કર છે તો પણ તેના પણ ઉપાય તો છેજ. કારણ કે આત્માની શક્તિ મન કરતાં ઘણી વધારે છે. આપણે આત્માથી દ્રઢ વિચાર કરીએ તો થઈ શકે દાખલા તરીકે એક માણસ એક સભામાં પ્રમુખ સ્થાને બેઠો છે તેટલામાં તેના ઉપર કોઈ તાર આવ્યો કે તમારે તુરત અહીં આવવું. હવે તે વખતે તે માણસ સભામાં પ્રમુખ સ્થાનની ખુરસી ઉપર બેઠો છે પણ નથી તેનું ભાષણમાં ચિત્ત, નથી ભાષણમાં કોણ સાંભળવા આવેલા તે ઉપર ચિત્ત, એકંદરે તેને તેના કાન છતાં તે કશા ઉપર ચિત્ત આપતો નથી. તેનું મન તાકીદે જવાના કામ ઉપર લાગેલું છે. ધારો કે આવતી કાલે એક માણસના ૫૦૦ રૂા. દેવું આપણે આપવા વાયદો કર્યો છે. અત્યાર સુધીમાં તે વાત સાંભરી નથી. આજે તે સાંભરી આવે છે. આપણી પાસે એક પૈસો શીલક નથી, તેમ આવતી કાલે સવડ થવાની આશા કે સંજોગ નથી. આપણે ઘેર તે દીવસે લગ્ન છે. હવે આ વખતે આપણે લગ્નનું કામ કર્યા કરીશું ખરા પણ ચિત્ત તો રૂા૦ ૫૦૦ પહોંચાડવાની સવડ કરવામાં રોકાયલું રહેશે. ઉંઘ પણ આવશે નહીં. મન ચંચળ છે પણ જે જાતના વિચાર તે ઉંડાણમાં કરે છે ત્યાંજ તે રહે છે. વિચારનારને આવા દાખલાનો બહુ અનુભવ થાય છે. આપણે આપણી પાસે પ્રભુ છે એમ ખરા મનથી માન્યું નથી તેથીજ આપણું મન પ્રભુમાં લાગતું નથી. આ રીતે અભ્યાસ કરી મનને પાછું લાવવું અને સ્થિર કરી દેવું.

મન જ્યાં જ્યાં જાય ત્યાં પરમાત્મા છે એવો અભ્યાસ મનને પાડવો. ભક્તિવાનને માટે તે સારો ઉપાય છે વિચારને આવવા દેવો અને તરતજ તેને પકડવો. અમુક વિચાર આપણને આવ્યો તો તે ખોટો હોય તો તરત થોભી જવું, સ્થિર થવું, અને આ વિચાર કયાંથી આવ્યો શાથી આવ્યો, વિગેરે વિચાર કરવાથી ખોટો વિચાર કંટાળી નાશી જશે. વિચાર સામું જોવું, જેમ વિના કારણ લોકોને ઘરમાં નથી આવવા દેતા તેમ વિના કારણ વિચારને મગજમાં આવવા દેવા નહિ. સંકલ્પ કરી ન્હાવાનો સેવા કરવાનો જે નિયમ કે પ્રથા છે તેનું કારણ એજ છે કે તેમાંજ ચિત્ત રાખવું. તે વખતે બીજા કશામાં ચિત્ત ન રાખવું.

રોજ સવારમાં ઉઠી અમુક સદ્‌ગુણનો આખો દિવસ જાપ કરવાનો વિચાર કરવો. નવરા પડયા કે તેજ ગુણ ઉપર વિચાર કરવો. એક ગૃહસ્થને બહુ કામ પહોંચતું, એટલું બધું કામ કે તે કદી પરવારતો નહીં તેથી છેવટે કામથી થાકી મરવા માટે આપઘાત કરવા જતો હતો. ત્યારે રસ્તે એક સંત મળ્યા તેમણે બધી હકીકતથી વાકેફ થઇ તેને રસ્તો બતાવ્યો કે તારૂં કામ એક રાક્ષસ આપું તેની પાસે કામ કરાવી લેવું. જો તું કામ નહીં સોંપે તો તને ખાશે રાક્ષસ તો બધાં કામ તુરતાતુરત કરી આપે તે નવરો પડે કે તેને ખાવા આવે. ત્યારે પાછો સાધુ પાસે ગયો તમણે ઉપાય બતાવ્યો કે તારા ઘરના ચોકમાં એક વાંસ દાટવો. જ્યારે રાક્ષસ કામ કરી રહે ને

કામ માગે ને તારી પાસે કામ ન હોય તો આ વાંસ ઉપર ચઢ ઉતર કરવાનું કહેવું. આથી તારૂં કામ થશે ને રાહત મળશે. તેમ આપણા મનને તેવા સદ્‌ગુણ ઉપર કે પરમાત્માના નામપર ચઢાવી રાખવું કે નવરૂં પડે કે તે કામ કરવા માંડે. આ પ્રમાણે કરવાથી આપણું ચારિત્ર ઘડાશે અને એકાગ્ર થશે.

દુનીયામાં કાંઇ અકસ્માત બને છે ત્યારે આપણે વિસ્મય થઇએ છીએ પણ તેમાં અચંબો પામવા જેવું નથી. અકસ્માત એ પણ કર્મના નિયમ પ્રમાણે છે આપણે તે કારણ જાણતા નથી તેથી આશ્ચર્ય પામીએ છીએ. જેણે ઘાસ સળગાવવા અગ્નિ મુકયો હોય, બીજા જીવોને બાળ્યા હોય એવાં કામો કર્યા હોય તે માણસને અકસ્માત બળવાનો પ્રસંગ આવે છે. નાના જીવો જુ, માંકડને ઘરી મારી નાંખ્યા હોય તો આપણે પણ ઘર પડે ને દબાઇ મરીએ-આપણે જેનું કારણ સમજતા નથી તેને અકસ્માત કહીએ છીએ. ટીટેનીક ડુબી-છરોડામાં ગાડીનો અકસ્માત થયો વગેરે પ્રસંગોમાં જેનું કર્મ બળવાન હતું તે જીવાત્મા બચી ગયા તેમજ કેટલાક ગાડી ચુકયા, ટાઇમ ચુકયા વગેરે પ્રસંગ બની બચ્યા. કુદરતમાં કર્મનો નિયમ છે, તેમાં ખોટાં કાર્ય કરે તો બંધન થાય અને સારાં કર્મ કરતો જાય તો નવું સારૂં જીવન બનતું જાય. કુટુંબનું સુખ દુઃખ કુટુંબના આગેવાનના કર્મ કે ચારિત્ર પર વધારે આધાર રાખે છે. આગેવાનને જેની સાથે શત્રુતા તેની જોડે ઘરનાં બધાં શત્રુતા રાખે છે, જેની સાથે તે મિત્રતા રાખતો હોય તેના ઉપર સૌ વ્હાલ રાખે છે- સગાં સંબંધમાં પણ તેવું થાય છે. એક સગાને તાવ આવે તો તેનાં બધાં સગાંને વત્તું ઓછું દુઃખ થાય ને રાત્રે જાગવું પડે તસ્દી લેવી પડે વગેરે કર્મફળના ભાગીદાર તેમને પણ થવું પડે. જ્ઞાતિના આગેવાન પ્રમાણે રાગ, દ્વેષનાં મૂળ આખી જ્ઞાતિમાં રચાય છે, અમુક જ્ઞાતિનું ન ખાય, તેને ન અડકે વગેરે કારણોથી જ્ઞાતિ જ્ઞાતિ પ્રત્યે રાગદ્વેષના કારણો જાગ્યાં કરે છે. જ્યાં સુધી સૌ માણસો સૌનું હિત થાય તેવાં કામ કરે ત્યાં સુધી સૌ સુખી રહે. પણ વ્યકિતગત લાભ જુએ અને બીજાની બેપરવા રાખે અથવા તેમના હિતને નુકશાન પોચાડે તો આખી સમાજની વ્યવસ્થામાં ભંગાણ પડે જેમ આપણા શરીરના અવયવો સર્વે સંપીને પોત પોતાનું કામ સંભાળ્યા કરે તો શરીરના સર્વ સાંચાઓ સારા રહે અને આખું શરીર નીરોગ રહે. જો તેમાંનું પેટ એમ કહે કે પચાવવાનું કામ મારે ને સુખ શકિત હુંજ બધાને પહોંચાડું છું એવો ગર્વ કરી પચાવવાનું છોડી દે તો પોતે અને બીજી તમામ ઇન્દ્રિયો દુઃખી થાય તેમ આખા સમાજ કે વિશ્વમાં સરવે માણસો પરસ્પર એક બીજાનું હિત સંભાળી કામ કરે તો આખું વિશ્વ સુખી થાય. અને તેમ ન કરતાં રાગદ્વેષ રાખી એક એકના સ્વાર્થ કરે તો જરૂર બધાજ દુઃખી થાય. દક્ષિણ આફ્રિકામાં કે બીજા દેશમાં આપણા લોકો દુઃખી થાય છે તેનું ખરૂં કારણ તપાસીએ તો જણાશે કે આપણે આપણા દેશમાં પણ ઘણાને અસ્પૃસ્ય કે નીચા ગણી દુઃખ દીધાં છે. જ્યારે આપણને ઉપર બતાવેલો કર્મનો નિયમ સમજાશે અને તે સમજી આચારમાં મુકીશું તોજ મુકિતને માર્ગે જઇશું. દરેક કામને સ્વધર્મ ફરજ ગણીને કરો. પ્રભુની આજ્ઞા છે એમ સમજીને કરો. નિઃસ્વાર્થ કરેલાં સારાં કાર્યો કર્મની બેડીઓને તોડશે. અને આ પ્રમાણે સમજીને કરવાથી આપણી કે રાષ્ટ્રની મુકિત મેળવાશે.

ભાઈલાલ વિશ્વનાથ.

# " સ્વતંત્રતાના બે બોલ "

પરતંત્રતાની વજ્ર સમ બેડીમાં ઘણા મનુષ્યો ફસાયેલા છે. પરાધિનપણાની ક્રુરતા જ્યારથી પ્રાપ્ત વય જનના સમજવામાં આવે છે ત્યારથી તે ક્રુર વ્યાધિને દૂર કરવા, મનુષ્યો સતતઃ પ્રયાસ કરે તેમાં શી નવાઇ ? પરતંત્રતા, માનસીક વૃત્તિઓ નબળી પાડી; શરીર શુષ્કકરી નિર્મળ કોમળ હૃદયને એક કીડાની માફક કોરી ખાય છે, અને જ્યાં સુધી આવી દશા ભોગવે છે ત્યાં સુધી પોતાના આત્માને એક ઘોર પ્રચંડ જેલમાં પુરેલો માને છે. અહનિંશઃ વનમાં વનરાજની માફક સ્વઆત્માને સંસારમાં ગમે ત્યાં ફરવા ઇચ્છનાર સજ્જનોએ પોતાની દુઃખકર બેડી તોડી નાંખવા, આત્માને ઓળખવા પ્રયત્નો આદરવા., અરેરે ! જીવન પર્યંત તેજ વ્યાધિમા મનુષ્યો પ્રાણ ત્યાગ કરી ચાલ્યા ગયા ! તેઓએ સ્વતંત્રતા " ઇનડીપેન્ડન્સ " શું છે, તેનો અનુભવ કર્યો હશે ? હિંદુસ્તાન આર્યભૂમિના નેતાઓ પણ આજકાલ સ્વતંત્રતા મેળવવા લડત ચલાવે છે. કોણ ખરેખર સ્વતંત્ર છે તે તો અકળીતજ રહે છે. પશુ, પક્ષી સરીતા પણ પરતંત્ર રહે છે. આધિ વ્યાધિ તો નિર્માણ, છે. આગળ પાછળના સંયોગો મનુષ્યોને સ્વતંત્ર બનાવી શકતા નથી. પ્રત્યેકને સ્વતંત્ર થવું તો ગમેજ, પરંતુ લાચાર થઇ પોતાની યથાશક્તિ કરે તો પણ પૂર્ણ રીતે સ્વતંત્ર થઇ શકતો નથી. કેટલાક ભાગોમાં લગ્ન પછી પુત્ર કે પુત્રવધુ ઉપર અસંખ્ય જુલમો ગુજરે છે. પુત્ર જુલમરૂપી બેડીથી પ્રતિદિન શુષ્ક થઈ મહા પીડા પામી મરણને શરણ થાય છે. સજ્જનોએ મનુસ્મૃતિમાં કહેલાં સિદ્ધાંતોને અનુસરવું કે જેથી ભવિષ્યમાં થતી હાની દૂર થઈ શકે, અને આત્મા પ્રફુલ્લીત રહે. ખરેખર સુગૃહસ્થાશ્રમ માંડવો તે પૂર્ણ સ્વતંત્રતા વિના અથવા શુભ સંજોગો સિવાય થઇ શકતો નથી. અરે ઓ સ્વતંત્રતાની દેવી ! તારા આશિર્વાદ વિના તન મન સર્વ શુષ્ક ભાસે છે. સંસારમાં રહેવું પણ કંઇક અંશે કઠણ લાગે છે. એકાગ્ર ચિત્તથી મનન કરો શું ભાસે છે ? ખરૂં સુખ ક્યાં છે ? સ્વતંત્રતામાંજ ખરૂં સુખ સમાયલું છે, અને તેથીજ આરોગ્યતાનો વધારો થાય છે, અને સ્વર્ગીય સુખનો ઉપભોગ કરવા માણસ સમર્થ બને છે. લખનાર એમ નથી કહેવા ઇચ્છતો કે " કોઇની કંઇ પણ મદદ કોઈ પણ કામમાં ન લેવી " તેનું જ નામ સ્વતંત્રતા, પરંતુ આત્માને સ્વતંત્ર બનાવવો તેજ ખાસ હેતુ છે. ભલે ધનિક સંસાર સુખમાં વિલાસ ભોગવે કિંતુ તેઓનો આત્મા સ્વતંત્ર નહિજ કહેવાય. કાઉપર જેવા મહાન કવિએ રીટાયર્ડ જીવન ( વિરક્ત જીવન ) પસંદ કરી, આત્માને પ્રફુલ્લ કરી પુસ્તકોમાં વધારો કર્યો છે. ઇતિહાસ પણ ખુલ્લી રીતે દર્શાવે છે કે દરેક દેશે પોતાની સ્વતંત્રતા જાળવવા મહા યુધ્ધ કરી આત્માને, ઝંપલાવ્યા છે. કેટલાક પુત્રો પિતરો જીવનમાં પોતાને પરતંત્રતાની બેડીથી બંધાયલા માને છે. પણ જ્યારે માતા પિતા સ્વર્ગ ગમન કરે છે, ત્યાર પછી પોતે કેટલા પસ્તાય છે અને દુનીયાની કેટલી સખત ઠોકરો ખાવી પડે છે તે તો જેને વિતી હોય તેજ જાણે. આજ સમયે પુત્રો પોતાના વડીલોને યાદ કરે છે. Thing is appreciated aftr it is lost by time. ખરેખર માબાપ સંસારના વહેવારમાં માર્ગ બતાવે છે, ત્યારે પુત્રોને કડવું લાગે છે, અને ઉલટા તેમને બંધનરૂપી ગણે છે. તેજ મહા ભૂલ છે. વિચાર કરો, શાંતિથી સહનશિલતાથી વર્તો, એટલે સ્વતંત્રતાનું સુખ એની મેળેજ આવશે. પ્રથમ દુઃખ તો પછી સુખ. રાત્રિ અને દિવસ સમાન નથી. જે સૂર્ય ઉગે છે તેજ આથમે છે. સુખ દુઃખમાં ધૈર્યતા રાખો. કોઈ દુઃખી આવે તો આશ્વાસન આપો. આત્મા ઉપર બળ મેળવો, તેને કાબુમાં રાખો એટલે આત્મબળ, સ્વતંત્રતાનું બળ પ્રાપ્ત થશે, અને સુખના ભોગી બનશો.

મહેતા કરૂણાશંકર નથુરામ.

# दिर्घायुष्य प्राप्त करवानी कळा.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૯૨ થી )



લેખક—જટાશંકર નાન્દી, એન. ડી. અમેરિકા.

બુદ્ધિ અને હૃદયના ઉમદા ગુણોની અનુપમ બક્ષીસોથી વિભુષિત મારા અત્યંત પ્રિય મિત્રો અને સહોદરોનો આ ભયાનક જુલમગાર દૈત્યે ભરજુવાનીમાં ભોગ લીધો છે. જો મનુષ્યો હાલ હયાત હોત તો દુનીયાનાં ભૂષણ થાત અને તેની મૈત્રી અને સહવાસથી હાલ તેમના વિયોગથી મને જે દીલગીરી થાય છે તેને બદલે આનંદ થયો હોત.

ભવિષ્યમાં આવો દુઃખદ બનાવ બનવા પામે નહિ માટે મેં નિશ્ચય કર્યો છે કે આ લઘુ ગ્રંથમાં અકરાંતીયાંપણાનો દુર્ગુણ આયુષ્યનાશક દુરાચાર છે અને તેનો સહેલાઇથી ત્યાગ કરી જે મીતાહારી ટેવો પ્રથમ સામાન્ય હતી તે ટેવો પાછી કેવી રીતે મેળવવી તે જનહિતકર માર્ગ મારે સરળતાથી ચોક્કસ રીતે બતાવવો. તેજસ્વી બુદ્ધિવાળા ઘણા જુવાન માણસો જેઓએ પોતાનાં મા બાપોને અકરાંતીયાપણાની કુટેવથી ભર જુવાનીમાં મરતાં જોયાં છે અને જેઓ મને હાલ ૮૩ વર્ષની વૃદ્ધ વયે આબાદને તંદુરસ્ત જુએ છે. તેમની અત્યાહાર પ્રાણનાશક દુર્ગુણ છે એવી ખાત્રી થયેલી હોવાથી મને તેઓ આ ઉપકારક ક્રિયા બતાવવા આતુરતાથી આગ્રહ કરતાં હોવાથી આ કર્તવ્ય કરવાનું હું ઘણા ઉત્સાહથી માથે લઉં છું.

કુદરત મનુષ્યને ઘણા વર્ષ જીવવા ના પાડતી નથી. અર્વાચીન વિજ્ઞાનવિદ્મંડળ પણ સ્પષ્ટ શબ્દોમાં જીવન અનંતકાળ સુધી કાયમ રાખી શકાય એ વાતનો સ્વીકાર કરે છે. હિંદુ ધર્મ શાસ્ત્રમાં અશ્વસ્થામા, નારદ, ધ્રુવ, શુક, દત્તાત્રેય વીગેરેને ચિરંજીવ માનેલા છે યોગીયો અને મહાત્માંઓ પોતાની ઇચ્છા પ્રમાણે મૃત્યુને અટકાવી શકે તેમ યોગશાસ્ત્રમાં લખેલું છે સુપ્રસિધ્ધ ડોક્ટર ઓસ્ટ વાલ્ડ કહે છે કે "મૃત્યુ સ્વભાવિક છે એવું હજુ સુધી કોઇ પ્રકારે સિદ્ધ થયું નથી. ડો. વીલયમ એ. હેમન્ડ. એમ. ડી જે જે અમેરીકામાં પ્રધાન મેડીકલ સાઇન્ટીસ્ટ છે અને જેમણે ઘણા ઉપયોગી ગ્રંથ પ્રસિદ્ધ કર્યા છે અને લશ્કરના મુખ્ય શસ્ત્ર વૈદ્ય તરીકે મોટી કીર્તિ સંપાદન કરી છે તેઓ કહે છે કે મનુષ્યને મૃત્યુને આધીન થવુંજ પડે તેવું એક પણ કારણ શારીર વિજ્ઞાન શાસ્ત્ર બતાવી શકતું નથી. અર્થાત્ કુદરતી નિયમોને આધિન જે રહીને જો મનુષ્ય જીવન ગાળે તો તેને મૃત્યુ પ્રાપ્ત થાય નહિ. તેને મળતો અભિપ્રાય ડો. મનરો પોતાનાં શારીર વિજ્ઞાન શાસ્ત્ર ઉપરનાં ભાષણોમાં આપે છે તે કહે છે કે મારી શોધના પરિણામે મને એમ માલુમ પડે છે કે યંત્ર તરીકે મનુષ્ય શરીર કાંઇ પણ ખામી શીવાય સર્વોત્કૃષ્ટ બનાવટ છે. એમાં એક પણ રચના એવી નથી કે જે ઉપરથી તેનો નાશ થશે તેવું અનુમાન કરી શકાય. અનંતકાળ સુધી શરીર પોતાની ક્રિયા કરે જાય એવી તેની બનાવટ પ્રત્યક્ષ રીતે જણાય છે. જે જ્ઞાન સિધ્ધ યોગીને પ્રાપ્ત થાય છે તે જ્ઞાન પ્રાપ્ત કરી મૃત્યુ અટકાવી શકાય છે તે પશ્ચિમાત્ય વિદ્વાનો પણ કબુલ કરવા લાગ્યા છે. ડો. લેટસન એમ. ડી. એક પ્રખ્યાત તબીબ વૈદકીય ગ્રંથકાર તથા આરોગ્ય નામના વૈદકીય પ્રતિષ્ઠિત પત્રના અધિપતિ છે તે કહે છે કે "સંપૂર્ણ શરીરનું મૃત્યુ સોમેટીક ડેથ એવા કારણોથી ઉત્પન્ન થાય છે કે જેનો પ્રતિબંધ થઇ શકે આ આશ્ચર્યકારક

અનુમાન પોતે કરે છે અને એમ પણ કહે છે કે યોગ્ય ઉપાયોથી શરીરમાં ચાલતી વિવિધ ક્રિયાઓપર મનુષ્ય એવો તો અધિકાર પ્રાપ્ત કરી શકે છે કે અનંતકાળ સુધી શરીર સજીવન રાખી શકાય. જો કે જીવન સંબંધી અને સ્થૂળ શરીરના અમરત્વ સંબંધી તેના વિચાર અસાધારણ છે પરંતુ શારીરવિજ્ઞાનશાસ્ત્રથી સ્વીકારાયેલી એકપણ હકીકત એવી નથી કે જેથી તે તેનું કથન અસત્ય કરી શકે એમ પ્રતિપાદન કરતાં મને લેશ માત્ર પણ સંકોચ થતો નથી. ડૉ. થોમસ એલન. એમ. એ. એલ. એલ. ડી. કહે છે કે "સતત્ ઘર્ષણથી નાશ થાય તેવી બનાવટનું મનુષ્ય યંત્ર નથી કારણ કે શરીર તો હમેશ પોતાને નવું બનાવ્યા કરે છે. ત્રણથી સાત વર્ષે આપણું શરીર નિત્યના ફેરફારથી નવિન બને છે તે વાત વિજ્ઞાન શાસ્ત્રમાં સામાન્ય છે. પ્રત્યેક દિવસ આપણી જન્મતિથિ છે. કારણ ક્ષય અને નવિ કરણની ક્રિયા અસ્ખલિત રીતે ચાલુ છે મલ વિસર્જન અને નવિ કરણની ક્રિયા સંપૂર્ણ સમાન રાખવાથી કાયમનો નાશ-મૃત્યુ અટકાવી શકાય છે. સુજ્ઞ વાંચકોના ધ્યાનમાં આવશે કે આયુષ્યનાશક રહેણીકરણીનું પરિણામ મોત છે. સર્વ દેશોમાં દીર્ઘાયુષ્યી મનુષ્યોનાં દષ્ટાંતો મળી શકે છે. પરંતુ જેમના વૃતાંત વિષે શંકાને સ્થાન નથી તેવાં અલ્પ સંખ્યામાં ઉદાહરણો નીચે આપ્યાં છે.

સેંટલીયોનાર્ડના પેરીસ રજીસ્ટરમાં એક થોમસકોર્ન નામના મનુષ્યે ર૭) વર્ષ જીવી ૧ર રાજા રાણીયોની કારકીર્દી જોયાની હકીકત લખી છે હુંગરી દેશમાં બોવીન નામનો મનુષ્ય ૧૭રમા વર્ષે ૧૬૪ વર્ષની વિધવા અને ૧૧૫ વર્ષનો છોકરો મુકી મરણ પામ્યો હતો. રૂશીયાના એક બળવાન યોદ્ધાએ ૨૦૨ વર્ષનું આયુષ્ય સશક્ત અવસ્થામાં ભોગવ્યું હતું. ડોન જ્યુએન નામનો મનુષ્ય ૧૬૮ વર્ષ જીવ્યો હતો. ગ્રામ્ય નિવાસી થોમસપાર નામનો માણસ ૧૫૧ વર્ષની જીંદગી ભોગવી રાજાના આમંત્રણથી શેહરમાં વાસ કરવા આવી અત્યાહારી સ્વાદિષ્ટ ભોજનોનો ભોગ થયાનો દાખલો બન્યો હતો મૃત્યુ પછી તેના શારીરિક અવયવો પ્રસિદ્ધ ડૉ૦ જે નરને સશક્તને તંદુરસ્ત જણાયાં હતાં. કાઉન્ટેસ ઓફ ડે સ્મન્ડ નામની ઉમરાવ જાદી ૧૪૦ વર્ષ જીવી હતી. ડૉ. મીડ પોતાના સમયનો નામાંકિત વૈદ્ય જેણે અસંખ્ય રોગીઓને પોતાના જેવું જીવન ગાળવાનો ઉપદેશ આપી સાજા કર્યા હતા તે નિયમીત અને મિતાહારી જીવન માટે બહુ પ્રસિદ્ધિ પામી ૧૪૮ વર્ષની ઉમ્મરે મરણ પામ્યો હતો. અમેરીકાના સાનુ ફ્રાન્સીસ્કોના કેપટન ડાયમન્ડે પોતાની ૧૦૫ વર્ષની જયન્તી સને ૧૯૦૫ માં ઉજવી હતી ને તે હાલપણ હયાત હશે આપણા દેશમાં પણ ઘણા ગૃહસ્થાશ્રમીયોયે દીર્ઘાયુષ્ય ભોગવ્યું છે. પાટણનો રાજા નામાંકિત વનરાજ ચાવડો ૧૧૦ વર્ષ જીવ્યો હતો એક ઇસલામી ધર્મ પાળક શેખ ઇમામદીન જે હિંદુસ્તાનના દેશી લશ્કરમાં મોલવી તરીકે કામ કરતો હતો તે ૧૪૦ વર્ષ સુધી જીવ્યો હતો આ શિવાય બીજા અનેક દૃષ્ટાંતો આપી શકાય તેમ છે. તાત્પર્ય એ છે કે ગ્રંથ કર્તાની વર્ણવેલી દીર્ઘાયુષ્યી થવાની કળા પ્રમાણે ચાલવાથી જે દીર્ઘાયુષ્ય અપાર લાભો અને આનંદ ભોગવ્યાનું તેણે લખ્યું છે તે શક્ય છે એટલુંજ નહિ પરંતુ યોગ્ય વિધિએ તેના કરતાં પણ અધિક આયુષ્ય. ભોગવવું સંભવનિય છે એમ કેટલાક વર્ગના લક્ષમાં લાવવા ઉપલાં ઉદાહરણો આપ્યાં છે.

મનુષ્યના આયુષ્યની મર્યાદા જેટલી વધારવી,હોય તેટલી વધી શકે છે એ આપણે ઉપર જણાવ્યું હવે એ દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કરવાને કયા કયા ઉપાયોની જરૂર છે તે દર્શાવીએ. આહારના સંબંધમાં વિસ્તારથી. લખી ગયા છીએ. હવે શુદ્ધ હવાના સંબંધમા અભિપ્રાય જણાવીએ છીએ.

ગ્રંથ કર્તા શુદ્ધ હવાની અવરજવર વિનાના બંધેજ સ્થળોમા ઝાઝો વખત રહેતા નહિ એક માણસને શુદ્ધ હવા મળવા સારૂ કેટલી જગ્યા બસ ગણાય તે બાબત પ્રો. હકસ્લી કહે છે કે " ચોખી હવા શ્વાસ લેવા માટે મળી શકે એટલા માટે દરેક માણસને એકલાને ઓછામાં ઓછી ૮૦૦ ઘન ફીટ જગ્યા હોવીજ જોઈએ અને તે જગ્યામાં ખુલાસાથી પવન આવે માટે બારીઓ તથા જાળીઓ જોઈએ" દરેક માણસને ૮૦૦ ઘન ફુટ જગા જોઈએ એટલે ૧૦ ફીટ લાંબી ૧૦ ફીટ પોહોળીને આઠ ફુટ ઉંચી એવી તો એક માણસ એકલાને અવસ્ય ઓરડી જોઈએ. આટલી જગ્યાની અનિવાર્ય અગત્ય શા માટે છે તે નિચે વર્ણવેલ શ્વસનક્રિયાની સંક્ષિપ્ત સમજથી ધ્યાનમાં આવશે. આપણે શ્વાસ લઈએ છીયે તે હવા આપણાં ફેફસાંમાં જાય છે ફેફસાંએ આપણી છાતીની અંદરના પોલાણમાં હૃદયની સાથે ડાબી અને જમણી બાજુએ રહેલાં છે આપણું બધું લોહી આખા શરીરમાં ફરવા માંડયા પેહેલા એકવાર ફેફસામાં આવે છે. ત્યાં જે હવા આપણે શ્વાસમાં લઈએ છીયે તેમાં રહેલા ઓક્સીજન વડે તે શુદ્ધ થાય છે અને શુદ્ધ થઈને બીજી નળી વાટે હૃદયના ડાબા ભાગમા આવે છે અને ત્યાંથી આખા શરીરમાં સઘળા અવયવોને પોષણ આપવા માટે ફરે છે. ઓકસીજન લોહીને શુદ્ધ કરે છે એટલે લોહીમા જે કારબોનીક એસીડ વીગેરે નુકશાનકારક તત્વો રહેલા છે તેમને છુટાં પાડી આપણે બાહાર શ્વાસ કાઢીયે છીયે તે ભેગાં કાઢી નાંખે છે આ રીતે આપણા પ્રશ્વાસમાં લોહીમાથી છુટાં પડેલાં કારબોનીક એસીડ વીગેરે હાનીકારક તત્વો હોય છે શરીરમાં તેનો ઉપયોગ ન હોવાથી પ્રશ્વાસમાં તેને બાહાર કાઢી નાંખવામાં આવે છે.

મકાનમાં ઘણા માણસો એકઠા થયા હોય અને સ્વચ્છ હવાને બાહારથી આવવાને અને નઠારી હવાને બાહાર નીકળી જવાને સવડ ન હોય તો આપણા તેમજ બીજા માણસોના દુર્ગંધિ મય વાયુનો આપણે વારંવાર શ્વાસ લેવો પડે છે. પાસે સુતેલા કે બેઠેલાં માણસો રોગી હોય અથવા તેમના મોટા નળ મળથી ભરાયા હોય તો તેમના પ્રશ્વાસના અત્યંત ઝેરી હવા આપણા શ્વાસમાં જવાથી આપણને બહુજ નુકશાન થાય છે આથી આપણું લોહી ધીરે ધીરે બગડતું જાય છે. જઠરાગ્નિ ઉત્તરોત્તર મંદ પડી શરીર અનેક વ્યાધિઓને આધિન થાય છે. પ્રો હકસલી કહે છે કે હવામાંથી ઓકસીજનનો નાશ થવાથી અને કારબોનિક એસીડ એકઠો થવાથી (તેની હવા શ્વાસમાં લેવાથી) મુર્છા સુધીની સ્થીતિ થવા પેહેલાં નુકશાન તો થવા માંડયુંજ હોય છે હવામાં રહેલા ઓકસીજનના સો ટકામાંથી એક ટકા કરતાં પણ ઓછો ભાગ જ્યારે બીજા કારબોનીક એસીડ જેવા નઠારા પદાર્થોનો ભળે છે ત્યારે બેચેના ઉપજે છે અને માથું દુઃખે છે. અને આવી હવા લાંબા વખત સુધી શ્વાસમાં જવાથી સઘળી જાતની ચેતના શક્તિ ઓછી થાય છે અને રોગ થવાનાં કારણો ઉભાં થાય છે માટેજ દરેક પ્રાણીને પૂરતી હવા અને અજવાળાની જરૂર છે.

આથી ગ્રંથ કર્તાની સ્વચ્છ હવામાં રહેવાની ટેવ દીર્ઘ આયુષ્ય ને આરોગ્ય માટે હતી. તે સહજ સમજાશે.

ગ્રંથ કર્તાનો અન્ય નિયમ નિયમિત નિંદ્રાને આરામ લેવાનો હતો.

નિદ્રાએ મનુષ્યના આરોગ્ય અને આયુષ્ય સાથે અત્યંત નીકટનો સંબંધ ધરાવે છે. આપણું શરીરમાં નિરંતર શકિત અને દ્રવ્યનો ક્ષય થાય છે ને તે ક્ષયની દુરસ્તી ખોરાક અને નિદ્રાથી થાય છે એક જરમન કહેવત કહે છે કે "સારી નિંદ્રા એ અડધો ખોરાક છે." જેવી રીતે આપણો હમેશનો ખોરાક, સ્વચ્છ હવાને કસરત શારીરિક તેમજ માનસિક આરોગ્ય માટે અગત્યનાં છે. તેવીજ રીતે આરામની પણ અનિવાર્ય અગત્ય છે. જે માણસ પોતાને અવશ્ય જોઇતા આરામની અવગણના કરે છે તેને મોડા વેહેલાં ભારે શીક્ષા સહનકરવી પડે છે. કુદરત ઘણી સખ્ત છે. તેની પેઢીમાંથી આપણે જમા કરતાં વધારે ઉપાડ કરીયે તો તે અકથનિય પીડા અને દુઃખરૂપી વ્યાજ સાથે પાઇ એ પાઇ પાછી લે છે. જો દુનીયા આ સત્ય હકીકત ધ્યાનમાં રાખે તો અડધા ઔષધાલયો ને અનાથ ગૃહો બંધ થાય.

નિંદ્રાના સમયમા આપણા શરીરનાં પ્રત્યેક અવયવ આરામ લે છે હૃદય અને ફેફસાં પણ પોતાની અખંડ ગતિમંદ કરે છે. જાગ્રતાવસ્થામા તંદુરસ્ત હૃદય એક મીનીટમાં ૭૦ વખત ધબકે છે પરંતુ નિંદ્રાવસ્થામાં એક મીનીટમાં ૬૦ વખત ધબકે છે આ રીતે હૃદયને ફેફસાં બન્ને રાત્રે આરામ લે છે.

જો મજબુતમાં મજબુત માણસને પણ એક રાતની નિંદ્રા ખોઇ શકવા બદલ શારીરિક નુકશાન ભોગવવુંજ પડે છે જો તેને નિદ્રા રૂપી આરામ કાયમ આપવામાં ન આવે તો તે મૃત્યુને વશ થાય છે જ. પ્રથમના વખતમાં ઘોર ગુનેગારોને નિંદ્રા ન લેવા દઇ દેહાંત દંડની શિક્ષા કરવામાં આવતી. આવા પ્રકારનો ધ્રજદેહી ગુનેગાર પ્રથમ ગાંડો થઇ બકતો ને મૃત્યુ વસ થતો.

સતત્ ઉજાગરાથી ગાંડપણ આવવાનું કારણ ડો૦ વીન્સ્લો એવું જણાવે છે કે ઇન્દ્રિય વિજ્ઞાનશાસ્ત્રનો એક નિશ્ચિત નિયમ એ કે જાગૃતાવસ્થામાં મગજ વિસ્તૃત થાય છે ને તે. કાર્ય કરતું હોવાથી તેના અણુઓનો ક્ષય થાય છે, આ ક્ષયની ખોટ નિંદ્રા પુરી પાડે છે. જો જાગતાવસ્થામા થયેલા ક્ષયની ખોટ નિંદ્રાથી પુરી પાડવામાં ન આવે તો પરિણામે મગજ નબળું પડી ગાંડપણ આવે છે. વ્યવહારોપયોગી સાર લેવાનો એ છે કે જે મનુષ્યો સખ્ત માનસિક શ્રમ કરે છે તેમને વધારેમાં વધારે નિદ્રા લેવા અગત્ય છે. અન્ય શબ્દોમાં અવશ્ય જોઇતા આરામના વખતમા આપણે જેટલો બચાવ કરીયે છીયે તે આપણી શારીરીક અને માનસિક નાશનું પ્રબળ કારણ છે. કલ્પિત કથાનો નામહિત ગ્રંથકાર સર વોલીયમ સ્કોટને પોતાની માનસિક શકિતઓ સતેજ રાખવા માટે ઓછામાં ઓછા આઠ કલાક નિંદ્રા લેવી પડતી હતી.

નિંદ્રાનો આરોગ્ય સાથે નિકટ સંબંધ છે તે પ્રતિપાદન કરવા માટે ડો. બીસ્ક કહે છે કે દુનીયામાં જે જે અત્યંત દીર્ઘાયુષ્યી પુરૂષો થઇ ગયા અને જેમણે અનુપમ આરોગ્ય ભોગવ્યું છે તેમણે જીવન પર્યંત નિયમિત નિંદ્રા લેવાનો નિયમ અસ્ખલિત રીતે પાળ્યો હતો. સારી નિંદ્રા ભોગવી શકનારજ દીર્ઘાયુષ્ય અને આનંદી સ્વભાવ ભોગવી શકે છે. જર્જરી ભૂત થઇ ગયેલ સર જોનસોરતને ડો. જેનરે નીચે પ્રમાણે સૂચના આપી હતી "ધર્મ રાજાના ફરમાન મુજબ નીચેનો નિયમ પાળજો. તમે જે વખત પથારીમાં સુઇ જાઓ ત્યારે ઘડીયાળ જોવું ને નિશ્ચય કરવો કે આઠ કલાક દરમ્યાન આ ઘર બળે તે શિવાય અન્ય ગમે તેવું કારણ બને પણ પથારી-

માંથી ઉઠવું નહિ. ઉંઘ આવે કે ન આવે પણ આઠ કલાક પથારી ત્યજવી નહિ." આ શિખામણનું નિરંતર પાલન આરોગ્યને દીર્ઘાયુષ્ય દાતા થયું હતું.

*નિદ્રાનું પ્રમાણ કેટલું જોઇએ તે દરેક વ્યક્તિના આરોગ્ય, બંધારણને પ્રકૃતિપર આધાર રાખે છે. માનસિક સખ્ત પરિશ્રમ કરનાર તથા જ્ઞાન તંતુના રોગીયોને સોથી વધારે નિંદ્રાની જરૂર છે.

## સામાન્ય નિંદ્રાનું પ્રમાણે નીચે પ્રમાણે છે.

| | વય. | મુદત. |
|---|---|---|
| ૧ | જીવનનાં પ્રથમનાં ચારથી ૭ અઠવાડીઆ. | ૨૨ કલાક. |
| ૨ | ૧ થી ૨ વર્ષ | ૧૮ થી ૧૬ કલાક |
| ૩ | ૨ થી ૩ વર્ષ | ૧૭ થી ૧૫ કલાક |
| ૪ | ૪ થી ૬ વર્ષ | ૧૫ થી ૧૩ કલાક |
| ૫ | ૬ થી ૯ વર્ષ | ૧૩ થી ૧૦ કલાક |
| | ૯ થી ૧૪ વર્ષ | ૧૨ થી ૧૦ કલાક |
| | ૧૪ વર્ષ પછી | ૧૦ થી ૮ કલાક |

સામાન્ય રીતે પુખ્ત ઉમરના માણસે નિદાન આઠ કલાકની નિંદ્રા અવસ્ય લેવી જોઇએ.

ગાઢ નિંદ્રા જે મનુષ્યના જીવનને આટલી બધી ઉપયોગી છે તે લાવવા માટે કેટલીક ઉપયોગી સુચનાઓં નીચે આપી છે.

## ગાઢ નિંદ્રા લાવવાના ઉપાયો.

(૧) બાહાર ખુલ્લી હવા કે અગાશીમાં સુઇ રહો. સ્વચ્છ ખુલી હવા તે ઉંઘ લાવનાર સર્વ દવાઓ કરતાં શ્રેષ્ઠ છે ને તેજ ઉંઘ લાવનાર રામબાણ ઔષધ છે. સ્વચ્છ હવાથી નિંદ્રા એવી તો ગાઢ આવે છે કે સામાન્ય રીતે અંદર સુવાથી જેટલી નિંદ્રાની જરૂર પડે છે તેના કરતાં ઓછી નિંદ્રાથી ચાલે છે. આકાશના તારા નીચે થોડા કલાક સુઇ જાઓ અને પછી સવારે સર્વ અવયવો બળવાન બનાવી ઉત્સાહી જાગૃત થાઓ જો તમે ઉનાળામાને શિયાળામા બાહાર ખુલ્લી હવામાં સુતા હો તો ચોમાસામાં રોગ રહિત રહેવા માટે વિમો ઉતરાવી ચૂક્યા છો તમારા બળને જીવન શક્તિમાં તેણે જે ફેરફાર કર્યો હોય છે તેનાથી તમને આશ્ચર્ય થયા શિવાય રહેશે નહિ પ્યુરીનટન નામનો એક અમેરિકન લેખક કહે છે કે ખુલ્લી હવામા બહાર સુવાથી નિંદ્રા એવી તો ગાઢ આવે છે કે એક વખત હું મારી આંખપર બરફ જામી ગયેલું હોવાથી વિસ્મયકારક અંધારામા ઉઠ્યો રાત્રે મારા આખા મોં પર બરફ જામી ગયું હતું અને ફક્ત શ્વાસોશ્વાસની ક્રિયાથી નસકોરાંજ બે ખુલ્લાં રહયાં હતાં. નિંદ્રા એવી તો ગાઢ આવી હતી કે રાતમાં બરફ વર્ષ્યાની મને બીલકુલ ખબર પડી ન હતી. એક સજ્જન રાત્રે ખુલ્લી હવામા સુવાના લાભનું નિચે પ્રમાણે વર્ણન આપે છે "મને મારી બાલ્યા વસ્થાથી એવું ઠસાવી દીધું હતું કે" વાસો ધાને બહાર નથા તેથી ઉનાળાના દીવસોમાં પણ હું બારી બારણાં વાશીને સુતો પછી અકળાઉં ત્યારે એકાદ બારી ઉઘાડી નાંખતો પણ હવે ખુલ્લી હવામાં સુવાના લાભ સારી રીતે મારા સમજવામાં આવ્યા છે ચોમાસામાંજ હું ઘરમાં સુતો અને ત્યારે પણ મારી ઓરડીની સર્વ બારીઓ

ઉઘાડી મૂકતાં ઉનાળા તેમ શીયાળામાં પણ હું આજ બે વર્ષથી મારી અગાશીમાં સુઇ જાઉં છું. ઉનાળામાં ઓઢવાની જરૂર ભાગ્યેજ પડે છે પણ શીયાળામાં માત્ર મુખનો ભાગ ખુલ્લો રાખી ટાઢ ન વાય તેટલું બરાબર ઓઢીને સુઈ જાઉં છું. મારા પાડોશી તો મને ખુલ્લીમાં ને તે વળી છો વાળી અગાશીમાં સુતો જોઇ ગભરાઇજ જાય છે કે કોઇ વખત જ્યારે સખ્ત ઠંડી પડતી અને લોકો જ્યારે પગથી માથા સુધી ઓઢીને સગડીયો પાસે બેશીને તાપતા હતા અને સખ્ત ટાઢ છે એવી બુમો પાડતા હતા હતા ત્યારે પણ હું મારા નિત્યના નિયમ પ્રમાણે નિર્ભય-પણે મારી અગાશીમાંજ સુઇ રહ્યો હતો. કોઇ કોઇ દીવસ તો એટલી ઠંડી પડતી હતી કે મારૂં ઉપરનું ગોદડું ઝાકળથી પલળી જતું હતું તથા મારી આસ પાસ પાણીનાં ટીપાં બાઝી જતાં હતાં તો પણ મને કોઇ દીવસ તાવ આવ્યો હોય, હાડકાં ભાગી ગયાં હોય કે મારૂં માથું સરખુંએ દુઃખ્યું હોય એવો અનુભવ થયો નથી. મને ખુલ્લામાં સુવાથી ઘણીજ શાંત નિદ્રા આવે છે અને દીવસે કરેલો સઘળો શ્રમ તદ્દન ઉતરી જાય છે. હું જ્યારે મારી અગાશીમાં સુવા જઉં છું. ત્યારે મંદમંદ આવતા શીતળ પવનથી, ઉપર વ્યાપી રહેલા નિર્મળ આકાશથી તથા ઉંચેથી આવતી વિશુદ્ધ હવાથી મને પરમ સુખ શાંતિનું ભાન થાય છે અને જાણે હું કોઈ સ્વર્ગના સુખનો અનુભવ કરતો હઉં તેમ જણાય છે અને નિદ્રા દેવી કોઇ સાધ્ય દેવતાની પેઠે તત્કાળજ આપણી સેવામાં હાજર થઇ જાય છે.

નિશ્ચય માનજો કે કાળજ્વરને ક્ષય જેવા ભયંકર વ્યાધિયોથી માંડીને ઉજાગરા સુધીના રોગોમાં બાહાર ખુલ્લી હવામાં સુવા જેવો એકે ફળપ્રદ ઉપચાર નથી.

(૨) જે મનુષ્યોથી અગાસીમાં કે છાપરાપર સુવાનું ન બની શકે તેમણે તમામ બારી બારણાં ખુલ્લાં હોય તેવા મકાનમાં સુવું.

આપણા આયુષ્યનો ત્રીજો ભાગ નિદ્રા દેવી લે છે તેથી તે સ્થાનમાં જીવનની મુખ્ય જે જરૂરીયાત–સ્વચ્છ હવા પ્રથમ હોવી જોઇએ. ડોક્ટર બોઈડ કહે છે કે સ્વચ્છ હવાએ દુનિયાનો મોટો વૈદ્ય છે. આરોગ્ય તેના ઉપર પરમ નિમક હલાલ મિત્ર તરીકે વિશ્વાસ રાખે છે. અશક્ત ને તે બળ આપે છે ને શ્રમિતને આરામ આપે છે. ડોક્ટર જસ્ટ કહે છે કે ચોખ્ખી તાજી હવા મનુષ્ય જાતનું ખાસ જીવન તત્વ છે. જે પ્રમાણમાં મનુષ્ય શરીરને તેનાં ફેફસાં અને ત્વચાનાં છીદ્રો દ્વારા સ્વચ્છ હવા મળે છે તે પ્રમાણમાં તેની માનસિક, શારીરિકને આધ્યાત્મિક તંદુરસ્તી સુધરે છે અને બગડે છે. જો મનુષ્યને તેનાં ફેફસાંને ચામડી દ્વારા મળતી હવા તદ્દન બંધ કરી દેવામાં આવે તો તે તુરત મરણ પામે છે. અને જો તેને ફેફસાં ને શ્વાસોશ્વાસથી હવા મળતી હોય પરંતુ હવાની આવજાવ ન કરી શકે તેવા વારનીસ જેવા પદાર્થથી તેનાં ચામડીના છીદ્રોને હવા લેતાં બંધ કરવામા આવે તો પણ તે થોડા કલાકમાં મરણ પામે છે અર્થાત્ મનુષ્યને સ્વચ્છ હવા તેના ફેફસાંને ચામડીનાં છીદ્રો દ્વારા સતત્ મળવી જોઇએ.

આથી સીધ્ધ થાય છે કે મનુષ્ય એ ઉત્તમોત્તમ પ્રકારા અને વાયુમાં રહેતું પ્રાણી છે. જો પૃથ્વીપરની હવા કોઇ અદ્‌ભુત શક્તિ લઈ લે તો તે થોડી ક્ષણોજ જીવી શકે. જેવી રીતે માછલી પોતાના તત્વ પાણી બહાર આવવાથી મરવા માંડે છે તેવીજ રીતે મનુષ્ય તેને જોઇતી હવાનો અલ્પ ભાગ પુરો ન પડવાથી પ્રમાણમા પોતાનું જીવનબળ ખોઈ બળહીન થાય છે. આ પ્રમાણે

હોવાથીજ એક પ્રસિધ્ધ ડાક્ટર કહે છે કે લોહીને શુધ્ધ કરનારી સઘળી દવાઓમાં સ્વચ્છ હવા એ ઉત્તમ દવા છે એટલુંજ નહિ પરંતુ તે બીજી અસ્વચ્છતાઓની નઠારી અસરથી સૌથી શ્રેષ્ઠ રક્ષણ કરનાર છે અને નબળાં ફેફસાંને માટે સઘળી પૌષ્ટિક દવામાં તે સૌથી ઉત્તમ છે.

બંધેજ હવાથી જે નુકશાન થાય છે તેની ક્ષય વ્યાધિ નિવારણ કમીટીએ નીચે પ્રમાણે નોંધ લીધી છે.

| | | | | |
|---|---|---|---|---|
| સરખા વિસ્તારવાળા જે ઘરમા ૪ ઓરડીઓ અને તે ઉપરાંત હતી. | ત્યાં દર હજારે મરણ પ્રમાણ | | ૩.૨ | |
| ૩ ઓરડીઓવાળાં ઘરમાં | ,, | ,, | ૫.૫૨ | |
| ૨ ,, | ,, | ,, | ૬.૪૧ | |
| ૧ ,, | ,, | ,, | ૭.૪૪ | હતું. |

ઉપરના કોષ્ટકથી વિશાળ હવાવાળી જગ્યાઓમા રહેવાથી આરોગ્ય અને આયુષ્યને કેટલો લાભ છે. તે ધ્યાનમાં આવશે.

રાત્રે બંધ બારી બારણાં રાખી સુવાથી અને ઝેરી હવા શ્વાસમાં લેવાથી સવારે ઘણાનું માથું દુઃખે છે, તેમને શાંતિ ભરેલી નિંદ્રા આવતી નથી અને તેથી સવારમાં જ્યારે તેઓ ઉઠે છે ત્યારે તેમને ગયા દહાડાનો થાક શાંત નિંદ્રાથી ઉતરેલો ન હોવાથી આખું શરીર ભારે ભારે લાગે છે ને સવારે મોડા સુધી પથારીમાં પડયા રહયા છતાં સ્વચ્છ નિંદ્રા આવતી નથી. માટે ઘર નાનું હોય અને બે ચાર જણને એકજ પથારીમાં સુવું પડતું હોય તો તે ઓરડીની સઘળી બારીઓ, રાત્રે ને દીવસે અવશ્ય ખુલી રાખજો. બારીનો પવન સીધો આપણાપર આવે નહિ તેમ પથારી પાથરવા સાવધાનતા રાખવી.

(૩) માથે ગોદડું ઓઢી સુવું નહિ.

બારી, બારણાં ખુલ્લાં રાખ્યાં હોય છતાં પણ માથે ગોદડું ઓઢીને સુતા હોય તો પ્રશ્વાસની ઝેરી હવા પેટમાં જઈ તેટલુંજ નુકશાન કરે છે. ઘણા લોકો એવા હોય છે કે તેમનાં લુગડાંને કે શરીરને કંઇ ગંદવાડ અડે કે મેલ અડે તો ખુબ ચીડ ચડે છે. થાળીમા ખાતી વખતે ભોગજોગે કંઇ ગંદવાડ આવી ગયો હોય તો ધુંવાપુંવા થઇ જાય છે. એમ છતાં ઘણા સુગડ લોકો બહાર કાઢેલા પોતાના શ્વાસને મતલબ કે ઝેરી ગંદી વસ્તુને દરરોજ આખી રાત નાક વાટે પેટમાં ખાય છે એ કેવું આશ્ચર્ય છે!

(૪) પથારીમાં એકલા સુઓ.

એક પથારીમાં બે જણને ભેગા સુવાની તથા પ્રસંગે એકજ ગોદડું ઓઢવાની પણ આપણા લોકમાં ચાલ છે તે પણ ઉપલાં કારણોથી હાની કરનાર છે માટે બની શકે ત્યાં સુધી આ ટેવ અવશ્ય તજવી.

(૫) સુવાની જગ્યા ખાળ કે મોરીની ગંદકી રહિત હોવી જોઇએ.

(૬) દીવો પણ પ્રાણવાયુનું શોષણ કરે છે માટે ખાસ કારણ શિવાયરાત્રે સુવાની જગ્યામાં દીવો રાખવો નહિ. જો દીવો ઘાસલેટનો હોય છે તો તેમાંથી નીકળતો ધુમાડો આંખ અને આ-

રોગ્ય બંન્નેને નુકશાન કરે છે માટે ચંદ્ર કે આકાશના તારાનો પ્રકાશ એજ સુવાના ઓરડામાં અજવાળું આપનાર ઉત્તમ સાધન છે.

(૭) દીવસના કામના તમામ વીચારોનો ત્યાગ કરો અને ફક્ત શ્વાસોશ્વાસ લેતા મૃત વજનની પેઠે પડી રહો. ફક્ત પા ઘડી બીલકુલ ગતિ રહિત સુઇ રહો અને તમને ખબર પડશે કે આધુનિક સુધરેલી જીંદગી કેવી પ્રવૃતિમય અને આયુષ્યનાશક છે. મગજમાંથી લોહીનું નીચેની બાજુ વહી જવું એ ઉંઘ છે. જ્યારે મગજ ઉશ્કેરાયેલું હોય છે અગર તેણે હદ ઉપરાંત કામ કરેલું હોય છે ત્યારે નિંદ્રા આવવી કેટલી કઠણ પડે છે એ આપણને પરિચિત છે આમ બનવાનું કારણ એછે કે દરેક જાતની માનસિક પ્રવૃતિ મગજને લોહીથી ભરી વિસ્તૃત કરે છે. આથી સ્પષ્ટ થાય છે કે સ્વસ્થ નિંદ્રા લાવવા માટે મગજની સંપૂર્ણ શાંતતા અનિવાર્ય છે.

(૮) તમારી પથારીનું ઓશીકું ખાટલાના પાયાં નીચે વજન રાખી થોડું ઉંચુ રાખજો જેથી મગજમાંથી લોહી નીચે આવવા સુગમતા થશે અને તમને સારી ઉંઘ આવશે ઘણા નરમ ઓશીકા રાખવાથી માથું તેમાં દબાઇ જવાથી શ્વાસોશ્વાસ બરોબર ચાલતો નથી.

(૯) કુદરતે નાક વાટે શ્વાસોશ્વાસ લેવા નિર્માણ કરેલું છે માટે સુતી વખતે વાતો કરતા હોઇએ તેમ મોં ખુલ્લું ન રાખતાં બંધ મોંથી સુવું જોઇએ.

(૧૦) તમારી પથારી તદન સ્વચ્છ કરાવજો ને તેને તડકામાં ખુલ્લી રાખજો.

(૧૧) રાત્રે સુતા પહેલા ઓછામાં ઓછા ત્રણ કલાક પહેલા આહાર લેવો જોઇએ. અપચો એ ઉજાગરાનો પરમ મિત્ર છે અને સુધરેલા દેશોમાં તે વ્યાધિનું મુખ્ય કારણ છે પચનેન્દ્રિયને જે સમયે આરામ લેવો જોઇએ તે સમયે તેને કામ આપવાથી ઉંઘ આવતી નથી માટે રાત્રે મોડા ભોજન કરવાની ટેવનો ત્યાગ કરવો. જૈન લોકોમાં સુર્યાસ્ત પહેલા ભોજન કરી લેવાનો ધાર્મીક રિવાજ આરોગ્યશાસ્ત્રને અનુકુળ છે. રાત્રે ખટાશવાળા પદાર્થ ખાશો નહિ.

(૧૨) પથારીમાં છાતી પહોળી રાખી સીધા સુઇ રહો શરીરની સુતી વખતની સ્થિતીનો સ્વસ્થ નિદ્રા સાથે બહુ સંબંધ છે. ટુંટીયાં મારીને સુવાથી પચન ક્રિયાને અવરોધ થાય છે. છાતી પહોળી રહેતી નથી તો શ્વાસોશ્વાસની ગતિ નિંદ્રામાં યથાસ્થીત ચાલતી નથી. માટે છાતી પહોળી રાખી, પગ બરાબર લાંબા કરી સુવાની ટેવ પાડવી અને નાકનાં છિદ્રોનું ધુળ કે શ્લેષ્મથી રક્ષણ કરવું જેથી બરોબર શ્વસોશ્વાસ ચાલે.

(૧૩) એકલા ઉંઘો. સુવાની જુદી ઓરડીઓ એ આધ્યાત્મિક જરૂર છે. પશ્ચિમમા વ્યક્તિ દીઠ સુવાની જુદી ઓરડીઓ હોય છે તે રીવાજ પૂર્વમાં અનુકરણ કરવા જેવો છે. અવાજ ન આવે એવી દીવા રહિત ઓરડીમાં તમામ બારીબારણા ખુલ્લાં રાખી એકલા શાંત ચિત્તે સુઇ રહો.

(૧૪) ખાટલા પર સુઓ.

ઉંઘવાની જગ્યાઓમાં દરેક ક્ષણે સુતેલા માણસોના પ્રશ્વાસથી હવામાં કારબોનીક એસીડ નામના ઝેરીવાયુનું પ્રમાણ વધે છે ને તે હવા કરતાં વજનદાર હોવાથી ભોંય તરફ નીચે આવે છે અને ભોંયપર સુતેલા મનુષ્યના આરોગ્યને હાનિ કરે છે માટે પલંગને મોજશોખની વસ્તુ ન સમજતાં જરૂરીઆતની વસ્તુ સમજી દરેક જણે ખાટલાપર પથારી કરી સુવું જોઇએ.

અપૂર્ણ.




લખનારઃ-સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા-અમદાવાદ.

( સર્વ હક્ક લેખકને સ્વાધિન છે. )

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૭૭ થી ચાલુ )

## પ્રકરણ ૧૦ મું (ચાલુ)

મનુષ્ય જે બધું સંપાદન કરે છે, અને જે સર્વ સંપાદન કરવામાં નિષ્ફળ નીવડે છે, તે તેના પોતાના વિચારોનુંજ પરિણામ છે. બરોબર વ્યવસ્થાત થયેલા વિશ્વમાં જ્યાં સમતોલપણાનો અભાવ સંપૂર્ણ નાશ સૂચવે છે ત્યા, દરેક માણસની જોખમદારી સંપુર્ણ અને નિરાળીજ હોવી જોઇએ. દરેક મનુષ્યની નિર્બળતા અને સબળતા, અશુદ્ધતા અને વિશુદ્ધતા તેની પોતાનીજ છે, બીજાની નહિં; બીજાએ નાહજ પણ તેણે પોતેજ મેળવેલી છે; અને તેઓને તે પોતેજ બદલી શકે; બીજો માણસ કદી પણ તે કરી શકે, નાહ. તેની સ્થીતી પણ તેની પોતાનીજ છે, બીજાની નહિં. તેનાં અંતરમાંથીજ તેનું સુખ દુઃખ ઉદ્દભવે છે. જેવા વિચાર તે કરે છે તેવો તે હોય છે; જેવા વિચાર કરવાને ચાલુ રાખે તેવો તે રહે છે.

જ્યાં સુધી કોઈ અશક્તિમાન પુરૂષ સહાય લેવાની ઇચ્છા ન બતાવે, ત્યાં સુધી બળવાન પુરૂષ તેને મદદ કરી શકે નહિં, અને તેમ છતાં પણ પેલા શક્તિહિન માણસે પોતેજ શક્તિવાન થવું જોઇએ; જે શક્તિ બીજામાં જોઇને તે વિસ્મય પામે છે તે શક્તિ, પોતાનાજ પ્રયાસથી ખીલવવી જોઇએ તેના શિવાય બીજું કોઇ પણ તેની સ્થીતી બદલી શકે નહિં.

મનુષ્યો સામાન્ય રીતે એમ વિચાર કરતા ને કહેતા આવ્યા છે કે, "એક માણસ જુલમીને ધીક્કારવો જોઇએ." તો પણ હવે કેટલાક મનુષ્યોમાં, જેઓની સંખ્યા વધતી જાય છે તેઓમાં, આ સિદ્ધાંતને ઉલટાવી નાંખવાનું અને "ઘણા ગુલામ છે માટે એક જુલમી થાય છે, માટે આપણે ગુલામોને ધિક્કારવા જોઇએ," એમ કહેવાનું વલણ જોવામાં આવે છે, આમાં સત્ય તો એજ છે કે જુલમગાર અને ગુલામ બંન્ને અજ્ઞાનપણાંમાંજ કામ કરે છે, અને જો કે તેઓ એક બીજાને દુઃખ દેતા જણાય છે પણ તેઓ ખરી રીતે તો પોતાનેજ દુઃખ દે છે. જેના ઉપર જુલમ ગુજરતો હોય તેની નિર્બળતામાં, અને જે જુલમી હોય તેની

ખોટે રસ્તે વાપરેલી શકતીમાં, કુદરતનો નિયમ કામ કરે છે: એમ સંપુર્ણ જ્ઞાની માણસ સમજે છે. ઉભય સ્થીતીનું દુઃખ જોઇને પૂર્ણ પ્રેમની લાગણી વાળો માણસ એમાંથી એકેકનો દોષ કાઢતો નથી; સંપૂર્ણ દયાવાન પુરૂષ જુલમી તથા જેના ઉપર જુલમ ગુજરતો હોય તેમના ઉભયના ઉપર દયા દર્શાવે છે.

જેણે નિર્બળતાનો પરાજ્ય કર્યો છે, અને બધા સ્વાર્થી વિચાર દુર કર્યા છે, તે જુલમી તેમજ જેના ઉપર જુલમ ગુજર્યો હોય તેમાનાં કોઇના સંબંધમાં નથી; તે મુકત છે,

પોતાના વિચાર ઉમદા બનાવવાથીજ મનુષ્ય પોતાની ઉન્નતિ કરી શકે, વિજ્ય મેલવી શકે, અને સિદ્ધી સંપાદન કરી શકે. તે પોતાના વિચાર ઉચ્ચ કરવાની ના પાડવાથીજ પોતે અશકત, અધમ અને દરીદ્રી રહે છે.

કોઇપણ મનુષ્ય સાંસારીક બાબતોમાં પણ કાંઇ સિદ્ધ કરે તે પહેલાં તેણે પોતાના વિચારોને દાસવત્ અને પશુવત્ વિષયાશકિતમાંથી ખેંચી લઇ ઉચ્ચ કરવા જોઇએ, અલબત વિજય પામે તેટલા સારૂ સમસ્ત પશુત્વ અને આપસ્વાર્થ તજી ન દે તો પણ વધારે નહિં તો તેના થોડા ભાગનો પણ ભોગ આપવો જોઇએ. જે મનુષ્યનો પહેલો વિચાર અતિ મલિન આશકિતનો હોય, તે કદી પણ શુધ્ધતાથી વિચારી અથવા પધ્ધતિસર યોજના કરી શકે નહિં; તે પોતાના સુપુપ્ત સાધનોને શોધી યા ખીલવી શકેજ નાહ', અને દરેક કાર્યમાં નિષ્ફળ નિવડશે. પોતાના વિચાર ઉપર બહાદુરીથી સંયમ રાખવાનું શરૂ ન કરવાને લીધે તે પોતાના કાર્યો નિયમમાં રાખવાની અને મહાભારત જોખમદારીઓ માથે લેવાની સ્થિતિમાં હોતો નથી. તે સ્વતંત્રતાથી વિર્તવાને, એકલોજ પોતાનું કાર્ય કરવાને, લાયક નથી' પણ જે વિચારો તે પસંદ કરે છે તે વિચારોથીજ તે બંધાઇ ગયોછે.

યત્ન વિના વૃધ્ધિ અને સિધ્ધિ હોઇ શકે નહિ, જે પ્રમાણમાં મનુષ્ય પોતાના ગુંચવાડા ભરેલા પશુવત્ વિચારોનો ભોગ આપે છે, તે પોતાની યોજનાઓને ખીલવવા અને પોતાના નિશ્ચય અને આત્મનિષ્ટાને દ્દઢ કરવા સારૂં પોતાનું લક્ષ્ય ચોટાડે છે. તે પ્રમાણમાં તે સંસારમાં વિજય મેળવી શકે છે, જેમ જેમ તે પોતાના વિચારોને ઉચ્ચ બનાવે છે, તેમ તેમ તે વધારે બહાદુર, પ્રમાણીક અને ધાર્મિક થાય છે, તેની ફતેહ વધારે અને વધારે થાય છે, અને તેની સિદ્ધિઓ વધારે ટકાઉ અને શ્રેયસ્કર થાય છે.

આધ્યાત્મિક સિધ્ધી પવિત્ર મહદ ઇચ્છાની પરીપૂર્ણતા છે. જે મનુષ્ય હમેંશ ઉન્નત અને ઉચ્ચ વિચારની ભાવનામા રહે છે, જે પવિત્ર અને અસ્વાર્થી ચીજોમાંજ નિમગ્ન રહે છે, તે મનુષ્ય જેમ સૂર્ય પોતાની પરાકાષ્ટાએ પહોંચે છે અને ચંદ્રમાં સંપૂર્ણ કળાયે પહોંચે છે તેમ નકકી પોતાનું ચારિત્ર્ય મહાપણ ભર્યું ને ઉમદા બનાવશે.

ગમે તે જાતની સિદ્ધિ યત્નનું પારીતોષીક છે. વિચારનો મુગટ છે. આત્મસંયમ, નિશ્ચય, પવિત્રતા, સદાચરણ અને સારા લક્ષ્ય વાળા વિચારથી મનુષ્યની ઉન્નતિ થાય છે. પશુત્વ, આલસ્ય, અશુદ્ધિ, ગુણભ્રષ્ટતા અને વિચારની અવ્યવસ્થાને લીધે મનુષ્ય અધમાંવસ્થામાં ઉતરે છે.

મનુષ્ય દુનીયામાં ઉત્તમ સાફલ્યતાએ તેમજ આધ્યાત્મિક રાજ્યમાં પ્રૌઢ ઉંચાઇએ પહોંચે છતાં પણ ગર્વિષ્ટ, આપસ્વાર્થી અને આચારભ્રષ્ટ વિચારોને તાબે થવાથી પાછો નીર્બળતામાં અને દારિદ્રાવસ્થામાં ઉતરે છે.

ખરા વિચારથી પ્રાપ્ત કરેલા વિજય માત્ર કાળજીથીજ જાળવી શકાય છે, જ્યારે વિજય મેળવો નક્કી હોય છે ત્યારે ઘણા જન નાઉમેદ થઇ જાય છે, અને ઝડપથી નીષ્ફળતામાં પાછા પડે છે.

વ્યવહારીક કે તો માનસિક કે આધ્યાત્મિક દુનીયામાં સફળ સીદ્ધિઓ અમુક લક્ષ્ય તરફ દોરેલા વિચારનું પરિણામ છે, તેમાં એકજ કુદરતી નિયમ કામ કરે છે, અને તે એકજ પદ્ધતિની હોય છે; ફેર માત્ર પ્રાપ્તિના ઉદેશમાંજ રહેલો હોય છે.

જે અલ્પ પ્રાપ્તિ કરવા ઇચ્છે છે તેને અલ્પ ભોગ આપવો પડે છે; જે વધારે પ્રાપ્તિ કરવા ઇચ્છે છે તેને વધારે ભોગ આપવો પડે છે; જે અતિ ઉચ્ચ પ્રાપ્ત કરવા ઇચ્છે છે તેને અત્યંત ભોગ આપવો પડે છે.

જેઓ સંકલ્પ સૃષ્ટિમાં રમે છે તેઓ દુનીયાના ઉદ્ધારક છે. જેમ દૃશ્ય દુનીયાનું અદૃશ્ય દુનીયાથી પોષણ થાય છે, તેમ મનુષ્યોનું, તેમના સફળ સંકટો, અધર્મો, અને અધમ વૃત્તિઓની વચ્ચે એકાંતવાસી સ્વકલ્પીત સ્વપ્નો જોનારના દિવ્ય સ્વપ્નાથીજ પોષણ થાય છે. માનવ જાત પોતાના નવી કલ્પનાઓ જગાડનારને ભૂલી શકે નહિ, તેમના આદર્શ રૂપ વિચારોને અદૃશ્ય અથવા ગત થવા દે નહિ; તેમનું જીવન તે વિચારને અનુસરે છે; તે તેમને સતાજ સમજે છે. જે સત્યને તે કોઇ દિવસ જોશે અને જાણશે.

ગ્રંથકાર, શિલ્પકાર, ચિત્રકાર, કવિ, પેગમ્બરને ઋષીઓ હવે પછીની દુનીયાના ઉત્પાદક છે, તેઓ સ્વર્ગના બનાવનાર છે. તેઓ આ દુનીયામાં રહી ગયા છે. તેથીજ દુનીયા મનોહર છે. તેઓના વિના મહેનત કરવા સરજાયેલી માનવી જાતનો વિનાશ થાય.

જે મનુષ્ય પોતે સુંદર સ્વાન અને ઉચ્ચ આદર્શ પોતાના અંતઃકરણમાં ધારણ કરે છે. તે મનુષ્ય કોઇ દિવસ તેની પ્રાપ્તિ કરશે. મહાત્મા બુદ્ધે આધ્યાત્મિક દુનીયામાં શુદ્ધ સૌન્દર્ય અને સંપૂર્ણ શાંતીના સ્વપ્નાં જોયાં અને તેમાં પ્રવેશ કર્યો.

તમારાં સ્વપ્નોને વળગી રહો; તમારા આદર્શોનું પોષણ કરો; તમારા હૃદયમાં ઉછળી રહેલા સંગીતને, તમારા મનમા રમતા સૌન્દર્યને, અને જે રમણીયતા તમારા સૌથી વધારે પવિત્ર વિચારો જાગૃત કરે છે. તેને, ઉત્તેજન આપો કારણકે આ બધામાંથીજ સફળ સુખમય અવસ્થાઓ અને દરેક સ્વર્ગીય પરિસ્થીતી ઉત્પન્ન થશે આમાંથીજ જો તમે એમાંજ નિમગ્ન રહેશો તો આખરે તમારી દુનીયા બંધાશે.

દિવ્ય સ્વપ્નોનાં સ્વપ્ન લાવો, અને જેવા વિચાર તમે કરશો તેવા તમો થશો, તમારા સ્વપ્નો, કોઈ દિવસ તમે જેવા થવાના છો તેના વચન રૂપ છે, તમારા આદર્શો, તમે આખરે જે પ્રસિદ્ધ કરવાના છો તેનું ભવિષ્ય કથન છે.

મોટામાં મોટી પ્રાપ્તિ, પહેલાં અને થોડાક વખત સુધી એ સ્વપ્ન વત હતી, વડનું વૃક્ષ તેનાં બીજમાં હોય છે; પક્ષીઓ ઇંડામાં રહેલા હોય છે; આત્માનાં ઉચ્ચમાં ઉચ્ચ સ્વપ્નમાં જાગતો જોત સ્વર્ગનો દૂત રહેલો છે. સ્વપ્નો એ સત્ય વસ્તુનાં સૂક્ષ્મ બીજ છે.

તમારા સંજોગો પ્રતિકૂળ હોય, પણ જો તમે કોઇ આદર્શને લક્ષમાં રાખી તેને પહોંચવાને પ્રયત્ન કરો તો તેઓ લાંબો વખત પ્રતિકૂળ રહેશે નહિ.

આપણે એક યુવાનને અવલોકો તે ગરીબાઇ અને શ્રમથી પીડાય છે; તેને લાંબા વખત સુધી અનારોગ્યને હાનીકારક કારખાનામાં ગોંધાઇ રહેવું પડે છે; તે બીન કેળવાયલો છે અને તેનામાં સુસંસ્કારની કળાઓની ન્યૂનતા છે. પણ તે વધારે સારી ચાલ્લેની કલ્પનાઓ કરે છે; તે બુદ્ધી ચાતુર્ય, સારા સંસ્કાર, અને રમણીયતા અને સૌન્દર્યનાજ વિચાર કરે છે. તે જીવનની આદર્શ રૂપ સ્થીતી પોતે કલ્પે છે, અને માનસિક સ્થીતી રચે છે; વધારે વિસ્તર્ણ સ્વતંત્રતા અને વધારે મોટા હેતુની કલ્પનામાંજ તે રમ્યા કરે છે; બેચેની તેને પ્રવૃત્તિ કરવા ફરજ પાડે છે, અને તે પોતાનો બધો બચેલો વખત અને સાધનો, જો કે તે અલ્પ છે છતાં પોતાની અપ્રકટ શક્તીઓ અને સાધનો ખીલવવામાં ગાળે છે. અલ્પ સમયમાજ તેનું મન એટલું બધું ફેરવાઇ જાય છે કે હવે તે કારખાનામા રહેવા ઇચ્છતો નથી. તેના મનની સ્થીતીને આ કારખાનું એટલું પ્રતિકુળ થઇ પડે છે કે જેમ એક વસ્ત્ર આખરે ઉતારી નાખવું પડે છે તેમને કારખાનું તેના જીવનને અરૂચીકર થઇ પડે છે, અને તેની વિસ્તાર પામતી શક્તીયોના વિસ્તારને બંધ બેસતા પ્રસંગોની વૃદ્ધિને લીધે તે હમેશને માટે આ કારખાનું છોડી દે છે. થોડાંક વર્ષ પછી આ યુવાનને એક પુખ્ત ઉમ્મરના માણસ તરીકે જોઇએ છીએ. અમુક મનોબળો તેણે સંપૂર્ણ ખીલવ્યાં છે, અને તે મનોબળોનો, આખા જગત ઉપર અસર થાય તેમ લગભગ અદ્વિતીય શક્તિથી ઉપયોગ કરે છે. અતિ મહાન જવાબદારીવાળાં કામનો તંત્ર તેના હાથમાં છે; તે બોલે છે અને જુઓ ! અસંખ્ય માનવીઓ પોતાના જીવન બદલી નાંખે છે; હજારો નર અને નારીયોનાં જીવન તેનાં શબ્દો ઉપર આધાર રાખે છે, અને પોતાના વર્તન બદલે છે, તે સૂર્યનારાયણની પેઠે અચળ, અને પ્રકાશવાન મધ્ય બીંદુ જેવો છે અને તેના ઉપર તેની પાછળ ફરતા અસંખ્ય માણસોના પ્રારબ્ધનો આધાર છે. તેણે પોતાની યુવાવસ્થાનું સ્વપ્ન સિદ્ધ કર્યું છે. તે પોતાના આદર્શ સાથે મળીને એકરૂપ થઇ ગયો છે.

જ્ઞાન રહિત, વિચાર વિહિન, અને ઉત્સાહ રહિત મનુષ્યો ખરી વસ્તુને ન જોતાં માત્ર તેની બાહ્ય અસરનેજ જોઇને ભાગ્ય, પ્રારબ્ધ અને દૈવયોગની વાતો કરે છે, મનુષ્યો કોઇને દ્રવ્યવાન થતો જોઇને કહે છે કે "એ કેવો ભાગ્યવાન છે"? બીજાને બુદ્ધિમાન જોઇને કહે છે કે "એના ઉપર ઇશ્વરની કેટલી બધી કૃપા છે"? તેઓ કોઇ ત્રીજાનું વિમળ ચારિત્ર્ય જોઇ અને વિસ્તિર્ણ અસર જોઇ કહે છે કે "દરેક સમયે પ્રારબ્ધ તેને કેવી મદદ કરે છે"? અનુભવ મેળવવાને માટે તેઓએ સ્વેચ્છાથી જે દુઃખ, નિષ્ફળતા, અને અતિશ્રમ વેઠયાં છે તેનો તેઓ વિચાર કરતા નથી; તેઓએ જે ભોગ આપ્યા છે, જે અણુ પ્રયાસ કર્યા છે, ખુલ્લી રીતે દુસ્તર દેખાતી વસ્તુઓમાં ફતેહમંદ નિવડવાને જે અચળ શ્રદ્ધા તેઓએ કામે લગાડી છે, અને આ રીતે પોતાનાં અંતઃકરણોનાં સ્વપ્નો સંપાદન કર્યાં છે, એ બધાનું તેમને ભાન નથી; તે માણસોને પોતે નથી જાણતા તેવી હૃદયની પીડાઓ ખમવી પડી હોતી છે; તેઓ લાંબી અને દુઃસાધ્ય મુસાફરી જોતા નથી પણ માત્ર તેનો સુખકર અંત જુએ છે, "પ્રારબ્ધ" કહે અને સારૂં નસીબ" કહે છે; તેઓ કાર્યક્રમ સમજતા નથી; માત્ર તેનું પરિણામ જુએ છે અને તેને "કિસ્મત" કહે છે.

બધા માનુષી કાર્યોમાં "યત્ન"ને પરિણામની જરૂર છે, અને યત્નનું બળ પરિણામનું માપક છે. પ્રારબ્ધ જેવું કાંઇ છેજ નહિ. "બક્ષીસો" સત્તા, ભૌતિક, માનસિક અને આત્મીક વિભવ,

એ બધી પ્રયત્નની ફળ પ્રાપ્તિ છે; આ બધા પરિપૂર્ણ કરેલા વિચારો, પ્રાપ્ત કરેલા ઉદ્દેશો, અને સિદ્ધ કરેલાં સ્વપ્નો છે.

જે સ્વપ્નને તમારા મનમાં તમે પરમ પદ અર્પો છો, જે આદર્શોનો તમારા મનમાં રાજ્યાભિષેક કરો છો–એ સર્વથીજ તમારૂં જીવન બાંધશો અને તમે તેવાજ થશો.

આ સાથે ચિત્ત શાન્તિ ડહાપણનું એક સુંદર રત્ન છે. તે આત્મ સયંમ સંપાદન કરવામાં લાંબા અને ધૈર્યશીલ પ્રયત્નોનું ફળ છે. તેની હાજરી સંપૂર્ણ અનુભવ અને વિચારોની કાયદાઓ ને ક્રિયાઓના અસાધારણ જ્ઞાનની નિશાનીઓ છે.

મનુષ્ય જે પ્રમાણમાં તેને એટલે પોતાને વિચારથી થયેલું પ્રાણી સમજે છે, તેજ પ્રમાણમાં પોતે શાન્ત પણ થઇ શકે છે, કારણકે આવા જ્ઞાનથી બીજાં મનુષ્યો પણ વિચારના પરિણામ છે. એમ તેને સમજાય છે, અને જેમ જેમ તે ખરી સમજ શક્તિ ખિલવે છે અને કારણ કાર્યનાં નિયમથી વસ્તુઓનો આંતર સંબંધ વધારે અને વધારે સ્પષ્ટતાથી સમજે છે તેમ તેમ તે બુડબડ કરી ગુસ્સે થવાનું, ને દિલગીર થઈ દુઃખી થવાનું બંધ કરી સમતુલ, દ્રઢને શાંન્ત રહે છે.

શાન્ત માણસ પોતાની જાત ઉપર કેવી રીતે કાબુ રાખવો એ જાણતો હોવાથી બીજાઓ સાથે કેમ અનુકૂળ થવું તે પણ તે જાણે છે; અને એના બદલામાં તેઓ તેના આત્મિક બળને માન તેમજ આદર આપે છે, અને સમજે છે કે તેઓ તેની પાસેથી કાંઇક જ્ઞાન પ્રાપ્ત કરી શકે અને તેના ઉપર શ્રધ્ધા રાખી શકે તેમ છે. જેમ જેમ મનુષ્ય વધારે શાન્ત થતો જાય છે, તેમ તેમ તેની ફતેહમંદીની અસર અને ભલું કરવાની શક્તિ હમેશને માટે વધારે વિસ્તિર્ણ થતી જાય છે, સાધારણ વેપારી પણ જેમ જેમ આત્મ સંયમ અને સમાન વૃત્તિ ખીલવે છે તેમ તેમ તેના વેપારની આબાદી વધતી જાય છે એમ જુએ છે, કારણ કે લોક તેની સાથે વહેવાર રાખવાનું વધારે પસંદ કરે છે.

દ્રઢ અને શાન્ત મનુષ્ય તરફ સઘળા પ્રેમદ્રષ્ટિથી જુએ છે, અને તેને પુજ્ય ગણે છે. તે એક સુકા પ્રદેશમાં વિશ્રામ આપનારાં ઝાડ જેવો અથવા તો તોફાનનાં સમયમાં એક રક્ષક ખડક જેવો છે. "શાંન્ત હૃદય, મધુર સ્વભાવ, અને સ્થિતપ્રજ્ઞના જેવું સમતોલ જીવન કોને અપ્રિય હોય ! વરસાદ વરસતો હોય અથવા સૂર્યનો તાપ તપતો હોય, વા જેઓ આ સુખ સંપાદન કર્યા હોય તેવા મનુષ્યો ઉપર ગમે તેવા ફેરફાર આવે તોપણ તેઓના મનથી કાઇજ નથી, કારણ કે તેઓ નિરંતર મધુર, શાન્ત અને નિશ્ચલ રહે છે. ચારિત્ર્યનુ ચોક્કસ સમતોલપણું જેને આપણે ચિત્ત શાન્તિ કે સ્થિતપ્રતિજ્ઞાવસ્થા કહીએ છીએ તે આત્મ વિકાસમાંનો છેલ્લામાં છેલ્લો પાઠ છે, તે જીવનનું ફુલ અને આત્માનું ફળ છે. આવું શાંત જીવન સત્યના સાગરમાં, મોજાઓની નિચે, તોફાનની હદની બહાર, અનાવંત શાંન્તિમાં ગાળવામાં આવે છે'

તોફાનમાં આમ તેમ અથડાતા આત્માઓ, તમે ગમે ત્યાં હો, ગમે તે સ્થિતીમાં પડયા હો, પણ આટલુંજ ધ્યાનમાં રાખો કે, જીવન રૂપી સાગરમાં સુખના દ્વિપો ખીલી રહ્યા છે, અને તમારા આદર્શોનો પ્રકાશવાન કિનારો તમારા આવવાની રાહ જુએ છે. તમારો હસ્ત દ્રઢતાથી વિચાર રૂપી સુકાન ઉપર રાખો. તમારા આત્મા રૂપી વહાણમાં સર્વ નિયંતા પરમાત્મા છે; માત્ર તે સુષુપ્ત છે; તેમને જાગૃત કરો. આત્મ સંયમ એક બળ છે; વિશુદ્ધ વિચાર તે પરાક્રમ છે. શાન્તિ એક મહાન શક્તિ છે. બસ આમ કરવાથીજ તમે અને સર્વ મનુષ્ય માત્ર પ્રભુ બનશો અને ધારશો તે કરી શકશો. (અપુર્ણ.)

# विलुप्त मंजूषा.



અનુવાદકઃ-ઇશ્વરલાલ મણીલાલ મહેતા.

મહારાજ શિવાજી સુરત નગર લુંટ્યા બાદ લુંટનો સામાન ગાડીઓમાં ભરીને, પોતાના માણસો સાથે રાયગઢ દુર્ગ પ્રતિ ગમન કરી રહ્યા છે. અને ઇંગ્લીશ ફેક્ટરીના સર્વ માણસોએ બહુ યત્ન પૂર્વક અમારા ધન અને પ્રાણનો બચાવ કર્યો. અમે પ્રેસીડેન્ટ સર જ્યોર્જ આકસડન કે જેણે સ્વૈલીના જહાજો પરથી સેનિકો અને માણસોને બોલાવીને આ મહાન્ સંકટના સમયમાં અમારી રક્ષા કરી તેને ધન્યવાદ આપ્યા સિવાય નથી રહી શકયા. અમારી ફેક્ટરીના કેટલાયે માણસો માર્યા ગયા, અને ઘણોખરો સામાન પણ લુંટારાઓને હાથ ગયો. બચી ગયેલા લોકોમાં મારા એક કાકા પણ હતા. તેમની પેટી આ ગરબડમાં ખોવાઇ ગઈ હતી તેથી તે બહુજ દુઃખી રહેતા હતા. તે પેટીને તે પોતાના પ્રાણથી પણ અધિક મુલ્યવાન અને પ્રિય સમજતા હતા. કેમ કે તે પેટીમાં તેમની મૃત પ્રિય પત્નીની એક સુંદર તસ્વીર રાખેલી હતી. તે તસ્વીર સાચા હીરા અને માણેકના ચોકઠામાં જડી હતી. તે તસ્વીર સિવાય એક અશોસનીડાઇ ( ઇસાની ફાંસીના સમયનું ચિત્ર ) પણ જે અમને રાજા માસ્ટરે રાજસેવાના પુરસ્કાર તરીકે પોતાને હાથે ભેટ આપી હતી. આ પેટી સિવાય બીજી પણ ઘણી મૂલ્યવાન ચીજો જે તે ભાગતી વખતે પોતાની કોટડીમાં મૂકી ગયા હતા તે લુંટારાઓને હાથ ગઇ હતી. પરંતુ તેમને તે બધાની કંઈ દરકાર ન હતી. શાન્તિ થયા પછી જ્યારે અમે અમારી કોટડીઓમાં જઇને જોયું તો ઉચી ઉંચી દિવાલો સિવાય અન્ય કંઇ પણ બાકી રહ્યું ન હતું. બહુ શોધવા છતાં પણ પેટીનો પત્તો ન લાગ્યો. હવે એમાં કંઇ સંદેહજ ન રહ્યો કે તે શિવાજીની લુંટ સાથે રાયગઢના કિલ્લામાં પહોંચી ગઇ છે. તે હવે હું ત્યાંથી પાછી લાવીને કેવી રીતે મારા કાકાને દુઃખ મુક્ત કરી શકીશ, એની મને કાંઇ આશા ન રહી.

( ૨ )

પ્રથમ ચાર્લ્સના સમયમાં ઇંગલાન્ડમાં રાજ વિદ્રોહનો અગ્નિ ધુંધવાઇ ઉઠયો હતો. તે સમયે મારા કાકા રાજ પક્ષ તરફ દૃઢ હતા. અરતુ, જ્યારે વિદ્રોહીઓનું જોર વધ્યું ત્યારે તેમને તેમના પિતાની સંપત્તિથી વંચિત કરવામાં આવ્યા. જે થોડા ઘણા રૂપિઆ તેમની પાસે બચ્યા હતા તે લઇને તે હોલેંડ ગયા અને ત્યાં તેમણે વહેપાર શરૂ કર્યો એ વહેપારમાં તે એવા ફાવ્યા કે થોડાજ દિવસમાં તે બહુ માલદાર થઇ ગયા. હું તેમના ભાઇનો એક માત્ર અનાથ બાલક હતો. મારા પિતા નૈસવાની લડાઇમાં માર્યા ગયા હતા, ત્યારથીજ હું મારા કાકાની પાસેજ રહેતો હતો. મારા કાકા વ્યાપાર માટે ઘણીવાર હિંદુસ્થાન પણ આવતા હતા. જ્યારે હું કંઇક ઉંમર લાયક થયો ત્યારે તે મને પણ પોતાની સાથે હિંદુસ્થાન લાવતા. જો કે મારા કાકા મારા કામકાજથી મારા પર બહુજ પ્રસન્ન રહેતા હતા, પણ મારી સ્વાભાવિક પ્રવૃત્તિ વ્યાપાર તરફ ન હતી. તેથી મને આ કામમાં આનંદ પડતો ન હતો. જે સમયે અમે અમદાવાદ, ભરૂચ, ખંભાત આદિ સ્થાનોમાં વ્યાપારને માટે જા આવ કરતા હતા તે સમયે સુરત અને તેની આસપાસના

શહેરોમાં વારંવાર મરાઠાનું આક્રમણ થયા કરતું હતું. મારા બાપદાદા વંશ પરંપરાથી સૈનિક કામ કરતા હતા. મારી રગોમાં પણ એજ રક્ત વહેતું હતું. આ સમયે સુરત ફેક્ટરીની લુંટારાઓના હાથથી રક્ષા કરતી વખતે મારી ઉક્ત વીર વૃત્તિ તેથી પણ વિશેષ ઉત્તેજીત થઇ હતી.

અહીં બહુ દિવસથી વ્યાપારી કામોમાં લાગી રહેવાથી અને હિસાબ કિતાબ લખી લખીને મારો જીવ અકળાઈ ગયો હતો; તેથી મેં વિચાર્યું કે મરાઠાઓના મુલકમાં જઇને પેલી વિલુપ્ત મંજૂષા પ્રાપ્ત કરવાની ચેષ્ટા કેમ ન કરૂં? તે મંજૂષાનો માલ કંઇ બહુ કીમતી ન હતો. જો મારા કાકા તેને ભૂલી જાય અથવા તેના બદલામાં પુષ્કળ દ્રવ્ય લઇને સંતુષ્ટ થાય તો હું તેના બદલમાં તેને પુષ્કળ રૂપિયા આપત, પણ કાકા એક ઘડીભર પણ તેને ભૂલતા ન હતા. હું તો જાણતો હતો કે વીરવર શિવાજીની પાસેથી મંજૂષા લેવાની ચેષ્ટા કરવી એ કેવળ અશક્ય નહિ પરંતુ જાનના જોખમનું કામ છે. પણ ઘણા દિવસથી વ્યાપારીક દફતરમાં દટાઈ રહેવાથી સુસ્ત અને ઉદાસીનતા બેહદ વધી ગઇ હતી, તેથી નવા પ્રદેશોની તાજી હવા ખાવા માટે મારૂં મન તલપી રહ્યું હતું.

તે સિવાય એક બીજી વાત પણ મને આ તરફ ઉત્તેજીત કરવા લાગી. ઇંગ્લાન્ડથી આવ્યા પહેલાં હું તે તસ્વીરમાં અંકિત મહિલાની પુત્રી પર મારા કાકાની છોકરી પર-તન મનથી આસક્ત હતો. યદ્યપિ નિર્ધન અને પરાશ્રિત હોવાને લીધે હું મારી એ ઇચ્છા પ્રકટ ન હતો કરી શકતો, પરન્તુ હિંદુસ્તાન આવતી વેળાએ તેણે મને તેના કર કમલમાંથી જે એક ગુલાબ પુષ્પ પ્રેમોપહારમાં આપ્યું હતું-એજ મારી આશાનો એક માત્ર આધાર ( કારણ ભૂત ) હતો. અતઃ મેં વિચાર્યું કે આપણી આ આન્તરિક ઇચ્છા પૂર્ણ કરવાને વાસ્તે કાકાને પ્રસન્ન કરવાનો આનાથી સારો બીજો કોઈ ઉપાય નથી. કદી હું એ ખોવાએલી મંજૂષા લાવી આપું કે જેને લીધે તે મરી રહ્યા છે-જેમાં તેમની પ્રાણપ્રિય મૃત પત્નીની પ્રતિમૂર્તિ અંકિત છે, તો તે મારો બહુ ઉપકાર માનશે અને તેથી મારી આંતરિક ઇચ્છા પણ પૂર્ણ થઈ શકશે. આવી રીતે બહુજ વિચાર કરીને મેં ત્યાં જવાનો પાકો નિશ્ચય કર્યો.

કાકાને મારા આ વિચારની ખબર આપવી મને ઠીક ન લાગી. મને પૂર્ણ વિશ્વાસ હતો કે તે મારા આ કાર્યમાં કદી સમ્મતી નહિ આપે. અસ્તુ, મેં છાનોમાનો બધો પ્રબન્ધ કરી લીધો અને ગોપાલ નામના એક નોકરને પણ સાથે લઇ જવાને તૈયાર કર્યો; ગોપાલ મારો વિશ્વાસુ અને બહાદુર નોકર હતો. પોત પોતાની પિસ્તોલો અને તલવારો લઇને અમે બંને રવાના થયા. અમે બંને જણ પહાડી ઘોડાઓ પર સવાર થયા હતા. ઘોડાઓ દેખાવમાં જો કે સુન્દર ન હતા; પરંતુ ચાલવામાં તે બહુજ ઝડપી અને પહાડી માર્ગમાં ઉપયોગી હતા. જે માર્ગોમાં અંગરેજી ચાર્જર અને રંટર નમલના ઘોડાના પગ નહોતા ઉપડતા ત્યાં આ ઘોડા દોડતા જતા હતા.

આ યાત્રામાં જે પ્રાકૃતિક સૌન્દર્ય અમારી દૃષ્ટિમાં આવ્યું તે તો અમે આ જન્મમાં ભૂલી શકીશુંજ નહિ. જાનેવારી મહીનો હતો. ત્રણ મહિનાનો તાપ ખાઇને પૃથ્વી ખૂબ સુકી અને નિષ્કંપ થઈ ગઈ હતી. રાત્રે ઝાકળ પડવાથી પ્રાતઃકાલમાં ધરતી સિંચાઇ જતી હતી. રાતને સમયે ચન્દ્રમાની સુધામયી ચાંદની ચારે તરફ ફેલાઇને વન, શૈલ, અને મેદાનોને આનંદ

પ્લાવિત કરી દેતી હતી હું મારી કલ્પિત આશાઓ અને ઉમંગના જોશમાં રાત દિવસ માગ કાપતો ચાલતો હતો. ચન્દ્ર દેવની શીતલ ચાંદનીમાં જ્યારે જ્યારે મારા મનમાં આનંદ ઉભરાઈ જતો હતો ત્યારે ત્યારે હું એકલો આલાપ કરતો હતો. આ પ્રમાણે અમારો માર્ગ કપાવા લાગ્યો. જ્યારે અમે સુરતથી ૭૦ માઇલ દૂર નીકળી આવ્યા ત્યારે અમે એક વ્યક્તિ દ્વારા અમારી યાત્રાનો સંદેશો કાકાને કહેવડાવ્યો જો હું સંદેશો ન મોકલું તો કદી તે મને ખોવાયેલો જાણીને દુ:ખી થાય અને મારી શોધમાં વ્યર્થ પરિશ્રમ કરે.

માર્ગમાં જ્યારે જ્યારે લુંટારાઓ અમને સતાવતા હતા, ત્યારે ત્યારે અમે બંને પિસ્તોલ લઇને અમારી રક્ષા કરવા ઉદ્યત થઈ જતા લુંટારા પણ અમારી પાસે વિશેષ સામાન ન જોતાં વ્યર્થ જાન જોખમમાં નાખવાનું ઉચિત નહોતા માનતા જ્યાં સુધી ચાંદની રહેતી હતી ત્યાં સુધી અમે ચાલતા હતા અને તે અસ્ત થઈ જતાં કોઈ વૃક્ષ નીચે પડી રહેતા હતા. મરાઠા લુંટારાઓનું જોર હોવા છતાં પણ આ પ્રદેશ વેરાન નહતો થયો—આખો મુલક ખૂબ વસ્તીથી ભરપૂર અને ગુલજાર હતો. મહારાજ શિવાજી તરફથી ગરીબ પ્રજાને લુંટવાની અથવા સતાવવાની સખત મનાઇ હતી. અમને કદી કદી તો વસ્તીમાં ભોજન મળતું હતું અને કદી કદી જંગલી ફળ મૂળ ખાઇનેજ દિવસ વીતાવવો પડતો હતો. અમને માર્ગમાં આટલી તકલીફ પડવા છતાં પણ શિવાજીની પાસે પહોંચવાનો માર્ગ અમને સુખદાયક પ્રતીત થતો હતો. પશ્ચિમ ઘાટના પર્વતોનું દૃશ્ય અમને બહુજ રમ્ય લાગતું હતું.

સુરતની લુંટથી લાદેલી ગાડીઓ જે રાયગઢ જતી હતી તેનો અને અમારો મેળાપ મહર ગામ પાસે થયો. એક હવાલદાર સાથે ૨૫-૩૦ સવાર તેના રક્ષણ માટે જતા હતા. તેમણે અમને જોતાંજ ઘેરી લીધા અને અમે પણ અમારા રક્ષણ માટે પિસ્તોલ ધરીને તૈયાર થઇ ગયા. તે મરાઠા સરદારોનું ઝુંડ બહુજ ભલું જણાતું હતું. તેમાંના દરેકે ઢાલ તલવાર બાંધી હતી અને હાથમાં ભાલો લીધો હતો. તેમના બદન ઘર મોટા (ર, વાળા) ડગલા હતા. જેના પર સરસમાં સરસ તલવાર પણ ઘા કરવામાં નિષ્ફળ જાય. તેમની મોટી મોટી મૂછો તેના સુમતી વીર છટામાં ઓર વધારો કરતી હતી.

હવાલદારે જોરથી હથિયાર મૂકી દેવાનો અમને હુકમ કર્યો; પરંતુ અમે અસ્વીકાર કર્યો અને પૂછ્યું કે "જો અમે હથિયાર મૂકી દઇ તો તમે અમારી સાથે કેવો વ્યવહાર કરશો?" હવાલદારે ઉત્તર દીધો કે "તમને મહારાજની સામે ખડા કરવામાં આવશે." મેં કહ્યું "મારે કબુલ છે; પરન્તુ જ્યાં સુધી અમે રાજદ્વાર સુધી ન પહોંચીએ ત્યાંસુધી અમારા હથિઆર ન લઈ લેવામાં આવે તો" હવાલદારે કંઇ વિચાર કરીને મારી વાત માની. હું અને મારો સાથી ગોપાલ બંને એ લોકોની સાથે ચાલવા મંડ્યા. તે લોકોએ પણ અમારી સાથે મિત્ર જેવો વ્યવહાર ચલાવ્યો.

કેટલોક લાંબો અને કઠિણ ચઢાવ ચઢયા બાદ અમે રાયગઢના કિલ્લા પાસે જઈ પહોંચ્યા અહીં પહોંચતાંજ પહેલાં કહ્યા પ્રમાણે અમારા હથિયાર લઇ લેવામાં આવ્યાં. કિલ્લાની અંદર પ્રવેશ કરતાંજ અમારામાં એક પ્રકારની દૃઢતા આવી ગઇ. હાથિયાર પાસે ન રહેવા છતાં પણ કોઇનો ભય ન રહ્યો. રહી કેવલ શિવાજીની વાત, પણ અમે એની ઇચ્છાથીજ નિર્ભય હતા; જો તેઓએ

અમને કેદ કરવાનું અથવા મારી નાખવાનું ધાર્યું હોત તો અમારા હથિયાર શું કરી શકત ? પહાડના શિખરપર પહોંચવા માટે ફક્ત એક સીધો માર્ગ હતો. તે માર્ગે અમે જતા હતા. સામે વિશાળ દુર્ગ દેખાતો હતો. તે જોતાંજ મને લાગ્યું કે જો અનાજની તંગી ન પડે અથવા કોઇ ભેદુ એનો ભેદ પ્રકટ ન કરે તો આ કિલ્લો તોડવો કઠિન તો નહિ પરંતુ નિતાન્ત અસંભવ છે.

ત્રીજો અને અંતિમ દરવાજો ઓળંગ્યા બાદ અમે કિલ્લાના ઉપરીની પાસે ઉપસ્થિત થયા. તેણે અમારા આવવાનો હેતુ પૂછીને અમારા રહેવાનો પ્રબંધ કરી દીધો અને એક બે દિવસમાં અવસર મળતાંજ મહારાજ સાથે મેળાપ કરાવવાનું વચન પણ આપ્યું. અમે ભોજન કાર્યથી નિવૃત્ત થઇને તે વિશાળ કિલ્લામાં ઘુમવા-લાગ્યા. તે કિલ્લામાં બે હજાર સૈનિકો રહેતા હતા. ફોજ સિવાય કિલ્લાની અંદર અન્ય માણસોની સંખ્યા એક હજારથી વિશેષ હતી. અત્રે રાજ મહેલ સિવાય બીજા લોકોના લગભગ બસેં ત્રણસેં ઘર હતા. જે રસ્તેથી અમે આવ્યા હતા તે બાજુ સિવાય બાકીની ત્રણે બાજુએ ઉંચી ઉંચી ટેકરીઓ પોતાનું માથું અદ્ધર કરીને ઉભી રહી હતી કે જેથી પ્રકારની કંઇ આવશ્યકતાજ ન હતી. આ રખડપટ્ટી દરમ્યાન એક બ્રાહ્મણ મુત્સદી અમારી સાથે હતો અને અમે જે વસ્તુઓ જે ભાવથી જોતા હતા, તે તે ધ્યાનમાં રાખતો જતો હતો. તે જે વાત કરતો હતો તેમાં તેના રાજાની ધીરતા, વીરતા અને બુદ્ધિમત્તાની પ્રશંસા અવશ્ય કરતો હતો.

મધ્યાન્હ પછી ઉક્ત બ્રાહ્મણે કહ્યું કે હું તમને દૂરથી મહારાજના દર્શન કરાવી શકીશ. અમને તે ઓજસ્વી પુરૂષના દર્શનની બહુ લાલસા હતી. ઘણા દિવસથી અમે મહારાજ શિવાજીની ઉગ્રતાનું વર્ણન સાંભળતા હતા તેના હાથે અફજલખાનનું મૃત્યુ અને નાવલીના એક દગાબાજ હિન્દુ રાજા ( ચન્દ્રરાવ મોરે )ના સર્વ નાશના સમાચાર પણ અમે સાંભળ્યા હતા. અમારા સાથી મિ. સ્મિથ જે પહેલાં મરાઠાના બંદીવાન તરીકે અહીં આવ્યા હતા, તે પોતે પ્રત્યક્ષ જોયેલું કહેતા હતા કે મહારાજ શિવાજી સ્વદેશ દ્રોહી અને પ્રજાને સતાવનાર પ્રતિ પક્ષિયોનો ધ્વંસ કરવામાં સદૈવ તત્પર રહે છે. જ્યારે એવો કોઇ કેદી તેમની સામે ઉપસ્થિત કરવામાં આવે છે ત્યારે રાજાશાથી તેનું શિર ધડથી જુદું કરી દેવામાં આવે છે. મારાઓ પોતાના હાથમાં નાગી તલવારો લઇને રાજાનો ઇશારો થતાંજ લોહી વેહવડાવવા તૈયાર રહે છે. તે સમયના દૃશ્યની કલ્પના કરતાંજ મારૂં હૃદય થરથરી ઉઠયું. કિંતુ જ્યારે ઉક્ત બ્રાહ્મણે અમને ઇશારાથી મહારાજના દર્શન કરાવ્યા, ત્યારે મહારાજની સૌમ્ય અને ભવ્ય મૂર્તિ જોઇને મારી ઉક્ત કલ્પના બિલકુલ નિર્મૂળ જેવી પ્રતીત થવા લાગી.

મેં જોયું કે મહારાજ એક સાદડી પર સહજ બેઠા હતા. તેમની પાસે શરીર રક્ષક અથવા પહેરેદાર આદિ કોઇ ન હતું. પાસેજ એક કુવાપર સ્ત્રિયો પાણી ભરવા માટે આવ જા કરતી હતી. મહારાજ તેમની સાથે વાર્તાલાપ કરતા હતા, અને તેમના સુખદુઃખની વાતો સાંભળતા હતા. નાના બાળકો જે પોતાની માતાઓ સાથે કુવાપર હસતા હસતા અને રમતા રમતા જતા હતા, તેમને મહારાજ સ્નેહપૂર્વક બોલાવીને તેમના હાથમાં ફળ ફુલ અને મિઠાઇ આપતા હતા. તેમની સામે ફળફૂલ અને મિઠાઇથી ભરેલી કેટલીક ટોપલિયો પડી હતી. આ મંગળ મૂર્તિના દર્શન કરતાંજ મારૂં મન આનંદથી મલક્યું

તે સ્વજાતિ, સ્વદેશ અને સ્વધર્મના શત્રુઓને માટે ભલે કાળ સ્વરૂપ હોય, અને મારી સમજ પ્રમાણે તો રાજાએ એવાજ હોવું જોઇએ; પરંતુ પ્રજા વર્ગના તો તે પિતાતુલ્ય હતા. શત્રુઓ ઉપર તેમનો જેવો ત્રાસ હતો, તેટલોજ બલ્કે તેનાથી પણ અધિક પ્રજાપર પ્રેમભાવ હતો. અમે જેટલા દિવસ ત્યાં રહ્યા ત્યાં સુધી અમને મહારાજ શિવાજીની સાધુતા અને સુજનતાના અનેક દૃષ્ટાન્ત મળ્યા. તે પ્રત્યેક પ્રજાજન, કર્મચારી અને એટલે સુધી કે 'ભવાલી' અને 'હેલકરી'ની સાથે પણ પ્રેમ અને સહજ સ્વભાવથી વાતચીત કરતા હતા, તેમના પ્રત્યેક વાક્ય અને શબ્દમાં જાતિહિતૈષિતા, સ્વદેશ પ્રેમ અને ધર્મભાવ ઝળકતો હતો. મહારાજ શિવાજી વાસ્તવમાં હિન્દુ અને હિન્દુસ્થાનના સાચા રક્ષક હતા.

મહારાજ શિવાજીનો દરબાર ભરાયો છે. સુરતથી જે માલ લુંટમાં આવ્યો હતો તેનું આજ પ્રદર્શન છે. બધો માલ બહુ સુંદર રીતે ગોઠવવામાં આવ્યો છે. એક ઇરાની ગલીચા પર બહુ મૂલ્ય ઝવેરાત ગોઠવવામાં આવ્યું છે. એ ઝવેરાતમાં મોતીની માળાઓ, મોટા મોટા હીરા, માણેક, નીલમ, પોખરાજ આદિ રત્નો હતાં. તરેહતરેહની હજારો બહુમૂલ્ય ચીજો રાખેલી હતી. હું પણ આ પ્રદર્શન જોવાં બીજા લોકો પેઠે ગયો અને દૂરથી જોવા લાગ્યો આ સુરતની લુંટના માલનું પ્રદર્શન છે, એમ સાંભળીને મેં બહુ આતુરતા અને આશા ભરી દૃષ્ટિથી આમ તેમ નજર ફેંકવા લાગ્યો. મેં જોયું કે તે સામાનમાં એક જગાએ મારા કાકાની મંજૂષા પણ છે. હું લાંબો સમય પર્યંત તે તરફ જોઇ રહ્યો, પરંતુ જેમ સિંહના પંજામાં સપડાએલું વાછડું જોઇને ગાય નિરાશ થઇને દૂર ઉભી રહે છે. તેને છોડાવવાનો પ્રયત્ન નથી કરી શકતી-તેવી મારી દશા થઇ.

આ બધી વસ્તુઓની મધ્યમાં એક સુંદર ગાલીચા પર મહારાજ શિવાજી વિરાજમાન થયા હતા. તેમના મસ્તકપર લાલ રંગની પાઘડી શોભી રહી હતી અને તેની શોભામાં જડાઉ શિરપેંચ ઓર વધારો કરી રહ્યો હતો. પ્રથમ કરતાં આજ અને બહુજ નજદીકથી મહારાજના દર્શન કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું. મહારાજ રજપૂતોની માફક દાઢી રખાવતા હતા. તેમનું શરીર મજબુત, સુંદર અને સહેજ ઠીંગણું હતું. તેમનું નાક લાંબુ અને પોપટની ચાંચની માફક સ્હેજ વળેલું હતું. લાંબી ભૂજાઓ તેમના બળ અને અસિયુધ્ધમાં પ્રવીણતાની સૂચના આપી રહ્યા હતા. નેત્રોમાંની દિપ્તિ તેમના અપ્રતિહત પ્રભાવને પ્રકટ કરતી હતી. શિવાજીની પાછળ તેમના પ્રથમ પેશવા મોરોપન્ત પિંગલે અને તાનાજી માલસુરે ઉભા હતા. એ બન્ને વીર પુરૂષો શિવાજીના અભિન્ન હૃદય સુહૃદ અને સાચા સહાયક હતા. અફજલખાનને મારતી વખતે આ બન્ને વીર મહારાજની સાથે હતા. રાજગાદીની જમણી અને ડાબી બને બાજુએ બે ભાલાવાળા ઉભા હતા.

મહારાજ શિવાજીના દરબારમાં સ્થાન મેળવવું એ કાંઇ સહેલી વાત ન હતી. અને મહારાજની સાથે ખાનગી મુલાકાત થવી તો તેથી પણ મુશ્કેલ હતું. મને પેલા બ્રાહ્મણ મુત્સદ્દીએ રાજદરબારના સર્વ રીત રિવાજોથી જાણીતો કરી દીધો હતો. તેણે કહ્યું હતું કે મહારાજને મળવું હોય તો પહેલાં મંત્રીને મળવું જોઇએ અને યથાશક્તિ તેમને ભેટ પણ આપવી જોઇએ. હું બહુ વિચારમાં પડ્યો.-મારી પાસે એવું શું હતું કે તે હું તેમને ભેટ આપું. બે દિવસ સુધી વિચાર કર્યાં કર્યો ત્રીજે દિવસે હું એ ચિન્તામાંથી મુક્ત થયો; મહારાજે સ્વતઃ મને બોલાવ્યો મેં જઇને ભક્તિભાવથી મહારાજને અભિવંદન કર્યું તેમણે નમસ્કાર સ્વીકારીને અને રાયગઢ આવવાનું

કારણ પૂછ્યું. મેં કહ્યું–"એક તો વિશાળ મોગલ સામ્રાજ્ય પર આ બંડ જમાવનાર, વીર શિરોમણિ મહારાજના દર્શનની અભિલાષા મારા હૃદયમાં બહુ દિવસથી જાગ્રત થઈ હતી. તે આજે પૂર્ણ થઈ. અને બીજું સુરતની લુંટમાં મારા કાકાની એક મંજૂષા શ્રીમાનના રાજકોશમાં આવી છે. તે પાછી લઈ જવાની પણ મારી ઇચ્છા છે. યદ્યપિ તે મંજૂષામાં કોઈ બહુમૂલ્ય ચીજ નથી; પરંતુ મારા કાકાને તે પ્રાણથી પણ અધિક પ્રિય છે, તેના વિના તે સદૈવ વ્યાકુળ રહે છે. આશા છે કે મહારાજ તે પાછી આપવાની કૃપા કરશે." મહારાજે કહ્યું કે—"જો તમે તેની કીંમત રાજકોશમાં આપો તો તમારી પ્રાર્થના મંજુર કરવામાં આવશે." મારી પાસે અહીં શું હતું જે આપીને હું મંજૂષા મેળવી શકું! કંઇ વિચાર કરીને મેં શેકસ્પીયરની કવિતાનું એક ચરણ કહી સંભળાવ્યું, જેનો ભાવાર્થ એવો હતો કે, "બાદશાહી. મોટર અથવા મુગટમાં નથી રહી પરંતુ બાદશાહોનું મનજ બાદશાહ હોય છે." પરંતુ મારા તે કથનનો મહારાજે પર કંઈ પ્રભાવ ન પડ્યો તેમણે મશ્કરી કરતાં કહ્યું—"સુરતની લુંટ તો રાજ્યની સમ્પત્તિ છે, તેમાંથી એક પાઇ પણ વ્યય કરવી તે પ્રજાને હાનિ પહોંચાડવા જેવું છે. ખાસ કરીને એક એવી વ્યક્તિને માટે કે જેની જાતિ બંધુઓએ અમારી ફોજ સાથે મુકાબલો કર્યો–અમે પ્રજાની સંપત્તિને નુકશાન નથી પહોંચાડી શકતા. અમારી ઇચ્છા અંગ્રેજોને હાનિ પહોંચાડવાની ન હતી, તેના પુરાવામાં ફકત એટલુંજ કહેવું બસ છે કે અમે તમારી ફેકટરીના કપ્તાન સ્મિથ સાહેબને કોઇપણ જાતના દંડ વગર છોડી મૂકયા હતા." મહારાજની વાતથી સ્પષ્ટ જણાતું હતું કે તેમની ઇચ્છા અમને દંડ દેવાની અથવા નુકસાન પહોંચાડવાની ન હતી. ત્યાર બાદ મને ત્રણ ચાર દિવસની અંદર સુરત પાછા ચાલ્યા જવાની આજ્ઞા મળી ગઇ અને હું મહારાજને અભિનંદન કરીને પાછો આવ્યો.

કિલ્લા અને કિલ્લાના પહાડી સ્થાનોમાં ફરવા જોવાની મને આજ્ઞા મળી ગઇ હતી. હું એક દિવસ સંધ્યા સમયે પહાડના એક એવા એકાન્ત સ્થાનમાં જઇને બેઠો કે જ્યાંથી બહુ દૂર સુધીનાં સ્થળો નજરે પડતા હતાં. અહીં બેસીને હું તરેહ તરેહના વિચાર કરવા લાગ્યો.— સ્વદેશ ત્યાગ, તે બાલિકાપર આસકિત. હિંદુસ્થાનમા આવવું, વ્યાપાર કરવો, મંજૂષા ખોવી, તે મેળવીને કાકાને પ્રસન્ન કરવા આદિ એક પછી એક વિચારો મારા સ્મૃતિપટ પર તાજા થવા લાગ્યા. આ વિચારોમાંને વિચારોમાં અધિક વખત વીતી ગયો. હું ઝટ ઉભો થયો અને જવાને તૈયાર થયો. આ સમયે ચારે દિશાએ ખૂબ અંધારુ થઇ ગયું હતું. મેં જોયું કે એક મરાઠા સિપાઇ મારા રસ્તા આગળ થઇને જતો હતો. તે થોડે દૂર પહોંચ્યો કે અકસ્માત્ ત્રણ માણસો પાસેની ઝાડીમાંથી નીકળીને તેના ઉપર તૂટી પડયા. ત્રણે પાસે નાગી તલવારો હતી સિપાઇ ઝટ પોતાની તલવાર કાઢીને તેમનો મુકાબલો કરવા લાગ્યો. તે પોતાના હસ્ત કૌશલ્યથી ત્રણે જણના ઘા વ્યર્થ કરતો હતો. આ આકસ્મિક ઘટના જોઇને પહેલાં તો હું સહેજ ચમકયો, પણ શીઘ્ર પેલા સિપાઇને સહાય કરવા ઉદ્યત થયો. મારી પાસે બીજું કાંઇ હથિઆર તો હતું નહિ, વાંસની એક મજબૂત લાઠી હતી. તે ફેરવીને મેં પાછળથી એક જણના માથાપર એવા જોરથી મારી કે તે જમીનપર પડી ગયો. વિરુદ્ધ પક્ષમાં એક માણસ વધેલો જોઇને બાકીના બે માણસોનું સાહસ પણ ઓછું થઇ ગયું. પોતાના એક સાથીને જમીનપર પડતો જોઇને એક માણસ મારા પર તૂટી પડ્યો. તેણે તેની તલવાર મારી બાજુમાં ખોસી દીધી પણ દૈવવશાત્ મારૂં શરીર

વાળ જેટલું બચી ગયું, અને તલવાર ઓવરકોટમાં થઇને નીકળી. એને તલવાર પાછી ખેંચવાનો સમય ન આપતાં હું તેને ખૂબ જોરથી બાઝી પડયો. અને થોડી- વાર પછી તેને એક પત્થર પર પટકી દીધો એને પાડીને તરતજ હું તેની છાતીપર ચઢી બેઠો અને મારી-સામેજ લડતી બે વ્યક્તિઓનું હસ્ત કૌશલ્ય જોવા લાગ્યો.

થોડી વાર પછી મને એ જોઇને બહુજ આશ્ચર્ય થયું કે મે જે સિપાઇને સહાય કરી હતી તે બીજું કોઇ નહિ પણ મહારાજ શિવાજી હતા. મારા આનંદની સીમા ન રહી. મહારાજ શિવાજીની તલવાર વિજળીની માફક નાચતી હતી શત્રુ, મહારાજના ઘા રોકવામાં એટલો રોકાયો હતો કે તેને પોતાને ઘા કરવાનો અવસરજ નહોતો મળતો. અંતમાં તેણે સાહસપૂર્વક શિવાજી પર એક ઘા કર્યો. શિવાજી તેનો ઘા ખાલી જવા દેવા માટે એક કદમ પાછળ ખસી ગયા અને પોતે તરતજ તલવાર એવી ચલાવી કે તેનું શિર ધડથી જુદું થઇને ધરતીપર પડયું. શત્રુ મરતાંજ હું મહારાજને અભિવાદન કરવા માટે જેવો ઉઠયો તેવોજ નીચેનો માણસ અવકાશ મળતાં નાસી ગયો. અંધારૂં ખૂબ ફેલાઇ ગયું હતું, તેથી થોડે દૂર જઇને તે અદ્દશ્ય થઈ ગયો, મહારાજે મને જોતાંજ આનંદથી કહ્યું કે—"ફિરંગી બહાદૂર ! આજ તમે મારા પ્રાણ બચાવ્યા છે. તમે હિંદુ જાતિ પર મહાન્ ઉપકાર કર્યો છે. હું તમારા પર બહુજ પ્રસન્ન છું, કાલ તમે દરબારમાં આવજો અને જોઇએ તે લેજો. તમે અમારા ઉપર જે ઉપકાર કર્યો છે તેના બદલામાં હું તમને મારૂં સર્વસ્વ અર્પણ કરવા તૈયાર છું."

મેં અત્યંત નમ્રતાથી મહારાજને પુનઃ પ્રણામ કર્યા! મારી સાથે જે બ્રાહ્મણ હતો તે આ ઘટના જોતાંજ કિલ્લા તરફ ગયો હતો. હવે તે પ-૬ સિપાઇઓની સાથે ફાનસ લઇને આવી પહોંચ્યો. અજવાળામાં જોયું, કે મારી લાઠીની ચોટ ખાઇને જે માણસ પડયો હતો તે મરી ગયો હતો. સિપાઇઓએ આવીને જોયું કે પાસેજ બે લાશો પડેલી છે અને મહારાજની તલવાર રક્તરંજિત થઈ ગઈ છે, અતઃ તેમના વિસ્મયની સીમા ન રહી. મહારાજ શિવાજીએ સિપાઇઓને આજ્ઞા આપી કે એ લાશોને ઉઠાવીને લઈ ચાલો.

તપાસ કરતાં માલમ પડયું કે હુમલો કરનાર ત્રણે વ્યક્તિઓ મુસલમાન હતી. અને દીન ઇસ્માલના જબરજસ્ત શત્રુ શિવાજીનો વધ કરીને સ્વર્ગનું સુખ પ્રાપ્ત કરવાની કામનાથી આવ્યા હતા.

પ્રાતઃકાળ થતાંજ મહારાજ શિવાજીએ મને બોલાવવા મોકલ્યું. રીત્યાનુસાર હું દરબારમાં હાજર થયો. માહારાજે મને આદર સહિત બેસાડયો. પછી તેમણે ગઈ કાલની ઘટનાનો બધો વૃત્તાંત સંભળાવીને દરબારીયોને કહ્યું કે જો કાલે આ બહાદૂર ન હોત, તો મારો પ્રાણ બચવો શંકાયુક્ત હતો. બધા માણસો મારી તરફ જોવા લાગ્યા. પછી મહારાજે મને પાસે બોલાવીને તેમના કંઠમાંની મોતીની માળા મારા કંઠમાં પહેરાવી દીધી અને કહ્યું—" વીર, હું તમારો બહુ આભારી છું. તમારે જે જોઇએ તે માગી લો." મેં વિચાર્યું કે આ સમયે મહારાજ પ્રસન્ન છે; મંજૂષા મેળવવી કાંઇ કઠિન વાત નથી, પરંતુ આવો અવસર વારંવાર નથી આવતો, મંજૂષા એક મામૂલી ચીજ છે. તેની પ્રાપ્તિથી કેવળ મારા ઠાકોરજ પ્રસન્ન થશે. અને આ સમયે કોઇ એવી વસ્તુ કેમ ન માગું જેથી આખી અંગ્રેજ કોમને લાભ થાય ? આ

વખતે મારા મનમાં જાતિપ્રેમ એટલો ઉભરાઈ આવ્યો હતો કે હું જે પ્યારી વસ્તુ (મંજૂષા) ને માટે આટલું કષ્ટ સહન કરીને અહીં સુધી આવ્યો હતો અને જેની પ્રાપ્તિ માટે કેટલાક વખત પહેલાં બહુ લોલુપ હતો તેનો મોહ એકદમ ઉતરી ગયો. મિ૦ બાર્ટને શાહજહાંના દરબારમાં જે માગ્યું હતું તેનું મને સ્મરણ થયું. મેં મારી હિંમત એકઠી કરીને કહ્યું–"મહારાજનાં રાજ્યમાં અમને વ્યાપાર કરવાની પૂર્ણ સ્વાધીનતા પ્રદાન થાય." મહારાજે પ્રસન્ન થઈને કહ્યું— "હા, અંગ્રેજ અમારા મિત્ર છે. તેમની સાથે અમારી પૂર્ણ સહાનુભૂતિ છે. આજથી જે અંગ્રેજ અમારા રાજ્યમાં વ્યાપારાર્થે આવશે, તેમની પૂર્ણ રક્ષા અને સહાયતા કરવામાં આવશે." કેટલાક સમય બાદ મહારાજે ફરી કહ્યું–"થોડાક દિવસ પહેલાં તમે તમારી મંજૂષા માટે પ્રાર્થના કરી હતી તે તમે આ વખતે કેમ ન માગી?" મેં કહ્યું મહારાજ! સ્વહિત કરતાં સ્વજાતિનું હિત કરવું ઉચિત સમજીને મેં મારી સ્વાર્થ વૃત્તિ દબાવી દીધી અને આખી જાતિના ભલા માટે મહારાજને પ્રાર્થના કરી." મહારાજે પ્રસન્ન થઇને તે મંજૂષા અને ઘણી કિંમતી ચીજો આપીને મને વિદાય કર્યો.

કેટલાક દિવસ પછી હું મારા વિશ્વાસપાત્ર નોકર સાથે સુરત પાછો આવી પહોંચ્યો. ત્યાં પહોંચતાંજ મારા કાકાએ મારો બહુ સત્કાર કર્યો. જ્યારે મેં તેમની ખોવાએલી મંજૂષા દેખાડી ત્યારે તેમના હર્ષનો પાર ન રહ્યો એક દિવસ કાકાએ કહ્યું—"હું કેટલા દિવસથી તારા આવવાની વાટ જોઈ રહ્યો હતો. મારી એકની એક કન્યા ' ' તારી સાથે લગ્ન કરવા ઉત્સુક છે. હવે જલદી વિલાયત ચાલ એ કામ બહુ જરૂરી છે." એમ કહીને તેમણે તેમના ખીસ્સામાંથી એક પત્ર કાઢીને મારી સામે ફેંક્યો, એ પત્ર બીજા કોઇનો નહિ–મારી પ્રણયિનીનો હતો.

જે દિવસે મારૂં લગ્ન થયું તે દિવસે મેં મહારાજ શિવાજીની આપેલી મોતીની માલા મારી પ્રિય પત્નીના કંઠમાં આરોપી દીધી.

-ઽ૯૭૭૦૦-

# હુનર ઉદ્યોગના લેખ.



( લેખક ડાઃ–શંકર યજ્ઞેશ્વર ગર્ગે-સોનીફળીયા-સુરત. )

સર્વ હક્ક લેખકે સ્વાધીન રાખ્યા છે.

હાલ બૌદ્ધિક વાંચન કરતાં ઔદ્યોગીક એટલે હુન્નરકલાની માહિતીની વધારે જરૂર જણાય છે તેથી હુન્નરકલામાં ઘણા દીવસથી અનુભવ મેળવેલા ડા૦ શંકર યજ્ઞેશ્વર ગર્ગેના લેખ આ અંકથી આપવાની ખાસ વ્યવસ્થા કરેલી છે. તે કેવલ યુવાન યુવકોને હુન્નરકલાની માહિતી આપવાની ઇચ્છાથીજ આ સત કાર્ય આદરેલ છે. તેનો લાભ લેવા ઉત્સાહી તરૂણ મંડળી ચૂકશે નહી.

સંપાદક વિશ્વજ્યોતિ.

૧ બ્લ્યુ બ્લેક શાહી.

આગ્ઝેલીક એસીડ તોલા ૬

સફેદ ગુંદર (બાવળનો) ભુકી તોલા ૩
પ્રશીયન બ્લ્યુરંગની ભૂકી તોલા ·૧૦
ચોખ્ખુ મીઠું પાણી તોલો ૨૦૦

કૃતીઃ-ગુંદર અને આગઝલીક એસીડની ભૂકી પાણીમાં નાંખીને તે મીશ્રણ કાચના શીશીમાં ભરી રાખવું. તેમાં મેલ, કચરો; હોય તો મલમલના કટકાથી ગાળી રાખવું. પછી તેમાં પ્રશીઅન બ્લ્યુની ભુકી મેળવવી; અને ખુબ હલાવી એકત્ર કરવું. પછી કાગળ ઉપર લખીને શાહીનો નમુનો તપાસવો-બહુજાડી છે એમ લાગે તો જરા વધારે પાણી ઉમેરવું, અને ફીકી છે એમ જણાય તો જરાક પ્રસ્થન બ્લ્યુ રંગ ઉમેરવો એક બાટલી શાહી સાતઆનામાં બને છે.

## ૨ કાળી શાહીની ભુકી.

માયા ૨ શેર, હીરાકશી ૧ શેર, ગુંદર ૦॥ શેર ખાંડ ૦। શેર, એ સંર્વેને જુદા જુદા ખાંડી લુગડે ચાળી પછી એકત્ર કરવાં. તે ભુકીના જોઇતાં પડીકાં બનાવી વેચવા. ઉપયોગ વખતે થોડીક ભુકી પાણીમાં નાંખવાથી કાળી શાહી બને છે. નવટાંક ભુકી બાર ઘણું પાણીમાં મેળવવી. પાણી ગરમ લેવું.

## ૩ પાકી લાખી શાહી.

આઠ ઔંસ ચપડા લાખને ૨૪ શેર પાણીમાં ઉકાળી તેમાં બે ઔંસ ટંકણખાર નાંખી અડધું પાણી રહે ત્યારે ઉતારી ગાળી લઇ તાંબાના વાસણમાં ભરી તેમાં કાજળની પોટકી નાંખી ધુંટવાથી લાખી શાહી થાય છે. લોધર માંખવાથી ચળકાટ આવે છે. લખવામાં આ શાહી જાડી હોય છે. પ્રાચીનકાળમાં આ શાહી ઘણીજ વપરાતી હતી. તે ઘણી મુદત સુધી ટકે છે. તેથી લખવામા વપરાય છે.

## ૪ હોલ્ડરથી લખવાની કાળી શાહી.

૨॥ શેર માયાનું ચૂર્ણ, ગુંદરનો ભુકો ઔંસ ૧૪, હીરાકશી ઔંસ ૧૭ એ ચારો એક ત્રાંબાના વાસણમાં નાખી તેમાં ૨૫ શેર ચોખ્ખું વરસાદનું પાણી અગર મીઠું પાણી નાખવું. એને ઉકાળી મીશ્રણ કાળું થાય એટલે આશરે ૨૦ શેર રહે એટલું ઉકાળી નાખવું. તેમાં લવીંગનું તેલ અર્ધો તોલો નાખવું એટલે ટાંપથી લખવાની શાહી તૈયાર થાય છે. લોઢાની ટાંપથી લખવાની શાહી પાતળી અને કાટ ન ચડે તેવી હોવી જોઇએ; તેથીજ આ શાહીથી ટાંપ બગડી જતી નથી.

## ૫ કાચ ઉપર લખવાની શાહી.

પલાળેલી લાખ તોલા ૧૦
વેનીશીયન ટરપેનટાઇન તોલા ૫
ટરપેનટાઇન તેલ તોલા ૧૫

ઉપરની ત્રણે ચીજોને એકઠી કરીને એક વાસણમાં ઉન્હુ પાણી ભરીને તેમાં રેડવું, જ્યારે તે બધાંનું મિશ્રણ થાય ત્યારે તેમાં થોડીક ચોખી મેશ નાંખવી. સારો રંગ આવતા સુધી મેશ નાંખવી. એ મુજબ બનાવ્યા પછી લખીને તપાસી જોવું. આ શાહીથી કાચ ઉપર લખવું. એના અક્ષરો કાચ ઉપર સખત ચોંટી જશે; અને ભુંસાશે નહી.

## ૬ મેંથાલ અર્ક બનાવવાની રીત

તલનું તેલ તોલા ૫.
પાતળુ પીળું પૈરા ફીન (મીણ) તોલો ૧.
પીળું જાડું પેરાફીન (મીણ) તોલા ૩.
મેંથાલ તોલો ૧/૩.

પેહલા ઉપરના ત્રણ પદાર્થ કલાઇના અથવા ચીનીના વાસણમાં મેળવી ઉના કરવો. તે એક રસ થયે નીચે ઉતારી જરા ઠંડા પડવા દેઇ તેમાં મેંથાલની ભુકી નાંખવી, એટલે તે બધું એકત્ર મળી જશે. તે પછી કાચની બાટલીમાં ભરી દેવું. સાધારણ ગરમ હોય તેની સ્થીતીમાં ભરી દેવું, એટલે દરેક બાટલીમાં સરખી રીતે ભરાશે. પછી ઉપર લેબલ ચોટાડી વેચાણ માટે એક ડઝન બાટલીનો એક પેકેટ એમ બનાવી રાખવું.

તેનો ઉપયોગઃ—તેનાથી માથું દુખતું સાંધા કે પગે દુખાવો થવો; વા; તથા આધાશીશી જેવા રોગ ઉપર થોડું લગાડવાથી દુખાવો મટે છે.

## ૭ સ્મેલીંગ સૉલ્ટ.

આમોનીઆ કાર્બોનેટ નામનો ખાર તોલા ૫ ખર્લમાં ભુકી ઝીણો બનાવવો. તેમાં ૪૦ થી ૬૦ ટીપાં લવેન્ડરનું તેલ અથવા સાયટ્રોનેલા તેલ મેળવવું. તેજ ખલમાં ઘુંટીને એકત્ર કરીને એક બાટલીમાં ભરી રાખવું. અને બુચ તદન બંધ રહે તેમ સખત રાખવું. માથું દુખતું હોય તે વખતે બુચ ખોલી તેનો વાસ લેવાથી માથું દુખતું બંધ થઇ જાય છે. અને જરાક ભુકી પાણીમાં મેળવીને વીછીંના ડંખ ઉપર લગાડવાથી બળતરા બળતી નરમ થઇ જાય છે એવું એ સર્વોપયોગીછે.

## ૮ માથું દુખતું બંધ કરનારી તપખીર.

સુંઠના કટકા સાફ કરીને દુધની અંદર પલાળી રાખવા. એ મુજબ બાર કલાક સુધી રહેવા દેવા. પછી દુધની બહાર કાઢીને સુકાવી નાખવા. પછી તેને ખર્લમાં કુટીને ઘણી ઝીણી ભુકી બનાવવી. તેને એક કાચના બાટલામાં ભરી રાખવી અને બુચ લગાડી રાખવો. માથું દુખનાર માણસે તે ભુકી બે ત્રણવાર તપખીરની માફક સુંઘવી; જેથી નાકમાં સેજ અગન બળશે અને થોડીક છીંકો પણ આવશે; ને નાક અને આંખમાંથી પાણી નીકળી જઇ માથું દુખતુ બંધ થશે. અને કીંમતમાં પણ સસ્તું છે.

## ૯ ખીલ મટાડવાનો ઉપાય.

નવટાંક ગુલાબજળ લઇને તેમાં ૪ ઘઉંભાર જસત ક્લોરાઇડ નામનો ખાર નાંખવો ને મિશ્રણ બરાબર એકત્ર કરવું. પછી ખીલવાળી જગા ઉપર આ દવાનું પાણી લગાડી ધોઇ નાખવું; અને ધીમેથી સુકાવવું. સુકાયા બાદ તેના ઉપર થોડું ઘી અથવા માંખણ ચોપડીને તે પણ સુકાવા દેવું જેથી કરમાઇ જઇને ખીલ મટે છે. તેમજ ચાઠા પણ મટે છે. કિંમતમાં આ દવા ઘણી સસ્તી પડે છે તેથી હરકોઈ તેનો ઉપયોગ કરી શકે છે. જસતના ક્લોરાઇડને ઝીંક ક્લોરાઇડ કહેવામાં આવે છે.

( અપૂર્ણ. )

# प्रकीर्ण सद्विचारो.



મનુષ્ય સ્વભાવ હંમેશા એવો હોય છે કે તે શુભમાં પણ અશુભ જુએ છે. જે જોવાનું છે તે જોતા નથી અને ન જોવાનું જુએ છે. જેમાંને તેમાં તેમને શંકાની દૃષ્ટિ ઉપસ્થિત થએલી જ રહે છે. અને તેને લીધે દુઃખી થાય છે. ઈશ્વરને આપણી દરેક સત્તાનો ભાર સોંપ્યા પછી શંકાશીલ થવું એટલે ઈશ્વરના સામર્થ્યમાં અવિશ્વાસ રાખવો એજ તેનો અર્થ થયો. મનુષ્ય નાહક ઈશ્વરના અસ્તિત્વના ભાનને વિસારીને ગભરાય છે અને કરોળીયાએ બાંધેલી જાળની માફક અર્થ ચિંતાના કોકડાં ઉભા કરી પોતેજ તેમાં લપટાય છે. ઈશ્વર અનાથોનો પણ નાથ છે. નિર્બળોનો રક્ષક છે. અને વિશ્વમાત્રનું પોષણ કરે છે એવા પરમકૃપાવાન ભગવાન આપણું અહિત કેમજ કરે! હંમેશા શુભની ભાવના કરો. અને તમને પ્રકટપણે પણ કંઇ અશુભ જણાતું હોય તેમાં પણ શુભનેજ જુઓ. અશુભ એવી તો દુનિયામાં કોઇ વસ્તુજ નથી. જે થાય તે સારાને માટે. અને આંતર નિરિક્ષણ કરનારને દીપકવત સમજાય તેમ છે કે પરમાત્મા કોઇ પણ પ્રાણીનું અશુભ કરતાજ નથી.

વ્યવહારની આંટી ઘુંટીવાળી ગુંચોને દૂર ફેંકી દઇ અંતઃકરણને ઉપરતિથી નિસ્પૃહ કરી પરમાત્મચિંતન કરો. તમારા નેત્રમાં અજબ ખુમારી પ્રકટશે. તમારી પ્રતિભા દિવ્ય રીતે ખીલશે. અને તમો સર્વ રીતે પૂર્ણ થશો.

જગતના મનુષ્યો હંમેશા સુખને માટે તરફડે છે પણ ખરૂં સુખ શેમાં રહેલું છે તે તેઓ જાણતાજ નથી. મુખ્યત્વે કરીને તો તેમના જીવન વ્યવહારમાંજ રચી પચીને રહેલાં હોવાથી પૈસો મેળવ્યો, સ્ત્રી મેળવવી, પુત્રાદિ સંતતિ હોવી વગેરે ઐહિક વસ્તુઓને પ્રાપ્ત કરવામાંજ સુખ માને છે. માછલાંનો ચારો ચરનાર બગલાને મૌક્તિકના ચારાની મઝા શું ખબર હોય? એતો સાચા રાજ્ય હંસજ જાણી શકે. દૃશ્ય વિષયોને પ્રાપ્ત કરવાથી ઉપજતું સુખ ચિરસ્થાઇ ટકવા વાળું નથી. પરિણામે પણ તે વિનાશી છે. તેમાં કયો બુદ્ધિમાન મનુષ્ય લુબ્ધ થઇ પોતાના તનમન ધનનો નાશ કરશે. જેના હૃદયમાં સાચા સુખને પ્રાપ્ત કરવાની ઇચ્છા પ્રકટી છે તે તો એમાં ન લોભાશે. શિખરની સ્થિતિના સુરમ્ય સુખો તળેટીવાસી શું જાણે? એ જાણવા તેણે શિખર ઉપર જવું જોઇએ. દૃશ્ય સુખોનો ભોગ આપી અંતઃકરણને વિકારમાત્રથી અળગું કરી શિખર ઉપર આવવાને હે ભૂલોકવાસી મનુષ્યો તૈયાર થાઓ. તમને સિદ્ધ મંડળ ત્યાં બોલાવે છે. તેમનાં પવિત્ર આમંત્રણને સ્વીકારો. જગતના ભાન ભૂલતાં–આત્મસ્વરૂપમાં જાગ્રત થતાં મનુષ્યમાંથી દેવ બનશો. જીવમાંથી શિવ થશો. આ પરમ રમણિય પરમ સુખનિકેતન શિખરની સ્થિતિ પ્રાપ્ત કરવાને તમારૂં એકજ કર્તવ્ય છે. શિખરે સ્થિતિ કરવા માટે તમારે હીમાલય કે વિન્ધ્યાચળ પર્વતને શોધવો પડશે એવું ધારતા નહિ. તમે તમારે ઘર બેઠાં તે પ્રાપ્ત કરી શકો છો. અને તે ફક્ત **મનની દિશા બદલવાથી.** જ્યારે મનુષ્ય મનની દિશા બદલે છે. તેને પોતાને વશ વર્તાવે છે ત્યારે તે ચાહય તે કરી શકે છે. મનુષ્યના મન ઉપર સુખ દુઃખનો આધાર રહેલો એમ જે કહેવાયું છે તે આટલા માટેજ છે.

મનની દિશા બદલવાથી કેવી રીતે સુખ પ્રાપ્ત થઇ શકે છે. તે તમારે સ્પષ્ટ રીતે જાણવું છે તો સાંભળો મારા ઘરમાં હું બેઠો છતાં અમદાવાદમાં આવેલા મારા સંબંધીના ઘર તરફ દ્રષ્ટી નાંખું છું, વિજળીના વેગે ત્યાં મારૂં મન જઇ પહોંચે છે તેનું ઘર ત્યાં વસતા સ્નેહીઓ એ સર્વને આંતર મનસ્થ હું જોઈ શકું છું. તેની સાથે વાત પણ કરી શકું છું. અને આજ પ્રમાણે મારે જ્યાં જવું હોય ત્યાં હું જઈ શકું છું.

શું તમે વ્યવહારમાં એવો અનુભવ નથી કર્યો કે તમે સુખ અને શાંતિમાં બેઠા હો તેજ વખત કોઇ પ્રતિકૂળ વિચાર પ્રકટી તમારી શાંતિને ક્ષણ માત્રમાં ઉડાવી દે છે. ઘડી પહેલાં જે શાંત હતા તે અત્યારે અશાંત થઇ જાઓ છો. આ સર્વ શાને લીધે. મનની અનુકૂળ પ્રતિકૂળ સ્થિતિથીજ.

અને આજ સ્થિતિનો અભ્યાસ કરી તમે શિખરે સ્થિત થઇ શકો છો. હિમાલયની શિતળ ટેકરીનો અનુભવ તમને આ પદ્ધતિથી થઈ શકશે. શિખરના પ્રદેશમાં રહેવાનું શિખી પછી જગત તરફ નિસ્પૃહ વૃત્તિથી જુઓ. અહિં સુખ દુઃખાદિના ભેદો તમારા જીવનને કદીજ બાધ કરી શકશે નાહં ઇશપ્રાપ્તિને પ્રકટાવો. તમારામા અને ઇશ્વરમા કોઇ રીતની જુદાઇ નથી. મીઠાની પુતળી પાણીમાં ગળતાં એક રૂપ થઇ જાય છે. તેમ તમે પણ તમારા પૃથક અભિમાનને છોડતાં પરમાત્માથી અભિન્ન થઇ જશો. તમારૂં અંતર મન તરત બોલશે કે.

કામ ન શેષ હવે રહ્યો, મળ્યું પ્રાપ્તવ્ય માત્ર.
મન ન હવે ઉઠતું,
ભિન્ન ન સ્વરૂપથી થતું.

(જેમ) જળ જળે જણાય, ઝીલું હું તત્વ સમુદ્રમાં
મારૂં સુખ ક્યું ન જાય–ઝીલું હું તત્વ સમુદ્રમાં

પ્રબુદ્ધ આત્મા, સુખમય આત્મા, શાંતિનિકેતન આત્મા, ચૈતન્ય આત્મા, તમે તમારા-સ્વરૂપાત્મામાં પધારો, પધારો દેવ એજ તમારૂં સાચું રહેઠાણ છે.

---

—: ઉમદા ખોરાક માટે જાણીતું મુંબઇના ભરચક લત્તામાં એકજું. :—

# ધી સાબરકાંઠા.

# બૉર્ડીંગ હાઉસ.

ઠે० મુમ્બાદેવી મુંબઈ.

# કબીરના કાવ્યો



ઝુલન.

(મૂળ હિન્દી) *

જહં ચેત અચેત ખંબ દોઉ,
મન રચ્યો હૈ હિંડોર !
તહં ઝુલૈ જીવ જહાંન
જહં કતહું નહિ થિર ઠૌર ॥
ઔર ચન્દ સૂર દોઉ ઝુલૈ
નાહીં પાવૈ અન્ત.
ચૌરાસી લચ્છહુ જિવ ઝુલૈ
ઝુલૈ રબિ-સસિ ધાય ॥
કોટિન કલ્પ યુગ બીતિયા
આને ન કબહૂં હાય ॥
ધરણી આકાસ હુ દોઉ ઝુલૈ
ઝુલૈ પવનહુ નીર ।
ધરિ દેહ હરિ આપહુ ઝુલૈ
જો લખહીં દાસ કબીર ॥



ગુજરાતી ટીકા.

ચેતન ને અચેતન એવા બે સ્તંભને આધારે મને હિંડોળો રચ્યો છે, તે હિંડોળે જીવ તથા જગત્ ઉભય ઝુલે છે, અને તે કોઈ પ્રકારે બંધ રહેતા નથી (હામ પડતો નથી).

વળી ચન્દ્ર ને સૂર્ય ઉભય તે હિંડોળે ઝુલે છે, પરંતુ તેનો અન્ત આવતો નથી, ચોરાશી લક્ષ જીવો ઝુલે છે, રવિ તથા શશી પણ તે હિંડોળે ઝુલે છે.

કોટિ કલ્પયુગો વીતી ગયા, પરંતુ આજે પણ તે અન્યથા થયું નથી. ધરણીને આકાશ ઉભય ઝુલે છે. ઝુલે છે પવન ને પાણી. દેહધારી સ્વયંહરિ ઝુલે છે. અને આ દર્શનિજ કબીર દાસભાવને પામ્યા છે.

કનૈયાલાલ ફકીરભાઈ મહેતા (ભાષા વિશારદ.)

॥ ॐ श्री ॥

# વિશ્વજ્યોતિ.

પુસ્તક ૩ જું || સંવત ૧૯૭૯ માઘ. || અંક ૭ મો.

શ્રી

## સુખનો માર્ગ.

પદ. ( મારા મનમાં તનમાં એ લય. )

તારા અંતરમાં સુખ સાચું રહ્યું છે, સુખ અર્થે દૂર ક્યાં જાતો,
થઈને તું સ્થિર ને સ્વસ્થ સવેળા, અંતર અભિમુખ થાતો.
કસ્તુરી છે નિજ દુંટીની માંહ્ય,
શોધતો મૃગ તે બાંહ્ય.
નિશદિન ભ્રમમાં રહે અથડાતો, તદ્વત તું તો લહાતો. તારા૦
સૂર્ય છે જેમ પ્રકાશ સ્વરૂપ,
સુખમય તેમ તું રૂપ.
ખોટી નથી જરી આ કંઈ વાતો, શાસ્ત્રનો માર્ગ એ ગાતો. તારા૦
સાવમતિ એ વચનનો વિચાર,
ભ્રાંતિ આ સઘળી સંહાર.
અદ્વૈતમય તું આપે સોહાતો, દ્વૈતના માર્ગે ન ધાતો. તારા૦
જોવા દ્રષ્ટિ નથી કંઈ બહાર,
તારું સ્વરૂપ તું વિચાર.
પ્રભુમય જે થકી તું થઈ જાતો, પૂર્ણત્વ રૂપે સોહાતો. તારા૦

# —: કબીરનું તત્ત્વજ્ઞાન :—



લેખકઃ—રા૦ રા૦ કનૈયાલાલ ફકીરભાઈ મહેતા. ( બાળાવિશારદ ) ભરૂચ.

## પરમેશ્વરની યાચના

( મૂળ હિન્દી )*

૧

મો કો કહાં ઢૂંઢો બન્દે !
મૈંતો તેરે પાસમેં ।
નામૈં દેખલના મૈં મસજિદ,
ના કાબે કૈલાસ મેં ।
નાતો કૌન ક્રિયા કર્મ મેં,
નહીં યોગ બૈરાગ મેં ॥
ખોજી હોય તો તુરતે મિલિહો,
પલ ભરકી તાલાસ મેં ।
કહૈ કબીર સુનો ભાઇ સાધો,
સબ સ્વાંસો કી સ્વાંસ મેં ॥

( ગુજરાતી. )

૧.

હે સેવક ! તું મ્હને ક્યાં ઢૂંઢે છે ? હું ત્હારી પાસમાંજ છું. હું નથી મન્દિરમાં કે નથી મસજીદમાં નથી કાબા તીર્થમાં કે નથી કૈલાસમાં.

ક્રિયા-કર્મમાં હું નથી કે નથી યોગ વૈરાગ્યમાં. જેનું શોધવાની રીત જાણી લે તો તુરત તને મ્હારૂં દર્શન થશે-એક નિમિષ માત્રની તલાસથી તું મ્હને મેળવશે.

કબીર કહે છે કે, "હે સાધુ પુરૂષ ! હું સકલ શ્વાસોચ્છવાસમાંછું."

---

## હિંડાળો ( ઝુલન )

( મૂળ હિન્દી ) ×

૨

ગ્રહ ચન્દ્ર તપન જોત બરત હૈ
સુરત રાગ નિરત તાર બાજે ।
નોબતિયા ઘુરત હૈ રૈન દિન સુન્નમેં
કહૈ કબીર પિઉગગન ગાજૈ ॥

( ગુજરાતી )

૨.

ત્યાં ગ્રહો, ચન્દ્ર તથા સૂર્યની જ્યોતિ જાજ્વલ્યમાન છે, પ્રેમનો રાગ વૃદ્ધિગત થાય છે, તથા વૈરાગ્યના તાલ પડે છે, મહાશૂન્ય (આકાશ)માં અહોરાત્ર નોબત વાગે છે. કબીર કહે છે "મ્હારો પિયુ ગગનમાં વિદ્યુત પેઠે ચમત્કાર કરે છે.

૩

ક્ષણુ ઔર પલકકી આરતી કૌનસી
રૈનુદિન આરતી વિશ્વ ગાવૈ ।
ઘુરત નિસ્સાન તહં ગૈબકી ઝાલરા
ગૈબકી ઘણ્ટકા નાદ આવૈ ॥
કહૈ કબીર તહં રૈનદિન આરતી
જગત કે તખત પર જગત સાંઈ ॥

૩.

ક્ષણ તથા પલકની આરતિ કેવા પ્રકારની હોય છે ? વિશ્વ રાત્રિ દિવસ તેની આરતિ ગાય છે. ત્યાં ગેબી પતાકા તથા ગેબી ચન્દ્રાતપ ( Canopy ) દેદીપ્યમાન હોય છે. ગેબી ઘંટનો નાદ સંભળાય છે. કબીર કહે છે, "ત્યાં અહોરાત્ર આરતિ ઉતરે છે, જગતના સિંહાસન પર જગતનો સ્વામી બિરાજે છે."

---

* બાબુ ક્ષિતિમોહન સેનના પુસ્તકમાંથી મૂળ હિન્દી.

૪.

કર્મ ઔર ભર્મ સંસાર સબ કરત હૈ
પિવકી પરખ કોઇ પ્રેમી જાને ।
સુરત ઔર નિરત ધાર મનમેં પકડ કર
ગંગ ઔર જમન કે ઘાટ આને ॥
નીર નિર્મલ તહાં રૈન દિન ઝરત હૈ
જનમ ઔર મરન તબ અન્ત પાઈ ॥

૫.

દેખ બોજુદ મેં અજબ બિસરામ હૈ
હોય મૌજુદ તો સહી પાવે ।
સુરતકી ડોર સુખ સિન્ધકા ઝુલના
ઘોરકી સોર તહં નાદ ગાવે ।
નીર બિન કંવલ તહં દેખ અતિ ફુલિયા
કહૈં કબીર મન ભંવર છાવે ॥

૬.

ચન્દ્રકે બીચમેં કંવલ અતિ ફુલિયા
તાસુકા સુકખ કોઇ સન્ત જાનૈં ।
શબ્દકી ઘોર ચહું ઓર હોત હૈ
અસીમ સમુન્દર કી સુકખ માનૈં ।
કહૈં કબીર યું ડૂબ સુખ સિંધમેં
જન્મ ઔર મરનકા ભર્મ ભાનૈં ॥

૭.

પાંચકી પ્યાસ તહં દેખ પૂરી ભઇ
તીનકી તાપ તહં લગૈ નાહીં ।
કહે કબીર યહ અગમકા ખેલ હૈ
ગૈબકા ચાંદના દેખ માંહી ॥

૮.

જનમ મરન જહાં તારી પરત હૈ
હોત આનન્દ તહં ગગન ગાજૈ ।

૪.

આખો સંસાર કર્મ કરે છે તથા ભ્રમ (Error) પણ આચરે છે, પરંતુ પિયુને તો ભાગ્યેજ કોઈ પ્રેમીજન જાણે છે. પ્રેમ તથા વૈરાગ્યની ધારાને હૃદયમાં ઝીલી, સાધક ગંગા યમુનાના સંગમને અનુભવે છે. ત્યાં રાત્રિ દિવસ નિર્મળ ધારા વહે છે, તેથીજ ત્યા જન્મ મરણનો અંત આવે છે.

૫.

જો, તે પરમાત્મામાં કેવો અજબ વિશ્રામ છે, જે ત્યા મોજુદ હોય છે તેજ તેને પ્રાપ્ત કરે છે. પ્રેમ-બંધનથી બાંધેલો આનન્દસાગરનો હિંડોળો ઘન-ગંભીર અવાજે ત્યાં નાદ કરે છે. જો, ત્યાં જળ વિના કેવા સુન્દર કમળો ખીલી રહ્યાં છે. કબીર કહે છે, "મ્હારો મન-ભ્રમર નિઃશેષે તેનું પાન કરે છે.

૬.

વિશ્વ ચક્ર (Spinning Wheel) ના કેન્દ્રમાં કયું સુન્દર કમળ ખીલી રહ્યું છે! તેનો આનન્દ ફક્ત એકાદ પ્રેમીજનજ જાણે તેની ચારે દિશામાં સંગીતનો ગમ્ભીર ધ્વનિ પ્રતિધ્વનિત થાય છે. મન હૃદય અસીમ સિન્ધુના આનન્દને ઉપલબ્ધ કરે છે. કબીર કહે છે, "તું પણ આ પ્રમાણે તે આનન્દના અમૃત સિન્ધુમાં નિમજ્જન કર, જેથી જન્મ મરણની ભ્રાન્તિ સમૂળી નાશ પામશે.

૭.

ત્યાં પંચેન્દ્રિયની સકલ તૃષ્ણા છિપી ગઇ છે. ત્રિવિધ તાપ ત્યાં લાગતો નથી. કબીર કહે છે, 'તે અગમ્ય (Unattainable) નો ખેલ છે, વળી ત્હારા અંતરમાં ગેબી પુરૂષના ચંદ્ર કિરણો કેવા ઝરે છે?"

૮.

જન્મ મરણનું જ્યાં નામ નિશાન નથી; ત્યાં આનન્દ ઉત્પન્ન થાય છે; ત્યાં ગગન દેદીપ્યમાન હોય છે; ત્યાં ઝંકાર પડે છે; ત્યાં

ઉઠત ઝનકાર તહં નાદ અનહદ ઘૂરૈ
    તિરલોક મહલકે પ્રેમ બાજૈ ॥

૯.

ચન્દ્ર તપન કોટિ દીપ બરત હૈ
    તુર બાજૈ તહાં સન્ત ઝૂલે ।
પ્યાર ઝનકાર તહં નૂર બરસત રહૈ
    રસ પીવૈ તહં ભક્ત ઝૂલે ॥

૧૦

જન્મ મરણ બીચ દેખ અન્તર નહીં
    દચ્છ ઔર બામ યું એક આહી ।
કહૈ કબીર જા સેન ગૂંગા તઇ
    બેદ કતેબકી ગમ્મ નાહી ॥

૧૧

અધર આસન કિયા અગમ પ્યાલા પિયા
    જોગકી મૂલ ગહ જુગતિ પાઇ ।
પન્થ બિન જાય ચલ સહર બેગમપુરે
    દયા જગદેવકી સહજ આઇ ॥
ધ્યાન ધર દેખિયા નૈન બિન પેખિયા
    અગમ અગાધ સબ કહત ગાઇ ॥
સહર બેગમપુરા ગમ્મ કો ના લહે
    હોય બેગમ્મ જો ગમ્મ પાવૈ ॥
ગુના કી ગમ્મ ના અજબ બિસરામ હૈ
    સેન જો લખૈ સોઈ સેન ગાવૈ ॥

૧૨.

મુરખ બાની તિકા સ્વાદ કૈસે કહૈ
    સ્વાદ પાવૈ સોઈ સુકખ માને ।
કહૈ કબીર યા સેન ગૂંગા તઈ
    હોય ગૂંગા જોઇ સેન જાનૈ ॥

અસીમનું સંગીત સંભળાય છે; ત્યાં ત્રિલોકધામનો પ્રેમ ગાજી ઉઠે છે.

૯.

ત્યાં ચન્દ્ર તથા સૂર્યના કોટિ પ્રદીપો બળે છે, મૃદંગ વાગે છે; પ્રેમીજન હિંડોળે ઝુલે છે; પ્રેમ અંકુરત થઈ ઉઠે છે; જ્યોતિની વૃષ્ટિ થાય છે, ભક્ત એકાગ્ર થઇ અમૃત રસનું પાન કરે છે.

૧૦

જન્મ મરણ વચ્ચે બિલકુલ અન્તર નથી. વામ તથા દક્ષિણ એકજ વસ્તુ છે. કબીર કહે છે, "જ્ઞાની નિર્વાક થઈ જાય છે, કારણ કે આ સત્ય શાસ્ત્ર કે ગ્રન્થમાંથી ઉપલબ્ધ થતું સત્ય નથી."

૧૧.

અધર (Self boisod) ઉપર મ્હારૂં આસન માંડયું છે; મ્હેં અગમ્યના પ્યાલાનું પાન કર્યું છે. રહસ્યે સમજી યોગના મૂળને મ્હેં પ્રાપ્ત કર્યું છે. પથ વિનાજ હું તે દુઃખરહિત અગમ્યપુરમાં જઈ ઉપસ્થિત થયો છું. અગમ્ય તથા અગાધ તરીકે સર્વેએ જેને ગાયું છે, પરંતુ મ્હેં તેને ધ્યાન ધરી જોયું છે, નયન વિનાજ તેને પ્રત્યક્ષ કર્યું છે. તે ખરેખર દુઃખાતીત ધામ છે, પરંતુ કોઇ તેના પથને પામતું નથી. જે તે પથને પામ્યો છે, તે સર્વ દુઃખથી અતીત છે. અજબ તે વિશ્રામ ભૂમિ છે, જે કોઇ પણ ગુણ દ્વારા લભ્ય નથી. જેણે તે ભૂમિ જોઇ છે તે ખરેખર જ્ઞાની છે, અને તેણેજ તેની પ્રશંસા કરી ગાયું છે.

૧૨.

મૌખિક વાણી વડે તેનો સ્વાદ કેવી રીતે વર્ણવી શકાય, જેણે તેનો સ્વાદ અનુભવ્યો છે તેજ જાણે છે કે તે આનન્દ કેવો છે; કબીર કહે છે, તે જાણવાથી મૂર્ખપણ જ્ઞાની થાય છે, અને જ્ઞાની તે જાણી નિર્વાક થઇ જાય છે.

૧૩.

છકયાં અવધૂત મસ્તાન માતા રહૈ
ગ્યાન બૈરાગ્ય સુધિ લિયા પૂરા ।
સ્વાંસ ઉ સ્વાંસકા પ્રેમ પ્યાલા પિયા
ગગન ગરજૈ તહાં બજૈ તૂરા ॥

૧૩.

ત્યાં વૈરાગીઓ તૃપ્ત થઇ ઉન્મત્ત ભાવે રહે છે. (આટલા દિવસમાં) વૈરાગ્યજ્ઞાનને તેમણે પરિપૂર્ણ રીતે શુદ્ધ કરી લીધું છે. શ્વાસોચ્છ્વાસના પ્રેમ પાત્રનું તેમણે પાન કરી લીધું છે. ત્યાં ગગન નિનાદિત થાય છે, તથા મૃદંગ વાગે છે.

૧૪.

બિનકર તાંતિયા નાદ ગાતા રહૈ
જતન જરના લિયા સદા ખેલૈ ।
કહૈં કબીર પ્રાણ પ્રાણસિન્ધમેં મિલાવૈ
પરમ સુખધામ તહં પ્રાણ મે લે ॥

૧૪.

કરવિના, તાર રહિત, તંત્રીપર કેવી સુન્દર રાગણીનું ગીત ગવાય છે! સુખ દુઃખ વડે અહોરાત્ર કેવું ખેલન ચાલે છે! કબીર કહે છે, "ત્યાં ત્હારા પ્રાણને પ્રાણ સિન્ધુમાં મિલાવી શકે તો તે પરમાનન્દ ધામને ત્હારા પ્રાણ પ્રાપ્ત થશે.

૧૫

આઠહુ પહર મતવાલ લાગી રહૈ
આઠહુ પહરકી છાક પીવૈ ।
આઠહુ પહર મસ્તાન માતા રહૈ
બ્રહ્મ કે દેહમેં ભક્ત જીવૈ ॥

૧૫

અષ્ટ પ્રહર ત્યાં કેવા મત્તભાવની ધૂન લાગી રહી છે! અને અષ્ટ પ્રહરના નિર્યાસ (Essenci) નું ત્યાં સાધક પાન કરે છે. અષ્ટ પ્રહર બ્રહ્મના દેહમાં ભક્ત પ્રાણ ધારણ કરી રહે છે, અષ્ટ પ્રહર તે મત્તભાવમાં ઉન્માદિત રહે છે.

૧૬.

સાંચ હી કહત ઔર સાંચ હી ગહત હૈ
કાંચ કું ત્યાગ કર સાંચ લાગા ।
કહૈં કબીર યું ભક્ત નિર્ભય હુવા
જન્મ ઔર મરનકા ભર્મ ભાગા ॥

૧૬

સત્ય કહું છું, અને સત્યજ ગ્રહણ કરૂં છું. કાચ (મિથ્યા) નો ત્યાગ કરી હું સત્યનેજ વળગી રહું છું. કબીર કહે છે, "આમ કરવાથીજ ભક્ત નિર્ભય થયો છે, આમ કરવાથીજ જન્મ મરણનો ભ્રમ ભાંગ્યો છે.

૧૭

ગગન ગરજે તહાં સદા પાવસ ઝરૈ
હોત ઝનકાર નિત્ત બજત તૂરા ॥
ગગન કે ભવનમેં ગૈબકા ચાન્દના
ઉદય ઔર અસ્તકા નાંવ નાહીં ।
દિવસ ઔર રૈન તહં નેક નહીં પાઇયે
પ્રેમ પરકાસ કે સિન્ધ માહીં ॥

૧૭

ત્યાં ગગન નિનાદિત થાય છે. અમૃતની નિત્ય વૃષ્ટિ થાય છે, નિત્ય ઝંકાર ઉઠે છે, નિત્ય મૃદંગ વાગે છે. ગગન ભવનોમાં કેવી ગેબી જ્યોતિ છે, ત્યાં ઉદય–અસ્તનું નામ માત્ર પણ નથી. પ્રેમા લોક પ્રકાશ સાગરમાં રાત્રિ દિવસમાં ભિન્નતા લેશમાત્રપણ જણાતી નથી.

૧૮

સદા આનન્દ દુખ દુન્દ વ્યાપે નહીં
પૂરણાનન્દ ભરપુર દેખા ।

૧૮.

ત્યાં સદાજ આનન્દ હોય છે, દુઃખ દ્વન્દ્વનો વિસ્તાર નથી, પૂર્ણાનન્દ ભરપૂર દેખાય છે,

ભર્મ ઔર ભ્રાન્તિ તહં નેક નહિં પાઇયે
કહૈં કબીર રસ એક પેખ્યા ॥

ભ્રમ તથા, ભ્રાન્તિને ત્યાં બિન્દુમાત્ર પણ સ્થાન નથી. કબીર કહે છે, "ત્યાં મ્હેં એક રસનું પેખન પ્રત્યક્ષ અનુભવ્યું છે."

૧૯

ખેલ બ્રહ્માણ્ડકા પિણ્ડમેં દેખિયા
જગતકી ભરમ દૂર લાગી ।
બાહરા ભિતરા એક આકાશ વત
ધરિયા મેં અધર ભરપૂર લાગી ॥

૧૯.

"આ દેહમાં બ્રહ્માણ્ડનું ખેલન અનુભવ્યું છે, જગતનો ભ્રમ મ્હારી પાસેથી પલાયન કરી ગયો છે. બ્હાર કે અંદર એકજ આકાશવત્ છે. સીમામાં અસીમ પરિપૂર્ણ રીતે જોડાયલો છે.

૨૦

દેખદીદાર મસ્તાનમૈં હોય રહ્યો
સકલ ભરપૂર હૈ નૂર તેરા ।
જ્ઞાન કા થાલ ઔર પ્રેમ દીપક હૈ
અધર આસન કિયા અગમ ડેરા ॥
કહૈં કબીર તહાં ભર્મ ભાસે નહી
જન્મ ઔર મરણકા મિટા ફેરા ॥

૨૦

"તે ઉત્સાહનું દૃશ્ય જોઇ હું મસ્ત થઈ ગયો છું. સકલ જગતને તમારી જ્યોતિ ભરપૂર કરી રહી છે, હે જ્યોતિર્મય ! જ્ઞાનના થાલા ઉપર પ્રેમ દીપક બળે છે, અસીમ પર માંડ્યું છે આસન, અગમ્ય છે.

"અન્ધન" કબીર કહે છે, ત્યાં ભ્રમ દેખાજ દઇ શકતો નથી, જન્મ-મરણના વિપર્યય (ફેરા) હવે મિટી ગયા છે."

## ઉપાસનાનાં રહસ્યો.



લેખક:—શ્રીયુત ઇશ્વરભાઈ જીવાભાઈ અમદાવાદ.

દીર્ઘ સૂત્રીનો ક્ષય થાય છે. પણ અથ સિદ્ધ થતો નથી.

સત્યા સત્યના વિવેકથી મોહ થતો નથી. ગુણવાન માણસને તિરસ્કાર કરવો નહીં. ગુણવાનના સંગરૂપી ઔષધથી મૃત્યુ પણ મીત્રપણાને પામે છે.

વૃત્તિમાં જે કંઇ ઉપાસનાને અનુકૂળ ભાવનાઓ-સ્ફુરે છે તે વૈખરી વાણીમાં અર્થાત્ ખરતી વાણીમાં જણાવું છું.

વૈખરીમાં વાણીનું બળ વસુધારાના ધોધની પેઠે વહે છે. તેમાં કેટલીક ધારાઓ મૂળ શિખરના સંબંધવાળી રહેલી જણાશે. અને બીજી ધારાઓ સહસ્રધા પ્રતિબંધોને લીધે છિન્ન વિચ્છીન્ન થતી જણાશે. જેની રીતે જળ ધારામાં કેટલીક ધારા મૂળ શિખર સાથે સંબંધવાળી અનુભવાય છે. અને કેટલીક વિખરાઈ જતી જણાય છે, તેમ શબ્દ બ્રહ્મની વૈખરીરૂપ વસુધારાની કોઇક ધારા

જે પર બિંદુમાંથી તે વહે છે. તેની સાથે મધ્યમા પશ્યંતી અને પરાપર્યંત સંબંધવાળી ઉપાસકને જણાય છે.

અને કેટલીક ધારા વાણીના સ્થાનમાંથી નિકળતાં અથડાઈ વિખરાઈ જાય છે, આ કારણથી આપણા મુનિઓ કહે છે કે વાગદેવીના ત્રણ પાદ વિખરાયલા છે. અને ચોથો પાદ બ્રહ્મ સાથે જોડાયેલો છે. જેમની પરા વાણીનો સ્ફોટ થયો છે. અર્થાત્ જેમ બીજવાપેલા ભગના દાણાનો ગર્ભ ઉપલી કાળી અથવા લીલી છાલ તોડી બહાર જણાય છે, તેમ જેમના વાણીના ગર્ભરૂપ અર્થ અથવા તાત્પર્ય વાણીના આવરણને ભેદી સ્વતઃ પ્રકટ થાય છે. તેઓ પશ્યંતિમાં અર્થને પ્રત્યક્ષ જુએ છે. તેમનો સઘળો અનુભવ પશ્યંતિમા ઉદય પામે છે. અને ત્યાર પછી મધ્યમાં અંકુરીત થઈ શાખા પ્રશાખા રૂપે વૈખરીમા વૃક્ષરૂપે જણાય છે.

ઘણાઓ વૃક્ષનેજ જુએ છે. અંકુરને સ્પર્શ કરી શકતા નથી કેટલાક અંકુરને સ્પર્શ કરી શકે છે. તો બીજના ભેદાએલા બે ભાગને શબ્દ અને અર્થરૂપ બે પુટોને જોઇ શકતા નથી. કેટલાક સંપુટના બે નિરાળા ભાગને જોઈ શકે છે તો તેના સંધી યોગને જુએ છે એ અંડાકાર પરાવાણીમાં પર બિંદુ રૂપે સ્થિત થઇ શકતા નથી. આથી ઉપાસકે **સોઽહમ્** અર્થાત્ જે રવિ મંડલમાં છે તે હૃદયપદ્મમાં છે અને તે એકજ દિવ્ય આત્મા છે. આ પ્રકારના ઉપાસનાના અવલંબનવાળા મંત્રને શબ્દ જાલરૂપ વૃક્ષમાં શબ્દનો ધ્વનીમય અંકુરોમાં તાત્પર્ય અર્થાત્ અદ્વૈત ભાવ અને ધ્વનીના સંપુટના બે ખંડમાં તે ખંડના સંધીમાં અને છેવટે પરાબિંદુમા અર્થાત્ મૂળ મંત્રમાં કામકલામા ઉતારવો જોઇએ. સારાંશ આંતર યાગની અથવા શરણ્ય ઉપાસનાની બીજ બિંદુ નાદ કલા શાન્તિ એ નામની પાંચ ભૂમિકા અનુભવાય છે.

આ ભૂમિકાને સ્થૂળ સૂક્ષ્મ કારણ મહાકારણ નિરંજન એ નામથી વ્યવહારાય છે. વળી આગળ શાસ્ત્રમાં સ્થૂળબિજ ભૂમિકાને "આભાસન" નામ આપવામાં આવે છે. કારણકે તે વડે બીજાના મનમાં તાત્પર્યનો વૈખરી વડે આભાસ માત્ર થાય છે. સુક્ષ્મબિંદુ ભૂમિકાને-રંજન-એવું નામ આપવામાં આવે છે. કેમકે મધ્યમામાં તાત્પર્યથી વાણી રંગાય છે અને જપ કરનાર ઉપાસકને તે રંજન અર્થાત્ આનંદ આપે છે. કારણ નાદ ભૂમિકાને વિમર્શન કહે છે. કેમકે તે પશ્યંતિ ભૂમિકામાં તાત્પર્ય સ્ફુરે છે (વિમર્શ=વિચારનો ઉદય.)

મહાકારણ કલા ભૂમિકાને બીજાવસ્થાપન કહે છે કારણ કે ખરૂં બી તાત્પર્યનુ તેમાં વવાય છે. અને તેથી તે ભૂમિકાને "કામકલા" પણ કહે છે. અને શાંતિ અથવા નિરંજન ભૂમિકાને "વિલાપન" નામ આપવામાં આવે છે, કેમકે તેમાં ઉપાસક ઉપાસ્ય રૂપે પલટાઈ જાય છે.

નીચેના કોષ્ટક વડે કહેવાનો ભાવ વિશેષ સ્પષ્ટ થશે. **યોऽसावसौ दित्ये सोऽसावहम् सोऽहम्–ओम्** (વ્યંજન ભાગ બાદ કરતાં રહેલો રહસ્ય મંત્ર.)

આ મંત્ર ૧ વાક્ય ૨ પદ અને ૩ બીજ રૂપે ત્રણ ભાગમાં સુગમતા સારૂ લખ્યો છે.

આપણે હવે બીજ મંત્રને લઇ વિકાસ કરીશું.

ॐ (સંપુટ.)

વિલાપન-નિરંજન-શાંતિ.
બીજાવસ્થાપન-મહાકારણ-કલા.
વિમર્શન-કારણ-નાદ.
રંજન-સૂક્ષ્મ-બિંદુ.
આભાસન-સ્થૂલ-બિજ.

આ પંચ ભૂમિકા-વિરાટની ઉપાસનાની સિદ્ધ થતાં હૃદયાકાશ અને સૂર્ય બિંબસ્થ ચિદાકાશ-સંપુટી ભાવને પામે છે. જીવોમાં તો તે કરોડો ગાઉ છેટા પડેલા ભાગ છે અને એક સંપુટના ભાગ છે. તેમ કોઈ જાણતું પણ નથી. આ ઉપાસના વડે તાલા કુંચીનો યોગ થાય છે. તાલુ પાસે અને કુંચી નહીં તેથી વહોરાને ત્યાં ઘણી કુંચીઓ બેસાડવા જવું પડે છે. કોક કુંચી બેસે છે. અને વહોરો ઘેર આવી તાલુ જોઈ તુરત બેસાડી આપે છે!!

પ્રત્યેક હૃદયના તાલાની સૂર્યરશ્મિ સાથેની કુંચી હોય છે. અને તે સુષુમ્ણા માર્ગેજ બેસાડી શકાય છે. ગમે તેવા રશ્મિ વડે યોગ સંધાતો નથી.

શ્રી ગુરૂ પ્રભુના અનુગ્રહવાળાને કુંચીની પ્રાપ્તિ સહજ થઈ જાય છે.

ઋષિઓ ઉત્તમ દૃષ્ટાંતથી આ અદ્વૈતભાવને-તાલા કુંચીના યોગને બતાવી આપે છે. વેદના એક અપૂર્વ શુક્તમાં વર્ણવ્યું છે કે એક અદ્દભુત માયાવિએ એક સુંદર રંગબેરંગી પતંગીયું રચ્યું છે. તે પતંગ બે સુંદર પાંખો વિસ્તારી મહા સમુદ્ર ઉપર પ્રકાશમાં ઉડે છે. પ્રકાશના બળથી તે પતંગીઆ સામે જોવાતું નથી એટલે કોઇ ઉત્તમ કવિ તેના સ્વરૂપની શોભા જોવા સમુદ્રના મોજાં વિનાના જળમા તેની છાયાને ખોળે છે. છાયા બંધ બેસતી મળે છે અને તે ઉપરથી મનમાં પતંગીયાની ભાવના ઉભી કરે છે અને તે પતંગીઆના ગુણનું ગાન ઉત્તમ કાવ્યમાં કરે છે.

આ ઉત્તમ કલ્પનામાં અદ્દભુત માયાવી-તે અંતર્યામિ ઇશ્વરજ છે!
રંગબેરંગી પતંગીયું તે સૂર્ય મંડલસ્થ વિરાટ ચેતન છે.

હૃદયગુહા એ સમુદ્ર છે. તેમાં ઘડેલો ચિદાભાસ (**હાર્દ બ્રહ્મ**) તે પતંગની અને છાયાની દોરી છે. જ્યાં સુધી હૃદય સમુદ્ર અને આકાશ સમુદ્ર સંપુટી ભાવને પામ્યાં નથી ત્યાં સુધી પતંગ દોરી અને તે પતંગની છાયા વણ્યાજ કરે છે. અને તેનું નામ સંસરણ છે.

સંપુટીભાવ-સિદ્ધ થતાં અર્થાત્ વિલાપન ભૂમિકા સિદ્ધ થતાં પતંગ-દોરી અને છાયા લોપાઈ જાય છે. અને માયાવીનો-અંતર્યામિનો-ચમત્કાર સમજાઇ જાય છે. ઇતિ શિવં.

# આજે વાવી આજે લણું.



રઘા પટેલ આજે સવારના પોતાના ખેતરમાં જઈ બાજરી વાવી સાંજે ઘેર આવ્યા છે. રસ્તે આવતાં આવતાં જનસ્વભાવ ઉપર તેમને વિચાર થઈ આવ્યો. અને તેઓ મહોટેથી કહેવા લાગ્યા કે આજે વાવી આજે લણું. આજે વાવી આજે લણું. આજે વાવી આજે લણું. જનાર આવનાર માણસોએ પુનઃ પુનઃ ઉચ્ચાર થતું આ વાક્ય સાંભળ્યું. અને તેઓ વિચાર કરવા લાગ્યા કે નક્કી રઘા પટેલને ઉન્માદનો વ્યાધિ થયો છે. ભોળા ભલા વૃદ્ધ અનુભવી રઘા પટેલ નાહક તો આ પ્રમાણે બોલે નહિં. ક્ષણ માત્રમાં આખા ગામમા આ વાત પ્રસરી ગઈ. રઘા પટેલને અંતરથી હાસ્ય પ્રકટ્યું પણ આ નિમિત્તે લોકોને કંઈક બે શબ્દ કહેવાની વૃત્તિ થવાથી પોતાનું બોલવું ચાલુ રાખ્યું.

ઘેર આવ્યા પછી પણ આજે વાવું આજે લણું એ બોલવાનું ચાલુ રહયું. તેની બૈરી તથા છોકરાંઓએ પણ ધાર્યું કે સવારમા સાજા સગા ગયા હતા અને આ એકાએક શું થઈ ગયું. કોઈની ચોટ લાગી કે શું? અરે ભગવાન! હનમાન બાપજીને આવતા શનિવારે જઈ વડાં પૂરી મૂકી આવીશ અને તેલ ચઢાવીશ મારૂં હેવાતણ કાયમ રાખજે એવી બાધા રઘા પટેલની સ્ત્રીએ રાખી લીધી. તેના છોકરાંઓ તો બાપા તમને આ શું થયું છે? જરા શાંત તો થાઓ. એવું ઘણુંએ કહયું પણ:—

"આજે વાવી આજે લણું"

આ વાકય બોલતા તેઓ બંધ થાય નહિ. રઘા પટેલ સ્વભાવે ભલા હતા. આખું ગામ તેમને ઓળખતું. પોતાની પૈસાપાત્ર સ્થિતિ ન હતી છતા જાતિ સેવાથી પરોપકારનાં કામો કરવામાં તેઓ પાછી પાની કરે એમ ન હતું. સેવામંત્રને એમણે જીવનનું લક્ષ્ય બિંદુ માન્યું હતું અને અડધી રાતે કોઈ પોતાનું કામ સોંપે તો તે બજાવતા તે ન જોતા રાત કે ન જોતા બપોરનો તાપ. ગમે તે સમયે અને ગમે તે કામમાં પરોપકાર વૃત્તિથી કરી છૂટવા હમેશા તૈયાર રહેતા. તેમના ભલા સ્વભાવને લઇ આખું ગામ ઉપર તળે થઈ ગયું. આવા સાધુ પુરૂષને તે ઉન્માદ શાથી થયો થશે? અરે પરમેશ્વર? એ પ્રમાણે લોકો માંહમાંહે વાત કરવા લાગ્યા. અને તેમની ખબર જોવા પણ જવા લાગ્યા.

રઘા પટેલના ઘરમાં આજે માણસોનો સુમાર ન હતો. કોઈ મગજે ઘી ઘસતું તો કોઈ શરીરમાં વાયુ થયું હશે જાણી સુંઠનો ભૂકો ઘસતું તો કોઈ આટલી ઉંમરે તો ડોસાને શું કરવા ખેતરમાં મોકલ્યા હશે એમ કહી તેના ઘરના બૈરી છોકરાંનો દોષ કહાડતું. તેમનો પડોશી પાસેના શહેરમાં જઇ ડોકટરને તેડી આવ્યો. ડોકટરે આવી રઘા પટેલની નાડી તપાસી પણ તેને ઉન્માદનું કંઇ ચિન્હ જણાયું નહિ.

"આજે વાવી આજે લણું"

એવું વાક્ય રઘા પટેલના મોંમાંથી નીકળતું હતું પણ તે સાથે ઉન્માદને લીધે શરીરમાં નેત્રાદિના જે ચિન્હો જણાવવા જોઇએ તે ન જણાતાં ડોકટરે રઘા પટેલની જીભ, છાતી, પાંસ-

ભાગે, ડઠ વિગેરે બધુંએ ભુંગળી મૂકી મૂકીને તપાસ્યું. અને છાતી મસ્તિક વિગેરે ભાગોમાં આંગળીના ટકોરા પણ માર્યા. છેવટ પોતાનો અભિપ્રાય જણાવ્યો કે ઉન્માદની હજી શરૂઆતજ છે. અને થોડો વખત દવા લેવાથી મટી જશે. કોઈ એકજ પ્રકારના વિચારના ચિંતનથી આ પ્રમાણે અસર થવા પામી છે. ગભરાવા જેવું નથી એમ કહી દવા લખી આપી ત્યાંથી જવા ઉભા થયા.

રઘા પટેલે ડોકટરનો હાથ મજબુતીથી પકડયો. અને કહેવા લાગ્યા, આજે વાવી આજે લણું. ડોકટર સાહેબ બેસો મારે થોડી અનુભવની વાત કરવી છે. કહો જોઈએ તમારૂં શાસ્ત્ર શા ઉપર રચાયું છે? કેવળ અનુમાન ઉપર. રોગીને ખરેખરો રોગ શું છે અને તેની ચિકિત્સા શું છે એ તો તમે જાણતા નથી. અને હકીકત સાંભળી કેવળ ઠીંગમારની થોડી અને હાંક સુલેમાન ગાલ્લી કર્યે જાઓ છો. અરે મારા વડવાઓના વખતમાં તો રોગી પોતાની હકીકત જરા પણ ન કહે તે છતાં હાથમાં નાડ લેતાંની સાથે વૈદરાજ તેને થતા રોગની અને ચિકિત્સાની પૂરેપૂરી હકીકત કહી બતાવતા. સાપ ગયા અને લીસોટા રહયા. એ ચાલી આવતી કહેવત પ્રમાણે તમે હજીએ હાથમાં નાડ લેવારૂપ દેખાવ તો કરો છો પરંતુ ખરો આધાર તો હકીકત ઉપર ધ્યાન આપો છો મારા સાહેબ ખરૂં જ્ઞાન ભૂલી પોપટીયા અચરે અચરે રામ તમે શિખ્યા છો. આયુર્વેદની મહત્તા અને સર્વોપરિતા જાણ્યા સિવાય તેના ઉપર તમે હાથે કરીને કુહાડી મારી છે. રોગને જડમૂળમાંથી કહાડનાર આ દેશની હવા અને પાણીને માફક આવે તેવી દેશી દવાઓ છોડીને પારકાના મોહમાં અંજાઇ તમે પોતાની વસ્તુને ભૂલ્યા છો. ગમે તેવા બેશુદ્ધ માણસને પણ શુદ્ધીમાં લાવી ચૈતન્ય આણનાર માત્રાઓને વિસારી તમે સોયા ખાવાની (ઈન્જિકશન) પદ્ધતિ સ્વીકારી છે. જાઓ મારા સાહેબ ગાંધીભાઈનો આટલો બધો ઉપદેશ છતાં આ મોહ તમે છોડી શક્યા નથી.

ખુરશી ઉપરથી ઉભા થવાનો પ્રયત્ન કરી ડોકટરે પટેલના સગા સંબંધીઓને કહયું કે, મામને આમ બોલ્યા કરશે તો રોગ બહુ વધી જશે. મારા બીજા પેશન્ટો (ગ્રાહકો) રાહ જોતા શે માટે હવે મને જવા દો. પરંતુ પટેલે હાથ પકડી રાખેલો હોવાથી તેમનાથી છુટી શકાયું નહિ.

રઘા પટેલ ગંભીરતાથી પુનઃ બોલવા લાગ્યા ડોકટર મને ગાંડો ધારશો નહિ તેમ ઉન્માદની ચેકિત્સા પણ કરશો નહિ. અલ્યા દુલભા. ડોકટર સાહેબને તેમની ફીના પાંચ રૂા.ને બદલે દસ રૂા. આપ કે જેથી તેઓ નિરાંત જીવે બેસે અને મારી વાત સાંભળે.

ઘરની પેટીમાંથી રઘા પટેલના પુત્ર દુલભાએ રૂા. ૧૦) ની નોટ કહાડી ડોકટરના હાથમાં મૂકી અને મને મારી ફીનીજ જરૂર છે. વધારેની જરૂર નથી એમ આનાકાની કરતાં અનિચ્છાએ ડોકટરે તે સ્વીકારી. પછી રઘા પટેલે કહેવા માંડયું.

જુઓ સાહેબ આજે વાવી આજે લણું એ પ્રમાણે બોલવાથી તમે તેમ આ સઘળા ગામ લોકોએ મને ગાંડો ધારી લીધો છે. પણ આખા જગત તરફ જુઓ તે સઘળા આજે વાવી આજે લણવાનીજ પ્રવૃત્તિ કરે છે. અને તે જોઈ મને પણ તેમ કરવાનું મન થઈ આવ્યું આજે વાવી આજે કોઇ દિવસ લણાતુ નથી. અને તેમ કરનારને ગાંડો ગણે છે છતાં દુનિયાના માણસો આજે પ્રયત્ન કરી તેના ફળની આશા પણ આજેજ રાખે છે. હું તો તમારી બધાની દ્રષ્ટિએ ગાંડો ઠર્યો પણ હું કહું છું કે હું ગાંડો કે દુનિયાના માણસો ગાંડા.

જન સ્વભાવ તો આજ કાલ એવો થઇ ગયો છે કે તેઓ એક હાથ ખાડો ખોદી આજે ને આજે કૂવામાંથી પાણી કેમ નથી આવતું તેની આશા રાખે છે. અને જ્યારે તેમના પ્રયત્નમાં સફળતા ન મળે ત્યારે દૈવને યા પોતાના નસીબને દોષ દે છે.

નાનું બાળક આકાશમાંનો ચંદ્રમાં રમવા માગે છે. બુદ્ધિમાન માત પિતા બાળકની બાળક બુદ્ધિ ઉપર હસે છે. અને જેમ તેમ કરી તેની હઠ છોડાવે છે. કેમકે આકાશનો ચંદ્ર કાંઇ રમકડું નથી કે તેને માત પિતા લાવી આપી શકે તે છતાં આશ્ચર્ય છે કે એજ બુદ્ધિમાનમાં ગણાતા માતા પિતાઓ પોતાના જીવન વ્યવહારમાં એ બાળકના જેવીજ રીતભાત રાખે છે. કુદરતમાં સઘળું યથા નિયમે ચાલે છે. રાત્રિ પછી દિવસ. દિવસ પછી રાત્રિ. ઋતુઓના ફળ પણ ઋતુઓમાંજ પાકે છે. અને આ પ્રમાણે દરેક બાબતમાં કુદરત પોતાનો મૂક પણ બોધપ્રદ ઉપદેશ મનુષ્યોને આપી રહેલ હોવા છતાં તે પ્રતિ લક્ષ ન કરતા બાજીગરના આંબાની માફક તરત આંબો રોપી તુર્તજ તેનું વૃક્ષ કરી તરત તેનાં ફળ ખાવાની ઇચ્છા કરે છે. બાજીગરનો આંબો જોવા માત્રનો છે. નજરબંધીનું અને હાથ ચાલાકીનું પરિણામ છે અને તે સત્ય નથી. છતાં જનસમાજમાં ઘણા ખરા માણસોની વૃત્તિ ફળની લાલસામાં તેવીને તેવીજ છે.

ડોક્ટર સાહેબ તમે તો દેશદેશ ફરેલા છો. આગ્રાનો તાજમહેલ કે મીસરની પિરામીડો કે રોમના પ્રચંડ દેવળો અને સિધપુરની રૂદ્રમાળ તમે તો જોઇ હશે. શું તમને એમ લાગે છે કે તે એક દિવસના પ્રયત્નનું પરિણામ છે? તે તૈયાર થતાં વર્ષોના વર્ષ લાગ્યાં હશે. છતાં અમારે તો આજે મકાન બાંધવા શરૂ કરી આજેજ તેને પુરૂં કરવાનું સામર્થ્ય જોઇએ છે. પણ તમેજ કહો કે આ સામર્થ્ય તે શી રીતે આવે? સમયની અપેક્ષા દરેકને છે. આ નિયમને લક્ષમાં રાખી જો પ્રયત્ન કરવામાં આવે તોજ ફળ મળી શકે.

ડોક્ટર સાહેબ તમારે કામ તો ઘણું હશે. છતાં જરા શાંતિથી સાંભળશો. કે જેથી અમારા સઘળા ભાઇઓ પણ તમારે લીધે સાંભળી શકે. જુઓ અમે ખેડુતો જાડી બુદ્ધિના કહેવાઇએ છીએ. કોઇની ખોટી સ્હેમાં ન અંજાનારા એક ઘાના બે કટકા કરનારા જ્યાં પ્રેમ હોય ત્યાં માથુ આપનારા અને સત્યનેજ અમારૂં સર્વસ્વ માનનારા સુધરેલાની નજરમાં ગામડીયા કહેલા ખેડુતો છીએ. અમે ખેતરમાં જઇએ છીએ ધાન્યની રોપણી કરીએ છીએ. અને ઘેર આવીએ છીએ. રોપણી કર્યાં પછી બીજે દિવસે પાછા ખેતરમાં જઇ રોપેલા બી ઉગશે કે નહિ તેની ચિંતા કરતાં નથી. તેમ નાંખેલા બીજને ફરી તપાસી જોતા નથી. કુદરતમાં અમને ભરોંસો છે. બીજ નાંખ્યા એટલે તેના રોપા ઉગવાનાજ એ અમે માનીએ છીએ. અને વિશ્વંભર અમને કદી નિરાશ કરતો નથી. છતાં અમારા કરતાં સુક્ષ્મ બુદ્ધિના માણસોને પોતાના પ્રયત્નમાં વિશ્વાસ નથી. આ પ્રયત્નનું ફળ મને મળશે કે નહિ એ પ્રકારની મૂળમાંજ તેમને શંકા હોય છે. અને જેનું મૂળ સડેલું હોય તે વૃક્ષ કેવી રીતે મજબુત થઇ શકે. પ્રયત્નની પણ તેવી દશા થાય છે. મૂળમાંજ અવિશ્વાસવાળો પ્રયત્ન કદી પણ ફળને પ્રકટાવતો નથી.

મારે હજી કહેવાનું તો ઘણું છે પણ તે સાંભળવું હવે તમને કંટાળારૂપ લાગશે. મારા ભાઇઓ પણ મારા ટક ટક.ને બકવાદરૂપ ગણશે. તેથી હવે ટુંકમાંજ પતાવું છું. ગુજરાતીઓને માટે આરંભે શૂરા એ કહેવત પડી ગઇ છે. તેઓ કામ ઉપાડે છે તો ખરા પણ પછી તે પાર

ઉતારવાના પ્રયત્નમાં મંદ પડી જાય છે. અને કોઇ ઉત્સાહથી જાગ્રત રહે છે તો તેને કુતરો જેમ પોતાના જાતિ ભાઇને કાશીએ પહોંચવા ન દે તે ચાલી આવતી કહેવત મુજબ કેટલાક વિઘ્નસંતોષીઓ વચ્ચે વિઘ્નો ઉભાં કરે છે. કોઇપણ કામની શરૂઆતમાં તો નફો નજ મળી શકે છતાં આજે તો જ્યાં ત્યાં લાભ જોવાની વાત થાય છે. દાખલા તરીકે કોઇએ હુન્નર ઉદ્યોગની ખીલવણી કરવા એકાદ ખાતું સ્થાપન કર્યું હોય અને તેમાં કારીગરો તથા ઉદ્યોગને ખીલવવા થોડા અખતરાઓ કર્યા હોય તો તેમા તેને પ્રથમ ખોટ ખમવીજ પડે એ સ્વાભાવિક છે. છતાં તે ખાતાને સ્થાપનાર માણસો અધિરા બની વહીવટ કરનારની નિષ્ફળતા ઉપર ટીકા કરવા મંડી જાય છે. જેમાં તેમાં લાભ શાથી મળી શકે તેજ વિચારવાની તેમની દ્રષ્ટિ હોય છે. પણ તેઓ એટલું જાણતા નથી કે દરેક ધંધામાં દરેક હુન્નર ઉદ્યોગમાં તથા દરેક કળામાં જે જે માણસોએ આજે સફળતા મેળવી છે તેમણે આરંભમાં તો નિષ્ફળતાજ મેળવી હતી. નિષ્ફળતામાંથીજ સફળતા મેળવવાનો માર્ગ જડી આવે છે. તેથી આવા પ્રસંગોમાં અંતઃકરણના ધૈર્યને ન ગુમાવતાં ફરીથી તેવી નિષ્ફળતા ન મળે તે બાબત ચોકસાઇ રાખી પ્રયત્નમાં ઝીપલાવવું એજ શ્રેષ્ઠ છે.

અને પ્રજાએ પણ આવા ખાતાના સ્થાપકોને પોતાના લાભાલાભની વાત થોડો સમય બાજુ ઉપર રાખી તેને ચલાવવાં જોઇએ. કદી પણ અધિરો સ્વભાવ કરવો નહિ અને પરમાત્મા ઉપર વિશ્વાસ રાખવો. શુભ કર્મ કરનાર મનુષ્ય કદી પણ દુર્ગતીને પામતો નથી. ધન જવાનું થાય છે. ત્યારે અનેક રીતે જાય છે. આવવાનું થાય છે ત્યારે અનેક રીતે આવે છે. મનુષ્યના પૂર્વ તથા વર્તમાન પ્રારબ્ધ અને કર્મ અનુસાર તે આવી મળે છે અને ધનનું મમત્વ એજ દુઃખદાઇ છે.

સાહસિકતાનો ગુણ આપણામાં પૂર્વે હશે પણ આજે તો લગભગ નાશજ પામ્યો છે. યુરોપ અને અમેરિકાની પ્રજામા સાહસિક મનુષ્યને તેમની શોધખોળમાં રાજ્ય તથા પ્રજા ઉભય તરફથી મદદ અપાય છે અને તે મનુષ્ય પોતે પણ પોતાનું સર્વસ્વ હોમી દે છે ત્યારે આપણામા એવી શોધખોળ કરનાર મનુષ્યને દ્રવ્યનો દુરૂપયોગ કરનાર ગણી તેને કોઇજ મદદ આપતું નથી. એટલુંજ નહિ પણ તેને અગાઉ મદદ આપી હોય છે તો તેની નિષ્ફળતાના સમયેજ પાછો લઇ લેવા તૈયાર થાય છે. સામો મનુષ્ય ગમે તેટલો હોંશીયાર હોય તે છતાં આવા સમયે છેકજ હતાસ થઇ નિરાશ થઇ જાય છે અને તેને કાચું દેવાળું કાઢવાનો વખત આવી લાગે છે. પડતા મનુષ્યને તેનો હાથ ઝાલી ઉભો કરવાને બદલે ઉપરથી પાટુ મારવા રૂપ આ પ્રકારની નીતિ કોઇપણ રીતે વ્યાજબી નથી.

હવે હું મારૂં બોલવું બંધ કરૂં છું. આજે વાવી આજે લણું એ પ્રકારના મારા વાક્યથી તમે મને ગાંડો ધાર્યો હતો. પણ તેનો યથાર્થ વિચાર કરી આજે કામ કરી આજે ફળ લેવાની ઇચ્છાને તમે સર્વ ત્યાગશો તો મારા આજના બોલવાના શ્રમનું કંઇ સાર્થક્ય ગણાશે તમો સર્વને મારા અંતરની આશિષ સાથે ઉપદેશ છે કે.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्म फल हेतु र्भूर्मा ते संगोऽस्त्वकर्मणि.

ભ. ગીતા. ૨-૪૭



# આદર્શ રમણી
અથવા
# જીવનનો મહામંત્ર,

લખનાર.—સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા—અમદાવાદ.

( સર્વ હક લેખકને સ્વાધીન છે. )

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૧૧ થી ચાલુ )

બ્રહ્મદેવનું બોલવું સમાપ્ત થયું. તેમણે આંખ્યો બંધ કરી સચ્ચિદાનંદ ભગવાનનું ધ્યાન ધર્યું. શ્રોતાઓની અવસ્થા પણ બહુધા તેવીજ થઈ. સઘળા જ્ઞાન સાગરમાં ડૂબી અપૂર્વ આનંદ અનુભવતાં હોય એમ છવાએલી શાન્તિથી જણાવા લાગ્યુ. આ અપૂર્વ શાન્તિ થોડીકવાર રહી કુમુદે અને સૂરબાળાએ પવિત્ર બ્રહ્મદેવનું પૂજન કર્યું. સઘળા ભીલ જનોએ વારા ફરતી બ્રાહ્મણ દેવતાને નમન કર્યું. બ્રાહ્મણે સર્વને આશિષ વચન સંભળાવ્યા. એકત્ર થએલું મંડળ વેરાયું. કુમુદ અને સૂરબાળા બ્રહ્મદેવ સાથે પોતાના નિવાસ સ્થાનમાં આવ્યા. કુમુદે વ્યાઘ્ર ચર્મ બિછાવ્યું. બ્રહ્મદેવ તેની પર બિરાજ્યા. સૂરબાળાએ પૂછ્યું, "મહારાજ ! અત્રે થોડાક દિવસ રોકાશોને ?!

"ના, મારી ઇચ્છા આજેજ આ પ્રદેશમાંથી પ્રયાણ કરવાની છે."

"આપ થોડા દિવસ રોકાવ તો આપના અમૂલ્ય જ્ઞાનામૃતનું પાન કરવાનો અમને અલભ્ય લાભ પ્રાપ્ત થઇ શકે."

બ્રાહ્મણ હસીને બોલ્યો; વિનયી બાલીકા ! તારા શબ્દો શ્રવણ કરતા મને અત્યાનંદ થાય છે, તમે ભાઇ બ્હેન જે જ્ઞાનામૃતનું પાન કરવા ઇચ્છો છો, તેના સંપૂર્ણ અધીકારી તમે થઈ ચૂક્યાં છો, જ્ઞાનામૃત તમારા હૃદયમાં વહન કરી રહ્યું છે. તમે બન્ને મહાભાગ્યવાન છો, પરમાત્મા તમારૂં કલ્યાણ કરો."

ભાઇ–બ્હેને શીર ઝુકાવી બ્રહ્મદેવતાને પ્રણામ કર્યા. પછી સૂરબાળાએ પૂછ્યું; "આપ પ્રત્યે મારી એક વિનંતિ છે."

"બાળા ! બ્હેન ! કહે ! શું ઇચ્છા છે ? "

"આપ આજે ભોજન કરો"

"હું ઘણા દિવસથી ફળાહાર કરૂં છું,"

"આજે અન્ન પ્રાસન્ન કરો"

"બ્હેન ! શા માટે શ્રમ ઉઠાવવાની ઇચ્છા રાખે છે ? એકાદ-બે ફળ હશે તો ચાલશે."

"ના, હું આજે સ્વહસ્તે રસોઇ બનાવી આપને જમાડીશ. પિતા સ્વરૂપ બ્રાહ્મણ દેવતાનાં પવિત્ર પગલાં ભાગ્યવાનનાજ ગૃહમાં થાય છે, આપના દર્શનથી અને આગમનથી અમે કૃતાર્થ થયાં છીએ. આપને મારી બનાવેલી રસોઇ ઉપયોગમાં આવશે ને ?" સુરબાળાએ પૂછ્યું.

"બ્હેન ? હું તારા પૂછવાનો ભાવાર્થ સમજી ગયો છું. તું પવિત્ર-પુણ્યમયી બાળા છે. ભગવાન સ્વરૂપ છે. તારા જેવી પુણ્યમયી દેવીના પ્રસાદથી આ દેહ કંઇક વધુ પવિત્ર બનશે અને આત્મા ઓરજ આનંદ અનુભવશે."

સુરબાળા હસતી-હસતી ઘરની અંદરના બીજા ખંડમાં ચાલી ગઇ અને ત્યાં જઇ તેણે રસોઇનું કાર્ય આરંભ્યું. કુસુદકાન્ત અને બ્રહ્મદેવ વાતો કરવા લાગ્યા. કુમુદકાન્તે વિવિધ પ્રશ્નો પૂછી પોતાને જે જાણવાની ઇચ્છા હતી તે સઘળું જાણી લીધું. તેના મુખપર પ્રસન્નતા છવાઈ. વાતો અને ચર્ચામા ઘણો સમય વિત્યો. રસોઇ તૈયાર થઇ. સુરબાળાએ બ્રાહ્મણ અને ભાઇને પ્રથમ જમાડી પોતે જમી લીધું. બ્રાહ્મણ આ બન્ને બાળકોનો વિનય અને વિવેક જોઇ ઘણો પ્રસન્ન થયો અને થોડીવાર આરામ લઈ ભાઈ-બ્હેનને આશિષ આપી ત્યાંથી ચાલી નીકળ્યો. સાંજ પડવા આવી. સવિતાનારાયણ પશ્ચિમાદિ તરફ પ્રયાણ કરતા પર્વત પ્રદેશની પાછળના ઉંડાણમાં ઉતરવા લાગ્યા. ભાઇ-બ્હેન શાન્તિથી બેઠા હતા. એટલામાં એબલ અને ગેંદાલે ત્યાં આવી કુમુદને પૂછ્યું; આપણે પણ જવા ક્યારે નીકળીશું ?"

"સાયંકાળ સમાપ્ત થતા" કુમુદે કહ્યું.

"ભાઇ ! આજે ક્યા જવું છે ?" સુરબાળાએ પૂછ્યું.

"પેલા પ્હાડની પાછળ આવેલા જંગલી લોકોના ગામમાં આજે તેઓ એક કુમારી કન્યાનું બળીદાન આપવા મધ્ય રાત્રિએ એકઠા થનાર છે."

સુરબાળાએ નિઃશ્વાસ નાખી કહ્યું; "ભાઈ તું ત્યાં જઈ શું કરીશ ? તે જડ-જંગલી લોકોને તુ શી રીતે સમજાવીશ ?"

બ્હેન ! આજે મેં ત્યા જવાનો નિશ્ચય કર્યો છે. હું પ્રાણના ભોગે પણ કુમારી કન્યાને બચાવીશ અને તે જડ લોકોને સદ્જ્ઞાન સમજાવીશ."

"કદાચ પરીણામ જુદુંજ આવશે તો ?"

"હુંકયા એકલો જનાર છું. પણ એબલ-ગેંદાલ સાથે બીજા પચીસ બહાદુરો મારી સાથે પાછળ આવનાર છે."

"હું સાથે આવું તો ?" સુરબાળાએ કહ્યું.

"તારી ઇચ્છા હોય તો ભલે ? કેમ એબલ ! બ્હેનને સાથે લઇશું ?"

"ભલેને આવે ? શું ફકર છે ?" એબલે કહ્યું.

"ઠીક ત્યારે જાવ અને જવાની તૈયારી કરો."

એબલ-ગેંદાલ ચાલ્યા ગયા. સાયંકાળ થતાં પુનઃ તેમણે પાછા આવી જણાવ્યું કે ચાલો સઘળી તૈયારી થઇ ચૂકી છે.

કુમુદ અને સુરબાળા તૈયાર હતા. બન્નેએ આ વખતે અપૂર્વ સ્વાંગ ધારણ કર્યો હતો. કુમુદે વનવાસી તપસ્વિ રાજકુમારના જેવો વેશ પરીધાન કરી ખભે ધનુષ્ય ભરાવ્યું હતું. સુરબા-

ળાએ પણ ખભે ધનુષ્ય ભરાવી હાથમાં તીર પકડયાં હતાં. ભમરી કફની પગ સુધી શોભી રહી હતી. કૃષ્ણ કેશ કલાપ તેના પૃષ્ટ ભાગપર સર્પાકારે શોભી રહ્યો હતો. ગોર લલાટમાં કુમકુમની આડ અપૂર્વ ભાસ આપી રહી હતી. સાક્ષાત અંબિકા દેવીના સમાન સુરબાળા આ વખતે શોભી રહી હતી. ભીલ જનો આ બન્ને ભાઈ બ્હેન તરફ સતૃષ્ણ નયને ઘણી વાર જોઈ રહ્યા. સાથે જનારા ભીલવીરો શસ્ત્ર અસ્ત્ર સજી તૈયાર થઈનેજ ત્યાં ઉભા હતા. સાયંકાળની સમાપ્તિ થતાં સુરબાળા-કુમુદકાન્ત અને સાથે જનારા ભીલવીરો અશ્વારૂઢ થયા. બે ભીલ ઘોડેસ્વારોએ મસાલો સળગાવી આગળ ચાલવા માંડયું. તે બન્નેની પાછળ અન્ય ઘોડેસ્વારોએ ગમન કર્યું. ઉંચા પર્વતોએ અને રાત્રિએ આ પરોપકારી મંડળને જોતજોતામા દ્રષ્ટિ મર્યાદાની અંદરથી અદ્રશ્ય કર્યું.

---

## પ્રકરણ ૧૧ મું.

### માતાના મંદિરે.

જ્યાં આનંદ અને ઉલ્લાસ, ત્યાંજ દેવી નિવાસ કરે,
પણ જ્યાં ભય અને કંપ ઉરમા થાય, ત્યાં શયતાન મનાય ખરે.

રાત્રિ પડી ચૂકી હતી. ઘોર અંધકાર પૃથ્વીતલપર પથરાયો હતો. નિલાકાશમાં નક્ષત્રો ચમકી રહયાં હતાં. પર્વતની ઉંડી ખોમાં હિંસક પ્રાણીઓના અવાજ સંભળાતા હતા. ગાઢ અંધકારના કારણે પર્વત પ્રદેશ ભયાનક ભાસતો હતો. સુરબાળા અને તેની સાથેનું મંડળ આ વખતે પ્રયાણ કરી રહયું હતું. તેમનો માર્ગ અતી વિકટ હતો. પ્હાડી રસ્તાના ભોમીયા સિવાય અન્ય મનુષ્ય આ વિકટ રસ્તે જઈ શકેજ નહિ. અનેક નદી નાળાં અને ડુંગરાઓ ઓળંગીને આગળ જવાનું હતું; જંગલી ભીલોનું સ્થળ જે સ્થળે આવેલુ હતું. તે સ્થળ ભેરવ ગુફાના નામે ઓળખાતું હતું. સુરબાળાના ગામની પાસે આવેલા મોટા પ્હાડની પાછળ એ ગામ આવેલું હતું. આ ગામમાં આશરે બસેં ઝુંપડાં હતાં, અને તેમાં અજ્ઞાન જડ અને મનુષ્ય ભક્ષક જંગલી લોકો રહેતા હતા. તેઓનો ધંધો ખેતીનો હતો. પ્હાડી જમીનમાં મકાઈ વાવતા અને તેની ઉપર ગુજરાન ચલાવતા. આ લોકો કોઈ કોઈ વખતે ગામડાઓ લુટવાને પણ ઉતરી પડતા. રીત રીવાજ જંગલી અને હૃદયને કંપાવે એવા હતા. ગામથી થોડેક દૂર એક ખીણમા તેમની દેવીનું સ્થાનક આવેલું હતું. આ દેવી તેમની કુળદેવી તરીકે મનાતી. આ દેવીને દર રવીવારે પશુનું બળીદાન અપાતું અને વર્ષમાં બેવાર કુમારી કન્યાનાં બળીદાન દેવાતા, કુમારી કન્યા બળીદાનને માટે ઉપાડી લાવવા થોડાક જંગલીઓ ગામડાઓમા અથવા તો શહેરમાં જતા અને લાગ મળતાં કોઇ કુમારિકાને ઉપાડી આવતા. એ ઉપાડી લાવેલી બાળાને બળીદાનના દિવસ સુધી ઘણા આનંદમાં રાખતા. બાલીકાની દરેક ઇચ્છા પૂર્ણ કરતા અને છેવટે તે નિર્દોષ કુમારિકાનો દેવીની સન્મુખ વધ કરતા. આ રીત તેઓને વંશપરંપરાના વારસામાં મળેલી હતી. આ લોકોને સુધારવાનું-સમજાવવાનું કામ મુશ્કેલ હતું. તેઓનું ગામ એવા સ્થાનમા આવેલું હતું કે તેની જાણ કોઇને ન્હોતી. આ જંગલીઓ કોઇ-કોઇવાર કોઇ મુસાફરના જોવામાં આવતા; તો મુસાફરો તેમને અઘોરી તરીકે ઓળખતા. મુસાફરો અને ત્યાંનાં ખુલ્લાં ગામડાઓમાં રહેનારાં માણસોની એવી માન્યતા હતી કે; તે તરફ અઘોરીયો રહે છે અને તેઓ મનુષ્ય ભક્ષક હોવાથી ત્યા જઇ શકાતું નથી.

સુરબાળાએ અને કુમુદકાન્તે આવી અનેક વાતો અને દંતકથાઓ ભીલજનો પાસેથી સાંભળી હતી. એવા મનુષ્ય ભક્ષક અને કુમારિકાઓના ભોગ અટકાવવા અને તે અઘોર કર્મ કરનારાઓને સુધારવા કુમુદકાન્તે મનમાં દૃઢ સંકલ્પ કર્યો હતો.' તેના આ સંકલ્પને ભીલ લોકોએ ટેકો આપ્યો અને પરિણામે તે અગમ્ય સ્થળની માહિતિ મેળવી કુમુદકાન્ત અને તેની સાથેના માણસો આ રાત્રિના સમયે તે અઘોરીઓના ગામ તરફ જવાને નીકળ્યા હતા. બે મશાલચીઓ આગળ ચાલતા હતા મશાલોનો પ્રકાશ ચારે તરફ પથરાઇ અંધકારને ભેદી રહ્યો હતો. પહાડી રસ્તો વાંકો-ચૂંકો અને સાંકડો હોવાથી ઘોડા ધીમે ધીમે સંભાળ પૂર્વક ચાલતા હતા. રાત્રિના વખતે આ વિકટ પ્રદેશમાં અનેક ચમત્કારો નજરે પડતા. વાઘ વરૂઓ દોડાદોડી કરતાં. સાપ અજગરો મનુષ્યના પગરવથી નાશી જતાં જણાતાં. એભલ અને ગેંદાલ મશાલચીઓની પાછળ ચાલતા હતા. બે ઘોડા સાથે ચાલી શકે એટલો માર્ગ પહોળો હોવાથી બન્ને સ્વારીની હાર થઇ હતી. નજીકમાંજ લાંબી અને ઉંડી અંધકારમયી ખીણ આવેલી હતી. આથી દરેકને ઘણીજ સંભાળ પૂર્વક ચાલવાની જરૂર પડતી. ઘોડા પહાડી પ્રદેશથી ટેવાએલા હોવાથી ધીમે ધીમે પગ ઠરાવીને આગળ વધતા હતા. સુરબાળા અને કુમુદકાન્ત આ પ્રદેશમાં પ્રથમજ પ્રયાણ કરતાં હતાં. સર્વનો દેખાવ આ વખતે અદ્ભુત હતો. શ્રી શંકર ભગવાન તેમના ગણો સાથે ગમન કરતા હોય એવો દેખાવ થઇ રહ્યો હતો. લગભગ બે કલાકના અંતે સઘળું મંડળ એક ખીણમાં આવ્યું. આ સ્થળેજ દેવીનું મંદિર આવેલું હતું. અહિંથી ગામ થોડેક દૂર હતું. આ વખતે એક પણ જંગલી જન આ દેવીના સ્થાને હાજર નહોતો. દેવીના પૂજનનો સમય મધ્યરાત્રિનો હતો. તે સમયેજ સઘળા જંગલી ત્યાં આવતા. મશાલોના અજવાળાથી કુમુદકાન્તે અને સુરબાળાએ આસપાસના સ્થળનું અવલોકન કર્યું. સ્થળ ભયાનક ભાસતું હતું. આસપાસ પુષ્કળ ઝાડી આવેલી હતી. માતાનું દહેરૂં નાનું અને ગુફાના આકારનું હતું. મંદિરની આગળ નાનકડું ચોગાન આવેલું હતું. માતાની મૂર્તિ બહારથી સ્પષ્ટ જણાતી હતી. દેવીની ગુફા આગળ મેદાનમાં એક મોટો સમચોરસ અગ્નિકુંડ આવેલો હતો. અગ્નિકુંડ અને તેની આસપાસની જમીન લોહીથી રંગાઈ શ્યામ બનેલી હતી. નાના નાના હાડકા ચારે તરફ પડ્યાં હતા. દુર્ગંધનો તો સુમાર નહોતો. ગુફાની અંદર આવેલી દેવીની મૂર્તિ પણ વિકરાળ ભાસતી હતી, આ મૂર્તિ પત્થરને કોરી બનાવેલી હતી. મોટી આંખો અને બહાર નીકળેલી લાંબી જીભથી જોનારને ભય ઉત્પન્ન થાય એવો મૂર્તિનો દેખાવ હતો. મૂર્તિ લોહીથી રંગાવાના કારણે વિરૂપ જણાતી હતી. મૂર્તિની બાજુમાં લોહીથી લાલ રંગાએલી લાંબી તરવાર અને એક ત્રિશુળ આવેલું હતું. ત્યાં પણ હાડકાં અને મૃત પશુઓનાં અવયવો પડેલા હતા. અજાણ્યો મનુષ્ય તો આવું જોતાંજ ભયથી છળી મરે. કુમુદકાન્ત અને સુરબાળા આવું ભયાનક દૃશ્ય અવલોકતાંજ ધ્રુજ્યાં. તેઓ આત્મગત વિચારવા લાગ્યાં કે, " અહા! કેવું વિકરાળ દૃશ્ય? શું પવિત્ર દેવીનું સ્થા. આવું ભયાનક હોવું જોઇએ? શું આ નર્ક સમાન સ્થાનમાં ખરેખરી દેવી રહેતી હશે? ના, કદાપિ નહિ. દેવીનું સ્થાન તો રમણીય અને નેત્રરંજક હોવું જોઇએ. આ દેવીનું સ્થાનક નથી, પણ કોઇક રાક્ષસીનું સ્થાન હોવું જોઇએ. અફસોસ! કેવી અજ્ઞાનતા! કેવી જડતા? શું આવી જડતા અને અજ્ઞાનતા આ દેશ સિવાય અન્ય દેશમાં હશે? આ પવિત્ર ભૂમિમાં ધર્મને નામે કેવાં ધતીંગ ચાલે છે? ધર્મગુરૂના નામથી ઓળખાતા સમતાનો ધર્મના તત્વને નહિ સમજતાં કેવાં નીચ આચરણો આચરે છે અને તેઓનાં અંધશ્રદ્ધાળુ ભક્તોને

પણ અધર્મનો રસ્તે દોરે છે? અરે રે! પવિત્ર દેવીના નામે આજ પર્યંત કેટલાંએ નિરપરાધી પ્રાણીઓના પ્રાણ પરલોક પ્રયાણ કરી ગયા હશે. લોહીથી તરબોળ થએલી આ પત્થરની કહેવાતી રાક્ષસી દેવી અત્યારે કેવી ભયાનક ભાસે છે. પ્રભુ! પરમાત્મા! શું આવા અઘોર કર્મ આપની અજાણની બહાર છે?"

ભાઈ–બ્હેનની વિચારમાળા ચાલુ હતી. એવામાંજ આ કાળી રાત્રે એકાએક ઢોલ વાગતું સંભળાયું. ભાઈ–બ્હેન ચમક્યાં. અવાજ તરફ જોયું. ઢોલનો અવાજ ચારે તરફ પડઘા રૂપે ફેલાઈ રહ્યો. કુમુદે ભીલને પૂછ્યું; "ઢોલનો અવાજ ક્યાંથી આવે છે."

"ગામમાંથી. તે લોકો હવે અહિં આવશે. આપણે સાવધ થવું જોઇએ" ભીલે જણાવ્યું.

"આપણે સાવધજ છીએ. તમે સઘળાં આ ઝાડીમાં છુપાઈ જાવ" કુમુદે કહ્યું.

"અને તમે?" ગેંદાલે પૂછ્યું.

"હું અને બ્હેન આટલામાંજ છુપાઇએ છીએ."

"ઠીક"

ભીલ લોકો દેવીની નજીકમાં આવેલી ઝાડીમાં છુપાઈ ગયા. કુમુદ અને સુરબાળા દેવીની ગુફાથી થોડેક દૂર આવેલી પ્હાડની બખોલમાં ભરાઇ ઉભા. ત્યાંથી સઘળો દેખાવ બરાબર જોઇ શકાય એમ હતું. ભાઈ બ્હેન આતુરતાથી દેવીની ગુફા તરફ જોઈ રહ્યાં. મશાલો ઓલવી નાંખવાથી સર્વત્ર ભીષણ અંધકાર વ્યાપી રહ્યો હતો. હજીપણ ઢોલ વાગતું હતું. થોડીવારે ઢોલ વાગતું બંધ રહ્યું અને તેની સાથેજ માતાનો જયધ્વની સંભળાયો. મધ્ય રાત્રિનો સુમાર થવા આવ્યો હતો. એવામાં દૂરે અજવાળું જણાયું. કુમુદ અને સુરબાળાએ જોયું તો જણાયું કે માણસોનું એક મોટું ટોળું આ તરફ ચાલ્યું આવે છે. મશાલ પકડનારા બે ભીમકાય શ્યામવર્ણા પુરૂષો ટોળાની આગળ ચાલતા હતા. તેઓના હાથમાંની મશાલો ભડભડાટ સળગતી હતી. આસપાસ સંપૂર્ણ અજવાળું પથરાએલું હતું. આ અજવાળાને લીધે આવનારાઓના ચ્હેરા સ્પષ્ટ જણાતા હતા. આ ટોળું જંગલી લોકોનું હતું. સઘળાના શરીરનો રંગ કાળો હોઈ તેમના મુખ વિકાળ અને વિરૂપ જણાતાં હતાં. સઘળાઓના શરીરપર લંગોટ સિવાય અન્ય વસ્ત્ર હતું નહિ. કાળી રાત્રે ભૂતનું ટોળું ફરવા નીકળ્યું હોય એવો દેખાવ બની રહ્યો હતો. આ ટોળું આશરે ત્રીસેક માણસોનું બનેલું હતું. ટોળાની વચ્ચે એક મજબુત બાંધાનો અને દેખાવમાં ભયાનક ભાસતો ભીલ માથાના લાંબા શાહુડીના જેવા વાળ છુટા મુકી ધુણતો ધીમો ધીમો ચાલતો હતો. તેની આગળ દેવતાથી ભરેલું કોડીયું પકડી એક જુવાન ભીલ ચાલતો હતો અને તે કોડીયામાં વારંવાર ધૂપ નાંખતો હતો. ધૂપના ધુમાડાથી ધુણનાર ભીલ વધુને વધુ ધુણી જતો હતો. મુખથી પણ કંઈક સમજાય નહિ એવું બકતો હતો. એક ભીલ ડાખલું વગાડતો હતો. ધુણતા ભીલનો અવાજ અને ખોખરા વાગતા ડાખલાનો અવાજ એકત્ર થઇ આ કાળી રાત્રે ભયંકર ભાસ ઉત્પન્ન થઇ રહ્યો હતો, વચ્ચે વચ્ચે માતાની જય ગર્જના પણ થતી. શાન્ત પ્હાડી પ્રદેશ ગાજી રહ્યો. આ ટોળું દેવીના સ્થાન સમીપ આવતું હતું. કુમુદ અને સુરબાળાની આંખ્યો આ ટોળા તરફ ઠરી રહી હતી. થોડીવારમાંજ સઘળું મંડળ દેવીની ગુફા નજીક આવી પહોંચ્યું. એક મોટી જાજમ પાથરવામાં આવી. તેની પર સઘળા બેઠા. ધુણતા ભીલને પાણી પાવામાં આવ્યું. તરત તે ધુણતો બંધ થઇ

ગયો; અને સર્વની વચ્ચે બેઠો. આ વખતે તેનો ચ્હેરો બરાબર જણાતો હતો. તેનું વિકાળ વદન નિહાળતાંજ કુમુદ અને સુરબાળા ક્ષણભર સ્તબ્ધ બન્યાં અને કંઇક ભયગ્રસ્ત પણ થયાં. આ ભીલ જંગલીઓમાં ભુવાના નામથી ઓળખાતો. આ ભુવોજ એક લેખે ભીલ લોકોનો ગુરૂ બની બેઠો હતો. દેવીની પૂજાનો અને બળીદાન આપવાનો અધીકાર તેનો હતો. તેને સાક્ષાત દેવી પ્રસન્ન છે અને તેના શરીરમાં પ્રવેશે છે એવી સઘળાની માન્યતા હતી. આવા દેવી સ્વરૂપ ભુવાના આધિન સર્વ જંગલીયો હતા. ભુવાના વાળ લાંબા અને શીશોળીઆ સમાન લટકતા હતા. આંખ્યો લીંબુની ફાડ જેવી પ્હોળી અને તપેલા અંગારાની માફક લાલચોળ જણાતી હતી. આ વખતે તેણે સર્વાંગે સીંદુરનું લેપન કરેલું હતું. નાક ચપટું અને હોઠ જાડા હતા. બે મોટા દાંત મુખની બ્હાર નીકળી આવ્યા હતા' તેના ગળામાં હાડકાંની માળા લટકી રહી હતી. તેણે તેના હાથમાં સીંદુરે રંગેલી ફરસી પકડેલી હતી કમ્મરે પહેરેલા કચ્છ સિવાય બીજું વસ્ત્ર તેના શરીર પર હતું નહિ. આવા ભયાનક ભાસતા ભુવાએ સર્વની વચ્ચે એક ઉંચા બાજઠપર સ્થાન લીધું. તેની સામે એક ખાલી બાજઠ મૂકેલો હતો. ભુવાએ નજીકમાં બેઠેલા એક ભીલને કાનમાં કંઇક કહ્યું, કે તરતજ તે ભીલ ઉભો થયો અને નજીકમાં આવેલા એક વૃક્ષ તરફ ગયો. આ વૃક્ષ નીચે બે ભીલ ઉભા હતા. તેમની પાસે એક મોટો બકરો અને એક કુમારીકા સર્વાંગે ધ્રુજતી ઉભી હતી. પેલા આવનાર જંગલીએ ત્યાં ઉભા રહેલા માણસોને એ લાવવાનું કહ્યું; તરતજ તે બે માણસો પેલી કુમારીકા તથા બકરાને લઇ ત્યાં આવ્યા. ભુવાની આજ્ઞાથી કુમારીકાને બાજઠ પર બેસાડવામાં આવી અને બકરાને અગ્નિકુંડ આગળ જમીનમાં ખીલો ઠોકી બાંધવામાં આવ્યો. કુમારીકાનું મુખ આ વખતે ખુલ્લું હતું. બાલીકાની ઉમ્મર ભાગ્યેજ તેર ચૌદ વર્ષથી વધારે હશે? વદન શરદ શશીને પણ શરમાવે તેવું હતું તેની આંખ્યો રડવાથી સુજેલી હતી.

સુરબાળા અને કુમુદની નજર એ કુમારિકાપર પડતાંજ તેઓ કંપ્યાં. તેમનું હૃદય ધબકવા લાગ્યું. તેમના મુખમાંથી ધીમા નિઃશ્વાસધ્વની નીકળી પડયા. સાથેજ તેમનું દયાળુ હૃદય પોકારી ઉઠ્યું; "અહા ! કેવી રૂપ સંપન્ન નિર્દોષ કુમારિકા ! શું આવી બાળાનું દેવીને બળીદાન આપશે ? શું દેવી આ કુમારીકાના લોહીથી તૃપ્ત થશે ? શું ખરેખર આ જગાએ તેનો વધજ થશે ? શું દૈત્યોના હૃદયમા દયા નહિજ ઉદ્દભવે ? "

ભાઇ-બ્હેનનું હૃદય આવી રીતે બોલી રહ્યું હતું. કુમુદ વ્યાકુળ બન્યો. તેણે સુરબાળા પ્રત્યે કહ્યું, "બ્હેન ! જોયો પેલો કરૂણ દેખાવ દિલ કંપાવે એવો નથી ? શું દેવ અગર દેવી આ દેખાવ જોઇ શકતાં નહિ હોય ? બ્હેન ! બોલ, જવાબ દે ? પ્રભુ આ વખતે ક્યાં છે ?"

" ભાઇ ! ધીરો થા. પ્રભુ સર્વત્ર છે. તેણેજ આપણને અહિં આવવાની પ્રેરણા કરી છે અને આપણે અહિં આવ્યાં" છીએ. સુરબાળાએ ધીમેથી કહ્યું.

" ત્યારે પ્રભુ પોતેજ કેમ ન આવ્યો ? અરે ! આ દેખાવ જોઇ મારી છાતી ફાટી જાય છે. પ્રભુ પરની શ્રદ્ધા પણ ઓછી થાય છે. જો પ્રભુની પ્રત્યક્ષ હયાતી હોય તો તેણે આ વખતે તરત દોડી આવવું જોઇએ અને આ પાપીઓને પાતાળમાં ચાપવા જોઇએ."

" કુમુદ ! તું આ શું બોલે છે ? ક્રોધથી શામાટે ઉન્મત્ત બની તારા સ્વરૂપને ભૂલી જાયછે. શાન્ત થા. વિચાર કર. તે નિર્દોષ કન્યકાને બચાવવા પ્રભુ તારા શરીરમાં ક્યારનાએ આવી વસ્યા છે."

"ત્યારે હું જાઉં છું."

"ક્યાં ?"

"કુમારિકાને બચાવવા."

"વાર છે; ધીરજ ધર અને થોડીક્વાર જોયા કર."

કુમુદ શાન્ત થયો ભાઇ-બ્હેન એ તરફ જોઇ રહ્યાં.

પેલી તરફ પૂજનની ધમાલ ચાલી રહી હતી. એક માણસે અગ્નિ કુંડની આસપાસની જમીન વાળી ઝુડીને સાફ કરી. બીજાએ તેમાં લાકડાં નાખી અગ્નિ સળગાવ્યો. ત્રીજાએ પૂજનની સામગ્રી ત્યાં લાવી મૂકી. ચોથો દારૂના શીશા અને પ્યાલા ત્યાં ગોઠવવા લાગ્યો. પાચમા માણસે પેલી કુમારીકાને બાજઠ સાથે ઉપાડી. અગ્નિ કુંડથી થોડેક દૂર બેસાડી. બાકીના માણસો સામ સામે બે લાઇનમાં ગોઠવાઈ બેઠા. આ પછી ભુવો ઉભો થયો અને દેવીના દહેરામાં જઈ પત્થરમાં કોરેલી દેવીની મોટી મૂર્તિ બહાર ઉપાડી લાવ્યો. સઘળા જંગલીઓએ આભને ફાડી નાખે એવા અવાજથી દેવીની જય પોકારી. આ જયગર્જના વચ્ચે ભુવાએ દેવીની મૂર્તિને અગ્નિકુંડ સમિપ સ્થાન આપ્યું. અગ્નિ કુંડમાથી અગ્નિની પ્રચંડ જ્વાળાઓ નીકળવા લાગી, સર્વત્ર પ્રકાશ પથરાઇ રહ્યો. ભુવાએ દેવીના પત્થર પર પાણી રેડ્યું. આ પછી તે દેવી રૂપ પત્થર પર સીંદુર ચોપડી લાલરંગની ચુંદડી ઓઢાડવામાં આવી. પુષ્પ અને હાર ચઢાવવામાં આવ્યા અંબીલ ગુલાલનો ઢગલો થયો. ઘીના બે દીવા માટીના કોડીયામાં પ્રકટાવવામાં આવ્યા. પછી દેવીની આગળ પાંચેક નાળીએર વધેરવામા આવ્યાં. નાળીયેર વધેરવાનું કાર્ય પૂર્ણ થતા દારૂનો એક શીશો તોડી દેવીની ઉપર મદીરા દેવીને ચઢાવવામા આવ્યા. ભુવાએ સર્વને પ્રસાદ લેવાની આજ્ઞા કરી. એક જંગલી ઉભો થયા અને તેણે દરેકને વારા ફરતી એકેકે પ્યાલો પાયો. ભુવો આખો શીશો ગટગટાવી ગયો. ડાખલું વગાડવાની આજ્ઞા થતાં એક જણ ડાખલું વગાડવા લાગ્યો. ડાખલાના અવાજની સાથેજ ભુવાનું શરીર ધીમે ધીમે ધ્રુજવા લાગ્યુ. તેના શરીરમા માતા પ્રવેશ્યાં. સઘળા જે-જે-ની બુમો પાડવા લાગ્યા. ભુવો થરપર ચઢ્યો અને મોટા અવાજ કરી ખૂબ ધૂણવા લાગ્યું. તેનું ભક્ત મંડળ તેને વિવિધ પ્રશ્નો પૂછવા લાગ્યું. દેવી સ્વરૂપ ભુવો લાબા રાગડા તાણી જવાબ દેવા લાગ્યો. આવું એક કલાક ચાલ્યું. બાદ ભુવાએ પાણી માગ્યુ. તરત તેને પાણી પાવામાં આવ્યું. દેવી તેના શરીરમાથી નીકળી ગયાં. ભુવો ધૂણતો બંધ થયો. સઘળા તેને નમ્યા. આ પછી તે ભુવાએ મનમાં કંઇક બરબડી અડદ અને ખીર અગ્નિકુંડમા હોમવાની શરૂઆત કરી. આ કાર્ય પણ લગભગ અર્ધો કલાક ચાલ્યું. મધ્ય રાત્રિએ આ ભયાનક પહાડી પ્રદેશમા આવી ધમાલ મચી રહી હતી. સુરબાળા-કુમુદકાન્ત અને છૂપાઈ રહેલા અન્ય ભીલ ગણો આવો હૃદય વિદારક પ્રસંગ આતુરતા પૂર્વક અવલોકી રહ્યા.

(અપૂર્ણ.)

# ईशावास्योपनिषद्



( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૮૫ )

यस्मिन् सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः ॥ तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥७॥

અર્થ—જે કાળે, સર્વ ભૂતો, આત્માજ થયેલા છે એવું પુરૂષને જાણ થાય છે, તે કાળે તે જાણનારને મોહ કોણ છે, શોક કોણ છે; એકત્વને તે જોનાર છે.

ટીકા—આ મંત્રમાં પણ ઉપલાજ મંત્રનો ઘણો ખરો અર્થ આવેલો છે. જે કોઈ માણસ આત્માનું ખરૂં સ્વરૂપ સમજે છે, તે માણસ જ્યારે એ સમજે છે, ત્યારે સૃષ્ટિ માંહેલી સર્વ વસ્તુનો તે આત્મા બની જાય છે, એટલે પોતાનામાં જે ખરૂં તત્વ છે તેને તે ઓળખે છે. એટલે આખું જગત બ્રહ્મ છે એ ઉપદેશને ગ્રહણ કરીને હું બ્રહ્મ છું એવો જ્યારે પુરૂષને અનુભવ થાય છે ત્યારે એકજ ચરાચર આત્મા ભાસે છે, એવી વિજ્ઞાન અવસ્થામાં દ્વૈત ટળી જાય છે, બીજી જુદી વસ્તુજ નથી રહેતી કે જ્યાં ભિન્નભાવ હોય. નામ રૂપાત્મક જગત વ્યવહારી જગત તેને રહેતું નથી. તેમ થતાં દુઃખ ક્યાં ? સુખ ક્યાં ? શોક ક્યાં ? મોહ ક્યાં ? ક્લેશ અને માયાનું કારણ માત્ર કામના–ઇચ્છા છે. એ કામનાનું મૂળ અવિદ્યા છે, તે આવદ્યા ટળી જાય છે, અને જ્યારે મૂળજ નથી રહેતું તો વૃક્ષ, શાખા, ફુલ, ફળ રહેજ ક્યાંથી. અવિદ્યાની નિવૃત્તિ થતાં આ ફળ પ્રાપ્ત થાય છે એટલે શોક મોહાદિકનો અભાવ થાય છે, જેમ કોઈ જળાશયમાં જળ સ્થિરતાને પ્રાપ્ત થાય છે ત્યારે તેમા મોજાં થતાં નથી. તેમ જ્ઞાનવાનને શાંતિ પ્રગટ થાય છે ત્યારે ઉર્મીઓ રહેતી નથી. એ ઉર્મીઓ ૭ છે. શોક મોહ એ મનની ઉર્મી છે, ક્ષુધ તરસ પ્રાણની ઉર્મી છે, અને જન્મ મરણ દેહની ઉર્મી છે. એ જે ૭ ઉર્મીઓ તે આત્માની નથી, તે તો કેવળ શુદ્ધ, વિજ્ઞાન ઘન, આકાશવત્ છે, સર્વ કામનાનું કારણ અવિદ્યા છે, માટે જ્યાં વિજ્ઞાન અવસ્થા પ્રાપ્ત થઇ ત્યા સર્વ કામનાનો અભાવ થાય છે, જ્ઞાનનો અભાવ તેજ અજ્ઞાન. જ્ઞાનનો ઉદય થયો કે અજ્ઞાન રહેતુંજ નથી, માટે જ્ઞાનવાનને અવિદ્યા છેજ નહીં, અને તે નથી એટલે શોક મોહ ક્યાંથી હોય ? સુષુપ્તિમા (ગાઢ નિદ્રામાં) શોક હોતો નથી એ વાત ખરી છે, પરંતુ શોકનું મૂળ–બીજ તો તેમા રહેલું છે એ અવસ્થા માત્ર લયની અવસ્થા છે. અહંબ્રહ્માસ્મિમાં જે હું તે હું પણ હવે જતું રહ્યું છે.

સુષુપ્તિ સમાધિના જેવી અવસ્થા છે, એમા ફેર એટલોજ છે કે સમાધિ સાત્વિક સ્થિતિ છે અને સુષુપ્તિ તામસિક છે. જેથી તે મધ્યેના અનુભવનું ભાન અને સ્મરણ રહેતું નથી

स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरं शुद्धमपापविद्धम् ॥

कविर्मनीषी परिभूः स्वयम्भूर्याथातथ्यतोऽर्थान् व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥८॥

અર્થ—શુદ્ધ, કાયા રહિત, છિદ્ર રહિત, નાડિયો રહિત, નિર્મળ, પાપ રહિત, તે (આત્મા) ચારે તરફ વ્યાપી રહ્યો છે ત્રિકાળદર્શી, મનનો નિયામક, સર્વોપરી, સ્વયંભૂ, યથાભૂત કર્મ ફળના સાધનથી, ઘણા કાળ સુધી રહેનાર પ્રજાપતિને માટે પદાર્થોના વિભાગ કરતો રહ્યો છે. ૮.

ટીકા—આગલા મંત્રોમાં જે આત્મતત્વ કહ્યું તે કેવું છે તે આ મંત્રમાં દર્શાવેલું છે, આત્મા તેજ બ્રહ્મ છે. એટલે બ્રહ્મ અને આત્માની એક રૂપતા છે, જેમ નદી સમુદ્રમાં મળતાં ભેદ જતો રહે છે, તેમ આત્મા પરમાત્મા સાથે એકરૂપ બની જાય છે એ આત્માનું સ્વરૂપ કેવું છે? તે શુદ્ધ છે, એટલે જ્યોતિર્મય-તેજોમય પોતાની મેળેજ પ્રકાશતો (આપણે અગ્નિનો જે પ્રકાશ જોઈએ છીએ. તે પ્રકાર શુદ્ધ અથવા નિર્મળ નથી. અને તેથીજ તેને અડતાં દઝાય છે. તેને રંગ છે. પાણી પિયે છૈએ તે શુદ્ધ પાણી તત્વ નથી, તેમાં સ્વાદ છે, સ્વાદ એ પૃથ્વીતત્વનો ગુણ છે. ત્યારે એ જે તત્વ આપણા ચર્મ ચક્ષુથી હમેંશ જોવામાં આવે છે તે શુદ્ધ નિર્મળ નથી. અહિં જે જ્યોતિ કહી છે, તે કેવળ શુદ્ધ અમિશ્રિત, અને જેને શિતળ કહિયે તો ચાલે, તેવી તે છે. કાયા રહિત કોઈપણ જાતનું જેને શરીર નથી, જેને લિંગ શરીર નથી. એટલે સૂક્ષ્મ શરીર રૂપી વ્યષ્ટિ સમષ્ટિ ઉપાધિથી રહિત છે. સારાંશ કે તેને કંઈપણ રૂપ, આકૃતિ, વિકૃતિ છેજ નહિં છિદ્ર રહિત, તેને કંઈપણ ચોટ લાગે તેમ નથી, તેને કોઇપણ રીતે ભેદી શકાય તેમ નથી, અથવા ઇંદ્રિયો નથી કે જેને વડે તેને ચોટ લગાડાય, કોઈપણ પરમાણું તેને વિશે પ્રવેશ કરી શકે તેમ નથી, તે કોઈ અણુંઓના સંયોગથી થયલો નથી, તે એક અખંડિત રસ રૂપ છે એટલે છિદ્ર રહિત છે. તે નાડી રહિત છે. છિદ્ર અને નાડી રહિત કહેતાં એમ દર્શાવ્યું છે કે વ્યષ્ટિ સ્થૂળ શરીર રૂપી ઉપાધિ, અને સમષ્ટિ વિરાટ્ શરીર રૂપી સ્થૂળ ઉપાધિ રહિત છે. નિર્મળ છે, એટલે પ્રકૃતિ અને તેના જે કાર્ય તે રહિત તેનું જેને લેપન નથી તે પૃથ્વિ આઠ પ્રકૃતિ પાણી, તેજ, વાયુ, આકાશ, મન બુદ્ધિ અને અહંકાર, એ અષ્ટધા આઠ પ્રકારની પ્રકૃતિ છે. એ એ જીવાત્માથી પ્રકૃતિ તો જુદી છે. જીવાત્માને તે જુદી ભાસે છે, જયાં સુધી અજ્ઞાન છે. ત્યાં સુધી તે જુદી જુદી જણાય છે, પણ જયાં એકજ તત્વ પ્રકાશી રહ્યું, ત્યાં પ્રકૃતિ રહીજ ક્યાં તેને વિશે સદ્ગુણ દુર્ગુણ કંઈજ ભાસતા નથી. એટલે તે પાપ રહિત છે ધર્મ અધર્મ કર્તા અકર્તા, પાપ પુણ્ય, સ્વર્ગ નર્ક, જન્મ મરણ, દુઃખ સુખ, બંધ મોક્ષ, આદિ દ્વંદ્વના જે જોડાં છે તેજ પાપ રૂપી છે. અને તેથી તે રહિત છે દ્વંદ્વ એ અજ્ઞાનથી છે, અને અજ્ઞાન એજ પાપ છે, તેથી તે રહિત છે, કેમકે તે सत्यं ज्ञान मनंत છે. તે ચારે તરફ વ્યાપી રહેલો છે એટલે કોઇ સ્થળ તેના વિના ખાલી નથી. આકાશ સઘળે પ્રાપ્ત થયલું જણાય છે, પણ તેનાથી પણ એ સૂક્ષ્મ છે અને તેથી સર્વ વ્યાપક છે. એમ છે તેથી કંઇ પણ તેનાથી અજાણ્યું નથી. તે સઘળાંનો દૃષ્ટા છે એમ કહીયે તો ચાલે, કંઈપણ કર્મ થાય તો તે જાણે છે, તેનાથી છુપું કંઈજ નથી, ત્રણ કાળનો તે જાણનાર છે, ભુત, વર્તમાન અને ભવિષ્ય, સર્વ તે જાણે છે, એ ત્રણ કાળ તેને વિશે નથી, તે અખંડિત એકરસ છે અને તેને સદાય એકજ કાળ છે. કાળ-સમય એ કર્મના સિમાથી ભિન્ન ભિન્ન દેખાય છે. સૂર્ય ઉગે છે અને આથમે છે, એ બેની વચ્ચેનો કાળ સમય-વખત એ બિજા સમયથી જુદો દેખાય છે, આ દેખાવ તે ફક્ત કર્મને લીધે છે, સુરજનું ઉગવું અને આથમવું એ કર્મનું માપ કાળનો અમુક ભાગ છે, પણ કાળ સદાય એક સરખો છે, અને આત્માને કર્તાપણું, ભોગવવાપણું છે નહિ, તો કર્મ નહિં એટલે કર્મનું માપ પણ તેને વિશે કહેવાતું નથી. તેને તો સદા વર્તમાન કાળજ છે. તેમને તો નિયામક છે. મનને જાણવાવાળો સર્વજ્ઞ ઇશ્વર છે તે સર્વથી ઉપર છે. આકાશ સર્વને આચ્છાદિત કરે છે પણ આકાશથી તે પર છે. આકાશથી તેને આચ્છાદન થતું નથી, ઉલટું આકાશ તેનાથી છે, એટલા માટે સહુથી

તે શ્રેષ્ટ છે. સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, જળ, ગૃહ નક્ષત્રાદી, દિશા, અને ભુ, ભુવર, સ્વર લોક, ત્રણ ભુવન સઘળા આકાશથી વિંટળાયલાં છે અને આકાશથી આત્મા સૂક્ષ્મ અને પર છે, અને તેમ છે તો આકાશને એ બિજાઓથી ઉપર છે; તે આકાશ પરથી આત્મા પર છે, તો એ સઘળાથી ઉપર આત્મા છે એમાં શો સંશય? તેમ છે તો એ સર્વનો આધાર છે. સર્વનો ચલાવનાર છે. તે સ્વયંભૂ છે, પોતાની ઇચ્છાથીજ પોતે રહેલો છે, તેનો કોઇ કર્તા નથી સર્વથી તે સુક્ષ્મ છે, સર્વનો ઉપરી છે, તે અક્ષર છે તે સ્વતઃ સિદ્ધ છે અને તે અવિનાશી, સર્વ કાળને વિશે રહેનારો છે. જુદા જુદા રૂપે તે દૃષ્યમાન છે, જુદા જુદા ઉપાધિના યોગે જુદો જુદો તે દેખાય છે, પણ એ માત્ર ઉપાધને લીધે છે, તે તો સર્વદા એકજ રહેલો છે. પ્રજાપતિ એટલે સંવત્સર છે. જ્યારે જ્યારે સૃષ્ટિ થાય છે ત્યારે ત્યારે સંવત્સર તો હોય હોય ને હોયજ. માટે સંવત્સર ને પ્રજાપતિ ગણે છે. એના હિતને માટે, અગ્નિ હોત્રાદિ જે કર્મ કહેલાં છે, તે કર્મને અનુસરીને જે જે ઘટના કરવાની તે તે કરે છે.

મંત્રનો પૂર્વ–પહેલો ભાગ નકાર રૂપે છે, બીજા–પાછલા ભાગમાં, આત્માની કંઇક સમજ લક્ષમાં આવે તે હેતુથી, અગર જો તે લક્ષણ રહિત છે, લક્ષણથી પર છે તે છતાં, જાણે તેનાં લક્ષણ હોય તેમ લક્ષણ દર્શાવેલાં છે.

શુક્રનો અર્થ કેટલાક, શુક એટલે શોક અને ર એટલે મુક્ત–શોકથી મુક્ત એવો કરે છે. તેમજ અવ્રણનો અર્થ વ્રણ એટલે નાનુ અને અ એટલે અભાવ, નથી એટલે નાનો નથી તે એવો કરે છે. સારાશ કે તે પરીપૂર્ણ અને સદાકાળ માટે છે.

( અપૂર્ણ. )

**મધવચરામ બળવચરામ હોરા.**



# जीवन संग्राम.



મનુષ્યને પરમકૃપાળુ પરમાત્માએ દુસ્તર સંસાર સાગરને પાર કરવા શરીરરૂપી સાધન અર્પ્યું છે. એક નટની માફક મનુષ્ય બાળપણથી વૃદ્ધાવસ્થા પર્યન્ત અનેક પ્રકારના વેષપરિવર્તન કરી પોતાનો પાર્ટ ભજવી છેવટે **'विशति यमधानी जवनिकाम'** યમરૂપી મૃત્યુના પડદા પાછળ અદૃશ્ય થઇ જાય છે. જીવન એ નાટક છે પરન્તુ એ નાટક અનેક ગંભીર ઘટનાઓથી અપૂર્ણ છે એટલે સાધારણ નાટકોની માફક ન ભજવી શકાય. જીવન કેવળ જીવવું તે નથી પરન્તુ જીવન તો તેજ કહી શકાય કે જે જીવનથી ચારે તરફ જીવન જીવનજ દૃષ્ટિગોચર થાય. ખરૂં જીવન જીવતાં કંઇકનેજ આવડે છે. આર્યપ્રજા જ્યારથી જીવનનો અર્થ ભૂલી ત્યારથી તેનું કૃત્રિમ જીવન શરૂ થયું અને ત્યારથીજ એના અધઃપતનનું બીજ રોપાયું. સૌમ્ય અને સુગંધમય પુષ્પ ચારે તરફ સુગંધ તથા સૌન્દર્ય પ્રસારી પ્રેક્ષકના ચિત્ત હરી લે છે ખરૂં જીવન એજ પ્રકારનુંજ હોય, કેવળ ઉદરપૂર્તિ અને સ્વાર્થ પરાયણતા એ ગાનરી જીવનના અંગ નથી હોય તો પણ છેક ગૌણપંક્તિએ માનરી જીવન એટલે બુદ્ધિ તથા વિવેક પૂર્ણ જીવન, પરમાર્થ પરાયણતાં અને ભ્રાતૃભાવ ઉપરોક્ત

પ્રકારનું જીવન હોઇ શકે કે નહિ. એ સંબંધી કદાચ શંકા ઉદ્દભવે પરન્તુ આર્યપ્રજાની મર્યાદામાં એવા જીવનના એક નહિ પ્રત્યુત અનેક દૃષ્ટાન્તો દૃગ્ગોચર થતાં હોવાથી એ શંકા દૂર કરી શકાય નીચે ઉભેલો માણસ ઉંચે વિમાન તથા વૈમાનિકને જોઇ કેટલીક વખત પક્ષીની ભ્રાન્તિમાં પડી જાય છે, વિસ્મય પામે છે કે મનુષ્ય તે શું ઉપર જઇ શકે ખરો? માનવી જીંદગીનું અધઃપતન એનાં ઉન્નત નેત્રો સમક્ષ અસંભવતાનુ આવરણ આચ્છાદિત કરી દે છે, જેને લીધે મનુષ્ય કાંઇક સ્તબ્ધ જેવો બની આદર્શ જીવનના અસ્તિત્વ વિષે પણ શંકા કરવા મંડી જાય છે. વસ્તુતઃ આદર્શ જીવનના સાધનોનો લોપ નથી પરન્તુ મનુષ્યની ભીરૂતા તેમજ પ્રમાદ એ સાધનોનો યથાર્થ ઉપયોગ થવા દેતા નથી. એ ઉચ્ચ જીવનની પ્રાપ્તિ પૂર્વજોને સહજમાં થતી તેજ પૂર્વજોના અનુજોને આજે એ શુદ્ધ જીવનનાં સ્વપ્નાં પણ દુર્લભ થઈ પડયાં છે. એવી ઉચ્ચ જીંદગી મેળવવી જોઇએ તેવા પ્રયત્નો થાય અને માર્ગમાં વિરોધ ઉત્પન્ન કરનારા દાનવો સાથે ઘોર સંગ્રામ કરી વિજય મેળવાય તોજ એ આદર્શ જીવન પુનરપિ આર્ય પ્રજા પ્રાપ્ત કરી શકે અન્યથા નહિ.

વિદ્દ શિરોમણિ ભર્તુંહરિ નરેશે એકજ શ્લોકની અંદર આદર્શ જીવનના સાધનો દર્શાવ્યા છે. અને એ સાધનો જીવન સંગ્રામના અતીવ ઉપયોગી હોવાથી આપણે તેમનું અવલોકન કરીશું.

> प्रिया न्याय्या वृत्तिर्मलिनम सुभंगेऽप्यसुकरं ।
> त्वसन्तो नाभ्यर्थ्या सुहृदपि न वाच्यः कृशधनः ॥
> विपद्युच्चैः स्थेयं पदमनुवि धेयं च महतां ।
> सतां केनोद्दिष्टम् विषममसि धाराव्रतमिदम् ॥

મનુષ્યની માનસિક વૃત્તિ પ્રિય એટલુંજ નહિ પરન્તુ ન્યાય્ય અર્થાત્ અંધ ન હોઇ વિવેકી હોવી જોઇએ. કેટલી શતાબ્દિઓથી યુદ્ધની પવિત્ર વેદી પર અસંખ્ય જીવોના બલિદાન અપાયા. ઇતિહાસને પાને પાને યુદ્ધના ભોગ થઇ પડેલા નરનાયકોના નામ તથા કામ દેખાય છે. આ બધું શા માટે? માનસિક વૃત્તિની લોલુપતા તથા તેની વિતૃષ્ણા અને લોકૈષણાને તૃપ્ત કરવા માટેજ. દાનવોમાં કેટલાક એમજ માની બેઠા છે કે કોઇપણ પ્રજાના હક્ક છીનવી લેવા એમા લેશ માત્ર પણ પાપ નથી. ભારતમાં પણ એવા બદ્ધવીરોની સખ્યા ઓછી નહિ હોય. ભૂખ્યાને રોટલો અને તરસ્યાને પાણી આપવા બદલે તેમના મ્હોમાંથી રોટલો છીનવી લેનારા પણ જડી આવે તો નવાઇ નથી. માનસિક વૃત્તિને આપણે બીજા શબ્દોમાં દાનત કહીશું તો બરાબર સમજી શકાશે. દાનત દાંત અને પેટ એ ત્રણ વસ્તુઓ હમેશાં સાફ રાખવાનું આપણા ઘરડા કહી ગયા છે. ગત મહા સંગ્રામ તથા એવા પ્રકારના અનેક વિગ્રહોમાં મૂળ કારણ શોધો તો એજ જણાશે રણે ચઢનારની દાનત બગડી છે. એ બગડેલી દાનતના પરિણામે સંસારની સુંદરમાં સુંદર વ્યક્તિઓ નષ્ટ થઇ. દુર્યોધનની ખરાબ દાનતેજ ભારતને ભારતનું યુદ્ધ દાખવ્યું. રાવણની ખરાબ દાનતને લીધેજ રામ રાવણ યુદ્ધ જાગ્યું. દાનત શુદ્ધ ન હોવાથી ઘેરઘેર અને ગામેગામ જ્યાં જુઓ ત્યાં ક્લેશ, કુસંપ અને કલહ જોવામાં આવે છે. રાજાની દાનત શુદ્ધ ન હોય તો પ્રજામાં કયાથી શુદ્ધિ આવે? પ્રજાના શિરોમણિ કહેવાતા સજ્જનોની દાનત કલંકિત હોય તો જન સમાજ કોનું અનુકરણ કરી ઉચ્ચ જીવનને મેળવે? કલિકુંનો બીજો અર્થ ખરાબ દાનત પણ થઈ શકે. પરસ્ત્રી, પર

ધન ઇત્યાદિ જોઈ પોતાનો તે પર હક્ક ન હોવા છતાં તે પર મોંહી પડી તેનો ગ્રાહક બનનારા આજે ઘણા મળી આવશે. આત્મ સંયમનો લોપ થવાથી દાનતને નિરંતર શુદ્ધ બનાવવાનું સાધન પણ ખોવાયું. દાનત ખરાબ હોય તો કેવું પરિણામ આવે છે એ નીચે જણાવેલા દૃષ્ટાંત પરથી જણાશે.

એક સમય એક ભૂપતિ પોતાનાં શહેરની બહાર આવેલા એક ઉપવન તરફ પોતાના વૃદ્ધ મંત્રી સાથે ફરવા ગયો. બગીચાની અંદર પેસતાંજ અનેક સુવાસિત પુષ્પોની ગીચી તથા મંદુલ સુગંધીથી રાજાનું ચિત્ત પ્રસન્ન થઈ ગયું. એટલામાં બાગનો માળી ત્યાં પહોંચ્યો અને રાજાને કોઈ મોટો શ્રીમંત ગૃહસ્થ જાણી અત્યંત આવકાર સાથે તેનું સ્વાગત કર્યું. દાડમ, સંતરેંજન, નારંગી, મોસંબી ઇત્યાદિ ફળોનાં વૃક્ષ ફળ ભારથી લચકી રહ્યાં હતાં અને એમ સૂચવતાં હતાં કે 'ફળોના બાહુલ્યથી અમે હમેશાં ઝુકીએ છીએ; અભિમાનથી ઉન્નતમસ્તકનથી રહેતાં' રાજાએ માળીને કહ્યું 'આ બગીચો મેં મારા જીવનમાં આજેજ જોયો. અહીંનાં દાડમ ઘણાં સરસ દેખાય છે. જા અને એક પ્યાલામા દાડમનો રસ લઇ આવ.' માળી તરતજ દોડયો અને ક્ષણવારમાં એક ચાંદીના પ્યાલામાં દાડમનો મધુર રસ ભરીને લઈ આવ્યો અને રાજાનો હાથમાં મૂક્યો રાજા રસ ગટ ગટાવી ગયો, અને માળીને ધન્યવાદ આપતાં જણાવ્યું "માળી, આ બગીચો કોનો છે ? સરકારી દફતરમાં આ બગીચાનું નામ છે કે નહિ ?" માળીએ ઉત્તર આપ્યો 'મહેરબાન, આ બગીચો શેવકનો છે; સરકારી દફતરમાં નામ છે. તે વિના મારાથી આ રાજ્યમાં રહેવાય કેમ ?"

રાજા તથા વૃદ્ધ મંત્રી માળીને કાંઇ પણ ઉત્તર આપ્યા વિના બાગની બહાર નિકળ્યા રસ્તે ચાલતાં રાજાએ મંત્રીને પૂછ્યું, 'મંત્રીજી, આ બાગની વાર્ષિક પેદાશ કેટલી છે વાર ? મંત્રીએ કહ્યું "મહારાજ, આ બગીચાની વાર્ષિક ઉપર લગભગ ૧૦,૦૦૦ રૂપીઆની હતી પરન્તુ હમણાં બમણી છે."

થોડી વાર સુધીતો રાજાએ વિચાર કર્યો અને પછી મંત્રીને પૂછ્યું "મંત્રીજી, આ બાગ પર વેરો કેટલો છે ?" મંત્રીએ જવાબ આપ્યો કે 'હજૂર બાગની શરૂઆતથીજ રૂપીએ ૧ પૈસા પ્રમાણે વેરો લેવામાં આવે છે અને હજુ પણ તેજ દર ચાલુ છે."

રાજાએ મંત્રીને આજ્ઞાના સ્વરૂપમાં કહ્યું, 'મંત્રીજી, બગીચાની ઉપજ જોતાં એ દર ઘણોજ ઓછો કહેવાય માટે ચાલુ વર્ષથી રૂપીએ ૧ આના પ્રમાણે વેરો વસુલ કરવો મંત્રીએ જણાવ્યું કે 'હજૂર. બધાને સરખી રીતે ન્યાય થાય તો સારૂં આપની ઇચ્છા જો દર વધારવાનીજ હોય તો પછી દરેક બાગને એક સરખી રીતે ન્યાય આપવો એ ઇષ્ટ છે."

રાજાને મંત્રીની વાત પસંદ નહિ પડવાથી કાંઇક ક્રોધ ચઢ્યો અને તેણે મંત્રીને કહ્યું. "મંત્રીજી તમારે તમારા અધિકારની અંદર રહી વાત કરવી. તમારૂં કામ મારી આજ્ઞાને આધીન રહેવાનું છે."

મંત્રીએ એ સાંભળી મૌન ધારણ કર્યું. થોડા દિવસ પછી રાજા અને મંત્રી ફરીથી તે બાગની મુલાકાતે નિકળ્યા રાજાએ કર વધારવાનું કામ મંત્રીને સોંપ્યું હતું પરંતુ ચતુર મંત્રીએ હજું સુધી રાજાની અન્યાય યુક્ત આજ્ઞાને અમલમાં મુકી ન હતી. વીતો કરતા કરતા બંનેએ બગી-

ચામાં પ્રવેશ કર્યો પ્રવેશ કરતાંજ રાજાએ માળીને દાડમનો રસ લાવવા ફરમાવ્યું. તરતજ માળી ત્યાંથી ગયો અને બે ચાર પાંચ દાડમ તોડી રસ કાઢ્યો, છતાં પણ પ્યાલો ભરાયો નહિ. ગઈ વખતે કેવળ એકજ દાડમના રસથી પ્યાલો ભરાઈ ગયો હતો પરંતુ આ વખતે તો માળીએ લગભગ ૧૦દાડમ નીચોવ્યાં તો પણ કેમે કરી પ્યાલો ભરાયો નહિ. જેમ તેમ કરીને પ્યાલો ભરતાં માળી રાજા પાસે આવ્યો. રાજાએ પ્રશ્ન કર્યો કે 'માળી, આજે એક કલાક વીતી ગયો, છતાં તું રસ કેમ લાવ્યો નહિ ? માળી વિમાસણમાં પડી ગયો કે'હવે સત્ય કહેવું કે અસત્ય' રાજાને તે દિવસ જેવો સ્વાદ લાગ્યો હતો તેવો સ્વાદ પણ લાગ્યો નહિ. માળીએ કહ્યું,"મહારાજ,આપ ક્ષમા કરો તો કહું" રાજાએ કહ્યું "જે હોય તે વિના વિલંબે જણાવો." માળીએ પોતાના મનને દૃઢ કરી કહ્યું "સાહેબ, કહો ન કહો, પણ મારા રાજાની દાનત બગડેલી લાગે છે. સંભવ છે કે મારી વિપુલતા તથા સમૃદ્ધિ જોઇ મારા રાજાની દાનત બગડી હોય."

એ સાંભળી રાજાની સાત્વિક વૃત્તિ જાગ્રત થઈ અને તેને પોતે કરેલી ભૂલનો પસ્તાવો થવા લાગ્યો; મંત્રીજીને આજ્ઞા આપી કે 'કર વધારવો નહિ.' રાજાની સુધરેલી દાનતને પરિણામે તે માળીનો બગીચો પુનરપિ રસમય બની ગયો અને તે રાજાનું રાજ્ય પણ આબાદ થયું.

રમણીકલાલ ગિરધરલાલ મોદી.

# મરણ પછીની સ્થિતિ.



આપણા સ્થૂળ શરીરને મરણ છે તે વાત ચોક્કસ છે. વહેલા મોડા પણ દરેક માણસ મરણ પામે છે પણ મરણ પછી આપણું શું થાય છે તે વિષે કાંઇપણ જાણ્યા વિના આપણે મરણ પામીએ તો મોટી ભુલ થાય છે. દાખલા તરીકે આપણી એક જગ્યામાંથી બીજી જગ્યામાં બદલી થાય છે તો આપણે તુરત તપાસ કરવા માંડીએ છીએ કે ત્યાના હવાપાણી કેવા છે, ત્યાના લોકો કેવા છે ત્યાં શું શું વસ્તુઓ મળી શકે છે અને આપણને જોઇતું હોય તેવું ત્યાં ન મળી શકતું હોય તો આપણે તે વસ્તુ સાથે લેઇ જવાની તયારી કરીએ છીએ તે પ્રમાણે મરણ પછીની સ્થિતિ સંબંધમાં પણ જો આપણે કેટલીક હકીકત જાણીએ તો આપણી અગવડ મટે અને બહુ ફાયદો થાય. મરણ પછી શું થાય છે તે આપણે જાતે જાણવા શક્તિમાન નથી પણ આત્મિક જ્ઞાનમાં આગળ વધેલા પુરૂષો પાસેથી આપણે તે જાણી શકીએ છીએ. અને તેથી કરીને જો આપણે તેમની વાતો માનીએ તો નુકશાન કરતાં લાભ વધારે થાય છે, આપણાં શાસ્ત્રોમાં પણ આ હકીકત લખેલી છે અને તે સંબંધી સારી માહિતી લીધી હોય તો મરણથી આપણે ઓછા બહીતા થઇએ છીએ. મરણનો અર્થ સ્થૂળ શરીરમાંથી સૂક્ષ્મ શરીરનું બહાર નીકળવું એટલેજ છે. મરણ થતા પહેલાં આપણને બીમારી આવે છે તે વખતે સ્થૂળ શરીરને દુઃખ થાય છે પણ જેમ જેમ મોતનો વખત નજીક આવે છે તેમ તેમ દુઃખ ઓછું થતું જાય છે અને છેવટે આપણે બીલકુલ બેભાન થઇએ છીએ. આજ વખતે આપણે બેભાન હોઇએ છીએ ખરા પણ આપણા

સ્થૂળ શરીર અને સૂક્ષ્મ શરીર વચ્ચેની દોર તૂટે છે ત્યારેજ ખરૂં મરણ કહેવાય. કેટલીક વખત સુધી તે મેળ કાયમ રહે છે તેનું કારણ ઘણા દાખલામાં મરેલા ગણાયેલા માણસો જીવતાં થવાના અથવા તો દફન કરેલા શરીરમાં થોડો વખત તેમના શરીરની હીલચાલ થયાના દાખલાઓ છે માટે મરણ પામેલાને તુરતાતુરત ગુમીદાહ કે અગ્નીદાહ કરવો નહિં. મરણનો સમય નજીક આવે છે ત્યારે તથા મોત થયા પછી નજીકનાં સગાં વ્હાલાંને તેના વિયોગ માટે દુઃખ થાય છે ખરૂં પણ તેથી બહુ અફસોસ કરવો ઘટીત નથી. તે માણસ તો આપણી સાથેનો અમુક પ્રારબ્ધ સંયોગ હતો તે પૂરો થવાથી તે ચાલ્યો જાય છે. થોડા સંબંધવાળો થોડી મુદતમાં વિયોગ કરાવે છે. વધારે સંબંધવાળો વધારે વખત જીવી વિયોગ કરાવે છે. વળી વિયોગ કરવાનું તે મરનારના હાથની વાત નથી અને તેથી કરીને કેટલાંક સંબંધીઓ મરનારને ઉદ્દેશીને ઘણાં કડવાં વચન બોલી શોક કરે છે તે પણ સારૂં નથી. માટે તે વખતે તમામ પ્રેમવાળાંએ મુગાં રહી પ્રભુપ્રાર્થના કરવામાં રોકાવું. મરનારને થોડા વખત સુધી બેભાન સ્થિતિ સામાન્ય રીતે દસેક દીવસ સુધી રહે છે અને તે વખતે સ્વપ્નામાં જેમ આપણને કોઇ વખતે પુષ્કળ આનંદ થાય છે તેવો તેને આનંદ થાય છે. સામાન્ય રીતે સઘળા જીવોને આ આનંદ થાય છે પણ જે બહુ ખૂની કે બહુ પાપી જીંદગી ગાળતા હોય છે તેમને બહુ ભયાનક દેખાવો પેલો આનંદ થવાને બદલે તુરત દેખાય છે પણ આવી સંખ્યામાં બહુ જુજ માણસો આવે છે. મુવા પછી બાકી રહેલા કોષોમાં એક પ્રાણમય-છાયામય છે જે હવે તેનું છેવટનું થાડામાં થાડું સૂક્ષ્મ શરીર બની જાય છે પછી તે પ્રેત અવસ્થાને પામે છે જ્યા વાસના શરિર તેની છેવટની કાયા ગણાય છે કેટલાક વખત પછી પિતૃ લોકમાં જ્યાં માનસીક કાયા હોય છે ત્યાં, પછી સ્વર્ગ લોકમાં એમ ઉત્તરોત્તર ચઢતા લોકમાં તે જાય છે. કેટલો વખત દરેકને અમુક લોકમા રહેવું પડે છે તે દરેકની યોગ્યતા ઉપર છે ચોક્કસ વખત નથી. જ્યારે મરનારના સગાવહાલાં રડે છે ત્યારે તે રડવાના અવાજનાં આંદોલનો તે જીવાત્માને અસર કરે છે અને ઉંઘેલાને કોઇ જગાડે તેમ તે કવખતે જલદી જાગી જાય છે અને ચીરડાય છે કે શાથી મને આમ દુઃખ કરતા હશે, માટે રડવું યોગ્ય નથી. જાગ્રત થવાની અવસ્થા પ્રાપ્ત થવા પહેલાં જો તે આપણા રડવાના ધ્વનિથી જાગ્રત થાય છે તો તેને બહુ ભયાનક દેખાવો જે કામલોકમા હમેશ રહે છે તે દેખાય છે ને તેને વિશેષ દુઃખ થાય છે છે એ મરનારનો જીવાત્મા તો ઘરના બધાને જોઈ શકે છે. દરેક સ્થૂળ પદાર્થમાં સૂક્ષ્મ પરમાણુઓ છે તે અંતરી કરી તે સમાયલા છે જેમ એક દડાઓથી ભરેલા રૂમમાં વચ્ચે વચ્ચે ખાલી જગામાં હવા ભરાયલી છે તેમ ચોપડીમા ૧૦૦૦ સ્થૂળ પરમાણું હોય છે તેમ ૧૦૦૦ સૂક્ષ્મ પરમાણું છે આપણે જીવતી આંખે સ્થૂળ પરમાણું ફક્ત જોઇ શકીએ છીએ ત્યારે ગુજરેલો માણુસ સૂક્ષ્મ પણ જોઇ શકે છે કારણ કે તે પોતે સૂક્ષ્મ અંતરદ્દષ્ટી ધરાવે છે. આપણે સૂક્ષ્મને નથી જોઇ શકતા પણ મરેલાને તો સ્થૂળ અને સૂક્ષ્મ બધુ જોવાની શક્તિ છે. મરણ થયું છે એમ તે જાણતા નહોય ત્યારે આપણને તે કોઇવાર પ્રેમથી બોલાવે છે પણ ખરો. પણ આપણે તે સૂક્ષ્મ શરીરનું કાંઇ સાંભળી શકતા નથી તેથી તે અજાયબ થાય છે પછી તેને બીજા સૂક્ષ્મ શરીરવાળા સમજણ પાડે છે અને સૂક્ષ્મમાં આગળ વધવાનું બતાવે છે. મરનારનો જીવાત્મા વાસના શરીરમાં હોય છે ત્યાં તેને દુઃખ પણ હોય છે પણ તે આપણા શારીરિક દુખ જેવું—સ્થૂળ શરીરમાં જે વાસનાઓ તૃપ્ત નથી થઇ અથવા જે વાસના ત્યાગ થઇ નથી તે વાસના તેને તૃપ્ત કરે છે, દરેકને તરેહવાર

વાસના જીંદગી દરમ્યાન હોય છે. શરીર એક વાહન છે જેના વગર વાસના તૃપ્ત થઇ શકતી નથી: જેને આ લોકમાં વાસના ઘણી તેને કામ લોકમા અસંતોષીત રહેલી વાસના વડે ઘણું દુઃખ પડશે. માટે આપણને એ પ્રેત લોકમાં વાસનાનું દુઃખ ખમવું ન પડે તે માટે આ મૃત્યુ લોકમાંજ સ્થૂળ દેહમાં વાસનાઓ ત્યાગવા પુષ્કળ યત્ન કરવો જોઇએ. શાસ્ત્રોમાં વ્રત નિયમ કરવાના કહેલા છે તેનું કારણ એજ છે જે વગર આપણને અહીં ચાલતું નથી તેવી ટેવો આપણે જીવતાં હોઇએ ત્યારથીજ છોડવી જોઇએ. ચહા, કાફી, પાનસોપારી વગેરે દરેક ટેવો જે શરીરના નીભાવમાં નુકશાન કરનારી વા બીનજરૂરી અને પાછળથી તેના વગર ચાલે નહીં એવી પડેલી ટેવો –વાસનાઓ વ્રત લઇ ધીમે કાઢવી જોઇએ. જેને આવી ટેવો વધારે તેને ત્યાં દુઃખ વધારે પડશે એ નક્કી સમજવું. પ્રેત લોકમાં આપણાં સંબંધીઓએ કરેલા શ્રાદ્ધનો આપણને બહુ ફાયદો પહોચે છે. શ્રાદ્ધમાં જે મંત્રો બોલાય છે તેનાં ઉચ્ચાર શુદ્ધ હોય તો સૂક્ષ્મ વાતાવરણમાં તેના આંદોલન બહુ સારી અસર કરે છે અને તેનું દુખ ઓછું કરે છે. પણ તે શ્રાદ્ધના મંત્રો બહુ સારી રીતે સ્પષ્ટ ઉચ્ચારથી કરેલા હોવા જોઇએ તેમ તેમાં શ્રદ્ધા હોવી જોઇએ. શ્રાદ્ધ કરવા બેસનારે પણ પવિત્ર વિચાર દૃઢ આગ્રહથી કરવા જોઇએ જેમ સારા પવિત્ર વિચાર સારી લાગણીથી કરવામાં આવે તેમ તેને બહુ ફાયદો. સગાંવહાલાએ પણ તે વખતે પવિત્ર વિચાર જીવાત્માના ભલા માટે કરવા. એ આપણી ફરજ છે પ્રેત લોકમા જીવ હોય ત્યા સુધી તેને માટે શ્રાદ્ધ વગેરે ક્રિયાની જરૂર છે. પિતૃ લોકમાં ગયા પછી જરૂર નથી. પ્રેત લોકમા જીવને બહુ વખત લાગતો નથી પણ ચોક્કસ વખત નહી હોવાથી સામાન્ય રીતે ૭૦ વર્ષ અને આપણા શાસ્ત્રોમા ત્રણ પેઢી સુધીના માટે આ ક્રિયા કરવા જરૂરનું ઠરાવ્યું છે તે સારૂં છે. પ્રેત લોકમાં વાસનાવાળા જીવ પોતાની વાસનાઓ તૃપ્ત નહીં થવાથી તેની વાસનાવાળી કાયા છેવટે થાકી જાય છે એટલે તે સૂક્ષ્મ જીવમાંથી વાસના રૂપી મેલ-કચરો કાઢી નાંખવામાં આવે છે. આ દુનીયામા આપણે સારાં કામ કર્યાં હોય પણ તે વાસનાથી-સ્વાર્થથી કર્યાં હોય છે તો તે વાસના આ પ્રેત લોકમાં પજવે છે. તેણે જે ભલું કર્યું તેનો ફાયદો તો મળવાનો છે પણ સ્વાર્થ જેટલી વાસના તેને દુઃખ ઉત્પન્ન કરશે. કેટલીક વખત સારાં કામ આ દુનીયામાં આપણે કરવા માંડયાં હોય પણ અનુભવ વગેરેની ખામી થી તે સારાં ન કરી શકયા હોઇએ તો તેનો અનુભવ વગેરે ખૂટતી સામગ્રી આપણને ત્યાં પ્રાપ્ત થાય છે. અને પછી પિતૃ લોકમાં જઇએ તે વખતે ત્યા ગુંચવણો ઉકેલી શકાયલી હોવાથી અનુભવ રૂપે નવે જન્મે આપણા વિચાર પ્રમાણે તુરત બને છે એટલે આ દુનીયામા બીજે જન્મે આપણે તે કામ ઉંચા પ્રકારે કરી શકીએ છીએ. દરેક સારા કામો માટે આ પ્રમાણે સમજવું. એમ અધુરાં રહેલાં કે બગડેલાં સારાં કામો હોય તે પિતૃ લોકમા ગયા પછી અનુભવ મેળવી અહીં આવીને પુરાં સારી રીતે કરી શકીએ તેવા શક્તિવાળા થઇએ છીએ, તેવા સંજોગ લેઈ આવીએ છીએ. પિતૃ લોક પછી સ્વર્ગ લોકમાં જઇએ છીએ એક લોકમાંથી બીજા લોકમાં જતી વખતે થોડીવાર આપણે બેભાન રહીએ છીએ ખરા. સ્વર્ગલોકમાં એવી શકિત પ્રાપ્ત થાય છે કે આપણે કોઈ વાતનો ત્યાં વિચાર કર્યો કે તે આકાર રૂપે થઇ જાય છે. સ્વાર્થ વગર કરેલાં કામોવાળો, સ્વાર્થ વગર કરેલ સારા વિચારવાળો, સ્વાર્થ વગર સારી લાગણી ધરાવનારો જીવ સ્વર્ગમાં જાય છે ત્યાં તે આનંદમાં રહે છે ત્યાં બહુ સુંદરતા રમણીયતા અને રોશની છે. ત્યાં હલકી વાસના નથી જેના-પર શુદ્ધ પ્રેમ કર્યો હશે તે આપણને ત્યા મળશે. વરસોના વરસો સુધી ત્યાં આનંદમાં

રહેવાશે વગર વિઘ્નનો પ્રેમ ત્યાં રહેશે. ત્યાં પ્રેમ, તત્વ વધશે દયા—ભક્તિ અને પ્રેમની લાગણી હશે તે વધી જશે સામાન્ય પ્રેમ કરતાં માનો બચ્ચાં ઉપરનો પ્રેમ વધારે અને નિ.સ્વાર્થી હોયછે. મા એવી આશા રાખતી નથી કે મારો દીકરો મોટો થઇ મારી ચાકરી કરે, તેવા પ્રેમવાળું માણુસ જો પરમેશ્વરની પોતાને ગમતી રીતે ભક્તિ કરે તો વધારે આગળ વધે છે તેને બચ્ચાં તથા પ્રભુની સાક્ષાત મૂર્તિનો મેળાપ થાય છે કારણ તે માનસીક ભુવન ઉપર દરેક વિચારનો આકાર તુરત ઘડાય છે અમુક દ્રષ્ટિ ધાર્યા હોય તો સાક્ષાત તેમનાંજ દર્શન થાય છે એકંદરે તેવાનો સઘળો વ્યવહાર સાચો હોય છે અને સાચો થશે કારણ કે તે વખતે તે તમામ શક્તિવાળો થઈ જાય છે, જેને પોતાનાં બાળકો પર પ્રેમ, પ્રભુ ઉપર ભક્તિ અને પ્રભુએ કે ઇષ્ટે આપેલા શિક્ષણ પ્રમાણે વર્તવાની ટેવ હશે તે એથી પણ આગલા ભવનપર ચડશે. જે વિઘ્ન અહીં હોય છે તે ત્યાં હોતા નથી તેથી તે જીવાત્મા ત્યાં ઘણું કરી શકે છે, વળી જે દરેક સારાં કામ નિ:સ્વાર્થી અને પોતાનો ધર્મ સમજી કરે છે તે પ્રથમના ત્રણ દરજ્જાવાળા કરતાં પણ આગળ ચડે છે તેનામાં તમામ અનુભવ અને શક્તિઓ જે પહેલાં નહોતી તે લેઈ આ ભવનમાં આવશે તેજ પ્રમાણે હુન્નરની ખાતર ચિત્રકળા, કુદરતની શોભા જણાવનારાં ચિત્રો,ધર્મ પુસ્તકોમાં આવેલા બનાવની તાદ્દશ્ય ઉપમા રૂપરેખા દોરવી વગેરે જે કળાની ખીલવણી ખાતર ચિત્રકામ કરનારા હશે તે આગલા ભવનના અધિકારી થશે—સંગીતના સંબંધમાં પણ જે રાગની ખાતર લાગણી ખાતર ઇશ્વિરના પ્રેમ-ભક્તિ ખાતર સંગીતમાં આગળ વધતા હશે તે પણ આગળ ભવનના અધિકારી થશે. નિ:સ્વાર્થતા હોવી એજ એક મોટી સરત છે સ્થૂળ શરીરમાં જે અનુભવ અને શક્તિ એ તેમનામાં નહોતી તે તેમને ઉપલા ભવનમાં મળી રહે છે તેવાઓ પોતાની સાથેના ઘણાને મદદ પણ કરશે તેજ પ્રમાણે દયા, ભક્તિ પવિત્ર પ્રેમ ઉત્પન્ન કરે તેવાં સ્ટેચ્યુ(બાવલાં—મૂર્તિઓ)બનાવનારા પણ આગળ વધે છે આગળ ચાલતાં અરૂપ ભાવનાવાળા હોય છે. તેમનું વિજ્ઞાનને લીધે હું પણું મટી ગયું હોય છે. જીવાત્માને એવું ભાન થયુ હોય છે, તેવાઓ થોડા વખત પછી આ દુનીઆમા જન્મ લે છે તે સાચા વિરાગવાન થઇ જાય છે તેમને ગુરૂઓ શિષ્યો રૂપી મદદ કરે છે પછી તે શિષ્ય બને છે પછી ગુરૂ-સંત મહાત્મા બને છે એમ આગળને આગળ વધતો જાય છે *

ભાઈલાલ વિશ્વનાથ.

-०००)(०००-

## મંગલાષ્ટક.



હારગીત વૃત્ત.

બહુ ભેદવાળું વિશ્વ જેની આણ શુણીને ઉપજે,
જેના પ્રભાવથી તે ટકે, ને વળી ચઢે લયને પગે;
જે બે દીસે પણ વસ્તુતઃ તત્ત્વાગમતિમાં એક છે,
તે શક્તિશિવકેરા ચરણમા અમ પ્રણામ અનેક છે. ૧

*રા. માણેકલાલ પાંડેના ભાષણ ઉપરથી ટુંક નોંધ.

શક્તિ ધરે છે ધ્યાન અંતર પદવી શિવની પામવા,
શંકર ધરે છે ધ્યાન સ્થિર શક્તિપદે વળી જામવા;
આવું દીઠું નહિ ને વળી શુણ્યું ન અદ્ભુત લગ્ન કહિં,
લવલેશ અંતરભેદનો અવકાશ ભાળ્યો જ્યાં નહિ. ૨
મંગલ વિવાહસમયઉપર શિવશક્તિગુરૂજી પધારજો,
શુભ વિધિમહિં વાત્સલ્યથી ન્યૂન અધિક સર્વ સુધારજો;
કરુણા કરી વહૂવરશિરે વરવૃષ્ટિને વર્ષાવજો,
કરી અંતરાય સુદૂર સહુ સંબંધીવદન હસાવજો, ૩
શુભ સ્નેહનું વાતાવરણ સહુ અંતરે પ્રસરાવજો !
ઝગમગથી જ્યોતિ ધર્મની સહુ હૃદયમાંહિ જગાવજો !
આ લોક ને પરલોક જેથી સધાય એવી સુદક્ષતા
પતિપત્નીને અર્પો પ્રસારી સહસ્ત્ર કર સંરક્ષતા. ૪
પ્રિય પુત્રી ! તું ત્યજતી અમારૂં સદન એથી ઉદ્ભવે
દિલગીરી, પરંતુ વિદિત છે તનયા દ્રવિણ પરકીય ખરે;
સજ્જનકરે સોંપી તને એથી અમોને શાંતિ છે,
ત્યાં કરીશ કર્પૂરકોગળા એ વિષે ન અમમનભ્રાંતિ છે. ૫
તું માનજે તુજ પ્રિય પતિને પરમ દૈવત વિશ્વમા,
તું માણજે બહુ વિરલ વૈભવ સાસરે સુરગૃહસમા;
તું વિનયથી ને સ્નેહથી વળી વર્તજે જ્યમ જ્યાં ઘટે,
જેથી મધુરી સુવાસ પ્રકટે ને વિરોધ કટુ મટે. ૬
ગૃહિણીરૂપે ગૃહતંત્રને આદર્શરૂપ ચલાવજે,
અતિથિપ્રતિ દુઃખીપ્રતિ નિજ ધર્મને વળી પાળજે;
જ્યારે જગન્માતા સમર્પે પદવી મોંઘી માતની,
ત્યારે સુસંતતિ કેળવી કરજે સુસેવ સમાજની. ૭
વિદ્યાકલાજલધારથી તુજ ચિત્તવાડી સિંચજે,
સંપત્તિમા સાદાઇ ધરજે, ને કદાપિ ન છકી જજે;
નિશદિન પ્રતિષ્ઠિત રાખજે મનમંદિરે જગના પતિ,
સુખપૂરમાં સંભારજે અમ સર્વને વળી કદિ કદિ. ૮

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા.

---

આ મંગલાષ્ટક શ્રીસુત કૌશિકરામ વિઘ્નહરરામ મહેતાની પુત્રી સૌ. ચી. બહેન રશ્મિબાલાના ચાલુ વર્ષના ફાગણ માસમાં વદ ૭ ને રોજ થયેલાં લગ્ન પ્રસંગે ખાસ ગવાયું હતું. તેની ભાવના કેવી સુંદર છે તે સંબંધમાં વિશેષ વિવેચનની જરૂર નથી. આ મંગલાષ્ટકની છાપેલી જથાબંધ પ્રતો લગ્નાદિ પ્રસંગે વહેંચવા જે ગૃહસ્થને જોઇતી હશે તેમને રા. નીલકંઠ ઉમેદરામ વકીલ સેતાન ફળીયા સુરત તરફથી ફકત ખર્ચ જેટલી કિંમતેજ આપવામા આવશે.

વ્યવસ્થાપક ‘ વિશ્વજ્યોતિ. ’

# हुन्नर उद्योगना लेख.

લેખક શંકર યજ્ઞેશ્વર ગર્ગે સોનીફળીયા સુરત.

## ૧૦ સસ્તો આસ્માની રંગ બનાવવો.

( ઓઇલ પેન્ટસાર )

લાકડાના તથા લોઢાના સામાન ઉપર અને ભીંત ઉપર ઓલતેલમાં મીશ્ર કરી આસમાની રંગ આપવામાં આવે. તે રંગ પરદેશથી કાગળના પડીકામાં એક રતલ જેટલો ભરીને આવે છે. તેવો રંગ બનાવવાની માહેતી.

**अ.**

પ્લાસ્ટર ઓફ પારીસની ઝીણી ભુકી શેર ૫૬
મીઠું ગરમ પાણી......... શેર ૨૮૦

**ब.**

હીરાકશીની લીલી ભુકી શેર ૩।।
મીઠું ગરમ પાણી......... શેર ૧૫

**क.**

પોટયાશીયમ ફેરો સાઇનાઇડ શેર ૩।।
મીઠું થડું પાણી......... શેર ૧૫

**રીત:**—તાબાના વાસણમા અથવા લાકડાના પીપમાં अ, ब, क, એ ત્રણ જુદા જુદા મીશ્રણો તૈયાર કરી રાખવા अ મીશ્રણમાં પ્લાસ્ટર ઓફ પારીસ પાણીમાં દ્રવીભુત થતું નથી. તે યાંત્રીક સંયોગથી મીશ્ર રહે છે; તેથીજ તે મીશ્રણને એક પાતળી સળી વતે હલાવતા રેહવું; અને તેમાં બાકીના ब. અને क વાળું મીશ્રણ એકઠું કરવું. અને હલાવવાની ક્રીયા શરૂજ રાખવી. એ મુજબ ૨૦ મીનીટ સુધી હલાવતા રેહવાથી અને પ્લાસ્ટર ઉપરનીચે જવાથી પાણીનો રંગ આસ્માની થાય છે. પછી સ્થીર રાખવું. પછી તળીએ જામેલી ભુકી બહાર કાઢીને સુકાવી નાંખવી. તે અસ્માની રંગની થઈ એટલે કામ સરસ થયું એમ સમજવું. ભુકી કાઢી લેતી વખતે ઉપલું પાણી રંગ વાળૂ ન હોય, ચોખ્ખુ પાણી જેવું હોવું જોઇએ. કદાચ આસ્માની રંગનું જણાય તો ફરી ખુબ હલાવી આસ્માની રંગ પ્લાસ્ટરમા મેળવવાથી નીચે બેસી જશે. અને ઉપર નીતરૂ પાણી થઇ જશે. તમામ રંગ પ્લાસ્ટરમાં મળી જવાથી ઉપલું પાણી સ્વચ્છ થશે. પછી સ્થીર રાખવું. પછી બીજે દીવસે તેમાં ઉપર જામેલું પાણી બીજા વાસણમાં કાઢી લેવું અને નવું રેડવાથી રંગ નીચે જામી જશે. છેવટે ઉપલું પાણી કાઢી લેઇને નીચેનો રંગવાળો લોદો જાડા કપડા ઉપર નાંખી સુકાવી નાખવો. બરાબર સુકાયા બાદ કુટીને અથવા પીસીને ઝીણી વસ્ત્ર ગાળ ભુકી કરી રાખવી. રંગ તેથી પણ વધારે અસ્માની બનાવવો હોય તો ब અને क વાળા મીશ્રણના પદાર્થો જરા વધારે મેળવવા.

પછી એક રતલ જેટલી રંગની ભુકી કાગળના ડબ્બામાં ભરીને સીલ કરવું. ઉપર જામેલું પાણી બીજા વાસણમાં કાઢી મૂકવા કહેલું તે ફેંકી દેવાનું નહી. સફેત કકડામાંથી ગાળી લેઇને તાંબાના કઢાઈમાં અથવા તાવડીમાં ભરીને તડકામાં સુકાવી દેવું. તેથી નીચે ક્ષાર જામે છે; તેને પોટયાશીયમ સલફેટ એમ કહે છે. તે દવાના કામમા વપરાય છે. એ મુજબ એક ધધામા બે ચીજો બની શકે છે. રંગ રંગવાના કામમાં વપરાય છે. અને પોટયાશ દવાના કામમાં વપરાય છે.

## ૬૧ રાખોડીમાંથી વોશીંગ સોડા.

**કૃતીઃ**—એક લોઢાનું ઉંચુ પીપ લેઇને તેમાં રાખોડીની ભુકી નાંખવી. તેમાં ૮ થી ૧૦ ઘણું પાણી રેડવું; અને ખુબ હલાવી નાંખવું. એટલે રાખોડીમાં સમાયલા ક્ષારો પાણીમા મળી જાય છે.

ફરી ૧૫–૨૦ મીનીટ પછી ખુબ હલાવવું. એટલે પાણીમા રાખોડી તદન મળી જશે. તે મીશ્રણને ૨ થી ૩ કલાક સુધી સ્થીર રહેવું જેથી રાખોડીમાંનો કચરો અને પાણીમા ફરી લુત નહી થનારા પદાર્થો તળીએ બેસી જાય છે. અને ક્ષાર પાણીમા મળી જાય છે. પછી ચુલા ઉપર એક લોખંડની કઢા ( પેણુ ) મુકીને નીચે ગરમી આપવી, રાખોડીવાળું પાણી કકડામાંથી ગાળી લેઇને તે કઢાઇ અર્ધી ભરાય તેટલું રેડવું. નીચે ગરમી વધારે આપોને કઢાઇમાંનું પાણી ઉકાળી નાખવું, તે ગરમી આપવાની વખતે ચુલા નીચે જે બળતણ બાળવા પડે છે તે પણ ઘણી સસ્તી ચીજો હોવી જોઇએ જેમકે સુકા પાદડા છાણનો ભુકો ડાગરના ફોતરા, લાકડાનો ઝીણો યા જાડો વેર વીગેરે બાળવાના કામમાં સસ્તી પડે તેવી ચીજો વાપરવી કઢઇમાનું પાણી તદન સુકાઇ જાય છે એમ લાગે તો બીજુ રાખોડીવાળું તમામ પાણી ગાળીને કઢાઇમા આટાવી નાખવાથી કઢઇમાં નીચે ક્ષાર રહે છે તે ક્ષાર કઢાઇમાથી કાઢીને એક લાકડી પીપમા અથવા લોઢાના ડબ્બામાં ભરી રાખવો.

પાણી ઉકાળતી વખતે બળતણનો ખર્ચ ન કરવો હોય તો નીચે મુજબ ક્રીયા કરવાથી ખારો સસ્તો પડે છે. પોહળા મોઢાની લોખંડી કઢઇમાં રાખોડીનું ગાળેલું પાણી નાખવું. અને તે કઢઇ તડકામાં મુકી રાખવી. એટલે સુર્યના તાપથી "બાષ્પીભવન" ક્રીયા બનીને પાણી દીવસે દીવસે ઓછું થતું જાય છે. અને છેવટે કઢઇના બુધામાં ફેરો ક્ષાર જામે છે. ઉપરની રીતમાં પાણી કઢઇમાંથી જેમ જેમ ગરમીથી ઉડી જશે તેમ તેમ રાખોડીવાળું પાણી તેમાં રેડવું. પણ તેમાં કાળક્ષેપ વધારે થાય છે; જેથી કઢઇ ઉપર એક ઝીણું વસ્ત્ર ઢાકી રાખવું. જેથી કચરો ધુળ વીગેરે તેમાં પડે નહી. એ મુજબ પુષ્કળ ખાર ભેગો થયો એટલે જો તે ભીનાશ પકડતો હોય તો તેના ગોળા અથવા વડી બનાવી દેવી. પછી તે ગોળા અથવા વડી ભઠ્ઠીમાં મુકીને અથવા ચુલામાં શેકીને લાલ દેખાય ત્યાં સુધી ગરમ કરવા. એટલે તે ખારનો મેલ પડતો રંગ બદલાઇને સફેદ રંગ થાય છે. અને તેજ વાશીંગ સોડા હોય છે. કારણ તેમાં સોડા અને પોટયાશ વીગેરે ખાર મીશ્ર હોય છે. તેથી તે અશુદ્ધ હોય છે. લાકડા અને વનસ્પતીના રાખોડીમાંથી પોટયાશનો ખાર અને છાણાની રાખોડીમાંથી સોડા નામનો ખાર વધારે પેદા થાય છે. અને ને બન્ને ખાર સાબુ અને કપડા ધોવાના કામમાં ઘણુજ ઉપયોગી હોય છે. આ રીતનો વાશીંગ સોડા કેમ સસ્તો ન પડે ?

## ૬૨. લીંબુ વગર તેનો રસ તૈયાર કરવો.

જરૂરીયાત પ્રસંગે લીલુ લીંબુ મળતું નથી. તેમજ તેના રસની જરૂરી હોય છે. તેમજ મુસાફરીમાં લીંબુ મળી શકતું નથી. એવી વખતે રસ કેમ તૈયાર કરવો તેની માહેતી નીચે મુજબ છે.

સાયટરીક આસીડ તોલો ૧
મીઠું થંડું પાણી „ ૧૧

પથર પર સાયટરીક આસીડની ભુકી કરીને બાટલીમાં ભરવી. તેમાં તે પાણી મેળવીને હલાવવું. એટલે બધી ભુકી મળી જાય છે. તે મિશ્રણજ લીંબુનો રસ છે. કારણ લીંબુના રસમાંથી સાયટરીક આસીડ નિકળે છે.

### ૧૩. દારૂનો સાપ બનાવવો.

દીવાળીના વખતે છોકરાઓ ધોળા રંગના કડકા બાળીને ગમત કરે છે. તે કડકા બળતી વખતે તેમાંથી સાપ જેવી આકૃતી યા આકાર પેદા થાય છે. તેને ગુજરાતીમાં દારૂનો સાપ કહે છે અને ઇંગ્રેજીમા ફ્યારોજ સરપેન્ટ કહે છે. તે બનાવવાની રીત.

મીશ્રણ ન ૦ ૧.
પોટયાશીયમ ફેરો સાયનાઇડ તોલા. ૫
ગધકની ભુકી „ ૫.

એ બન્ને પદાર્થ વાટીને એકત્ર કરવા. તેમા બે ત્રણ રતી જેટલો પોટયાશીયમ કાર્બોનેટની ભુકી મેળવવી. તે ત્રણ ચીજોનુ મીશ્રણ કુલડીમાં મુકીને તેમુસ ગરમી પર મુકવી. કુલડીનો ઉપલો ભાગ ૨ આંગળ ખુલ્લો એટલે ભુકી વગરનો રાખવો. એટલે તે મિશ્રણને ઉભરો આવે તો પણ બહાર પડશે નહી ગરમી આપવાથી તે પદાર્થ પાતળો થાય છે અને એકત્ર થઇને મિશ્ર થાય છે. તે જ્વાલાગ્રહી (જલદી સળગનારા) હોવાના લીધે વધુ ગરમીથી અથવા અગ્નીના સાક્ષાત સંબંધથી સળગી ઉઠે છે તેમ થવા દેવું નહી-તેની કાળજી રાખવી. તે કાચના કડકાથી હલાવીને, ડહોળવું એટલે એક જીવ થઇ જાય છે. પછી ગરમીથી નીચે ઉતારીને થંડુ કરવું. એટલે ઘટ થાય છે. પછી કુલડીમાંથી બહાર કાઢીને કુટીને ભુકી કરવી.

એક ચીની પવાલામાં થંડુ પાણી તે ભુકીથી ૫ ગણું મેળવીને દ્રવીભુત કરવી. પછી કડકાઆંથી ગાળીને બીજા ચીની વાસણમાં મુકવું. કડકાપર લોહડાનો કચરો રહે તે થંડા પાણીથી ધોઇને તેમાંજ ગાળી લેવો. અને કચરો ફેંકી દેવો. તે ગાળેલા ભાગમાં પોટયાશિયમ સલ્ફો સાઇનાઇડ હોય છે.

### મિશ્રણ નં૦ ૨

પારો તોલા ૨
નાયસ્ટ્રીક આસીડ „ ૭॥

એક ચીની પવાલામા નાઇટ્રિક આસીડ મુકીને તેમાં થોડો થોડો પારો મેળવીને કાચના કાંડીથી હલાવીને મિશ્ર કરવો. બધો પારો તેમાં દ્રવીભુત થયા પછી બીજા મોટા પવાલામાં તે મીશ્રણ મુકવું. તેમાં નં૦ ૧ નુ મિશ્રણ મેળવીને હલાવીને સ્થીર રાખવું. એટલે તળે ધોળો ભુકો જામે છે. તેને સરક્યુરી સલ્ફો સાઇનાઇડ કહે છે. તેનાજ સાપ કરે છે. પછી ઉપલું પાણી કાઢી નાંખવું. અને ૨-૩ વેળા થંડુ પાણી ઉમેરીને હલાવીને સ્થીર રાખતા જવું. ઉપલુ પાણી કાઢીને ફેંકી દેવું. એ પ્રમાણે ધોવાની ક્રીયા ૨-૩ વાર કર્યા પછી નીચે રહેલી ધોળી ભુકી કાઢીને કટકા પર ભુકીને સુકાવવા દેવી. જરા ભીનાશ પકતી તે ભુકી લઇને તેની કાંડીયો વાળવી. દરેક લાકડી આશરે બે ઈંચ લાંબી અને સોયા જેટલી જાડી રાખવી. બાદ સારી પેઠે સુકાવા દેવી. દરેક લાકડીના ૧૨-૧૫ કડકા કરે છે. અને નાહનો એક કડકો એક પૈસામાં વેચાય છે. આસરે બે ઈંચ લાંબી એવી ૧૫-૨૦ લાકડીઓ એક રૂપીયામાં થાય છે. અને એક લાકડીનું પાકીટ એકથી દોઢ આનામાં વેચાય છે.

॥ ॐश्री ॥

# વિશ્વજ્યોતિ

| પુસ્તક ૩ જું | સંવત ૧૯૭૯ ફાલ્ગુન. | અંક ૮ મો. |
| --- | --- | --- |

## યાચના

પદ ( ગઝલ )

ડૂબું-ડૂબું થયો છું, તમ હાથ હરિ ! પસારો,
રગરગ ચડેલ ઘેરૂં, મુજ મોહવિષ ઉતારો.

વિલાસસ્વપ્ન માંહીં ચકચૂર હું બન્યો છું,
કરસ્પર્શથી તમારા એ મોહને ઉડાડો.

ઉડી જીવન—ફુલેથી વિશુદ્ધતા—સુગન્ધી,
પહેરેલું તમ સુગન્ધી ફુલપાંદડે ભીંજાવો.

મુજ પુન્યગાન આખું અધવચ રહ્યું પ્રભુજી !
જગની સ્મૃતિ સૂરોની મરથી સૂરો મીલાવો.

બુદ્ધિ ને ઉર સૌને તામસ મળ્યાં છે ભોજન,
તમ ભક્તિરસની લહજ્જત જીહ્વાને મુજ ચખાડો.

અજ્ઞાનથી ગણ્યા મેં અલગા બધેને તમને,
પણ આપ તો ગણી લ્યો જગદીશ ? મને તમારો

ચાંપશી વિઠુલદાસ ઉદેશી

# હુતાશની.

( લેખક:-બાલકવિ-જામનગર. )

હિન્દુઓમાં હુતાશનીની રીતિ પ્રથમથી ચાલી આવી છે. તેની ઉત્પત્તિ વિષે શોધ કરીએ, તો પૂર્વકાળમાં એક રાક્ષસીથી પ્રજાને બહુજ ત્રાસ થતાં, દયાઘન પરમાત્મા પાસે એ સંકટના નિવારણ માટે રાડબરાડ પાડતી સર્વ પ્રજા ગઇ. અને તેથી એ રાક્ષસી પ્રભુ-શ્રાપથી સળગી ગઇ, તે આ હુતાશની એમ દંતકથા છે. તેમજ સ્મરારિ મહાદેવે મદનને ભસ્મીભૂત કર્યો, તે દિવસ હુતાશની એમ પણ કહેવાય છે. વળી ભક્ત પ્રહલાદનો નાશ કરવાને તેને વિષપ્રાશન કરાવ્યું, ઉંચા પર્વતપરથી ધકેલી દીધો, પણ તે પ્રાણમુક્ત નહિ થવાથી હિરણ્યકશિપુએ પોતાની બહેનના ખોળામાં બેસારી ચિતામા તેને સળગાવી દીધો, પરંતુ ભગવત્ સ્મરણને લીધે પ્રહલાદનો પ્રાણનાશ નહિ થતાં એ રાક્ષસી માત્ર ભસ્મીભૂત થઈ તે હોલિકા.

ભાગવતમાં હોલિકા રાક્ષસીને "તું ગાળો ખાઇશ અને નીચ કોટીની દેવી તરીકે પૂજાઇશ" એવો દુર્વાસાનો શ્રાપ થએલો. એવી અનેક ઘટનાઓ પુરાણોમાં તેમજ જનસમાજમાં ચાલતી દંત કથાઓ ઉપરથી બન્યાનું જણાય છે. તેમાંથી સત્ય ગમે તે હો. પરંતુ ટુંકામાં દુઃખો-સંકટોનો નાશ કરીને સારી સ્થિતિ પ્રાપ્ત કરવાના સંબંધે પ્રયાસો થયાનું સમજાય છે.

આપણે પણ એ પૂર્વની પ્રણાલિકા પ્રમાણે હુતાશની ઉજવીએ છીએ. પણ તેના ખરા રહસ્ય કરતાં અંધશ્રદ્ધાના બળે ઘણાઓ એ રહીને વરા વર્તે છે.

**"गतानु गतिको लोकः नलोकः पारमार्थिकः"** એ સૂત્રાનુસાર જન સમાજનું વહન ચાલે તેમાં નવાઇ નથી. પરંતુ આ પરિવર્તનશાલિ મન્વંતરમા કાંઇક સૂક્ષ્મ તત્વોનો વિચાર કરીને તે શોધવા તરફ આપણો વિદ્વવર્ગ હવે વળતો જાય છે એ સંતોષારપદ છે.

પ્રાચીન સમયના સંકટો જો કે અત્યારે નથી, પણ આજકાલ બીજાંજ સંકટોએ ભારતનો ત્રાસ કરવા માંડયો છે. તેનો નાશ થવા સારૂંજ સઘળા ધર્મપંથના અને સઘળી જાતિના લોકો પ્રભુ પાસે હુતાશનીના બહાને બરાડા પાડતા પહોંચે છે. પ્લેગનો ઝપાટો, કોલેરા કે ઇન્ફ્લુએન્ઝાનો સપાટો, દુષ્કાળનો તડાકો અને ફૈશનનો ફડાકો ! તેમ વિલાસલોલુપતાનો કડાકો ઇત્યાદિ દુઃખોના નાશ મોહ આ હુતાશનીની ચાલુ પ્રણાલિકાના અંગે રાડ બરાડા પાડે તો તે અસ્થાન નથી.

પરંતુ આવા આવા રાડ બરાડો અને આક્રંદથી આ કલિકાલમાં પ્રભુ ક્યાં જાગૃત થાય છે ? તે તો—

" પ્રભુ ક્ષીરસાગરે પોઢયા લક્ષ્મી સંગાથમાં લઇને
ક્ષ્ણના ચાંદલા ચોઢયા અમારા દૈવમાં લાઇને ?
સદા સોસાય સંકટમાં દેશને ભક્ત તમકેરા,

આવતી નિંદ કયમ મીઠી દયાળુ દેવ જગ પ્યારા ?
ભક્ષ કૈં દીનનો કરતી વિપદ ચૂડેલ ચમકારે,
સંપ ઉદ્યોગવિણ બચવા બીજો કૈં માર્ગ ના ફાવે ! ”

આવા સંકટોની વેળાએ અને પ્રભુ નિદ્રાધીન અવસ્થામાં છે ત્યાં પ્રથમ પ્રમાણે કેવળ છાણા—લાકડાંઓની હોળી નહિ કરતાં નાસ્તિકપણું, ઈર્ષા, દ્રોહ, આળસ, વગેરે દુર્ગુણોની હોળી કરવી જોઇએ. તેમાં અંધશ્રદ્ધા અને પ્રમાદ રૂપી શ્રીફળ, અહંકાર રૂપી શેરડી અને અવિદ્યા ખરાબ રૂઢીઓ રૂપી ધાણી-દાળીયા હોમી દેવા જોઇએ. અને શુદ્ધ જ્ઞાનની જ્વાળાઓ ભડકાવી રાષ્ટ્ર પ્રેમથી-સમાજસેવાના પ્રેમથી પ્રદક્ષિણાઓ ફરીને અનંત સામર્થ્યવાન પ્રભુને જાગૃત કરવા જોઇએ કે જેથી વિશ્વજ્યોતિ ઝળહળતી પ્રકટી નીકળે.

ધુળેટીના દિવસે છાણાની રાખોડી-વાની શરીરે ચોળવાને બદલે ધૈર્ય રૂપી ભસ્મ ચોળીને સઘળી જ્ઞાતિ સાથે આનંદથી એકાત્મ ભાવથી રમત ગમત કરવી જોઇએ. કેમકે—

“ સહુ સંતાન ભારતનાં કોઈ વહાલા ન દવલા છે,
જુદાઈ જાણતાં હૈયો ખરેખર એ નમાલાં છે ! ”

પ્લેગની કે એવાજ કોઇ ચેપી રોગની હવા ચાલતી હોય; ત્યારે ઘેરથી જંગલમાં કે અન્ય જગાએ રહેવા જતી વખત, અગર તો બીજે ગામે સુરક્ષિતપણા માટે જતાંવાર સાથાપરે સામાન વગેરેનો બોજો ઉઠાવીને ભયંકર સંકટનું ચિત્ર ખડું કરી બતાવવું જોઇએ: સંકટ વખતે એવા જંગલમાં પણ અમે એક બીજાને મદદ આપીને આનંદ રૂપી રંગ ઉડાવીએ છીએ. અને આત્મબળના અજબ રંગની તેમજ સ્વદેશ પ્રીતિના કર્તવ્યની જાગૃતિની પિચકારીઓ ઉડાવીને જગતને હોલિકાના ઉત્સવનું સત્ય રહસ્ય સમજાવીએ છીએ આવી રીતની અખંડ ભાવનો સાથેની હુતાશની જો ભારતવાસીઓ ઉજવશે, તો ખરેખર એ પરમાત્મા આપણી હાક સાંભળીને, જાગૃત થઇને ઉપરોક્ત આપણા સર્વ સંકટોનો અવશ્ય નાશ કરીને આપણું અભીષ્ટ સિદ્ધ કરશે. કેમકે.

“યાદશી ભાવના કુર્યાત્ સિદ્ધિર્ભવતિ તાદશી”
ભારત બન્ધુઓ ! હુતાશની ઉજવવાની આવી રીતની વિધિ બેહતર નથી શું ?



## हुन्नर उद्योगना लेख.



અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૫૬ થી

### ૧૪. સાબુ બનાવવાનો ઉદ્યોગ.

આપણા દેશમાં સાબુ બનાવવાના કારખાનાઓ ઘણા નિકળે છે. અને તેમાંથી ઘણા ખરા બંધ પડે છે. તેમજ ઘરકામ જેટલો સાબુ બનાવવાનું કામ કેટલીક હોશીયાર બાઇઓ પણ કરે છે; તો તેમને તે માલ મોંઘો પડે છે. એમાં મુખ્ય દોષ એ રહેલો છે કે સાબુના કામની રસાયનીક માહેતી થોડાનેજ હોય છે. કદી ચોપડીઓ વાંચીને તે માહેતી મળ્યાથી સાબુ બનાવે

તો તેની પ્રક્રીયા (બનાવવાની રીત) નું જ્ઞાન બરાબર ન હોવાથી તે કામ જોઇએ તેવું સધાતુ નથી તેની ચોક્સ માહેતી અત્રે આપવામાં આવે છે.

## વિંડસર નામનો સાબુ બનાવવાની રીત.

| | | |
|---|---|---|
| કોપરાનું ( નિર્ગંધ એટલે ચોખ્ખું ) તેલ | તોલા | ૪૦ |
| દીવેલ | ,, | ૨॥ |
| મીઠું તેલ | ,, | ૨॥ |
| કાસ્ટીક સોડાની ભુકી | ,, | ૭॥ |
| મીઠું અને ચોખ્ખું પાણી | ,, | ૨૮-૩૦ |

એટલુ સમાન જોખીને તૈયાર રાખવું.

**બનાવવાની રીત**—ત્રણે જાતના તેલ એકત્ર કરીને ગરમ કરીને પછી ઠંડા કરવા. તેમાં કચરો હોય તો કકડામાંથી ગાળીને પાંચ શેર પાણી રહે એટલી મોટી લોહડાની પેણીમાં મૂકવા.

બીજા વાસણમાં કાસ્ટીક સોડાની ભુકી તથા પાણી ૨૮ તોલા એકત્ર કરી મિશ્રણ કરવું તે ભેળા તે ગરમ થાય છે. માટે તેને થંડુ કરવું. તેમાંથી આશરે ૭ તોલા પાણી બીજી પવાલીમાં લેઇને તે પવાલી ડાબા હાથમાં પકડવી. તેલ મૂકેલી પેણી આપણી સામે રાખીને તેમાં તે ૭ તોલા પાણી ધીમેથી ધાર કરીને મેળવતા જવું અને જમણા હાથમાં ઝાલેલા તાવેતાથી તે મિશ્રણ હલાવીને એકત્ર કરતા જવું. તે સાત તોલા પાણી મેળવીને ૩-૪ મિનીટ સુધી તે મિશ્રણ હલાવતા રેહવું. ત્યારે તે થોડાક ધોળા રંગનું દેખાય છે. પછી આશરે ૧૦ તોલા પાણી ફરીથી તેવીજ રીતે તેમાં મેળવીને હલાવ્યા કરવું. આ વખતે તે મિશ્રણ વધારે ટાઠું થતુ જાય છે. તેમાં ઝીણા કણ જેવા દાણા દેખાય તો બરોબર મિશ્ર થયું નથી એમ જાણવું. માટે ફરીથી ૪-૫ મિનીટ સુધી તેને તાવેથાથી હલાવ્યા કરવું. એટલે મધ જેવું જાડું થાય છે. પછી બાકી રહેલું કાસ્ટીક સોડાનું પાણી તેવીજ રીતે ઝીણી ધાર પાડીને તે સાબુમાં ઉમેરી દેવું અને હલાવવાની ક્રીયા ચાલુ રાખવી. આ વખતે તે જરા વધારે કાઠું થાય છે. તેથી હલાવવામાં જોર લાગે છે. એ પ્રમાણે મિશ્રણ તૈયાર કરીને તપાસવું જોઇએ. આ વખતે તે મધ જેવું ઘટ દેખાય છે; અને તેમાં કણ દેખાતા નથી એવો દેખાવ આપે તો સાબુ સારો થયો છે એમ સમજવું. પણ તેલ તથા પાણી જુદુ દેખાય કિંવા કણ જેવા દાણા દેખાય તો સાબુ બરોબર થયો નથી એમ જાણવું. માટે ફરીથી ૪-૫ મિનીટ સુધી તેને સારી પેઠે હલાવીને મિશ્ર કરી દેવું. એટલું કરતાં છતા જો તે બરોબર મિશ્ર ન થાય કિંવા કણનો દેખાવ મટે નહી તો તે પેણી ચુલા પર ચઢાવીને તળે મંદ ઉષ્ણતા કરવી. અને સાબુ હલાવ્યા કરવો. જેમ જેમ ગરમી વધતી જશે તેમ તેમ કણનો દેખાવ ઓછો થશે અને જુદું તેલ પાણી થએલુ હોય તો એકત્ર થઇને એક રસ થશે. આ વખતે તેમાં ઉપર થોડા પરપોટા આવે છે. તે વખતે હલાવવાની ક્રીયા જલદી કરીને તે મિશ્રણ એક રસ કરવું જોઇએ. એવી રીતે તે સાબુ મધ જેવા દેખાવનો ઘટ અને એક રસ થાય છે. પછી તે પાણી નીચે ઉતારી લેવું એટલે ગરમી ઓછી થાય છે.

| | | |
|---|---|---|
| દાણાદાર ખાંડ | તોલા | ૨॥ |
| મીઠું તેલ | ,, | ૨॥ |

એ બન્ને ચિજોની ચાસણી કરીને તે સાબુમાં ઉમેરી દેવી. પછી હલાવીને સારી પેઠે મિશ્ર કરવી.

**તે સાબુને સુગંધ એટલે ખુશબોઈ આપવાની છે તે રીત.**

| | | | |
|---|---|---|---|
| લવંડર | તેલ | તોલા | ૧ |
| અજમોદનુ | તેલ | ,, | ૧ |
| બરગેમાન્ટ | ,, | ,, | ૧ |
| રોઝમરી | ,, | ,, | ૧ |

આ ૪ તેલનુ મિશ્રણુ કરીને એક બાટલીમાં ભરી રાખવું તેમાંથી ૧ થી ૧॥ તોલા સુગંધી મિશ્રણુ જુદુ કાઢીને તે સાબુમાં મિશ્ર કરવું અને હલાવીને સરખી રીતે ભળી જાય તેવી રીતનું ડહોળીને મેળવી દેવું.

ઉપલી સુગંધી મોંઘી પડે છે તેથી તે ન વાપરતા એકલુ સાયટ્રોનિલાનું તેલ તોલા ૧ મેળવીને હલાવીને મિશ્ર કરવું. એટલે નારંગી જેવો સુવાસ આવશે અને કીમતમાં સસ્તુ પડશે.

એ ધોળો વિંડસર સાબુ થાય છે. તેમાં રંગ હોતો નથી પણ જો તે સાબુને રંગદાર બનાવવો હોય તો પિળા, ગુલાબી અથવા નારંગી રંગ પૈકી જે રંગનો સાબુ કરવો હોય તેવો રંગ ૧ થી ૨ રતી લઇને અર્ધા તોલા પાણીમાં મિશ્ર કરીને તે સાબુમાં મેળવી દેવો. પછી હલાવીને સારી પેઠે ભળી જાય તેમ મિશ્ર કરવો એટલે સાબુ, સુગંધી અને રંગ સર્વે પદાર્થ એક રસ થઈ જાય છે. હવે તેનો સખત કકડો બનાવવાનો છે. ટીનના અથવા લોહડાના પત્રાનો પાચ બાજુ વાળો ચોરસ ડબો લેઇને ચંડા પાણીથી વીછળી નાખવો, તેમાં તે સાબુ રેડીને સરખો બેસાડવો. પછી તે ડબો જાડા કપડાથી ઢાંકીને એક બાજુએ ૩૦ કલાક સ્થીર મુકી છાંડવો.

પછી તેમાં સાબુનો કકડો ઘટ થઈ જાય છે. ડબો અને સાબુ વચે ઝીણી છરી ફેરવીને તેની ચારે બાજુઓ ડબાથી છુટી કરવી. ન० ૨ તે ડબો લાકડાના સારૂ કડકા ઉપર ઉંધો પાડીને તેના તળીયા પર હાથથી ઠોકવું એટલે તે સાબુનો કડકો નીચે પડે છે. અને ડબો ખુલ્લો થાય છે. ડબો કાઢી લેવો. તે કકડામાથી જોઇએ તેવા આકારની તથા વજન, માપની ગોટીયો લોહડાના તારથી કાપી કાડવી. દરેક ગોટી આશરે ૨। ઈંચ લાંબી, ૧॥। ઈંચ પોહળી તથા પોણો ઈંચ જાડી હોય છે. અને તેનું વજન આશરે ૫ તોલા હોય છે. બધા સાબુનું વજન આસરે ૬૦-૬૫ તોલા થાય છે. અને તેની ૧૨-૧૪ ગોટીઓ થઈ શકે છે.

ગ્લેઝ કાગજની ચોખંડી પેટીમાં ૬ થી ૧૨ ગોટીયો ભરીને તેના પર છાપેલી ચિઠી (લેબલ) મારીને વેચવા સારૂ મુકવી. પણ તે પહેલાં અક્ષરો કોતરેલા સિક્કામાં તે ગોટીઓ દાબીને તેના પર નામ ચીત્રામણુ પાડવી જોઇએ. તે સારૂ એક નાહનો પ્રેસ, તે સીકા તથા ગોટીઓ દાબવા સારૂ કરી રાખવા જોઇએ. તે ઘરમાં વાપરવાનો હોય તો સીક્કા પાડવાની જરૂર નથી. એવી રીતે થોડા ખરચમાં સુગંધીદાર સારો સાબુ બનાવી શકાય છે.

રંગ, સુગંધી તથા પાણી જાસ્તી, કમતી તેમા જણાય તો તે ચીજો કમી જાસ્ત મેળવીને સારો સાબુ કરવાનો અભ્યાસ કરવાથી તે કામ સારૂં થાય છે. તેમાં ખરચ દસ આના તથા ઉપજ ૧૨-૧૫ આના થાય છે.

અપૂર્ણ.

# આદર્શ રમણી

અથવા

# જીવનનો મહામંત્ર,

લખનારઃ—સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા—અમદાવાદ.

અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૪૩ થી

## પ્રકરણ ૧૩ મું.

## બલિદાનની તૈયારી.

ઘટમાળ ન્યારી ઇશની, કોઇથી નવ કળાય,
પાપી ઘાટ ઘડયા કરે, અંતે થવાનું થાય.

કાળી રાત્રે ઘોર અરણ્યમાં ગંભીર ઘટના બની રહી હતી. ભીલનું ટોળું મદિરા પાનથી મદોન્મત્ત બન્યું હતું. સઘળા ભૂત–પિશાચ સમાન ભાસતા હતા. અગ્નિકુંડમાં અગ્નિ ભડભડાટ સળગી રહ્યો હતો. ભીમકાય ભૂવો મહાન આડંબરથી અગ્નિકુંડમાં આહુતીઓ આપી રહ્યો હતો. સઘળા દુષ્ટો ભૂવાની વિધી જોઇ રહ્યા હતા. સર્વત્ર મરણ સમાન શાન્તિ વ્યાપી રહી હતી. ભીલ લોકોના હૃદયનો આનંદ અવર્ણીય હતો. બળીદાન રૂપ થએલો બકરો ગમગીન વદને ચારે તરફ જોતો હતો. અવાચક પશુ મરવાના ભયથી કંપતું હતું તેની દયામણી આંખ્યો દયાની શોધ કરતી હતી; પણ ત્યા દયા કયાંથી સંભવે ! પેલી નિર્દોષ કુમારીકાની દશા પણ અતી દયામય થઇ રહી હતી. તેનું સર્વાંગ ધ્રુજતું હતું. આંખ્યોમાંથી અસ્ખલીત અશ્રુપ્રવાહ વહેતો હતો. તેનું મુખ દયામણું જણાતું હતું. દીન દ્રષ્ટે દસ્યુ મંડળ તરફ જોઇ ભયથી કંપતી હતી. પોતાને મરવાનું છે; દેવીના નામથી અગ્નિકુડમા હોમાવાનું છે. જાણી બાળાનું હૃદય ધબકી રહ્યું હતું. શું હું મરી જઇશ ? શું આ લોકો મારા ટકડા કરી આ અગ્નિકુંડમાં હોમી દેશે ? અરેરે! શું તેમને દયા નહિ આવે ? આવા અનેક પ્રશ્નો તેના મનને થઇ રહ્યા હતા. પત્થર હૃદયપણ પીગળ્યા વિના રહે નહિ એવો તે બાલીકાનો દયામણો દેખાવ થઇ રહ્યો હતો. ભૂવાએ આરંભેલું આહુતીનું કાર્ય આખરે પૂર્ણ થયું. બકરાની પૂજા શરૂ થઇ બકરાનું બળીદાન છેવટ આપવાનું હતું. બકરાને નવરાવી તેના શરીરપર સફેત વસ્ત્ર ઓરાઢવામાં આવ્યું. ગળામાં કરેણનાં સફેત પુષ્પની માળા પહેરાવી કપાળ અને શીંગડાં સીંદુરથી રંગવામાં આવ્યાં. આ પછી પેલી બાલીકાનો વારો આવ્યો. ભૂવા તરફથી તેને સ્નાન કરવાની સૂચના મળી. એક ભીલે તેની પર શીતળ જળનો ઘડો ઢાલવ્યો. બાલીકા ધ્રુજવા લાગી. ભૂવાએ લાલ ચુંદડી પહેરવાને આપી. બાલીકા ચુંદડી પહેરી બાજઠપર બેઠી. બાજઠ દેવીની સન્મુખ ગોઠવવામાં આવ્યો. બાલીકાના કપાળમાં કુમકુમની આડ કરવામાં આવી. લાલ રંગનાં કરેણાંનાં પુષ્પોની મોટી માળા તેના

કંઠમાં આરોપવામાં આવી. નિર્દોષ કુમારિકા ભયગ્રસ્તવદને અને દીન વદને ભૂવાની તરફ જોઇ રહી.

પેલી તરફ છુપાઇને સઘળું દૃશ્ય અવલોકતો કુમુદ ધૈર્ય વિહીન બની સુરબાળા પ્રત્યે કહેવા લાગ્યો; "બ્હેન ? શું જોઇ રહી છે ? પૂજન વિધી સમાપ્ત થઇ. જો પેલી ફરશીની પૂજા થવા માંડી. હમણાંજ એ ગરીબ કુમારિકાની ગરદન પર ફરશીનો પ્રહાર થશે. આહ ! એ પ્રજેજ એ કનકલતા જમીનપર પડી તરફડશે. બ્હેન ! હું ત્યાં જાઉં છું હવે વધુ વખત મારાથી આ બિભત્સ દૃશ્ય અવલોકી શકાતું નથી."

કુમુદકાન્ત ત્યાં દોડી જવાને ઉત્સુક થયો, પણ તરતજ સુરબાળાએ તેનો હાથ પકડી રોકતાં કહ્યું.

"ભાઇ ! ધીરો થા. બળીદાનની હજીવાર છે. જોયા તો કરકે હવે શું થાય છે."

"મારી ધીરજ ખૂટે છે. મને ત્યાં જવા દે. નહિતો ગજબ થઇ જશે." કુમુદ બોલી ઉઠયો.

"થોડીવાર સબુર કર. જે વખતે પાપાત્મા ફરશી ઉપાડશે તે વખતેજ આપણે ત્યાં દોડી જઇશું. દુષ્ટાત્માના બાર નથી કે તે નિર્દોષ કુમારિકાને મારી શકે."

કુમુદ કંઇક શાન્ત થઇ એ તરફ જોઇ રહ્યો. બાલિકા મરવાનું નક્કી છે ધારી હૃદય શૂન્ય બની. તેનો અંતર આત્મા આર્તનાદે પ્રભુને પોકારી રહ્યો હતો. ભયભીત મન-જીવ ઉંડાણમાં ઉતરતો હતો. બાલીકા ધીમે ધીમે શુદ્ધિ વિહિન બનતી હતી. તેનાં કમળ નયનો મિંચાઇ ગયાં હતા. દેખાવ કરૂણ બની રહ્યો. દીશાઓ કંપવા લાગી. પવન પણ સ્થિર બન્યો ઝાડ પહાડ અને કુદરત આ નિર્દોષ કુમારિકા તરફ ગંભીર ભાવે જોતા હોય એવો ભાસ થઇ રહ્યો. બળીદાન દેવાનો સમય થયો. સઘળા નરપશુઓ દેવીની મૂર્તને નમવા લાગ્યા. ભૂવાએ દરેકના કાળા કપાળમા કંકુનું લેપન કર્યું. કાળાં કર્મો કરનારના કપાળમાં લેપાયલું કંકુ પણ તેનો લાલ રંગ ત્યાગી શ્યામ બન્યું. સઘળાએ એક સાથે દેવીની જય ગર્જના પોકારી જંગલ ગજાવી મૂક્યું. પૂજારી ભૂવાએ ફરશી ઉંચકી તેનો હાથ કંપવા લાગ્યો. બાલિકાએ કારમી કરૂણ ચિસ નાંખી અને શુદ્ધિ વિહીન થઇ ત્યાંજ ઢળી પડી. તેને બેઠી કરો. ભૂવાની આજ્ઞા થઇ. એક નરપિશાચે તેને બેઠી કરી પકડી રાખી. પાપાત્મા વધ કરવાને ઉત્સુક થયો. પેલી તરફ કુમુદકાન્ત પણ તૈયાર થયો. ત્યાં દોડી જવાનો સમય રહયો ન્હોતો તેણે તરતજ ધનુષ્યપર તીરનું સંધાન કર્યું; અને ભૂવાની ફરશી બાલિકાના ગળા પર પડે એ પહેલાંજ કુમુદે છોડેલું તીર પાપીના કાંડામાં વાગ્યું. નર રાક્ષસના મુખમાંથી ચીસ નીકળી તેના હાથમાંથી ફરશી જમીનપર પડી સઘળા આશ્ચર્ય ચકિત બની આ વિચિત્ર પ્રસંગ નિહાળી રહ્યા ભુવાના કાંડામાંથી રક્તની ધાર વહેતી હતી વેદનાનો પાર ન્હોતો. એક હાથે કાંડાને પકડી રાખી રાક્ષસસ્વરૂપ ભુવો આંખ્યો માંથી આગ વરસાવતો પોતાના હરીફને શોધવા લાગ્યો. કુમારિકાને પકડી બેઠેલો ભીલ બાલિકાને જમીનપર સુવાડી ઉભો થઇ ગયો. સઘળા નરપશુઓ તીર મારનારને જોવા આસપાસ તપાસ કરવા લાગ્યા, આ અરસામાંજ તેમની અજબ અજાયબીની અંદર કુમુદ અને સુરબાળા ત્યાં ઉપસ્થિત થયાં. સઘળા જંગલીઓ વિસ્મયતાથી–ભયથી–ક્રોધથી આ બન્ને બાળકો તરફ જોઇ રહ્યા. કુમુદની આંખ્યો લાલચોળ બની રહી હતી. તેણે ઘોર ગંભીર અવાજે ભુવાને પૂછ્યું; "ઓ ઘોર કર્મના કરનાર બોલ, જવાબ આપ કે તું આ ભયાનક દુસ્કર્મ શા માટે કરી રહયો છે ? અધર્મી ! જવાબ કે તું કોણ મુઓ છે ?

કુમુદના શબ્દો ભૂવાને તીરની માફક ખુંચ્યા. તેના કાંડામાં વેદના થતી; એમાં કુમુદના શબ્દો મળ્યા. આથી તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તે ક્રોધાક્રાન્ત બની બોલ્યો, "માતાજીના અપરાધી થઇ ચૂકેલા છોકરા ! તેં મારી પૂજામાં ભંગ પાડી મોટો ગૂન્હો કર્યો છે. તેં તીર મારી માતાજીના પૂજારીને જખ્મી કર્યો છે અને હજી પણ આપ શબ્દો સંભળાવી રહ્યો છે. બસ આ કારણથી હવે તું જીવતો રહી શકનાર નથી. માતાજીને આજે એકના બદલે બે માણસોનાં બળીદાન મળશે. કુમુદે અટ્ટહાસ્ય કરી કહ્યું" ઓ નીચ નરાધમ : દેવીના નામે ધતીંગ ચલાવી કુમારિકાનાં ગળાં કાપનાર કુકર્મી ! યાદ રાખજે કે તારા દિવસો હવે ભરાઈ ચુકયા છે. તે આજસુધી ભયંકર પાપ કર્મ કર્યાં છે, આ ભોળા જનોને ભરમાવી ઠગ્યા છે અને તેમને પણ તારા પાપના ભાગીદાર બનાવ્યા છે. તું શયતાન છે. દેવીનો દુશ્મન છે. હરામખોર! બોલ; તારી દેવી કયાં છે?"

"દેવી અહિં હાજર છે. તે મારા શરીરમાં આ વખતે પધારી ચૂકયાં છે. છોકરાં ! તેં ભયંકર અપરાધ કર્યો છે; તેની શીક્ષા તને આ પળેજ મળશે." ભૂવો બરાડી ઉઠયો.

"જો તું ખરેખરો શક્તિનો ઉપાશક હોય અને જો દેવીનો તારા શરીરમાં સાચેજ પ્રવેશ થયો હોય તો મને જણાવ કે અમે કોણ છીએ અને આહં કેમ આવ્યાં છીએ ?" કુમુદે પૂછ્યું.

"તમારાં જેવા દુષ્ટોની સાથે હું વાત કરવા ખુશી નથી" ભૂવાએ કહ્યું.

"બસ એથીજ સાબીત થાય છે કે તું જુઠ્ઠો છે, જો તારામાં તાકાત હોય તો કંઈક તો ચમત્કાર બતાવ ? દુષ્ટાત્મા ! તું હવે મોતનાજ ફાંફાં મારે છે. તું અવળે રસ્તે ચઢી નરકનો અધીકારી બન્યો છે. મૂર્ખા ! શું તને ખબર નથી કે દેવી કેવી પવિત્ર હોય છે ? જેનામાં દયા પવિત્રતા હોય તેજ દેવી મનાય. બાકી જો તારી દેવી મનુષ્યોનાં અને જાનવરોનાં લોહી પીનારી હોય; મદિરાથી રાજી થનારી હોય તો તે દેવી નહિ પણ પિશાચી–રાક્ષસી છે. હું તારા દેખતાંજ આ લોહી પીધેલ દેવીના પથ્થરને દૂર ફેંકી દઉં છું. જો એમાં સાચેજ દેવી ;હશે તો મને આ પળેજ શીક્ષા કરશે " આમ બોલતા કુમુદે તેના બન્ને હાથથી દેવીનો પત્થર ઉંચકયો અને તેને દૂર ફેંકયો. દેવી ભકતો સ્તબ્ધ બની જોઇ રહ્યા. ભુવાએ તરતજ ધૂણવા માંડયું અને કુમુદને ભયાનક શબ્દો સંભળાવવા માંડયા, પણ કુમુદ તેથી ડર્યો નહિં તેણે ત્યાં ઉભેલા જંગલીઓ પ્રતિ કહેવા માંડયું; " તમે ભોળા છો. તમારી ભોળાઇનો લાભ આ અધર્મીએ આજ પર્યંત લીધો છે. તમને સાચા માર્ગે ચઢાવવાને બદલે આ દુષ્ટે તમને અધર્મના રસ્તે ચઢાવ્યા છે. તમે આજ સુધી ઠગાયા છો. તમે નિર્દોષ કુમારીકાઓ અને પશુઓનાં બળીદાન દઈ ભયંકર પાપના ભોકતા બન્યા છો. તમારા હાથથી અકાળે મરણને શરણ થએલા આત્માઓ તમારી પર શ્રાપ વર્ષાવી રહ્યા છે. જુઓ; આ રાત્રિ તમારાં પાપ કર્મથી કેવી ભયંકર બની છે ? જુઓ; દશે દિશામાં કેવી શાન્તિ વ્યાપી રહી છે ? તમારા પર કુદરતનો કેર ઉતરી રહ્યો છે, સમજો; હજી સમય છે. શ્રી દેવી તમારા પર કોપાયમાન થયાં છે. તમારી પર ભયાનક આફત આવવાની તૈયારી થઇ ચૂકી છે. તેથી હજી પણ પાપનો પસ્તાવો કરી તમારાં મન નિર્મળ બનાવશો તો આફતથી બચશો, સાક્ષાત દેવીની પ્રેરણાથીજ અમે અહીં આવ્યાં છીએ અને તે મહામાયાની આજ્ઞાથીજ તમને સારા રસ્તે ચઢવાની સૂચના કરીએ છીએ."

કુમુદનું બોલવું દરેકે ધ્યાન પૂર્વક સાંભળ્યું; પણ કોઈ દિવસ નહિ જોએલા આવા પ્રસંગને જોવાથી સઘળા ભયભીત બન્યા. કુમુદનું કહેવું તેમને સત્ય લાગવા માંડયું, પણ એકે માણસ

કુમુદની સાથે વાત કરવાનું સાહસ કરી શક્યો નહિ. સઘળા નિરુત્તર રહ્યા અને ઘડીકમાં ધ્રૂજતા ભૂવા તરફ તો ઘડીકમાં કુમુદ અને સુરબાળા તરફ જોવા લાગ્યા. ભૂવો જોરથી ધ્રુણે જતો હતો અને શવે એમ બોલતો હતો. સુરબાળાએ ગંભીર અવાજે તેને ઉદ્દેશી કહ્યું, "શા માટે નાહકનો ઢોંગ મચાવી રહ્યો છે? સમજ અને જો બચવું હોય તો સાચા દિલથી તારા ગુન્હાનો એકરાર કરી દેવીની ક્ષમા માગ."

"કોણ હું ક્ષમા માગું? શું હું ઢોંગ કરૂં છું? બસ હું આ પળેજ મારો ચમત્કાર બતાવું છું" ભૂવાએ કહ્યું.

"બતાવ, અમે જોવાને આતુર છીએ. પણ યાદ રાખજે કે તારે અમારા ચમત્કારને જોઇ નમસ્કાર કરવા પડે નહિ?" કુમુદે કહ્યું.

ભૂવો ચીડાયો, સઘળાની સમક્ષ પોતાનું થએલું અપમાન તે સહન કરી શક્યો નહિ, તેણે ધ્રૂણતાં-ધ્રૂણતાં જંગલી મંડળને ઉદ્દેશી કહ્યું, "મારા સેવકો! શું જોઇ રહ્યા છો? આજે તમારી પરીક્ષાનો છેલ્લો દિવસ છે. આ બન્ને તમને ઠગવા આવ્યાં છે. તમે ઠગાશો નહિ. જુઓ; તેમણે દેવીની મૂર્તિને દૂર ફેંકી દેવીનું અને તમારૂં સખત અપમાન કર્યું છે. આપણે શક્તિના સાચા ભક્તો છીએ. દેવીનું અપમાન થાય તેનાં કરતાં મરવું સારૂં. ભક્તો! દેવી તમને આજ્ઞા ફરમાવે છે કે આ દુષ્ટ બાળકોને કાપી નાખી અગ્નિકુંડમાં હોમી દ્યો. ચલો વાર ન કરો."

ભૂવાની આજ્ઞા સાંભળી સઘળા ચમક્યા; પણ આજ્ઞાનો અમલ કરવાને સાહસ કરી શક્યા નહિ. ભૂવો બૂમેબૂમ પાડી મારી નાખવાની આજ્ઞા કરવા લાગ્યો. છેવટે ચાર જંગલીઓ તૈયાર થયા અને તલ્વારો ખેંચી કુમુદ-સુરબાળાની સમક્ષ આવી ઉભા. તરતજ ભૂવાએ પ્રચંડ ગર્જના કરી કહ્યું; "કાપી નાંખો; ટુકડા અગ્નિમાં હોમી દ્યો."

તલ્વારો ઉંચકાઇ. કુમુદે ભયાનક અવાજે હાથ ઉંચો કરતાં કહ્યું; "સાવધાન; હવે તમે જીવતા રહી શકવાના નથી. દેવીના દૂતો તમને શીક્ષા કરવા હાજર થઇ ચૂક્યા છે."

કુમુદે સંજ્ઞા સૂચક ધ્વની કર્યો. કે તરતજ ઝાડીમાં છુપાએલા ભીલો વિજળીની ઝડપે ત્યાં દોડી આવ્યા અને જંગલીઓને ઘેરી ઉભા રહ્યા. એભલ-ગેંદાલ કુમુદ-સુરબાળાની નજીક દોડી આવ્યા અને જે જંગલીઓ તલ્વારો ઉગામી ઉભા હતા, તેમના હાથમાંથી તલ્વારો આંચકી લઈ એકેક લાત લગાવી દૂર ફેંક્યા. આ પછી એભલે ભૂવાને પકડયો. ચમત્કાર જોતાજ ભૂવો થરથરી ગયો; અને ધ્રૂણતો બંધ થઇ આ અદ્દભુત પ્રકાર અવલોકી રહ્યો. ગેંદાલે તેને થોડોક માર મારી હલકો કર્યો. દેવી તેના શરીરમાંથી નીકળી ગઇ અને મ્હોત નજીક આવ્યું ધારી ધ્રુજવા લાગ્યો. એભલે મોટા અવાજે ગેંદાલને કહ્યું કે આ અધર્મીને અગ્નિકુંડમાં હોમી દે. ગેંદાલ તૈયાર થયો. તરતજ ભૂવાએ આર્ત નાદે કહ્યું. "મને બચાવો. અગ્નિકુંડમાં ન હોમો. હું તમારા શરણે છું. મને જીવાડો."

(અપૂર્ણ.)



# ન્હાનકડી વાતો.

લેખકઃ—પ્રભાકર.

અમારૂં કુટુંબ બ્હોળું છે. અમારૂં ઘર ન્હાનાં ન્હાનાં બાળકોથી ભરપુર છે. ત્હેમના કોલાહલે અમારૂં ઘર હંમેશ ગાજતું. જ્યારે આ બાલકો નિદ્રા દેવીને ખોળે માથું મૂકતાં ત્યારે અમારે ત્યાં સ્મશાનની શાંતિ સમીગાઢ શાંતિ પથરાતી.

આ બાળકો સ્હમજણાં થયાં હતાં તેઓને આદર્શ ગૃહસ્થ અને દેશાભિમાની ભાવિ શહેરીને શોભે તેવું શિક્ષણ આપવાની જરૂર હતી. જો કે તેઓ શાળામાં જતાં અને લખતાં વાંચતાં શીખતા તો પણ તે ખરું શિક્ષણ ન હતું. સર્વ કોઇ જાણે છે અને એ તો ખુલ્લે ખુલ્લું સત્ય છે કે હાલનાં વિદ્યામંદિરો, દેશના બાલકોની બુદ્ધિનો વિકાસ કરવાને બદલે નાશ કરવાને, ત્હેમને સ્વાતંત્ર્ય પ્રેમી બનાવવાને બદલે પરાધીનતાના પરશ્રિમતું શિક્ષણ આપવાને, ગુલામી દશામાં જકડાએલાં દેશના ગુલામીનાં બંધનો વધુ મજબુત કરવાને પોતાનો ફાળો આપવાનું બાળકને શીખવવા માટે રચાએલાં છે. આ કથનમાં નથી ન્યૂનતા કે નથી અતિશયોક્તિ! બાળકોનાં આદર્શ શિક્ષણ માટે તો મા બાપોજ કાળજી રાખે.

ધીરજ કાકા વયો વૃદ્ધ છે. તેઓ બહુ શ્રમ લઇ શકતા નથી. તેઓને વાત કહેવાનો બહુ શોખ છે. તેઓએ પોતાની જીંદગી દરમ્યાન ઘણાં ઘણાં અનુભવવો અનુભવેલાં સાચા શિક્ષણને અભાવે, બાળકોનાં વર્તનમા થતાં ફેરફારોના અનેક દૃષ્ટાંતો સાંભળેલાં—જોએલાં આ ઉપરથી તેઓ ઘણું ઘણું શીખ્યા હતા. પોતાને ઓળખતા બાળકો આદર્શ શહેરી નીવડે તે માટે તેઓ કાળજી રાખતા. પોતાના કુટુંબના દીર્ઘ જીવનના અનુભવે પ્રાપ્ત કરેલું જ્ઞાન તેઓ પોતાના કુટુંબના બાળકો સમક્ષ ઘણીજ રમુજી ઢબે રજુ કરતા, અને ત્હેના જીવન રૂપી વૃક્ષનું સદ્ગુણો રૂપી અમૃત વડે સિંચન કરતાં. બાળકોને આદર્શ શિક્ષણ આપી, વાનપ્રસ્થ અવસ્થામાં સાચા શિક્ષક તરીકેનો પોતાનો ધર્મ બજાવતા.

અમારા કુટુંબના બાલકોને શિક્ષણ આપવાનું કામ ધીરજકાકાએ રસબેર ઉપાડી લીધું ત્હેમની વાર્તા કહેવાની ઢબ એવી રમુજી, મીઠી અને મધુરી હતી કે બાળકો ત્હેમને બહુ ચ્હાતા સાંજે વાળુ કર્યા પછી, શિયાળાના દિવસમાં ઘરમા સગડીની આસપાસ, અને ઉનાળામાં અગાસીમાં—ચંદ્રિકાના મોહક ચોકમાં—ધીરજ કાકાની પથારીની આસપાસ તેઓ બેઆ થતાં અને શાંતિથી કાકાને કાંઇ બોધ આપવાને વિનવતા ધીરજ કાકા પ્રેમાળ પણ સાદી અને સરળ ભાષામાં બાળકોમાં પેઠેલી કુટેવો—કે જેનો વધુ વખત બાળકોમાં રહે તો મ્હોટા મ્હોટા દુર્ગુણોનું રૂપ ધારણ કરે તથા ચાલુ શિક્ષણ પદ્ધતિના વાતાવરણમાંથી ઉડીને બાળકોના કોમળ મનને ડોલાવતી દુષ્ટ રીતિ-નીતિઓ, દૂર કરવા યત્ન કરતાં, બાળકોના મન ઉપર પણ આવાં રમુજી શિક્ષણથી ઉંડી અસર પડતી અને ત્હેમનું ચારિત્ર્ય પણ ઘણું પ્રેમાળ અને શુદ્ધ બનતું. હિંદમાં સદ્ભાગ્યે જો આવા હજારેક આદર્શ શિક્ષકો ઉત્પન્ન થાય તો ભારત ભૂમિની આઝાદી કોણ અટકાવી શકે?

અવકાશને સમયે બાલકો ભેગો હું પણ ધીરજકાકા પાસે વાતો સાંભળવા બેસતો મ્હારા મન ઉપર કેટલીક વાતોએ ઉંડી અસર કરી છે. તે વાતો મ્હારાં સ્મરણપટ ઉપર હંમેશને માટે કાયમ રહેશે. તે વાતો જાહેરમાં મુકી દેશના બાલકોને પોતાનું ચારિત્ર્ય ઘડવામાં મદદરૂપ થવાની ઇચ્છા—લાલચ—ને હું રોકી શકતો નથી.

વાંચનાર ! તું ત્હારો ધર્મ જાણે છે? એ ન જાણતો હોય તો સાવધ થા એ વાતો વાંચ, ત્હારા બાલકોને એ વાતો કહે ત્હેમને આદર્શ ગૃહસ્થો બનાવવા યત્ન કર. ત્હારી પિતા-માતા-તરીકેની ફરજો અદા કર. પ્રભુ ત્હારી સાથે છે. અસ્તુ.

— ૧ —

વસુની ઉંમર પાંચ વર્ષથી એ ઓછી હશે. એ પ્રાથમિક શિક્ષણ લે છે. બુદ્ધિ પ્રભાવને લીધે અને વિદ્યાભ્યાસ માટેના ઉત્સાહને લઇને તે હાલ પહેલી ચોપડી પૂરી કરી બીજીમાં ગયો છે.

વસુના માતુશ્રી ઘણાજ કોમળ હૃદયના અને બુદ્ધિશાળી છે. તેઓ ભણેલાં છે, અને—પોતાનાં બાળકોને નીતિ-રીતિનું યોગ્ય શિક્ષણ આપવું એ દરેક માબાપની ફરજ છે—એ તેઓ સ્હમજે છે. તેઓના શાંત, દયાળુ અને નમ્ર સ્વભાવે ત્હેમનાં બાળકોને શાંત, દયાળુ, અને નમ્ર બનાવ્યાં છે. ત્હેમનાં દરેક ગુણોની ઉંડી અસર તેઓ પોતાનાં બાલકો ઉપર સચોટ રીતે પાડી શક્યાં છે, એક સદ્‌ગુણી, 'આદર્શ' માતા હજારો શિક્ષકોની ગરજ સારે છે—એ કથનમાં શું સત્ય નથી ?

પોતાની માતાના સહવાસને લીધે વસુ પણ સ્વભાવે શાંત, હૃદયે દયાળુ, અને વાણીમાં નમ્ર બન્યો હતો.

વસુના ઘરમાં, પાશ્ચાત્ય સંસ્કૃતિ અને રીતરિવાજોને અનુસરી પગ પેસારો કરી રહેલાં કેટલાંક હાનિકારક દુર્ગુણોને તિલાંજલી અપાએલી હતી. આથી ત્હેનું કુટુંબ, કેટલેક અંશે શુદ્ધ, ભાવનામય, જીવન ગાળતું એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

એક દિવસે સ્હાંજે શાળાએથી આવ્યા બાદ વસુએ પોતાની માતાને પૂછ્યું "બા, એક વાત કહું ? ત્હમે સાંભળશો ?"

વસુની માતુશ્રીએ જવાબ આપ્યો, "બેટા, મ્હેં ત્હારી વાત ક્યારે નથી સાંભળી ? ત્હારે જે કહેવું હોય તે ખુશીથી કહે હું શાંતિથી સાંભળીશ."

પોતાની માતાના આવા શબ્દોથી ઉત્તેજીત થએલો વસુ કહેવા લાગ્યો, "બા મ્હને ચ્હા પીવાનું મન થયું છે. એક દહાડો ઇશ્વર મ્હને કહેતો હતો કે ચ્હામાં બહુજ સુંદર સ્વાદ છે. બા ! ત્હમે મ્હને ચ્હા કરી નહિં આપો ?

વસુના માતુશ્રી ત્હેનું આવું વચન જોઇ આશ્ચર્ય ચકિત થઇ ગયાં, તેઓ શોકમાં ગરકાવ થયાં, જવાબ ન આપતાં તેઓ શાંત રહ્યાં.

વસુ આગળ કહેવા લાગ્યો, "બા, એક દહાડો મગન મામા કહેતા હતા કે ચ્હા દેવીને નમસ્કાર કર્યા વિના સેંકડો માણસોને સ્હવારમાં ચેન પડતું નથી. ચ્હા દેવીને કેટલું માન છે ? આપણે ત્યાં દરરોજ ચ્હા નહિં કરો ?"

. વસુ અટક્યો તેણે પોતાની માતા તરફ જોયું. એમાં શું જોવાનું હતું ! તેઓ બીચારા રડું રડું થઇ રહ્યાં હતાં. હજુ પણ તેઓ મૌનજ રહ્યાં.

વસુએ આગળ ચલાવ્યું, "બા ! ગઇ કાલે છગનને ઘેર મ્હને મ્હા આપી. મ્હેં મ્હા પીધી તે મ્હને બહુ ભાવી. મ્હને તે દરરોજ પીવાનું બહુ મન છે. બા, ત્હમે મ્હારી આટલી પ્રચ્છા પૂર્ણ નહિં કરો ? બા, બોલાને બોલતાં કેમ નથી ? ત્હમને શું થાય છે ?"

આમ કહી નિર્દોષ વસુ પોતાની માતાને ગળે ભેટી પડઘેને ગળગળો થઇ ગયો. માતા બિચારાં શું બોલે ? બાળકની નિર્દોષ અજ્ઞાનતા માટે તેઓ શોકાતુર હતાં,–હેમને મળતાં શિક્ષણમાંથી લાગતી કુટેવો માટે ત્હેમનું હૃદય બળતું હતું,–આવા શિક્ષણથી દેશની સ્વતંત્રતા છીનવી લઇ, પરાધીનતાની બેડીમાં દેશ વધુને વધુ સપડાતો તે માટે તે આંસુ સારતાં હતાં.

હા ! ત્હેમના હૃદયમાં તે વખતે શા શા ભાવો ઉત્પન્ન થયા હશે ? શા શા વિચારો તેમણે કર્યા હશે ! સારા યે હિન્દુસ્થાનના ઇતિહાસના બનાવો ત્હેમની દ્રષ્ટિ સમક્ષ રજુ થયા હશે,–સારા યે હિન્દુસ્થાનના છેલ્લા બે સૈકાનો કાળા અક્ષરે ચિતરાએલો ઇતિહાસ ત્હેમના હૃદયને ક્રૂર રીતે ચીરી રહ્યો હશે ! પ્રભુ જાણે ત્હેમના હૃદયમાં શું શું થતું હશે !

આ દૃશ્ય હૃદય ભેદક હતું. પોચા હૃદયના માણસને રોવરાવે એવું હતું,—પહાડી હૈયાવાળાને શરમાવે તેવું હતું; દયાળુને ઉત્તેજન આપનાર હતું,— નિર્દયીનું હૃદય કોરી ત્હેમને દયાળુ બનાવે તેવું હતું.

માતાને ગળે પુત્ર—ન્હાનકડું પાંચ વર્ષનું બાળક-વળગી રહે. માતા કોઇ પારમાર્થિક કાર્ય માટે શોકગ્રસ્ત થાય-અશ્રુ સારે. પુત્ર માતાની વિશાળ છાતી ઉપર પોતાનું માથું ટેકવી, માતાની આવી દયાપાત્ર સ્થિતિ જોઇ, કારણ જાણ્યા વિના માત્ર લાગણીનો માર્યો રડયા કરે ! આ દેખાવ કરુણાજનક-હૃદયદ્રાવક નહિં તો બીજું શું ?

આ પ્રમાણે ક્યાં સુધી ચાલ્યું તે તો પ્રભુ જાણે. આખરે તે માયાળુ માતાએ પુત્રને ઉંચકીને ખોળામાં બેસાડી કહ્યું, " બેટા ! રોઇશ મા. શા માટે રડે છે ? "

વસુ હુસકા ભરતો ભરતો બોલ્યો, " બા ! ત્હમે રડો છો તે મ્હારાથી જોવાતું નથી. ત્હમને રડતા જોઇને મ્હને રડવું આવે છે. ત્હમે શા માટે રડો છો ? "

વસુની માતાને પુત્રની આટલી નાની વયમા પોતાને માટે આટલી લાગણી છે તે જોઇને આશ્વાસન મળ્યું ત્હેને આશા આવી કે તે વસુને સમજાવી શકશે.

પોતાના આસુ લુંછી નાંખી, કોમળ સ્વરે. દયાળુ ભાવે તેઓ બોલ્યાં, " બેટા ! આજે મ્હેં એક જીદ પકડી છે. શાળામાં ચાલતા શિક્ષણ અને સહાધ્યાયીઓના સંગથી તું એક દુર્ગુણ એક કુટેવ શીખી લાવ્યો છે. હું જાણું છું કે આમાં ત્હારો વાંક નથી. " સોબતે અસર " એ કહેવત ખોટી પડતી નથી. ત્હારા અને અખિલ ભારતવર્ષનાં દુર્ભાગ્યે હિંદ સંતાનોની કેળવણી રાષ્ટ્રીય ધોરણે ઉપર અપાતી નથી–અર્થાત્ હાલની કેળવણી દેશના વાતાવરણ અને રીત રિવાજોને અનુકૂળ નથી હાલમાં, ન્હાના ન્હાનાં, કુમળા–ઉગતા–ખીલતા–મગજના બાળકોને એવી એવી ચોપડીઓ શીખવવામાં આવે છે કે જે દ્વારા જાણ્યે અજાણ્યે બાળકોને સાચું શિક્ષણ નાહ મળતાં

કેટલીક કુટેવો, કેટલાક દુર્ગુણો-કે જે કેટલીક વખતે ભવિષ્યમાં પાયમાલીનું કારણ બને છે તે શીખવવામાં આવે છે. ભાઇ વસુ! ત્હમારી બાળપોથીમાં પહેલેજ પાને "બા મ્હને ચ્હા પા" એમ લખ્યું છે. સ્વાભાવિક રીતે બાળકોના કુમળા મન ઉપર તેની ઉંડી અસર થાય છે અને ત્હેમને ચ્હા પીવાનો શોખ વધે છે. અને તે એટલે સુધી કે આગળ જતાં તો ત્હેમને ચ્હા ન મળે તો ત્હેમની સુસ્તી ઉડે નહિ, ત્હેમનું માથું દુઃખે, ત્હેમનાથી કામ થાયજ નહિ. હવે તુંજ કહે કે આ શિક્ષણ કેવું! હવે જો આને બદલે "બા મ્હને દૂધ પા" એમ લખ્યું હોત તો તે દેશના રીત રિવાજોને કેટલું અનુકૂળ આવતે! અસલથીજ આપણા દેશમાં ગાય-ભેંસ પાળવાનો રિવાજ છે. આપણે બધા ગાય-ભેંસના દૂધથી પરિચિત છીએ. આપણે જોયું છે કે તે આપણા દેશને વાતાવરણને અનુકૂળ છે. અને તેથીજ આપણા ઘરમાં ચ્હાના રિવાજને બદલે દૂધ પીવાનો રિવાજ રાખ્યો છે."

"ચ્હામાં ઘણાં દુર્ગુણો સમાયેલાં છે. ચ્હા એક એવો માદક પદાર્થ છે કે જો માણસને તેનો શોખ લાગ્યો તો તે, ત્હેને પૂરેપૂરો વ્યસની બનાવી મૂકે છે. ચ્હા એક ગરમ અથવા ઉષ્ણતા પેદા કરનાર પદાર્થ છે. આપણા જેવા ગરમ દેશના રહીશો જો તેનો ઉપયોગ કરે તો તે ત્હેમના શરીરમાં લોહીનું પાણી કરી નાખે છે. ચ્હા પીવાથી આપણી પાચનક્રિયા ઘણીજ મંદ પડી જાય છે, આપણો ખોરાક ઘટી જાય છે, આપણે કમતાકાત થઇ જઇએ છીએ. હિંદુસ્થાનમાં એક માણસને ચ્હાનું વ્યસન લાગ્યું તો એમ નક્કી સ્હમજવું કે તેત્રીસ કરોડ પ્રજામાંથી એક વ્યક્તિ હતી ન હતી થઈ ગઈ. પ્રભુ જાણે આ પ્રમાણે ચ્હાદેવીએ કેટલા હીંદીઓને પાયમાલ કીધા હશે!"

"સૌથી વધારે અગત્યનો તો ચ્હા કેવી રીતે પેદા થાય છે તેનો ઇતિહાસ છે. આ ઇતિહાસ જાણીને હિંદનો કયો સ્વદેશ પ્રેમી સંતાન ચ્હાનો વ્યસની બનવા તત્પર થશે? એ કરૂણાજનક કથા સાંભળ અને વિચાર કર. ગોરા લોકો ચ્હાના છોડના માલીક છે. હિંદીઓ ત્યાં મજુર તરીકે કામ કરે છે. તેઓને પૂરેપૂરૂં મહેનતાણું પણ મળતું નથી-જીંદગીની મુખ્ય જરૂરીઆતો મેળવવા જેટલું પણ મળતું નથી. રાત દિવસ પશુની માફક તેઓ પાસે કામ લેવામાં આવે છે. જો તેઓ શરીરે અસ્વસ્થ હોય તો ત્હેમને ઢોંગી કહી ધુતકારી કાઢવામાં આવે છે, અને ત્હેમની પાસે વધુ કામ લેવામાં આવે છે. તેઓ કેટલાયે નિર્દય ફટકાના ભોગ થયા હશે' કેટલાયે દુઃખો પેટને માટે વેઠયાં હશે! કેટલીયે સહનશીલતા દાખવી હશે! ગરીબ હિંદીઓને ગુલામીમાં નાંખનાર ચ્હાનો આપણે છૂટથી ઉપયોગ કરીએ છીએ, આ બીના શું ઓછી શોચનીય છે? ભાઇ વસુ! ત્હેં આ ટેવ લીધી ત્હેમાં તારો દોષ નથી-સંગતનો દોષ છે. મ્હેં ત્હને ત્હારી ભૂલ સ્હમજાવવા મ્હારો ધર્મ બજાવ્યો છે. મ્હારી વાતથી ત્હારા ઉપર કંઈ અસર થઇ કે નહિં?"

ન્હાનકડા વસુની સ્થિતિનું વર્ણન કરવું મુશ્કેલ છે. પોતાની માતાનો એકે એક શબ્દ તે શાંતિથી સાંભળી રહ્યો હતો. જેમ જેમ ત્હેની માતાએ પોતાનું વિવેચન આગળ ચલાવ્યું તેમ તેમ તે વધુને વધુ ઉદાસીન થતો ગયો. ત્હેને પોતાની સ્થિતિનું ભાન થયું. તે દેશની પરિસ્થિતિ સ્હમજ્યો, ગરીબ મજુરોની વાત સાંભળી તેણે આંસુ પાડયા. તે ન્હાનકડા બાળકે પોતે કરેલા પાપનો પશ્ચાતાપ અશ્રુ સારી કરવા માંડયો. આ પશ્ચાતાપ ત્હેની આત્મશુદ્ધિ માટે બસ હતો.

ત્હેની માતાએ ત્હેનાં આંસુ લુછયા. પછી તે ધીમેથી બોલ્યો, "બા આજે ત્હમે મ્હને ઘણું શીખવ્યું છે. શિક્ષણ અને સંગતથી આજે હું એક દુર્ગુણ કેળવતો હતો. ત્હમે એક આદર્શ

માતા તરીકે ત્હમારો ધર્મ પાળી મ્હને ખોટે રસ્તે જતાં બચાવ્યો છે. હિંદમાં ત્હમારાં જેવા ધર્મ સ્હમજનારાં માતાઓ બધાને હોય તો અમને સુધરતાં કેટલી વાર! બા! આજે ત્હમે મ્હને જે બોધ આપ્યો છે તે મ્હારા હૃદયના મર્મ ભાગમાં પેઠો છે તે હું કદી ભૂલીશ નહિ. હવે હું સ્હમજ્યો છું કે દેશવાસીઓની પરાધીનતાથી ઉત્પન્ન થતી મ્હા પીવામાં આનંદ માનવો અને મદ્યપાન કે માંસાહાર કરવામાં આનંદ માનવો એમાં જરા પણ તફાવત નથી. બા, હવેથી હું મ્હાનું નામ નહિ દઉં. અને આજે હું ત્હમારી સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું કે " મારા દરેકે દરેક સોબતીને મ્હાના દુર્ગુણો સ્હમજાવી ત્હેમને તેની ગુલામીમાંથી મુક્ત કરવા યત્ન કરીશ. "

ત્હેની માતાની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. એ હર્ષનાં આંસુ હતાં તેમણે વસુને છાતી સરસો ચાંપ્યો, અને આશીર્વાદ આપ્યો, " ત્હારા વિચારો મક્કમ રહો. ત્હારી ઇચ્છા પૂર્ણ થાઓ. ત્હારી પ્રતિજ્ઞા પૂર્ણ રીતે સફળ થાઓ. પ્રભુ ત્હારી સાથે છે. "

વસુ માતાને નમન કરીને જે નવીન પાઠ તે શીખ્યો તેથી આનંદિત થઈ ત્યાંથી રમવા દોડી ગયો. અપૂર્ણ.



# ઉપાસનાનું અવલંબન.



લેખકઃ-બાલકવિ-જામનગર.

જીવને પોતાના પ્રાણાધાર સર્વેશ્વરથી છુટા પડયાને ઘણા દિવસો વીત્યા છે. આ વિખૂટા પડયાને કેટલી મુદ્દત થઈ? તેનો પત્તો મનુષ્ય લોકમાંથી તો મળતો નથી. પરંતુ દેવલોકમાં પણ તેનો પત્તો મળવો દુર્લભ છે. ચિન્મય જીવ પોતાને જુદો માનીને પ્રથમ સ્થાવર રૂપ ધારણ કરીને ઉદ્‌ભિજ-વૃક્ષ આદિ બનીને એ યોનિમાં ભટકતો રહ્યો. ત્યાં પરાધિન બની પ્રત્યેક યોનિમાં જુદા જુદા દેવતાઓથી રક્ષિત અને ઉન્નત થતો રહ્યો. ત્યાંથી પછી તે સ્વેદજ' યોનિમાં ગયો. ત્યાં પણ જુદી જુદી જાતના કૃમી, કીટક બનતો દેવતાઓની કૃપાથી આગળ વધી અંડજ થયો. ત્યાં પણ પરાધિનતા ભોગવતો દેવતાઓની સહાયથી જરાયુજ યોનિમાં પહોંચ્યો આવી રીતે અગણિત જરાયુજ યોનિમાં ભટકતો-રક્ષક દેવતાઓની સહાયથી મનુષ્ય કોટીમાં પહોંચી કાંઇક સમર્થ બન્યો પુરા અવયવો પ્રાપ્ત કરીને, અજ્ઞાન ભુમીઓમાંથી પસાર થતો જ્ઞાનની ભૂમિમાં પહોંચીને સમજવા લાગ્યો કે-"અહા! મારા પ્રાણેશ્વરને-શિવને-છોડીને હું કેવો ભટકતો અને નાનાવિધ ક્લેશ પામતો રહ્યો છું ?"

આવી રીતે ઉચ્ચ વિચારોનો અધિકારી બનીને જ્યારે માનવી, ભક્ત-મનોમન્દિર-વિહારી, જીવોને ત્રિવિધ પાપોથી તારનારા શ્રી પ્રભુના-સર્વેશ્વરના પાસે જવાને પ્રયત્ન કરતો થાય છે. એને ઉપાસના કહેવાય છે. ભક્તિમાન્ ઉપાસક જેને શારીરિક અગર માનસિક ક્રિયાઓ વડે, ભગવાન-પ્રભુ પાસે પહોંચવા પ્રયત્ન કરે છે; એ સઘળી ક્રિયાઓનો ઉપાસનામાં સમાવેશ થાય છે.

સઘળા જીવોને હિતકારી, પૂર્ણ અવયવવાળો, વેદ સમ્મત સનાતન ધર્મ સઘળા અંગોથી પરિપૂર્ણ છે. તેમાં સઘળી જાતની ઉપાસના શૈલિ પ્રમાણેના સિદ્ધાંતોનો સમાવેશ થયો, પૃથ્વીપર જેટલા પ્રકારના ધર્મસંપ્રદાય, ધર્મપંથ, અને ધર્મમતો પ્રચલિત છે; તેમાંની ઉપાસના શૈલિના સિદ્ધાંત સનાતન ધર્મની ઉપાસના-પ્રણાલિકામાંમળી શકે છે. એથીજ સનાતન ધર્મ સર્વ અંગોથી પરિપૂર્ણ મનાય છે. સનાતન ધર્મથી ભિન્ન એવા ઉપાસના માર્ગમાં જે જે અવલંબન દ્વારા સર્વ શક્તિમાન સર્વવ્યાપક વાડમન અને બુદ્ધિથી અગોચર સચ્ચિદાનંદમય ભગવાન્ પ્રભુની ઉપાસના કરવાની યોગ નિયુક્ત રીતિ બતાવવામાં આવી છે. એ રીતિને ચાર ભાગમાં જુદી વહેંચવામાં આવી છે મંત્ર યોગ અનુસાર સ્થૂલ ધ્યાન, હઠયોગ અનુસાર જ્યોતિ ધ્યાન; લય યોગ અનુસાર બિન્દુ ધ્યાન અને રાજયોગ અનુસાર બ્રહ્મ ધ્યાન મનાય છે.

આ ચારે યોગ અનુસાર ચારે ધ્યાનનું રહસ્ય સમજાવવાને મધ્યસ્થ ૐ કાર યુક્ત પંચ દેવનું ચિત્ર ત્રિવર્ણ રંગવાળુ ઉપયોગી થઈ શકે છે. તે દ્વારા સરલ રીતિથી સનાતન ધર્મનું સાર્વ ભૌમપણું સિદ્ધ થાય છે. અને સઘળા જીવોની હિતકારિણી અવસ્થા સાધારણ રૂપથી વિશેષ, અને દુનિયામાંની સઘળી ઉપાસના શૈલિઓના રહસ્યથી વધારે ઉત્તમ સમજાય છે. આ ચિત્રમાં વિષ્ણુ, સૂર્ય, શક્તિ, ગણપતિ અને શિવરૂપ પાંચ સગુણબ્રહ્મના રૂપ મંત્ર યોગ અનુસાર જ્યોતિર્ધ્યાન સમજવાને ઉપયોગી છે. શ્વેતવર્ણનો બિન્દુ લય યોગ અનુસાર બિન્દુનું ચિન્હ છે. છે, અને નિરાકાર નિર્ગુણ ધ્યાન બ્રહ્મનું ચિન્હ ૐ તેમાંનો ૐ કાર શબ્દ બતાવી આપે છે.

મંત્ર યોગનો સિદ્ધાંત અતિ સરલ અને વિજ્ઞાનથી સંપુર્ણ છે. આ સંસાર નામરૂપાત્મક છે. ગમે તો સ્થુલ સૃષ્ટિ હોય, ગમે તો સુક્ષ્મ સૃષ્ટિ હોય. સઘળાનું નામ રૂપ તો જરૂર હોય છેજ. અને તેથી ચોકસ એમ માનવું પણ પડશે કે એ નામ અને રૂપમાં ફસાઇને જ ભૂલાવો ખાઇનેજ જીવ બહિર્મુખ થઇ બન્ધન-દશામાં રીબાય છે. મનુષ્ય જ્યાંથી પડે છે, તે સ્થાનને આધારેજ તે પાછો ઉભો થઇ શકે છે. જ્યારે તે નામરૂપના ભૂલાવવાથીજ ફસાણો છે, ત્યારે એજ નામ રૂપના અવલંબન દ્વારા ચિત્તવૃત્તિનો નિરોધ કરવો એ એને સુગમ છે. એ નામ રૂપાત્મક યોગ તેનેજ મંત્ર યોગ કહેવાય છે. મનુષ્યની પ્રકૃતિ પંચ તત્વો અનુસાર પાંચ પ્રકારની બને એ સ્વાભાવિક છે. એ કારણને લઇ પાંચ પ્રકારની પ્રકૃતિના ઉપાસકોને પંચ દેવને ઉપાસનાની પ્રણાલિકા અને પંચ દેવાત્મક સ્થૂલ ધ્યાન વિતાન અનુસાર છે.

હઠયોગનો એ સિદ્ધાંત છે કે સ્થુલ શરીર અર્થાત્ જે શરીર મૃત્યુ પછી અહીંજ પડયું રહે છે, અને સુક્ષ્મ શરીર અર્થાત્ જે મૃત્યુ પછી લોકાન્તર જાય આવે છે; એ બન્ને શરીરો એકજ સંબંધથી જડેલાં છે. સ્થુલ શરીર એ સુક્ષ્મ શરીરનું પરિણામ અને તેનું અનુગામી છે. એથી એ સ્થુલ શરીરને વશ કરીને સુક્ષ્મ શરીર પર અધિકાર દ્વારા મનની વૃત્તિઓનો નિરોધ કરતા કરતા જે સાધન સધાય તેનું નામ હઠયોગ છે. મંત્રયોગમા જેવી રીતે રૂપની કલ્પનાથી ધ્યાન કરાય છે, તેમ હઠયોગમાં જ્યોતિ-કલ્પના દ્વારા ધ્યાન કરવામાં આવે છે. મંત્રયોગીઓ પ્રભુનું ભાવમય સ્થૂલ રૂપથી ધ્યાન કરે છે. જ્યારે હઠયોગીઓ પરમાત્માનું કલ્પિત જ્યોતિમયરૂપ દ્વારા ધ્યાન કરે છે.

લયયોગના આચાર્યોએ સમષ્ટિરૂપી બ્રહ્માન્ડ અને વ્યષ્ટિરૂપી પિંડ, બન્નેને એક સમ્બન્ધથી જોડાએલ માની બ્રહ્માંડની સઘળી દૈવી શક્તિઓનો મનુષ્ય શરીરમાં અનુભવ કરયો છે.

તેમનો એ સિદ્ધાંત છે કે મનુષ્ય શરીરમાં પરમાત્માની પુરૂષ શકિતનું સ્થાન અને મહામાયાની પ્રકૃતિ શકિતનું સ્થાન જુદું જુદું વિદ્યમાન છે. જ્યારે બન્ને શકિતઓ જુદી જુદી રહે છે, ત્યારે બંધન થાય છે. અને એવી દશામાં સાધકને ઇષ્ટિના દર્શન થતાં નથી તેથી તેઓ એમ માને છે કે લયયોગની ક્રિયાદ્વારા નિંદ્રિત પ્રકૃતિ શકિતને જગાડી આ શરીરમાં પરમાત્માનું પીઠ-સ્થાન છે, ત્યાં લઇ જઇ લય કરી દેવાથી લયયોગ બને છે. અને એ યોગક્રિયાઓથી ચિત્તવૃત્તિઓનો નિરોધ થઇ પોતાની મેળેજ પ્રભુના સમાગમની પ્રાપ્તિ થાય છે. લયયોગાનુસાર ઉન્નત સાધનોમાં પોતાની મેળાએ યોગ સાધનો દ્વારા બિન્દુમય એક દૈવી જ્યોતિનો ઉદય થાય છે. એ જ્યોતિના ધ્યાનને બિન્દુધ્યાન કહેવાય છે. આ ધ્યાન અન્ય બે પ્રકારના ધ્યાનથી કઠિણ સમજાય છે. યોગસાધનથી ઉન્નત થયા વિના કોઇ ઉપાસક આ ધ્યાન કરી શકતો નથી.

રાજયોગનો આધકાર સઘળાથી મોટો છે. એ સઘળા યોગ સાધનનો મહારાજા છે. રાજ યોગીઓનો એ સિદ્ધાંત છે કે અંતઃકરણ એજ જીવના બન્ધન કે મોક્ષને કારણભુત છે. મલિન અંતઃકરણ જીવને બન્ધીવાન બનાવે છે. અને વિશુદ્ધ અંતઃકરણ જીવને મુકત કરે છે. એથી જ્ઞાન યુકત અંતઃકરણથી સત્-અસત એ વિચારની સહાયતાથી આત્મા અનાત્માના ભેદને જાણી આત્મામાં સર્વદા અંતઃકરણને સ્થિત કરવાના પ્રયત્નોને રાજયોગ કહેવામાં આવે છે. રાજયોગ અનુસાર સચ્ચિદાનંદમય નિર્ગુણ ધ્યાનના અભ્યાસનો વિધિ રખાયો છે. સપ્ત દર્શન વિજ્ઞાનની સહાયતા, અને કેવળ જીવનમુકત સ્વરૂપસ્થિત ગુરૂદેવની કૃપાદ્વારા આ યોગમાં સફળતા પ્રાપ્ત થાય છે. આ અધિકાર સાધન ચતુષ્ટયસંપન્ન યોગીને પણ મળી શકે છે. અર્થાત્ નિરાકાર ચિન્મય પરબ્રહ્મનું નિર્ગુણ ધ્યાન કરવું અને નિર્ગુણ પરમાત્માના ત્રિગુણાતીત અને ત્રિભાવાતીત સ્વરૂપમાં અંતઃકરણનો લય કરવો એ સાધારણ ઉપાસકનુ કામ નથી. અને તેથીજ નિર્ગુણ બ્રહ્મની ઉપા- [1] સનાને સનાતન ધર્મમાં સર્વોપરી અને સર્વશ્રેષ્ઠ માનવા છતાં પણ સગુણ ઉપાસનાનો ઉપદેશ બહુશઃ સર્વને સાધારણ આપવામાં આવે છે. અસ્તુ



જનસમાજમાં સ્તકારને પાત્ર થયેલી

"ગુજરાતી" ગાયનમાળા.

ભાગ ૧ થી ૪ દરેકના ૭ આના તદન અપ-ટુ-ડેટ ગાયનનો સંગ્રહ ગ્લેઝડ કાગળ સુંદર છપાઈ ચારે ભાગ સાથે રૂપીઆ એક વીપી ખરચ જુદું

મળવાનું ઠેકાણું.

ગુજરાતી સાહિત્ય મંદિર સલાબતપુરા—સુરત.

બીજા પુસ્તકો માટે લખો



[1] આર્યમહિલા મહારાણી શ્રીમતી સુરથકુમારીદેવીના હિન્દીલેખ આધારે કેટલાક ફેરફાર સાથે.

# ભારતની વીરાંગનાઓ

## ( ૧ )

## તારાબાઈ

પ્રાચીન સમયમાં આધુનિક ગુજરાતની ઉત્તરે આવેલું અણહિલવાડ પાટણ ચૌલુક્ય વંશના પ્રબળ પ્રતાપશાળી રાજાઓનું પાટનગર હતું. આ વંશમાં તારાનો જન્મ થયો હતો. ખ્રસ્તીસનની તેરમી સદીમાં હિન્દુસ્થાનમા જ્યારે મુસલમાનોનું જોર વધતું જતું હતું, તેઓના ઉપદ્રવથી જ્યારે હિન્દુસ્થાન લગભગ અશક્ત બની ગયું, ત્યારે અણહિલવાડ પાટણ ચૌલુક્ય વંશના રાજાઓનું પાટનગર-હિન્દુ પાટનગર-તેના પૂર્વ ગૌરવથી ગરવું હતું. પરંતુ દુનિયામાં કોઇના દિવસો લાંબા સમય સુધી સરખી રીતે સુખમાં પસાર થતા નથી.

કેટલાક સમય પછી ક્રૂર ઘાતકી અલાઉદ્દીનના અસીમ પરાક્રમ વડે ગુજરાતનું પાટનગર હિન્દુરાજાથી ભ્રષ્ટ થયું. તેના અપૂર્વ વીરત્વને કારણે અણહિલવાડ પાટણ મુસલમાનોના હાથમા ચાલી ગયું. પાટણનું પૂર્વ ગૌરવ સમુદ્રના અગાધ જલમા ડૂબી ગયું. ચૌલુક્ય વંશના રાજાઓ પાસે સૈન્યબળ ઘણું હતું, પરંતુ પૈસાનું જોર (અર્થ બળ) બિલકુલ ન હોવાથી તેઓ રાજ્યનું રક્ષણ કરવા સમર્થ નીવડતા નહિ તેઓ સર્વસ્વ હારી જઈ મુસલમાનોને હાથે પરાજય પામી દેશ છોડી ગયા. ત્યાંથી તેમના વંશજો મધ્ય ભાગતમા આવેલા તક્ષશીલ નામના નગરમા જઈવસ્યા.

કાળની લીલા ઓર છે. કાળ રૂપી તરંગમા કોઇનું અભ્યુત્થાન તો કોઈનું અધઃપતન થાય છે, એટલે કે એક ઉંચે ચડે છે અને બીજો હેઠો પડે છે. આ સમયે તક્ષશીલામા તેમની ભાગ્ય દેવી પ્રસન્નચિત્તે રાજ્ય કરતી હતી. વીરભૂમિ તક્ષશીલા રજપુતાનાની પ્રાચીન નગરી હાલમાં તોડાટંકના નામથી પ્રખ્યાત છે. તક્ષશીલામા ધીરેધીરે રજપુતોનું વીરત્વ પ્રકાશ પામ્યુ; અને ત્યાં ધીમે ધીમે ચૌલુક્ય વંશના વીરરજપુતોને હાથે એક નવા રાજ્યનો ઉદય થયો. તેમા આ વીર વંશના રજપુતો રાજ્ય કરતા હતા. રાજ્ય ભ્રષ્ટ થયા છતા એક નવા રાજ્યમા રાજ્ય કરવા લાગ્યા.

સર્વ સ્થળે મુસલમાનો દેખાતા હતા. આખા હિન્દુસ્થાનમા તેઓ એક હાથે રાજ્ય ચલાવવા લાગ્યા. આખું હિન્દુસ્થાન તેમના હાથમાં આવી ગયું હતુ. હિન્દુસ્થાનને ખૂણે ખોચરે પણ તેઓનું રાજ્ય અસ્તિત્વ ધરાવતું હતું. તેમનું નામ સર્વ વાતમા પ્રથમ સ્થાને રહેતું. 'મુસલમાનોએ હિન્દુસ્થાન જીતી લીધું' એજ એક ચિન્તા હિન્દુઓની આંખ સામે નાચતી હતી. ઉંઘમાં પણ તેમનાજ સ્વપ્નો જોતાં હતા. આખા દેશમાં આવોવિપ્લવ ભભૂકી ઉઠ્યો હતો.

ચૌલુક્ય વંશીઓ તોડાટંકમાં ક્યાં સુધી રાજ્ય કરી શકશે? ક્યાં સુધી તેઓ તેને સ્વાધીન રાખી શકશે? એજ એક મ્હોટો સવાલ હતો. આ સમયે શનિનું જોર તેમના ગ્રહમાં

આર્ય લોકોની કીર્તિનું તથા પૂર્વજોની ગૌરવકોહિનીનું તારા આગળ સંવિસ્તર વર્ણન કરતો હતો. તે સમયની દુર્ધસ્થિતિની તથા પૂર્વજોની લુપ્ત પ્રાયઃ થયેલી ગૌરવની શરતાન તારા આગળ તુલના કરતો હતો. તારા પણ આર્ય લોકોની કીર્તિ, પૂર્વજોનો મહિમા એકચિત્તે તથા સ્થિર મને સાંભળતી હતી, અને મનમાને મનમાં પ્રાપ્ત દુર્દ્દશા વિષે ચિન્તા કરતી હતી, “ભાગ્ય દેવી પ્રસન્ન નહિ થાય ? તોડાટંકના અસલ ગૌરવનો પુનરૂદ્ધાર કરવા કદિ કોઇ સમર્થ નહિ થાય ? જીવન પર્યન્ત આમ મુસલમાનોના ભયથી છૂપા વેશમાં જંગલે જંગલે ભટકવું પડશે ? તોડાટંકમાં સ્વતંત્રપણે રાજ્ય નહિ ચલાવી શકાય ? ”

તારાના હૃદયમાં ચિન્તારૂપી અગ્નિ ભભૂકી ઉઠયો. અલ્પ સમયમાં અગ્નિ હોલવાયો નહિ, પરંતુ ધીમે ધીમે તારાના હૃદયમાં તે પ્રચંડ વેગે બળવા લાગ્યો. ભાગ્ય રૂપી આકાશ અંધકારથી છવાઇ ગયું. પ્રાચીન ગૌરવ લુપ્તપ્રાયઃ થયું. અધઃપતન સમીપ દેખી, તારા વધુ વખત સ્થિર રહી શકી નહિ. ઉમ્મરના વધવા સાથે તેનો હૃદયે સુન્દર આકાર ધારણ કર્યો. અબળા હિન્દુ સ્ત્રી પેઠે ગૃહકાર્યમાં પુરાયલી રહેવામાં તેણીને કષ્ટ લાગવા માંડયું. રમણીના આદર્શને ઉચિત વેષ ધારણ કરવામાં તેણીને સંતોષ ન થયો. તેથી તેણીએ વીરનારીને ઉચિત વેષ ધારણ કર્યો. કોમળ ગાત્રોને લોહના બખ્તરમાં પૂરી આત વેગવાળા ઘોડાપર સ્વાર થઇ પિતા પાસે યુદ્ધ શિક્ષણ લેવા લાગી અતિવેગવાળા ઘોડાની પીઠપરથી બાણ ફેંકવા, સામસામેના યુદ્ધમાં અસ્ત્ર યુદ્ધ કરવું વિગેરે પરાક્રમી કાર્યો એક પછી એક ધ્યાન પૂર્વક શીખવા લાગી. કાળક્રમે પોતાના ગુણો વડે વીરોચિત કાર્યોમાં તેણીએ પ્રવીણતા મેળવી. કુમારી તારા સમય પ્રાપ્ત થતાં પિતા સાથે તોડાટંકનો ઉદ્ધાર કરવા માટે મુસલમાનો વિરૂદ્ધ યુદ્ધમાં તરવાર ધારણ કરવા લેશ માત્ર સંકુચિત થતી નહોતી. બેદનોરમાં વાસ કર્યો તેટલા સમયમાં શરતાન જેટલીવાર તોડાટંક પાછું મેળવવા મુસલમાનો જોડે યુદ્ધમાં પ્રવૃત્ત થયો, તેમાં પ્રત્યેક વાર તારાએ પિતા સાથે સમરાંગણમાં અપૂર્વ વીરત્વ દાખવી જગતને મોહીત કર્યું. અમિત પરાક્રમશાળી મુસલમાની ફોજને અનેકવાર સ્તંભિત તથા સશંક કરી હોવાથી રાજસ્થાનમાં તેણીની ગણના વીરનારી મધ્યે થઇ હતી.

અલ્પ સમયમાં બાલિકા તારાએ યૌવનમાં પદાર્પણ કર્યું. ખીલેલા સુવર્ણ ચંપક પેઠે તે મધુર લાવણ્યજ્યોતિનો વિકાસ થયો. તેની જીવન નૌકા યૌવન પ્રવાહના તરંગોલ્લાસમાં મગ્ન થવાની અણી ઉપર આવી. શરતાન અત્યારે વિપદ્‌માં આવી પડેલો હતો. તે બે પ્રકારના સંકટમાં સપડાયેલો હતો

વીર પુરૂષનું વીર વાક્ય મિથ્યા થશે ? તારાનું સતીત્વ નષ્ટ થશે ? શરતાનની ઉચ્ચ આશા ફળીભૂત થશે ? બહુજ નિરાશા રૂપી નીરમાં ડૂબી જશે ? શરતાનની કઠિણ પ્રતિજ્ઞા પૂરાશે નહિ ? તારાને યોગ્ય પતિ પ્રાપ્ત થશે નહિ ? બધી આશા અચાનક લય પામશે ? બહુંજ આકાસકુસુમ ( અસંભવિતતા ) મા ફેરવાઇ જશે ? કદિ પણ તેમ બનશે નહિ. દેવ “હૃદયનું દેવ વાક્ય કદિ પણ મિથ્યા થવાનું નથી.

પૃથ્વીરાજ રાણા રાયમલ્લનો વચેત પુત્ર હતો. નીચ કાપુરૂષ જયમલ્લથી મ્હોટો અને મહાવીર સંગ્રામસિંહથી ન્હાનો હતો. આટલા દિવસ સુધી પિતાએ નિર્વાસિત કર્યો હોવાથી રાજસ્થાનના અન્ય પ્રસિધ્ધ પ્રદેશ મારવાડ રાજ્યમાં વાસ કરતો હતો. આટલા દિવસ પછી તે પિતાની

પ્રીતિને પાત્ર થયો હતો. શત્રુંઓએ લઇ લીધેલી પૂર્વજોની રાજગાદી પાછી મેળવી જયમલ્લના મરણું સમયે તેણે પિતા રાયમલ્લને હવાલે કીધી.

રાજ્ય ગુમાવ્યાંનો શોક તથા ન્હાના પુત્રના મરણનો શોક એમ ઉભય શોકના નિવારણું અર્થે, પિતા તરફથી ક્ષમા મેળવી પૃથ્વીરાજે મેવાડમાં પ્રત્યાગમન કર્યું. ન્હાના ભાઇના મરણના સમાચાર સાંભળી તે દુ:ખી થયો. પ્રાણ વિસર્જન કરવા કે મરણ પામેલા ભાઇની પ્રતિજ્ઞા પૂરી કરવી એવો દૃઢ નીશ્ચય કર્યો. લાવણ્યમયી તારાનું પાણિગ્રહણ કરી પોતાના નામને ઉજ્જવળ કરવા પ્રવૃત્ત થયો. અમિત પરાક્રમના બળે મુસલમાનો સાથેના યુદ્ધમાં વિજયી નિવડી તારા મેળવવા માટે તેણે પ્રતિજ્ઞા કરી. વીર પુરૂષને શોભે એવા સાજમાં સજ્જ થઇ શરતાનનાં ભવનમાં જવા માટે બેદનોર તરફ તેણે પ્રયાણ કર્યું. પોતાની આશા પરિપૂર્ણ કરવા તત્પર થયો. આટલા સમય પછી સ્વપ્ન ખરૂં પડવાની અણી ઉપર આવ્યું, શરતાનનું કઠિણ પણ તોડાતંકની પુન: પ્રાપ્તિ પૃથ્વીરાજની વરવાની ઇચ્છા સર્વ એકી સાથે ફળીભુત થવાનો સુયોગ આવી મળ્યો. પરતંત્રતામાં સપડાયલો સ્વતંત્રતાનો પ્યાસી શરતાન આટલા દિવસ થયાં વિચાર કરતો હતો " કેવી રીતે મુસલમાનોએ લઇ લીધેલું તોડાતંક પાછું છતી શકાશે ? કેવી રીતે ભવિષ્યમાં રાજ્ય ચલાવીશ ?" તે સમયે તેની ચિન્તા દુર થવાનો સામટો સુયોગ પ્રાપ્ત થયો. આટલા દિવસ થયાં તારા જેને મનમાંને મનમાં પતિ તરીકે વરી ચુકી હતી. તે પૃથ્વીરાજ તે સમયે તારાના સુખચંદ્રની સોહાળી મનોહર મૂર્તિ જોવા બેદનોરમાં આવ્યો હતો. આથી તારાનું હૃદય આનંદમાં તરવરવા લાગ્યું. તારાએ પોતાના મનને ભાવતું મેળવ્યું અને પિતા આગળ મનોભાવ વ્યકત કર્યો. શરતાન તેમાં પોતાની સંમતિ દેખાડી બોલ્યો " હું તમારા વાકયનો સ્વીકાર કરૂં છું " મારી આશા નિરાશા તમારા ઉપર અવલંબી રહે છે. જો પવિત્ર આર્યકુળમાં તમે જન્મ લીધો હોય તો આ પવિત્ર કુળના માનનું રક્ષણ કરવા ચૂકશો નહિ. પ્રાણ જતા પણ સફળતા મેળવવા તત્પર રહેજો" તારા તથા પૃથ્વીરાજ ઉભયે શરતાન આગળ પ્રતિજ્ઞા લીધી, અને 'મંત્રનું સાધન યા શરીરનું પતન' એ વીર સૂત્રનું અનુસરણ કર્યું.

મુસલમાનોનો વાર્ષિક ઉત્સવ ચાલતો હતો. મુસલમાનો તેમાં નિમગ્ન થયા હતા. બે વીર પુરૂષોની સંવત્સરી ઉજ્જવળમાં તેઓ ઉન્મત્ત થયા હતા વીર પુરૂષો વીર પૂજા કરવામાં ગુંથાયા હતા મધુર હરિગુણના ગાનને બદલે તોડાતંકમાં 'ઇમામ હુશેન'નો ધ્વનિ સંભળાતો હતો. મુસલમાનો એકત્ર મળી વીરપૂજામાં વીરત્વ દર્શાવતા હતા. શસ્ત્રોથી સજ્જ થઇ અસ્ત્ર ક્રીડા કરતા હતા મુસલમાનોના કોલાહલથી તોડાતંક ગાજી રહ્યું હતું. ગોહત્યા, બ્રહ્મહત્યા વિગેરે પાપના ભાર નીચે તોડાતંક કચરાઇ ગયું હતું. ત્યાં રહેતા હિન્દુઓ મુસલમાનોના અત્યાચારથી તથા નિર્દય પીડનથી પીડીત થયલા હતા, બળ દેખાડી મુસલમાનો પવિત્ર સનાતન હિન્દુ ધર્મનો નાશ કરવા તત્પર થઇ, ઉન્મત્ત પેરે ભટકતા હતા સિંહ પેરે મારફાડ કરી હિન્દુઓને મુસલમાન બનાવતા હતા, પરમ પિતા પરમેશ્વર પાસે હિન્દુઓનો રૂદન ધ્વની મુસલમાનોના અત્યાચારની ફરિયાદ કરવા આવતો હતો. આ વિપદ અવસ્થામાંથી હિન્દુઓનું કોણ રક્ષણ કરશે ? ઇશ્વર તેમના પ્રતિ કૃપા દ્રષ્ટિએ જોશે નહિ ? દુ:ખ ઉપર દુ:ખ તેમના ઉપર આવી પડતા હતા. તેઓ તેમાંથી બચી શકશે નહિ ? અવશ્ય બચી શકશે. અલ્પ સમયમાં તેમની દુ:ખ રાત્રિનું સુખ પ્રભાત થશે. ઇશ્વરકૃપાથી અલ્પ સમયમાં મુસલમાનોનો અત્યાચાર રૂપી સ્રોત બંધ પડશે.

સુરતાન પાસેથી વિદાયગિરિ લઇ, પૃથ્વીરાજ તારા તથા સોનગઢના સામંત સાથે તોડાતંકથી બ્હાર મુસલમાનોથી છુપી રીતે તંબુ તાણીને રહેતો હતો. પાંચસો ઘોડેસ્વારવાળું રજપુતોનું સૈન્ય તે પણ પૃથ્વીરાજ સંગે તોડાતંકપર આક્રમણ કરવાની તક શોધતું હતું. પૃથ્વીરાજનું રજપુત સૈન્ય મુસલમાની ફોજની તુલનામાં કંઇ વિસાતમાં નહોતું એમ કહીશું તો તેમાં અતિશયોક્તિ નથી અથવા અનન્ત સાગરની તુલનામાં જલના એક કણ સમાન, અથવા ગગન સ્પર્શી ઘુમસથી પથરાયલા પર્વતોમાં શ્રેષ્ઠ હિમાલય આગળ માત્ર પત્થરના એક ટુકડા સમાન હતું. આવું ન્હાનું હિન્દુ સૈન્ય અસંખ્ય મુસલમાનોની ફોજ જોડે કેવી રીતે તથા કયા મહામંત્રના પ્રભાવ વડે યુદ્ધ કરવા સમર્થ થશે? કેવા ભયંકર યુદ્ધ ઉપર સુરતાનની કઠોર પ્રતિજ્ઞાનું પૂરણ, સ્વદેશ ગૌરવ રૂપી સ્વતંત્રતાનું સંરક્ષણ, યોગ્ય વીર વર જોડે વીરાંગનું લગ્ન એટલી સાથે ધન, માન, પ્રાણ સર્વ જ અવલંબી રહ્યા હતા. તેમાં વિજયી થઇ શકાય, વિજયમાળ ધારણ કરી શકાય, તોડાતંકની લુપ્ત થયેલી સ્વતંત્રતા પાછી મેળવી શકાય તો સર્વની આશા પૂર્ણ થાય, દેવો જેમની ઇચ્છા રાખે તેવી અપ્સરાઓ સાથે મનોહર સ્વર્ગપુરીમાં સુખે વાસ કરી શકાય આવા ભીષણ યુદ્ધમાં આટલા ન્હાના સૈન્યનો જયલાભ કેવી રીતે સંભવી શકે?

ઘણા શીતળ પવનના સુસવાટ પછી જગતના જીવન રૂપી આદિત્ય દેવ ગગન પથમાં વિરાજમાન થયા. ક્રમક્રમે ધીમે ધીમે ડગલાં ભરી સ્વર્ગમાં અતિ ઉચ્ચ શિખર પર સમારૂઢ થયા. અત્યંત શીતના કઠોર દંશનની કઠિણ પીડામાંથી મુક્ત કરવા આવ્યા. તે સમયે મુસલમાનો તાજીઆ સાથે તોડાતંકના પ્રધાન રાજ માર્ગો પર આનન્દમાં ઘૂમતા હતા. "કાફીરને મારો" મહમ્મદની આ મહમ્મદીય ધર્મ બુદ્ધિના પ્રભાવ વડે હિન્દુના અસંખ્ય માથાઓ ધુળ ભેગાં કરી લોહીના પ્રવાહથી તોડાતંકને છલાછલ બનાવતા હતા. હિન્દુના રૂદન ધ્વનિથી તથા મુસલમાનોના આનન્દધ્વનિથી તોડાતંકમાં કોલાહલ મચ્યો હતો, વીર પુરૂષોની તો વાતજ શી કરવી! આવો અત્યાચાર દેખી કોણ—બીકણ યા બાયલા-રક્ત માંસનું શરીર ધારણ કરી, વેર લેવા માટે પ્રયત્ન શીલ નહિ થાય? તેઓ જન્મથી માંડીને આજ પર્યન્ત દુઃખમાં ઉછર્યા હતા ખરાં, દુઃખ સહન કરવું એ તેમના શરીરનું આભૂષણ હતું ખરૂં. તેમના હૃદય સ્વતંત્રતાના અખંડ સુખની આશામાં ટકી રહ્યા હતાં. તેમા દેવત્વ મહત્વ વીરત્વ, બધાનાં જ ઝરણાં વહેતાં હતાં. અસહ્ય દુઃખ તેમનાથી સહન થતું નહોતું. અન્યાયને તેઓ સાંખી શકતા નહોતાં હિન્દુ પ્રતિ મુસલમાનોનો કઠોર અત્યાચાર જોયા પછી તેઓ કેવા રીતે સ્થિર રહી શકે! તેમના હૃદય યુદ્ધના ઉન્માદથી મત્ત થયા, પ્રતિપ્રાણા સતીએ પતિને પોતાનો મનોભાવ વ્યક્ત કર્યો, અને કહ્યું કે 'મુસલમાનોના અત્યાચારથી તોડાતંક કંપી ઉઠે છે. હવે વિલમ્બ ન કરવો જોઇએ. સમય આવી લાગ્યો છે. ઉઠો દેવીની આરાધનામાં મશગુલ થાઓ. આવો દેવનું વ્રત લઇએ, કારણ કે વધુ વિલમ્બ કરવો ઉચિત નથી.

વીરાંગનાના વીરવાક્યથી વીરનું હૃદય ઉશ્કેરાઇ ગયું. વિલમ્બ કરવો અનુચિત ધારી, પૃથ્વીરાજે ભયંકર મૂર્તિ ધારણ કરી. પૃથ્વીરાજે પ્રથમ પોતાની જીવન તોષિણી તારાને આશ્વાસન વાક્યોથી આશ્વાસિત કરી. તંબુમાં રહેવા આગ્રહ કર્યો, પરંતુ તારાએ તે સાંભળ્યું નહિ. છુટકો ન થવાથી પૃથ્વીરાજે સંમત થઇ તારાને સજ્જ થવા રજા આપી. વીરનારી તારાએ સુકુમાર

સ્ત્રી મૂતિને બદલે અપૂર્વ તેજોમયી મૂર્તિ ધારણ કરી. ક્રોધથી ઉન્મત્ત થયેલી વાઘણની પેઠે મુસલમાનોની સામે ધસી કઠિણ લોહના બખ્તરમાં પોતાનું કોમળ અંગ ઢાંકી વિકલ બળવાળા પ્રચંડ શરીરવાળા ઘોડા પર સ્વાર થઇ, વિદ્યુલ્લતાની પેઠે ચકચકતી ભીષણ આકૃતિવાળી તરવાર, તીક્ષ્ણભાલો તથા હાથમાં ધનુષ્ય તથા બાણ લઈ વિદ્યુત્ વેગે હુંકાર કરતી વેર લેવા માટે તેણી સમરાંગણમાં ઉતરી પડી. વીરનારી સાથે વીરકેસરી પૃથ્વીરાજ તથા સહાય અર્થે આવેલા તેના પરમ મિત્ર સેનગઢના સામંત સિવાય કોઇ પણ રણક્ષેત્રમાં આગળ આવ્યું નહિ. સહાય અર્થે આવેલું સહયોગી પાંચસો રજપુતોનું સૈન્ય આશ્ચર્ય પામી વીરનારીનું અપૂર્વ પરાક્રમ જોવા લાગ્યું. પ્રાણ જવાના ડરથી રણસ્થાનમાં કોઇ આવ્યું નહિ. બધા ધીરજ ધરી ઉભા રહ્યા.

ઉત્સવથી ઉન્મત્ત બનેલા અગ્રગણ્ય મુસલમાનો આગળ ત્રણ મૂર્તિઓ આવી ચઢી-પ્રચંડ રણતુરંગોપર આરૂઢ થયલી ત્રણ દેવ મૂર્તિઓનું ઉત્તવ ક્ષેત્રમાં દર્શન થયું. જેમ આકાશમાં વિહાર કરતાં પક્ષી કુળમાં ગરૂડ, અનન્ત કાળા સમુદ્રના માછલામાં તિમંગલ, સાપના ટોળા વચ્ચે પ્રચંડ પર્વતધારી શેષનાગ વાસુકી, નિર્જન અરણ્યમાં ફરતા શ્વાપદોમાં સિંહ, અસ્ત્રમાં વજ્ર, શબ્દમાં વજ્રધ્વની, ભુધરોમાં ધુમસથી ઘેરાયેલા ગગનભેદી ઉચી ટોચવાળા ધવલગિરિ, તેમ અસંખ્ય મુસલમાનોમાં મૂર્તિમાન ત્રણ મૂર્તિઓ. મુસલમાનો ત્રાસ પામ્યા. અને ભયભીત થયા. આ ઘોડેસ્વારો કોણ ? એ પ્રશ્નનો જવાબ આપતાં ન આપતામાં, મનની વાત ઉચ્ચારતા ન ઉચ્ચારતાંમાં, મુસલમાનોનો આધિનાયક વીરનારી તારાનું બાણ વાગવાથી, વજ્રથી આહત થયેલા મેરૂના શિખર પેઠે મૂર્છિત થઇ, જમીન ઉપર પડી ગયો, અને તેની સાથેજ પૃથ્વીરાજની તરવારના આઘાતથી તેનો પ્રાણવાયુ બહાર નીકળી ગયો. " સાવધાન ! સાવધાન ! " શબ્દ ઉચ્ચારતા ઉચ્ચારતાં સેંકડો અર ઘાત વીરપુરૂષોએ પણ અધિનાયક સાથે એક આસન ઉપર શયન કર્યું. " મારો મારો, કાપો કાપો "ના શબ્દોથી રણક્ષેત્ર કંપી ઉઠયું.

આ તરફ મુસલમાનોએ નગર તરફ જવાનો રસ્તો રોકી લીધો; આગળ એક વિરાટ શરીરવાળો મસ્ત હાથી ઉભો રાખ્યો હતો, અને પાછળ અસંખ્ય મુસલમાની ફોજ ભયંકર વેશમાં-પાંડવોની છાવણીમાં ઘોર અંધારી રાત્રે પાંડવોના પુત્રોનું રક્ષણ કરવા માટે ઉભેલા મહાયોગી મહાદેવ પેઠે-તોડાતંકનું રક્ષણ કરવા માટે ઉભી રહી મુસલમાનોને હરાવવા કઠિણ જોઇ વીરકેસરી પૃથ્વીરાજ થંભી ગયો. તેમનો પ્રિયતમ મિત્ર સેનગઢનો સામંત " હવે બચી શકાય એમ નથી " જાણી ભયથી ડરી ગયો, તે દેખી મુસલમાનોની ફોજ મ્હોટેથી હર્ષનાદ કરવા લાગી. મુસલમાનોએ વિચાર્યું કે " હવે કાંઇ તેમનું વળવાનું નથી. " શત્રુનો પક્ષનો હાથમાં આવી ગયો છે ! કોની તાકાત છે કે શત્રુઓનો બચાવ કરી શકે ? તેઓ નિઃશંક ચિત્તે " જય, પરાજીતો જય " નો જયઘોષ કરવા લાગ્યા. તેઓએ ઘડીભર પણ વિચાર કર્યો નહિ કે સ્વયં મહાશક્તિ તેમની સમક્ષ આવી ઉભી હતી, અને મુસલમાનોનો પરાજય કરવા સજ્જ થઇ હતી.

વીરનારીએ વીરને છાજતું વ્રત લીધું હતું, મુસલમાનોના જય ઘોષ તેના કર્ણને ટંટંક સમાન વિંધવા લાગ્યા. "ઘોર મુસલમાની ફોજ"નો હુંકાર કરી ઉઠી અને જવાનો રસ્તો રોકતા પ્રચંડ હાથીના શિરના બે ટુકડા કરવા તૈયાર થઈ, મુસલમાનના લોહીથી ખરડાયલી તીક્ષ્ણ તરવારવાળા હાથે અગ્નિના તણખા કાઢતી બે વિશાળ આંખોની ભ્રમરો ચઢાવી રણતુરંગ સહિત

જોશથી કુદકો મારી તેણી તોરણુ દ્વારને રોકતા પ્રચંડ હાથી આગળ આવી પહોંચી અને બધાં તે જોઇ અવાક થઈ ગયાં. "હવે બીજો ઉપાય નથી. જાણી મુસલમાની ફોજ યુદ્ધમાં પુંઠ બનાવવાની તૈયારી કરવા લાગી વીરનારીએ એક મુહૂર્તમાં હાથીના માથાના બે ટુકડા કરી નાંખ્યા સ્વામી સાથે મુસલમાની ફોજનો તેણીએ પીછો પકડયો. "મુઆ મુઆ"ના શબ્દથી અગણિત મુસલમાની ફોજ મૃત્યુ મુખમાં સપડાવા લાગી. વીરનારીના અપૂર્વ પરાક્રમને લીધે મુસલમાનો હારી ગયા. તેણીની વારકાહિની જગજાહેર થઇ. કવિઓની અમૃતમયી લેખિની તે સર્વવીર પ્રસંગોને હાથમાં સંગ્રહિત કરી દેશ દેશમાં નગરે નગરમાં, ગામે ગામમાં ગાવા લાગી.

તોડાતંકના લુપ્ત થયેલા ગૌરવનો પુનરૂદ્ધાર થયો આજે શરતાનનું વીર વાક્ય પૂર્ણ થયું. તે પૈતૃક રાજસિંહાસન પાછું મેળવી, અપ્રતિહત પ્રભાવ વડે રાજ્ય ચલાવી વિમલ સ્વતંત્રતાનો ઉપભોગ કરવા શક્તિમાન થયો. સકલ હૃદયોમાં વિરાજતી વિષાદતા દૂર થઇ. દૃઢ પ્રયાસને લીધે મુસલમાનોના હાથમાંથી સ્વતંત્રતાના સૂર્યનો પુનરૂદ્ધાર થયો શરતાનની પાસે વિદાયગિરી લઈ વીર શ્રેષ્ઠ પૃથ્વી રાજે તારા સાથે સ્વભવન કમલમીરમાં પ્રત્યાગમન કર્યું. ઇતિહાસકારો લખી ગયા છે કે ચૌદ વર્ષની ઉમ્મરે પૃથ્વીરાજે આવી રીતે વીરાંગના પત્ની સહિત, મુસલમાનો સાથે યુદ્ધમાં વિજયી નિવડી તોડાતંકની સ્વતંત્રતા પાછી મેળવી હતી. ગમે તેમ હો, પવિત્ર રાજકુલમાં જન્મ ગ્રહણ કરવા છતાં એક દિવસ માટે પણ તારા સુખ શાન્તિ મેળવી શકી નહોતી; પરંતુ અત્યારે તેણીની સુખ ભોગવવાની ઇચ્છા પુરાઇ. સતી પતિ સોહાગિની થઇ. થોડો સમય સ્વામી સાથે સુખમાં પસાર કરી શકી દુઃખ રૂપી અમાસની ઘોર અંધારી રાત્રિનું અસહ્ય કષ્ટ સહન કર્યાં પછી આટલે દિવસે તેણીને સુખરૂપી ચંદ્રનો સ્વર્ગીય વિમલ પ્રકાશ પ્રાપ્ત થયો.

ઉચ્ચ જીવનના મહત્વને લીધે કાળના કુટિલ નેત્રની તીવ્ર દૃષ્ટિમાં વિશ્વનિયમ્ અકાલે લય પામે છે. તેથી વીરનારી તારા તથા વીરશ્રેષ્ઠ પૃથ્વીરાજ દુનિયામાં કેટલા દિવસ જીવી શકશે? તેમના દીર્ઘાયુષ્યની આશા રાખવી વૃથા છે, જેમ વામન હોવા છતાં નીલ આકાશમાં દૂર વિહાર કરતા ચંદ્રને પ્રાપ્ત કરવાની આશા પંગુ હોવા છતા અભ્ર ભેદી હિમાલયની ટોચ ઓળંગવાની આશા, બ્હેરા હોવા છતાં ગાન-લયવાળું મધુર સંગીત સાંભળવાની ઇચ્છા, આંધળા હોવા છતાં રંજિત રમ્ય ચિત્રપટ જોવાની આશા વૃથા છે. તેમ વીરનારી તારા તથા વીરશ્રેષ્ઠ પૃથ્વીરાજને માનુષી જીવન વધુ દિવસ પર્યન્ત ભોગવવું ન પડયું. જીવન રૂપી નદીના યૌવન પ્રવાહમાં પૂર્ણ પ્રવાહનો એકદમ ઓટ થયો. જીવનલતાનું કાળરૂપી કોદાળે અકાલે છેદન (કતન) કર્યું. સુખમાંથીજ વૃક્ષ ભાંગી ગયું. જગતની આશા એકક્ષણ પર્યન્ત ઉજ્જ્વલ થઈ અને પાછી એકદમ બુઝાઈ ગઇ. ૨૩ વર્ષની ઉમ્મરે યૌવનના પૂર્ણ પ્રવાહમાં તેની પ્રિયતમા ભગિનીએ, સ્વામી પ્રભુરાયના પીડનથી પીડાઇ મનોદુઃખના નિવારણ અર્થે પોતાના ભાઇપર અંતિમ પત્ર લખ્યો. તે પત્રમાંના વિષયે તેને ઉદાસ કરી નાંખ્યો. પત્રમા લખ્યું હતું કે "મ્હારા પ્રાણ બચાવશો તો બચશે. પતિનો જૂલમ હદ ઉપરાંત અસહ્ય થઈ પડયો છે. નિત્યના અફીણના સેવનથી વધતા ઉન્મત્તપણાને લીધે મ્હારા સ્વામી હંમેશા મ્હને પીડા કરે છે. જો ભાઈ હો, જો બ્હેન માટે કિંચિત્ માત્ર પણ સ્નેહ હોય તો મ્હારા પ્રાણ બચાવો." આ પત્ર વાંચીને કયો સહૃદય મનુષ્ય આશ્રિતનો બચાવ કર્યા વિના સ્વસ્થ બેસી શકશે? બ્હેનના વિષાદમય હસ્તાક્ષર વાંચતાંજ પૃથ્વી રાજ પ્રભુરાયના ભવન તરફ

જવા નીકળ્યો. ત્યાં આવી પ્રભુરાયને ઉચિત ઠપકો આપ્યો, અને ક્રોધના આવેશમાં ધમકી આપી કે "જો પ્રાણ બચાવવાની ઇચ્છા હોય તો મ્હારી સમક્ષ તમારા પાપનું પ્રાયશ્ચિત કરો, અને તમારી પત્નીનાં પાદકમળો એક ક્ષણ માટે તમારે મસ્તકે ધારણ કરો." પ્રભુરાય બિચારો શું કરી શકે? છુટકો ન હોવાથી સ્વરક્ષણ અર્થે તેમ કરવા સંમત થયો. પત્નીના પાદકમળો મસ્તકે ધારણ કરી પૃથ્વીરાજ સમક્ષ પોતાના પાપનું પ્રાયશ્ચિત કર્યું ખરું, પરંતુ થયેલા અપમાનનું વેર વાળવા માટે તક શોધવા લાગ્યો. ૨૫ દિવસ બાદ યુક્તિ પ્રયુક્તિથી આત્મીયતાનો દેખાવ કરી પૃથ્વીરાજને પોતાના ભવનમાં આગ્રહથી રાખી તેના સર્વસ્વનો નાશ કર્યો.

મદિરા વિષ સમાન છે! મદિરા ઝેર છે! પોતાનું અપમાન કરનાર પૃથ્વીરાજને યુક્તિ પ્રયુક્તિથી અમૃત તરીકે ઝેર પીવડાવ્યું. ઝેરના પાનથી ઉન્મત્ત બનાવી તેને વિદાય કર્યો.

વિસ્તારવાળા પ્રાંગણમાં ભારતીય ભાસ્કરોની શિલ્પવિદ્યાનો પરિચય કરાવનાર માતાના દેવી મંદિર સામે તેની હૃદયગ્રંથિઓ શિથિલ થઇ ગઇ. તેનો દેહ ઢળી પડ્યો. પ્રાણસમી પ્રિયતમા તારાનું મુખકમળ જોવાની પોતાની અંતિમ અભિલાષા સામંતોને જણાવી, પરંતુ ઝેરની પીડા તેનાથી વધુ સમય સહન થઇ શકી નહિ. મરણની છેલ્લી ઘડી સુધીમાં પણ તારાનો સાક્ષાત્કાર થઇ શક્યો નહિ. સાધ્વી સતી તારાના આગમન પૂર્વેજ માતાની દેવીમૂર્તિનું દર્શન કરતાં કરતાં દેવીમંદિર સંમુખમાં દેહપિંજર છોડી તેનું પ્રાણપક્ષી પલાયન કરી ગયું.

અલ્પ સમયમાં સ્વામીને મળવા પતિપ્રાણા સતી સાધ્વી તારા દેવી મંદિરમાં આવી પહોંચી. પૃથ્વીરાજને મૃત્યુશય્યાપર સૂતેલા જોઈ તેણીએ સતી થવાનો નિશ્ચય કર્યો અને તે કાર્ય કરવા આગળ આવી. સેવકોને ચિતા ખડકવાની આજ્ઞા આપી. ચિતા ખડકાઇ એટલે પતિપ્રાણા સતી સાધ્વી તારા પતિના શબને આલિંગન દઇ સૂઇ ગઇ, અને ભયંકર ચિતા ધુ ધુ કરી બળવા લાગી. વીરનારી તારાબાઇ મહામંત્રના ઉચ્ચાર કરી, સતીત્વના જ્વલંતની આદર્શરૂપ વીરત્વની પરાકાષ્ટાનું પ્રદર્શન કરી, જગતમાં અક્ષયકીર્તિની સ્થાપના કરી, રાષ્ટ્રીય જીવનનો સંપૂર્ણ વિકાસ કરવા માટે શક્તિમતી નિવડી; બળતી ચિતામાં ભસ્મીભૂત થઇ ગઇ. ચિતામાંથી નીકળતા ધુમાડાના ગોટેગોટા અનન્ત આકાશમાં ઉંચે ચઢી દેવીના દેવીત્વનું કીર્તન કરવા લાગ્યા. જુઓ! આ તેમની જ્વલંતની કીર્તિનું ચિન્હ આજે પણ રાજસ્થાનમાં વર્તમાન છે! સ્મારક મન્દિર વિશ્વના નયનરૂપી દર્પણમાં પ્રતિબિંબિત થયેલું છે. જુઓ! આ માતાના મંદિર સામે, પર્વતની ટોચ ઉપરના રમણીય પ્રદેશમાં વીર કેસરી પૃથ્વીરાજ તથા તેની સહધર્મચારિણી વીરાંગના તારાબાઇનું ચિતામાં ભસ્મીભૂત થતાં બચેલું 'સ્મારક મન્દિર.'

જુઓ ભારતના સન્તાનો! આંખો ચોળી જુઓ! નિર્વીર્ય નિસ્તેજ, નિશ્ચેષ્ટ ભારત સંતાનો! એક વાર આંખો ખોલી જુઓ. આ અબળા હિંદુ-લલનાના કીર્તિસ્થંભ! હૃદયરૂપી કમાડને ઉઘાડી, હિન્દુ રમણીની વીર કાહિનીને એક વાર હૃદયમાં સ્થાન આપો; લાંબા સમય પૂર્વેની આ વાર્તા નથી—તેજ દિવસની આ વાર્તા છે કે જ્યારે ઇસ્વીસનની સોળમી સદીના પ્રારંભમાં, લાંબા સમયથી પ્રસિદ્ધ થયેલું, ધર્મવીર યુધિષ્ઠરનું હસ્તિનાપુરનું રાજસિંહાસન પઠાણ રાજાઓના તાબામાં આવી જતા લોદી વંશના રાજ્યકાળના અંત ભાગમાં,

હિન્દુ રમણીઓ સ્વદેશને માટે સ્વતંત્રતાને માટે-પ્રાણપણે બાણ ફેંકવામાં ગૂંથાઇ ગઈ હતી, તેમના ધર્મ સ્વદેશ માટે સમરાંગણમાં વીર પેઠે આત્મત્યાગ કરવાનો હતો, પરંતુ આજે તેમના સંતાનોની કેવી દુર્દશા થઇ છે! તેમને પણ તેવાજ હાથ, પગ, આંખ, કાન, શરીર સઘળાં ઇશ્વરે આપેલાં છે, પરંતુ તેઓ તે સઘળાને કાર્યમાં મૂકતા નથી, તેટલા માટે જુઓ! ઉજ્વળ સૂર્ય અક્ષય અંતરને દૂર કરી કહે છે કે "નામ છે, પરંતુ પદાર્થ નથી. અંગાર છે, પરંતુ તેમાં અગ્નિ નથી, દેહ છે, પરંતુ તેમાં જીવ નથી. સાકારવાદીનું અશ્વત્થ મૂળવાળું, કબાટ શૂન્ય જીર્ણ થયેલું મન્દિર છે, પરંતુ તેમાં દેવમૂર્તિ વિદ્યમાન નથી." (સમાપ્ત)

કનૈયાલાલ ફકીરભાઈ મહેતા. (ભાષાવિશારદ)



# નિયમિતપણાથી સિદ્ધિ.



સૂર્ય ચંદ્ર અને બીજા ગ્રહો પોતપોતાની ગતિ પ્રમાણે નિયમિત રીતે ફર્યા કરે છે અને ઉદયાસ્ત એ ચોક્કસ ધોરણસરજ થયા કરે છે.

ઋતુઓ અને વનસ્પતિ વર્ગમાં ફુલફલાદિનું ઉપજવું. નિયમિત થાય છે અને એમ સર્વ સૃષ્ટિમાં નિયમીતતાજ દેખાય છે. તેથી મનુષ્યોમાં પણ જે યોગમાર્ગવડે સ્વરૂપ સાક્ષાત્કાર કરનાર હોય છે. તે સર્વ ચોક્કસ નિયમ પ્રમાણેજ વરતે છે, **अहो स्वस्थ जोष्हाभ्यां ब्रह्मादि मशकावधि.** બ્રહ્માથી માંડી નાનામાં નાના જંતુ સુધી સ્પર્શેન્દ્રિય અને રસનેન્દ્રિયને વશ નહી કરવાથી અત્યંત હાનીને અનુભવે છે માટે આ બે ઇન્દ્રિયોપર ખાસ સાવધાનતા રાખી. તેની નિયમિતતા વડે સંયમ કરનાર બળ પ્રાપ્ત થાય છે.

જે જીવ્હા કિંવા નિંદ્રાને સદૈવ આધિન થયેલો છે તેને યોગનો અધિકારી કહી શકાય નહી. તેમજ કેટલાક દુરાગ્રહવડે આવેશમાં ક્ષુધા અને તૃષાનો નિરોધ કરે છે. અને અતિ અલ્પ પ્રમાણમાં ખાય છે. અને લેશ પણ નિદ્રા ન લેતાં પ્રબળ અભિમાન ધારણ કરે છે. તેનું શરીર શુદ્ધાં તેને આધિન રહેતું નથી તોપછી તેનાથી યોગને શી રીતેજ સાધી શકાય માટે વિષયોનું અતિ સેવન કરવાની અને સર્વાંશે તેનો ત્યાગ કરવાની ઇચ્છા રાખવી નહી. અર્થાત્ સર્વ કાર્ય નિયમિત રાખવાં. અન્ન ગ્રહણ કરવું પરંતુ તે યુક્તિ (પ્રયુક્તિથી) નિયમિત કરવું.

તેજ પ્રમાણે જે જે કર્મો કરવાં તેને સર્વ યુક્તિથી-પ્રમાણસરજ કરવાં.

બોલવાનું પણ પરિમિત હોવું જોઇએ. અને વ્યાયામ પણ શરીરને માફક આવે તે પ્રમાણેજ કરવો જોઇએ. વળી નિદ્રા પણ નિયમીત વખતેજ લેવી જોઇએ.

જો જાગરણ કરવું પડે તો તે નિયમીત સમયેજ કરવું જોઇએ.

આમ નિયમીત રીતે આચરણ કરવાથી શરીરમાંથી રક્તાદિક સપ્તધાતુઓ આપો આપ સમતોલ રહેશે.

આ પ્રકારે યુક્તિ પ્રયુક્તિથી ઇન્દ્રિયોને તૃપ્ત કરવામાં આવે એટલે તે પોતાની મેળેજ સંતોષની વૃદ્ધિ કરે છે.

આ પ્રમાણે બાહ્યેન્દ્રિયોની સ્થિતિ નિયમીત કરી એટલે અંતરમાં સુખ ઉત્પન્ન થઈ મનુષ્યને વિના આયાસે સહજ યોગ પ્રાપ્તિ થાય છે.

જે પ્રમાણે ભાગ્યોદય થયો એટલે ઉદ્યોગને નિમિત્તે સર્વ સંપત્તિ આપો આપ ઘેર ચાલી આવે છે. તે પ્રમાણે જે નિયમશીલ છે. તે વિનોદને ખાતર યોગાભ્યાસ તરફ વળે તોપણ તેને આત્મસ્થિતિનો અનુભવ મળે છે, માટે જે દૈવવાન પુરૂષને તે યુક્તિની સહાય હોય છે. તે મોક્ષ સામ્રાજ્યને શોભાપ્રદ થઇ પડે છે.

નિયમીત કાર્ય કરનારનેજ યોગાભ્યાસ કરવાની ઇચ્છા થાય છે. તો એવી સંધી તે ગંગા અને યમુનાના સંગમ પર આવેલા પ્રયાગ તિર્થ સમાન સમજવી. તે આત્મસ્વરૂપી પ્રયાગ તિર્થમાં જે મનુષ્યનું મન ક્ષેત્ર સંન્યાસવત કાયમ રહે છે. તેજ મનુષ્યને યોગી જાણવો અને પ્રસંગોપાત આ વાત પણ લક્ષમાં રાખવી કે તેના ચિત્તને વાયુ વિનાના સ્થળમાં રહેલા દીપકની ઉપમા લાગુ પડે છે.

જે મનમાં યોગની પ્રાપ્તિની ઇચ્છા રાખે છે. પરંતુ અભ્યાસ પ્રતિ લક્ષ નથી આપતા અને તે કઠીન છે એમ માને છે તે આગળ વધતા નથી.

આ ઇન્દ્રિયોને અભ્યાસ સંબંધમાં ખોટોજ ડોળ બતાવી, ભય ઉપજાવે છે. જુઓ જે આયુષ્યને સ્થિર કરે છે. અને સમાપ્ત થતાં જીવનને આગળ લંબાવે છે. (મૃત્યુની નિવૃત્તિ કરે છે) તે ઔષધને શું જીભ્હા શત્રુ સમજતી નથી કે? તેજ પ્રમાણે પારલૌકિક હીતને માટે જે ઇષ્ટ તે સદૈવ ઇન્દ્રિયોને અનિષ્ટકારક લાગે છે.

બાકી આ યોગસાધન જેટલું અન્ય કોઈ સુલભ સાધન છે કે?

યોગાભ્યાસથી સંયમિત થયેલું ચિત્ત જ્યારે કર્મથી નિવૃત્ત થાય છે અને જ્યારે તે પોતાના આત્મામાં પોતાના સ્વરૂપને જોઇનેજ પ્રસન્ન થાય છે તથા જ્યારે તે અનંત બુદ્ધિથી ગ્રહણ કરી શકાય એવું તથા ઇન્દ્રિયોથી ગ્રહણ ન કરી શકાય એવું સુખ અનુભવે છે. ત્યારે તે સ્થીર થયેલો યોગી બ્રહ્મસ્વરૂપમાંથી ચ્યુત થતો નથી.

માટે પ્રથમ આસનનો અભ્યાસ કરીને તે દ્વારા ઇન્દ્રિયોનો નિગ્રહ થઈ શકશે. તદ્રુપ તરીકત આ યોગ સાધનથી જ્યારે ઇન્દ્રિયોનો સંયમ થઇ જાય છે ત્યારે આપોઆપજ બ્રહ્મ સ્વરૂપ સાધ્ય થઇ શકે છે.

સદૈવ મન પ્રવૃત્તિની દોડધામ આગળ હોય છે તે જ્યારે પાછળ પડે છે અને ચિત્તને આત્મ દર્શન થાય છે. ત્યારે તેને આત્મતત્વ હુંજ છું એવી પ્રતિતિ થાય છે. આ પ્રતીતિ થતાંની સાથેજ તે સુખ સિંહાસન પર આરૂઢ થાય છે. અને પછી આત્માનંદમાંજ લય પામે છે. તથા જેના કરતાં અધિક કાંઇ વસ્તુ છેજ નહીં અને જેને ઇન્દ્રિયો કદી જાણી શક્તીજ નથી. એવું જે આત્મસ્વરૂપ અર્થાત બ્રહ્મસ્વરૂપ તે સ્વતજ બની રહે છે.

હિન્દુ રમણીઓ સ્વદેશને માટે સ્વતંત્રતાને માટે-પ્રાણુપણે બાણુ ફેંકવામાં ગૂંથાઇ ગઈ હતી, તેમના ધર્મ સ્વદેશ માટે સમરાંગણુમાં વીર પેઠે આત્મત્યાગ કરવાનો હતો, પરંતુ આજે તેમના સંતાનોની કેવી દુર્દશા થઇ છે! તેમને પણ તેવાજ હાથ, પગ, આંખ,- કાન, શરીર સઘળાં ઇશ્વરે આપેલાં છે, પરંતુ તેઓ તે સઘળાને કાર્યમાં મૂકતા નથી, તેટલા માટે જુઓ! ઉજ્વળ સૂર્ય અક્ષય અંતરને દૂર કરી કહે છે કે "નામ છે, પરંતુ પદાર્થ નથી. અંગાર છે, પરંતુ તેમાં અગ્નિ નથી, દેહ છે, પરંતુ તેમાં જીવ નથી. સાકારવાદીનું અશ્વત્થ મૂળવાળું, કબાટ શૂન્ય, જીર્ણ થયેલું મન્દિર છે, પરંતુ તેમાં દેવમૂર્તિ વિદ્યમાન નથી." (સમાપ્ત)

કનૈયાલાલ ફકીરભાઈ મહેતા. (ભાષાવિશારદ)



# નિયમિતપણાથી સિદ્ધિ.



સૂર્ય ચંદ્ર અને બીજા ગ્રહો પોતપોતાની ગતિ પ્રમાણે નિયમિત રીતે ફર્યા કરે છે અને ઉદયાસ્ત એ ચોકસ ધોરણુસરજ થયા કરે છે.

ઋતુઓ અને વનસ્પતિ વર્ગમાં ફુલફલાદિનું ઉપજવું. નિયમિત થાય છે અને એમ સર્વ સૃષ્ટિમાં નિયમીતતાજ દેખાય છે. તેથી મનુષ્યોમાં પણ જે યોગમાર્ગવડે સ્વરૂપ સાક્ષાત્કાર કરનાર હોય છે. તે સર્વ ચોકસ નિયમ પ્રમાણેજ વરતે છે. **अहो रूपस्य जोष्यार्म्यां ब्रह्मादि मनाक्कापभि.** બ્રહ્માથી માંડી નાનામાં નાના જંતુ સુધી સ્પર્શેન્દ્રિય અને રસનેન્દ્રિયને વશ નહી કરવાથી અત્યંત હાનીને અનુભવે છે માટે આ એ ઇન્દ્રિયોપર ખાસ સાવધાનતા રાખી. તેની નિયમિતતા વડે સંયમ કરનાર બળ પ્રાપ્ત થાય છે.

જે જીવ્હા કિંવા નિંદ્રાને સદૈવ આધિન થયેલો છે તેને યોગનો અધિકારી કહી શકાય નહી. તેમજ કેટલાક દુરાગ્રહવડે આવેશમા ક્ષુધા અને તૃષાનો નિરોધ કરે છે. અને અતિ અલ્પ પ્રમાણુમાં ખાય છે. અને લેશ પણ નિદ્રા ન લેતાં પ્રબળ અભિમાન ધારણ કરે છે. તેનું શરીર શુદ્ધાં તેને આધિન રહેતું નથી તોપછી તેનાથી યોગને શા રીતેજ સાંધી શકાય માટે વિષયોનું અતિ સેવન કરવાની અને સર્વાંશે તેનો ત્યાગ કરવાની ઇચ્છા રાખવી નહી. અર્થાત્ સર્વ કાર્ય નિયમિત રાખવાં. અન્ન ગ્રહણ કરવું પરંતુ તે યુક્તિ (પ્રયુક્તિથી) નિયમિત કરવું.

તેજ પ્રમાણે જે જે કર્મો કરવાં તેને સર્વ યુક્તિથી પ્રમાણુસરજ કરવાં.

બોલવાનું પણ પરિમિત હોવું જોઇએ. અને વ્યાયામ પણ શરીરને માફક આવે તે પ્રમાણેજ કરવો જોઇએ. વળી નિદ્રા પણ નિયમીત વખતેજ લેવી જોઇએ.

જો જાગરણ કરવું પડે તો તે નિયમીત સમયેજ કરવું જોઇએ.

આમ નિયમીત રીતે આચરણ કરવાથી શરીરમાંથી રક્તાદિક સપ્તધાતુઓ આપો આપ સમતોલ રહેશે.

આ પ્રકારે યુક્તિ પ્રયુક્તિથી ઇન્દ્રિયોને તૃપ્ત કરવામાં આવે એટલે તે પોતાની મેળેજ સંતોષની વૃદ્ધિ કરે છે.

આ પ્રમાણે બાહ્યેન્દ્રિયોની સ્થિતિ નિયમીત કરી એટલે અંતરમાં સુખ ઉત્પન્ન થઈ મનુષ્યને વિનાં આયાસે સહજ યોગ પ્રાપ્તિ થાય છે.

જે પ્રમાણે ભાગ્યોદય થયો એટલે ઉદ્યોગને નિમિત્તે સર્વ સંપત્તિ આપો આપ ઘેર ચાલી આવે છે. તે પ્રમાણે જે નિયમશીલ છે. તે વિનોદને ખાતર યોગાભ્યાસ તરફ વળે તોપણ તેને આત્મસ્થિતિનો અનુભવ મળે છે, માટે જે દૈવવાન પુરૂષને તે યુક્તિની સહાય હોય છે, તે મોક્ષ સામ્રાજ્યને શોભાપ્રદ થઇ પડે છે.

નિયમીત કાર્ય કરનારનેજ યોગાભ્યાસ કરવાની ઇચ્છા થાય છે. તો એવી સંધી તે ગંગા અને યમુનાના સંગમ પર આવેલા પ્રયાગ તિર્થ સમાન સમજવી. તે આત્મસ્વરૂપી પ્રયાગ તિર્થમાં જે મનુષ્યનું મન ક્ષેત્ર સંન્યાસવત કાયમ રહે છે. તેજ મનુષ્યને યોગી જાણવો અને પ્રસંગોપાત આ વાત પણ લક્ષમાં રાખવી કે તેના ચિત્તને વાયુ વિનાના સ્થળમાં રહેલા દીપકની ઉપમા લાગુ પડે છે.

જે મનમાં યોગની પ્રાપ્તિની ઇચ્છા રાખે છે. પરંતુ અભ્યાસ પ્રતિ લક્ષ નથી આપતા અને તે કઠીન છે એમ માને છે તે આગળ વધતા નથી.

આ ઇન્દ્રિયોને અભ્યાસ સંબંધમાં ખોટોજ ડોળ બતાવી, ભય ઉપજાવે છે. જુઓ જે આયુષ્યને સ્થિર કરે છે. અને સમાપ્ત થતાં જીવનને આગળ લંબાવે છે. (મૃત્યુની નિવૃત્તિ કરે-છે) તે ઔષધને શુદ્ધાં જીવ્હા ચવુ સમજતી નથી કે? તેજ પ્રમાણે પારલૌકિક હીતને માટે જે દ્રષ્ટિ તે સદૈવ ઇન્દ્રિયોને અનિષ્ટકારક લાગે છે.

બાકી આ યોગસાધન જેટલું અન્ય કોઈ સુલભ સાધન છે કે?

યોગાભ્યાસથી સંયમિત થયેલું ચિત્ત જ્યારે કર્મોથી નિવૃત્ત થાય છે અને જ્યારે તે પોતાના આત્મામાં પોતાના સ્વરૂપને જોઇનેજ પ્રસન્ન થાય છે તથા જ્યારે તે અનંત બુદ્ધિથી ગ્રહણ કરી શકાય એવું તથા ઇન્દ્રિયોથી ગ્રહણ ન કરી શકાય એવું સુખ અનુભવે છે. ત્યારે તે સ્થીર થયેલો યોગી બ્રહ્મસ્વરૂપમાંથી ચ્યુત થતો નથી.

માટે પ્રથમ આસનનો અભ્યાસ કરીને તે દ્વારા ઇન્દ્રિયોનો નિગ્રહ સર્વ થકરી. તદ્રુપ તરીકત આ યોગ સાધનથી જ્યારે ઇન્દ્રિયોનો સંયમ થઇ જાય છે ત્યારે આપોઆપજ બ્રહ્મ સ્વરૂપ સાધ્ય થઇ શકે છે.

સદૈવ મન પ્રવૃત્તિની દોડધામ આગળ હોય છે તે જ્યારે પાછળ પડે છે અને ચિત્તને આત્મ દર્શન થાય છે. ત્યારે તેને આત્મતત્વ હુંજ છું એવી પ્રતિતિ થાય છે. આ પ્રતીતિ થતાંની સાથેજ તે સુખ સિંહાસન પર આરૂઢ થાય છે. અને પછી આત્માનંદમાંજ લય પામે છે. તથા જેના કરતાં અધિક કાંઇ વસ્તુ છેજ નહીં અને જેને ઇન્દ્રિયો કદી જાણી શકતીજ નથી. એવું જે આત્મસ્વરૂપ અર્થાત્ બ્રહ્મસ્વરૂપ તે સ્વતઃ બની રહે છે.

આવી સ્થિતિની પ્રાપ્તિ થયા પછી મેરૂ પર્વત કરતાં પણ પ્રચંડ દુઃખો તેના શરીર પર આવી પડે તો પણ તેના ચિત્તને ક્ષોભ થતો નથી.

શસ્ત્રથી દેહને છેદવામાં આવે અથવા અગ્નીમાં નાંખવામાં આવે તો પણ મહા સુખમાં નિમગ્ન થયેલું તેનું ચિત્ત જાગ્રત થતું નથી.

આ પ્રમાણે આત્મસુખમાં નિમગ્ન થયા પછી તેને દેહની સ્મૃતિ રહેતી નથી અને આવું અનિર્વચનિય બ્રહ્મસુખ પ્રાપ્ત થવાથી બીજી વાતોની તેને વિસ્મૃતિ થાય છે. સંસારના પંઝામાં ફસાયેલું મન જે બ્રહ્મ સુખની મિષ્ટતાથી ઇચ્છાની સ્મૃતિનોજ ત્યાગ કરે છે. જે યોગનું ભૂષણ છે. સંતોષનું સામ્રાજ્ય છે. અને જેને માટે સર્વ જ્ઞાનની આવશ્યકતા છે. એવું છે તે બ્રહ્મસુખ અભ્યાસના યોગથી મૂર્તિમંત દેખાવા લાગે છે. અને તે દગોચર થતાંની સાથેજ પ્રેક્ષક તદરૂપ બની જાય છે. ઇતિ શિવં.

ઇશ્વરભાઇ છગનભાઇ.



# નીભાવો.



આ સંસારમાં આપણને ઘણા મનુષ્યો સાથે વારંવાર સંબંધમાં આવવું પડે છે. આપણી ઇચ્છા એવી હોય છે કે સરવે માણસો મારે અનુકૂળ વર્તે તો અને સુખ થાય. મારી ઇચ્છા પ્રમાણે ચાલે-મારા કહ્યા પ્રમાણે ચાલે તો સૌને સુખ થાય એમ પણ આપણે માનીએ છીએ અને તે પ્રમાણે વસ્તુ સ્થિતિ ગોઠવવા મથીએ છીએ, પણ આપણા અનુભવમાં આપણને પાછળથી માલમ પડે છે કે મારી ઇચ્છા પ્રમાણે તો જગત બીલકુલ ચાલતું નથી અને તેથી હું કે જગત સુખી વાસ્તવિક સુખી થયું જણાતું નથી. ત્યારે શું કર્યું હોય તો આપણે ખરેખર સુખી થઈએ અને આપણા સંબંધીઓ-સંબંધમાં આવનારા પણ સુખી થાય? એનો ઉત્તર એટલોજ આવે છે કે જે જે આપણને સારૂં લાગતું હોય તે આપણે આચારમાં મૂકવું. આચારમાં મૂકી તેથી થતું સુખ આપણે લેવું. અને ત્યાર પછી તે હકીકત આપણા સંબંધીઓને નમ્ર ભાવથી-પ્રેમ ભાવથી કહેવી જાણેલું જ્ઞાન જ્યાં સુધી આપણે આચારમાં નથી મૂકયું ત્યાં સુધી બીજાઓને કહેવાથી તેની કશી અસર થતી નથી. તેમાં ફક્ત સમય અને બળનો વ્યર્થ ક્ષય થાય છે. જે સારા સિદ્ધાંત આપણને જડયા અને તે પ્રમાણે આપણે વર્તવા માંડીએ છીએ એટલે તેની અસર આપણાં સંબંધીઓ ઉપર એટલી બધી થવા માંડે છે કે થોડાજ વખતમાં તેમને તે સિદ્ધાંત પ્રમાણે વર્તવાનું સ્વાભાવિક મન થાય છે. જે સિદ્ધાંત આપણે અમલમાં નથી મૂકયો. તે સિદ્ધાંત બીજાને ગળે ઉતારવા મહેનત કરવી તે બળાત્કાર છે. અને બળાત્કાર કરવાનો આ દુનિયામાં કોઇને હક નથી. ગમેતેવી સારી બાબત બળાત્કારથી કરાવવી કે કરાવવી એ નિંદ્ય છે. વળી તે આચારમાં પણ મૂકાતી નથી. બળાત્કાર કરનાર જ્યાં સુધી હાજર હોય ત્યાં સુધીજ કદાચ તે આચારમાં મૂકાય છે. પણ તેની ગેરહાજરીમાં પાછા એ ભગવાન એના એ એ કહેવત પ્રમાણે વર્તન થાય છે. દાખલાતરીકે એક નિશાળનો શિક્ષક બીડી પીતો હોય પણ તે પોતાના વિદ્યાર્થીઓને બીડી પીવા મના કરતો હોય તો જ્યાં સુધી શિક્ષક હાજર હોય વા દેખતો હોય ત્યાં સુધી છોકરાં કદાચ બીડી પીતાં

અટકે પણ શિક્ષકની ગેરહાજરીમાં તો જરૂર પીવાનાજ. તેમ કોઇ વિદ્યાર્થી તો આગળ વધી શિક્ષકને એમ પણ કહેવાનો કે તમેજ બીડી છોડી શકતા નથી અને શાથી અમને કહો છો વગેરે આવા દાખલા આપણા વ્યવહારમાં ઘણીવાર મળી આવશે. નાતમાં, સમાજમાં, દેશમાં જ્યાં જ્યાં સુધારા કરવાની વાતો થાય છે ત્યાં જ્યાં સુધી આગેવાનો તે પ્રમાણે વર્તતા નથી ત્યાં સુધી લોકોના મનપર કશી અસર નથી થતી. તેથી કરીને ઘણા સજ્જન પુરૂષો તો પાળે છે બહુ અને બોલે છે ઓછું. અને તેથી કરીને તેમની સમાજમાં બહુ સારી અસર થાય છે. ત્યારે બહુ બોલ નારા બહુ ચીપી ચીપીને વાતો કરનારા જે બોલવા પ્રમાણે પાળતા નથી તેમનું ડહાપણ થોડાજ વખતમાં ઉઘાડું પડી જાય છે. માટે આપણે સુધરવા-કે સુખી થવા જે સારી વાત જાણવામાં આવી તેને અમલમાં મૂકવી એજ સારામાં સારો માર્ગ છે. વળી કોઇ સિદ્ધાંત સારો છે એમ જાણી આપણે, તે અમલમાં મૂકયો અને પાછળથી તેમાં ભુલ માલમ પડી તો આપણે સહેલાઇથી બદલી શકીએ છીએ પણ તે સિધ્ધાંત " આવો સારો છે ને તેવો સારો છે " એમ લોકો ઉપર ઠસાવ ઠસાવ કર્યું હોય અને પાછળથી ભુલ માલમ પડે આપણે તે પ્રમાણે ન વર્તીએ અથવા લોકોને સિધ્ધાંત ભુલ ભર્યો છે એવું કહેવા દોડીએ ત્યારે પણ આપણને શરમાવા જેવું થાય છે આવા દાખલા પણ દુનીઆમાં બહુ સુપ્રસિધ્ધ હોય છે તેમ જે સિધ્ધાતને આચારમાં મૂકી તેની સત્યતા સિદ્ધ ન કરી હોય ત્યાં સુધી બળાત્કારે લોકોને ઠસાવવા મહેનત કરવી નહીં જરૂર પડે સાધારણ વાતમાં તે સિધ્ધાંત સારો છે એવી ચર્ચા કરવામા કાંઇ વાંધો નથી પણ છાતી ઠોકીને ઉભો પાડીને બીજાઓની અવજ્ઞા કરીને કે તમે મારાં સિદ્ધાંત પ્રમાણે નહી વર્તો તો બધું સત્યાનાશ થઇ જશે એટલું બધું ગંભીરરૂપ આપવાની જરૂર નથી. સારા સિદ્ધાંતો-સારી વાતોનો વિચાર કરો-ચર્ચા કરો અને અમલમાં મૂકો અને ખાત્રી થાય કે તે રસ્તે ચાલવામાં આપણું હિત છે તોજ તે વાતને વધારે રૂપમાં વિસ્તારો-અને તેમ કરવામા પણ બળાત્કાર તો કરશોજ નહીં. આ દુન્યાની વ્યવસ્થા રાખનારા પરમાત્મા દુનિયાનું જે રીતે હિત થાય તે પ્રમાણેજ તેની વ્યવસ્થા રાખે છે. આપણને તેમણે બુદ્ધિ આપી છે તેનો સારો ઉપયોગ કરવો એજ આપણું કામ છે. આપણી પર કોઈ બળાત્કાર કરે તો આપણને તે ગમતું નથી. સામા માણસો આપણાં કહ્યા પ્રમાણે નહી ચાલે તો બહુ નુકશાનમાં આવી જશે એવો ભય પણ ધરશો નહીં. તે જીવાત્માને તે પ્રકારનો અનુભવ લેવો બાકી હશે તે આ રીતે વર્તાને લેશે ત્યાર પછી તે આગલા ક્રમને લાયક થશે. દુનીયાના મનુષ્યો આપણા ભાઇઓ છે અને તેમની સાથે સ્નેહભાવથી વર્તવું. તેમની ભુલો ચુકો દરગુજર કરવી, શીખામણ દેવી હોય તો પ્રેમભાવથી દેવી અને તેમનું હિત કરવા તત્પર રહેવું તેમને માટે પ્રભુ પ્રાર્થના કરવી એજ બીજાઓને સુધારવાનો સારો ધર્મ માર્ગ લાગે છે.

ભાઇલાલ વિશ્વનાથ વ્યાસ

## અભિપ્રાય.

મનકામના પૂર્ણ કરવાનો માર્ગ નામના આ પત્રના વ્યવસ્થાપક તરફથી બહાર પડેલા પુસ્તક સંબંધી બુદ્ધિપ્રકાશ શું કહે છે?

**'બુદ્ધિપ્રકાશ' માર્ચ ૧૯૨૩**

મનકામના પૂર્ણ કરવાનો માર્ગ (કર્તા રા. પ્રભુશંકર નરભેરામ વ્યાસ સુરત. કીંમત રૂ૦ ૨-૦-૦

લેખક યથાર્થ કહે છે કે દુઃખના વિચારોમાં દુઃખની સૃષ્ટિ ઉભી કરવાનો અને તે ઉભી કરનારનેજ તેમાં ગ્રસિત કરવાનો ગુણ રહેલો છે. પણ એથી ઉલટું આશા પ્રેરક અને ઉત્સાહ વર્ધક વિચારમાં નિમગ્ન રહેવાથી કંઇક નવીન આનંદ અને સુખ પ્રાપ્ત થાય છે. અને તે દિશામાં વિચારવાને પ્રસ્તુતઃ પુસ્તક માર્ગ દર્શક થાય એમ છે. તેનાં વાંચનથી નિરાશામાં ગરક થએલા અને ગમગીનીમાં રહેલા બંધુઓને કંઇ જૂદીજ શાન્તિ અને સ્વસ્થતા મળશે.

તમે હજી ન મંગાવ્યું હોય તો આજેજ મંગાવો.

**વ્યવસ્થાપક વિશ્વજ્યોતિ કાર્યાલય.**

અડાજણ-સુરત.

## સમયનો એક વિચાર.

હે પૃથ્વી માતા? ત્હારી કળા કેવી ગહન છે? સમય સમયનું વાતાવરણ કલીયુગમાં ચારે બાજુ આચ્છાદિત થઇ રહ્યું છે. સત્ દ્વાપર અને ત્રેતાયુગની પણ બલીહારી હતી. અને હાલમાં વ્યાપેલા કલીકાળની સીમા પણ આવી રહી છે. ખરેખર,

સમય સમય બળવાન છે, નહિ મનુષ્ય બળવાન;
કાબે અર્જુન લુંટીયો, એહ ધનુષ્ય એ બાણ.

એમ કહેવાય છે કે જે સમય જોઇ વર્તે તેજ માણસ—આમાં કંઇક સત્ય ભાસે છે. સમયને જોઇ યોગ્ય રીતે આચરવું. અથવા જન પ્રકૃતી વર્તી તેની સાથે ભાષણ કરવું. એક માણસ છે તે કોઇ એક શખ્સને પોતાના કાર્ય સારૂં મળવા ચાહે છે, હવે તે શખસની પ્રવૃત્તી હાલ જરા ઉગ્ર છે.ત્યારે શું પેલો માણસ પોતાનું કાર્ય તે સખસ આગળ નિવેદન કરે તો તે સફળ થાય ખરૂં? અત્રે સમયમાં ફેર હોઇ કાર્યના પાસા ઉંધાજ પડે.

કલિયુગમાં ચાલતાં પવનનું કલંક સર્વત્ર પ્રસરી રહ્યું છે. કુસંપ, નિંદા, બાહ્યઢોંગ વગેરે અયોગ્ય કાર્યોથી તો બસ હદ જ વળી રહી છે. ઉપાર્જનનું સાધન ન મળતાં કેટલાક લોકોએ પાખંડ અને બગધ્યાન ધરી ભોળા મનુષ્યને ભમાવવાના રસ્તા કાઢયા છે. કેટલાક પોતાની મધુ જીહ્વાથી જ્ઞાની મનુષ્યોના સુકોમળ હૃદયને કાળા નાગની માફક ડંસે છે. પાખંડ પુરતી પાપી. અત્યાચાર, વિષયવાસનાથી લોકોની બુદ્ધિ મલીન થઈ, ફાવે તેમ વર્તી સ્વાર્થ સાધવાની વાત વધી પડી. અરે હે દેવી? આવી અનહદ દગાબાજી ત્હારાથી સહન કેમ થાય છે? જોયું જાણ્યું નથી. વર્ણવ્યું વર્ણાતું નથી. જેવું અન્ન તેવી બુદ્ધિ. જેવું કરે તેવું પામે. તેમાં બીલકુલ સંશય નથી. કોઈ કહેશે મ્હને સુખ નથી, મ્હેં ઘણા ઘણા સત્ય માર્ગે જતા કાર્યો કર્યાં પણ સુખ ક્યાં?

પરંતુ આપણે સમજવું જોઇએ કે સબુરીનાં ફળ હંમેશાં મીઠાં હોય છે. કષ્ટ વિના સત્ય સુખ ક્યાં છે ? હરિશ્ચંદ્ર રાજા પોતાના સત્યનીજ ખાતર નીચને ઘેર વેચાયો પણ પોતાનું સત્યવ્રત કદાપી ન તજ્યું. અને અંતે શ્યામ વાદળમાં સૂર્ય રૂપ પોતાના સત્યનું તેજ ઝળકી નિકળ્યું. બોલવું અને કરવું તે બન્નેમાં ઘણોજ તફાવત છે. બોલે અને તેજ પ્રમાણે કરે તોજ ધન્યવાદ ગણાય. આજ કાલ દંભી અને પાખંડી લોકોનું દશ્ય વાંચકવૃંદોએ નિહાળ્યું તો હશેજ ! યાત્રા કરવા નિકળેલા હરિજનોને વા શખસોને પણ નામના કહેવાતા અને લોકોને ઠગવાના રસ્તા ઉભા કરનાર ભક્તોનો કેટલો સંતાપ વેઠવો પડે છે તે પણ ન્યુસપેપરમાંથી જાણીએ છીએ. હાથમાં માળા ધારણ કરે છે. મુખેથી રામ નામ ઉચરે છે, અને ભક્ત નામ ધારણ કરી પોતાની દાનત હરામ કરી ઇશ્વરના સત્ય સ્વરૂપને અદ્રશ્ય કરી નાંખ્યું. લખનાર નિંદા કરવા નથી ઇચ્છતો પણ જ્યારે અત્યાચાર અથવા દુષ્ટાચારની સીમા વધી ગઇ ત્યારે સ્હેજ લખવું યોગ્ય ધારે છે. કોઇ માણસ કહેશે. “હવે તો હું સંસારથી કંટાળ્યો. અને વનવાસ ભોગવી પ્રભુનું ધ્યાન ધરવામાં જીવન વ્યય કરવા ધારૂં છું. દુનીયાની મિથ્યા વાસનાએ મને લલચાવી સજ્જડ બાંધી નાંખી અમૂલ્ય મનુષ્ય દેહ ગુમાવ્યો. મને કંઇ સૂઝ ન પડી.” છેવટે જ્યારે આયુષ્ય દોરી આવી રહી એટલે સ્વાર્થની ખાતર પ્રભુનોજ રસ્તો સત્ય છે એમ સમજ પડી. આવો વિચાર કરી દૂર મંદીરમાં અથવા એકાંતમાં વાસનાઓ ત્યાગ કરી પ્રભુ ભક્તિ માટે બેસે છે. કેટલાક પીળાં વસ્ત્રો ધારણ કરે છે. કોઇ દર્ભાસન ત્યાગ કરતા નથી. તો કોઇ દંડ ધારી નામ ધરાવે છે, વગેરે વગેરે મન પસંદ વર્તે છે. વળી કેટલાક સર્વ શરીર ઉપર ટીલાં ટપકાંજ રાખે છે. અથવા ભસ્મ લેપ કરી સાધુતા દર્શાવે છે. માળાના થોક થોક હાથ પગ ઉપર અહર્નિશ રાખી પ્રભુના ભક્ત છે એમ જણાવે છે. સખતમાં સખત નિયમો પાળે છે. પ્રાતઃકાલે ગંગાતીરે અથવા તળાવ કુવા આગળ જઈ સ્નાન કરવું અને આથીજ ઇશ્વરનું ધામ પ્રાપ્ત થશે એવું કેટલાક હરિજનો માનતા હશે. એકાહારી અથવા ફલાહારી અથવા જળપાન, પયઃપાન કરનારા ઇશ્વિર પરાયણ પુરૂષો દૃષ્ટિ ગોચર થાય છે. આપણે કેટલાક મંદિરોમાં સાધુમંડળ અથવા યોગી મંડળ નિહાળીશું વારૂં, આ મંડળ શું કાર્ય કરતું હશે ? મંડળના કેટલાક સાધુઓ મંદિરમાં આવતા પૈસા ઉડાવી, મન માનતા ભોજન કરી ફક્ત એશઆરામમાંજ દિવસો ગુજારે છે. અને તેમ કરતાં બુદ્ધિ જડ થઇ આળસુ થાય છે, આથી કરી તે મંડળનો વિસ્તાર કેમ વધે અને લોકો પૈસા કેમ આપે તેજ ઉપર માત્ર ચોંટ રહે છે. તેમાંના કેટલાક તો માત્ર સંસાર વિલાસનાજ ભોગી હોય છે. કોઇ મલીન વિદ્યા શીખી અથવા ભવિષ્ય વેત્તાનો ઢોંગ કરી, દિવસે લોકોને ઠગવાનો ધંધો શરૂ કરી આમ તેમ અથડાય છે. જો દૈવયોગે કોઇને સુખ થયું. તો તે વાત ચો તરફ ફેલાય છે. અજ્ઞાન સ્ત્રી પુરૂષો આ વાત સત્ય માની મહારાજ શ્રીની પધરામણી કરે છે. “આવો, પધારો મહારાજ ?” એવા એવા ઉચ્ચાર કાઢે છે. આ સમયે મહારાજ પણ મનમાં મગ્ન થાય છે, અને મનમાં વિચારે છે “અહાહા ? શું મ્હારી યુક્તિનો પ્રભાવ ? ” હવે મહારાજની પધરામણી થઈ, મિષ્ટાન્ન પાણી ઉડાવ્યાં, સ્નાને બીજાના પણ પધ-રાવ્યાં, અને ભોળી અજ્ઞાન બાળાઓને ફસાવવાના ધંધાપણ આરંભ્યા. શું આ કપટજાળ નથી ? શું આવા દુષ્ટ સાધુઓ સખત શિક્ષાને પાત્ર નથી ? જ્યાં સુધી તેવા દુષ્ટ પુષ્ટ દુષ્ટ સાધુઓ-ભીખારીયો-સરળ રસ્તે ભીક્ષા માગી, દયાધર્મના પૈસા ઉડાવવા માંગે છે. ત્યાં સુધી ઉદ્યોગ અને હૃદયની ખીલવણી નથી.

આપણે પોળમાં અથવા મંદીર તરફ કરતાળ, તંબુરો અથવા સારંગી વગાડતા ભક્ત જનોને શું નથી જોતાં ? જો તેમને કહેશો કે ભાઈ! વેદ વગેરે શાસ્ત્રોનું સત્ય રીતે મનન કરો છો ? જવાબમાં "નાજ" વળી જવાબમાં કહેશે " તમે તમારૂં કામ કરો. ઉપાર્જન માટે ગમે તેવા રસ્તા ગ્રહણ કરીયે તેમાં તમારે શું ? તમારે આપવું હોય તો આપો " વગેરે અયોગ્ય શબ્દોરૂપી ક્રોધજ્વાળા કાઢે છે. તેઓ જો કે શરીરે સંપૂર્ણ આરોગ્ય હોય છે પણ તેઓને ઉદ્યોગ કરી સત્યે માર્ગે જવા મન થતું નથી. કારણ કે પડેલી ટેવ કેમ ટળે ? તેઓ તો આળસ, દુર્ગુણમાં વધારો કરે છે. ફલાણા માણસ સારા, ફલાણા મહારાજ શ્રેષ્ઠ. ખરેખર સત્ય વાત છે. પુરાણો વાંચતાંજ ક્ષ્યોદ્ધાર ખુલ્લા થાય છે કે પૂર્વે મહાન ઋષિ મુનીઓએ પોતાના, મંત્રોચ્ચારના પ્રભાવથી મહાન અદ્દભુત કાર્યો કરી " સત્ય, સદ્બુદ્ધિ યાને परोपकाराय सतां विभूतयः " એવા સુત્રનોજ આધાર લઈ અમર નામ કરી ઝળકી ઉઠયા છે. હાલમાં કલિયુગમાં ફક્ત ભક્ત કહેવડાવવા ( પછી ઢગો તો ગમે તેટલો હોય ) ખોટા અયોગ્ય ઉપનામો ધારણ કરી જનસમાજને ગ્રેપ લગાડે છે, અને કોઇકની બુદ્ધિમાં વિકાર ઉત્પન્ન કરે છે. મંત્ર, વેદ વગેરે સૂક્ત, આત્મબળ એનું રહસ્ય શું છે ? તે તો પૂર્વના ઋષિઓ સમજતા હતા, અને મન કામના સત્યના પ્રભાવથીજ પૂર્ણ કરતા હતા. હાલમાં જોઇશું તો "ભગત ઘણા સારા છે, સારાં સારાં ભજન કહેનારા છે" આવું કહેવડાવવાની આશાથીજ ખાતાં, પીતાં, ઉઠતાં, બેસતાં, ફરતાં શુદ્ર માફક અચરે અચરે રામ ભણે છે.

મનનું કપટ ગયા વિના પ્રભુ પ્રસન્ન કેમ થાય ? જ્યાં કપટ ત્યાં ચપટ, ખોટે તેજ પડે, મન્ત્રોનો ખોટો ઉપયોગ કરી, મંત્રોનું સત્ય ડુબાડનાર કહેવાતા સાધુભક્તો ? તમારા અંતઃકરણને સત્યનું પાન કરાવો અને અંધ ચક્ષુને સત્યનું અંજન આંજી આ કલિયુગને સુધારો અને તમારા હાથે નજરે ન જોવાય તેવો થતો અન્યાય અટકાવો ? "મહારાજ" એ શબ્દના પ્રભાવની મહત્તા નષ્ટ કરનાર સાધુ મહારાજો ! વિચાર કરો કે પૂર્વે " મહારાજ " એટલું કહેતાં લોક સમુહ સાષ્ટાંગ પ્રણામ કરતા પણ હાલમાં મહારાજ કહે તો લોકો વક્રદ્રષ્ટિથી નિહાળે છે કેટલો બધો તફાવત ! સત્ય એક નિષ્ઠાથી પ્રભુ પૂજન કરનાર ભાવિક મનુષ્યોનું શ્રેય અથવા તેમનો ઉદ્ધાર થયા વિના રહેતો નથી. આનાં દ્રષ્ટાંતો પણ ઘણાં મળી આવે છે. યાત્રાઓ કરો, રાતદિન પૂજન કરો, ઉપવાસ કરો પણ એક પરાયણતા વિના, અને એકતેજ-પ્રભુનેજ સજ્જડ વળગ્યા વિના મોક્ષ ક્યાં છે ? દાનધર્મ કરવો તો યોગ્ય સ્થળેજ કરવો કે જેથી ઉદયનું બીજ આરોપાય. કુવો ખોદવો હોય તો એકજ સ્થળે પ્રયત્ન કરીયે તોજ જળની વાંચ્છના સફળ થાય. થોડું થોડું બધે ખોદીયે તો જળ વાસના પૂર્ણ ન થાય, તેજ પ્રમાણે પ્રભુની પાછળ સત્ય મનથી પ્રયત્ન કરીયે તો મોક્ષ વાસના અને ફળ યથાર્થ થાય.

થોડા સમય ઉપર વિશ્વજ્યોતિના વ્યવસ્થાપક તરફથી "મન કામના પૂર્ણ કરવાનો માર્ગ." એ પુસ્તક મારા વાંચવામાં આવ્યું ત્યારે આ "સમયના વિચાર વિષે." વધુ લખવું અયોગ્ય ધારૂં છું કેમકે તેમની અંદર.

गुणदोषौ बुधोगृह्णन्–આનો પુર્ણ અર્થ સમજાવી આત્મજ્ઞાનીની મહત્તા, બ્રહ્મચર્યનું તેજ, આત્મા શું, આત્માને કેમ ઓળખવો, દુઃખનું મૂળ શું, સુખનું સાધન કેમ પ્રાપ્ત થાય, ઉમંગ એ આરોગ્યતા જાળવવાની અકસીર દવા છે, મનની ઇચ્છા એટલે શું ! ગૃહસંસારમાં યુગલને સુખી માર્ગ કયો છે, જનપ્રકૃતિ કેવી રહે છે, સ્વાર્થ, નિસ્વાર્થ, આશા, નિરાશા, સુખ, દુઃખ વગેરેના આબેહુબ દ્રષ્ટાંતો, મનુષ્ય માત્ર સર્વ કરવાને શક્તિવાન છે. ધૂર્ત વિપ્રથી માણસોનો પરવાનો, સત્યનોજ જય, વગેરે બાબતો પૂર્ણ રીતે સમજાવી છે. હવે "સમયનો બીજો વિચાર" એ વિષે આગળ વાત કરીશું.

કરૂણાશંકર નથુરામ મહેતા.

॥ ॐ श्री ॥

# વિશ્વજ્યોતિ.

| પુસ્તક ૩ જું | સંવત ૧૯૭૬ ચૈત્ર | અંક ૯ મો. |
|---|---|---|

॥ ॐ श्री ॥

## स्वदेशाभिमानीनुं मंतव्य.

પદ.-( મારે મન્દિરે પધારો યોગીરાજ એ લય. )

મારા અંતરથી દેશની સેવાય, હવે થાય,
બનીયો હું ભક્ત સ્વદેશનો.

જેની સેવાથી દુઃખ સઉ જાય, અળપાય,
માર્ગ જણાયે પરમેશનો; મારા-૦

સઉ સેવામાં માતૃસેવા શ્રેષ્ઠ છે.
બીજી સેવા તો તેનાથી હેઠ છે.
સાધન અન્ય ન દીઠું મેં બીજું ક્યાંય, વિશ્વમાંહય; બનીયો-૧

દ્રોહી માતનો કદાપિ કોય કાળમાં,
નહિ થાઉં ફસાઇ કો જાળમાં.
આવે મરણું પણ સેવા ન ત્યજાય, દીલ ચ્હાય; બનીયો-૨

મારા શ્વાસમાં સ્વદેશ મંત્ર રમી રહયો,
પ્રશ્વાસમાં પણ એનો એ મેં લહયો.
કહો જીવનને શ્વાસ છૂટાં થાય? નહિ થાય; બનીયો-૩

જાય જીવન તો આત્મ ગુંજારએ,
થાતો બીજ આત્મામાં પડકારએ.
કોટી જન્મ વિતે તોય ના ભૂલાય, દીલમાંહય; બનીયો-૪

કાંટા કંટકો ભરેલો માર્ગ છો રહયો,
મારા યત્નથી તો મેં તે સુલભ લહયો.
મારી દ્રષ્ટિમાં કોઇ ના અપાય,× +અળપાય; બનીયે૦

ઉત્તમ ભ્રાતૃભાવને પ્રેમે ધરીશ હું,
મારા બંધુઓથી વૈર ના કરીશ હું.
મહું પાચે આ અંગ સરખાંય, ના જુદાંયઃ બનીયે૦

રાગ દ્વેષને દઇને તિલાંજલિ,
પ્રેમ શૌર્યથી ભરેલી આ અંજલિ.
નાખું સહુમાં, સહુ જેથી સુખી થાય. દુઃખ જાય;+ બનીયે૦

## दीर्घायुष्य प्राप्त करवानी कळा.

### ( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૨૦૬ થી. )

લેખકઃ—ડૉ૦ જટાશંકર નાન્દી. એન. ડી. (અમેરીકા.)

નિયમિત આરામ લેવાનો ગ્રંથ કર્તાનો સામાન્ય નિયમ હતો. પ્રાણી ગુણ ધર્મ શાસ્ત્ર આપણને શીખવે છે કે પ્રાપ્ય માનસિક શ્રમ કરવાની શક્તિ સખ્ત રીતે મર્યાદિત છે અને તે હદ ઉપરાંતના કામ કરવાથી જલદીથી ખૂટી જાય છે તેથી કરીને શારીરિક અને માનસિક સખ્ત પરિશ્રમ કર્યા પછી. હમ્મેશ પુરતો વખત આરામ લેવો જોઇએ. આરામથીજ કામ કરવાથી જે શક્તિનો વ્યય થાય છે તે પુરો પડે છે કામ કરવાની શક્તિનું વહન અર્થાત્ શ્રમ એટલો બધો સતત્ હોવો જોઇએ નહિ કે જેથી શરીરને તેની ઝીણી શીરાઓનાં સમુહનો સ્થૂળ દવ્યો જે હવામાંના પ્રાણ વાયુ સાથે સંમેલન થઇ માનસિક શક્તિ દાતા થાય છે તેમનો કામથી થયેલ નાશનો જીર્ણોદ્ધાર કરવા અવકાશ મળે નહિ. જો હદ ઉપરાંતનો શ્રમ ચાલુ રહે છે તો શક્તિનો વ્યય સ્વયં બર્થ જાય છે. અને તેથી કરી અનિચ્છાધીન થાય છે અને પરિણામે કામ કરવાની શક્તિનો નાશ થાય છે. આ સિદ્ધાંત ધ્યાનમાં રાખીનેજ પ્રખ્યાત લોયોલા પોતાના અનુયાયીઓને સખ્ત આજ્ઞા કરતો કે એક વારના શ્રમ પછી અવસ્ય વિશ્રાંતિ લેવી જોઇએ. ડૉ. ગ્માઇલ્સ કહે છે કે હદ ઉપરાંતના કામ કરનારાને સંપૂર્ણ આરામ લેવાના આદેશ ,કરતાં બીજો કોઇ પણ આદેશ વધારે ફળદાયી નથી.

× દુઃખ. બંધન. + દૂર થાય. જતું રહે.

+ અમારા તરફથી આધુનિક સ્થિતિનું સંપૂર્ણ તાદ્દશ ચિત્ર દર્શાવનાર સ્વરાજ્ય નામે તૈયાર થતા નાટક રૂપના પુસ્તકમાંથી આ પદ્ય આપ્યું છે.

માનસિક શ્રમ શારીરિકશ્રમ કરતાં વધારે શક્તિનો વ્યય કરનાર હોવાથી માનસિકશ્રમ શક્તિ અનુસાર લેવાની અનિવાર્ય અગત્ય છે. ડો. જસ્ટ કહે છે કે હદ ઉપરાંતનો માનસિક શ્રમ અને અશાંતિ અન્ય કોઇપણ કારણ કરતાં વધારે આપણા આરોગ્યને હાની કરે છે અને આપણા આત્માની શાંતિ અને સાંસારિક સુખનો નાશ કરે છે પ્રારંભમાં માનસિક શ્રમ વેઠવો પડે છે તેવો તેને વેઠવો પડતો ન હતો. આજના માનસિક કામ કરનારાઓ એવી તો ઉશ્કેરાયલી અને અશાંત સ્થીતિમાં આવી ગયા છે કે તેમને માનસિક આરામનું આકર્ષણ કરવા શારીરિક પરિશ્રમ કરવાની સલાહ આપવાની ફરજ પડે છે ડો. સ્માઇલસ કહે છે કે માનસિક પરિશ્રમ જ્ઞાનતંતુઓ અન્નાશય, કાળજુ, હૃદય અને વાસ્તવિક રીતે આપણા આખા શરીરપર અસર કરે છે તેનું કામ એક જાતનું મર્મસ્થાની દહન છે તે અગ્નિ અને ગરમી આપે છે અને તેમ કરતાં સગડીમાંના કોયલાની માફક તેનો ક્ષય થાય છે. જો ખોરાક, નિંદ્રાને આરામ રૂપી કોયલા શરીર રૂપી સગડીને પૂરા પાડવામાં આવે તો માનસિક શ્રમ હાનિ કરતા થતો નથી પણ જો અપચો ઉજાગરો અને કસરતનો અભાવ શરીરને ફક્ત બળતણ એટલું મળવા દે છે તો માનસિકશ્રમ નુકશાન કારક અને પરિણામે નાશકારક થાય છે. માખીના ચટકાની વેદના મધના સ્વાદના આનંદથી અધિક દુઃખદાયી થાય છે.

જો માણસો સૌથી વધારે વિચાર કરે છે તે સૌથી ઓછું પચાવી શકે છે જ્યારે જે માણસ સૌથી ઓછો વિચાર કરે છે તે સૌથી સારૂં પચાવી શકે છે. આમ હોવાથી શારીરિક કામ કરનારા મજુરની પચનશક્તિ શાહમૃગ જેવી હોય છે અને તેની હોજરી ક્યાં છે તેની તેને ખબર પડતી નથી જ્યારે માનસિક કામ કરનારાને પોતાના આહારના પ્રત્યેક ગ્રાસની સંભાળ રાખવી પડે છે અને તેને અન્નાશય છે તે વાત ભુલી જવાની તેને ભાગ્યેજ પરવાનગી આપવામાં આવે છે. માનસિક કામ કરનારાઓમાં કૃષ્ટ પુષ્ટને ગુલાબી ચેહેરાવાળાઓ ભાગ્યેજ માલુમ પડે છે તેનું સબળ કારણ તેઓમાં અપચાનો રોગ સાધારણ હોવાને લીધે છે. ડો. હેનરી ટેલર કહે છે કે પ્રજાની સેવા કરવાને લાયક દરેક રાજદ્વારી પુરૂષ જેને સ્વાભાવિક રીતે દીર્ઘાયુષ્યી થવાની ઇચ્છા હોવી જોઇએ તેણે પોતાના આહાર ઉપર હિસાબ અને સાવધાનતાથી ધ્યાન આપવું જોઇએ. દવાખાનામાં રાખેલ કાળજ્વરના કષ્ટ સાધ્ય રોગીના આહારના પ્રકારને પ્રમાણ ઉપર જેવી કાળજીથી ધ્યાન આપવામાં આવે છે તેના કરતા તેણે પોતાના આહાર ઉપર ઓછું ધ્યાન આપવું જોઇતું નથી આનું કારણ એવું છે કે માનસિકશ્રમ પચનશક્તિ ઉપર નુકશાનકારક અસર કરે છે ને રાજદ્વારી પુરૂષો જેમને મહત્વના વિષયો પર ઘણો સંભાળ પૂર્વક દીર્ઘ દ્રષ્ટિથી વીચાર કરવો પડે છે તેમણે એવા પ્રકારનો આહાર યોગ્ય પ્રમાણમાં લેવો જોઇએ કે જેથી તે સહજ પાચન થઇ અન્નાશયમાં વિક્રિયા ઉત્પન કરે નહિ,

પુખ્ત ઉમરના માણસો ઉપર માનસિક શ્રમ આવી ગંભીર અસર કરે છે છતાં પણ બાળકોના કુમળા મગજ ઉપર વિદ્યાભ્યાસ રૂપી અસહ્ય બોજો લાદવામા આવે છે તે અત્યંત શોચનિય છે. જે અંક ગણિતનો, જે બીજગણિતનો, જે ભૂમિતિનો, જે ઇતિહાસનો, જે ભૂગોળનો અને એવા વિવિધ વિષયો જેનો મોટપણે સોમાંથી પાંચ બાળકોને આખા જીવનમાં એકવાર પણ ઉપયોગ કરવાનો પ્રસંગ આવતો નથી અને જે વિદ્યાર્થી અવસ્થામાં બાળકો પાસે અલ્પ સમયમાં

ખુલી જવાનેજ ગોખાંવી તેમનાં લોહીને શોષી નાંખવા તથા તેમનાં ભવિષ્યનાં શરીરોને ભીતરથી સળી ગયેલાં લાકડાંનાં ખોખાં જેવા કરી મૂકવાના માત્ર સાધન રૂપ છે તેવો અસહ્ય બોજો બાળકોની ખાંધે મુકી ન ચાલતાં છતાં પણ પરોણા મારી તેમના મગજ પાસે ગદ્દા વૈતરૂ કરાવવા શાળા રૂપી કેદખાનામાં પૂરી તેમની પાસેથી સખ્ત મજુરી કરાવવી અને તેમના આખા જીવનને દુઃખપ્રદ કરવું એ શું કસાઇપણું નથી?

સદ્‌ગત શ્રીયુત છોટાલાલ માસ્તર લખે છે કે "શસ્ત્રથી અથવા ઝેરથી બીજાનો પ્રાણ લેનાર મનુષ્યને સામાન્ય બુદ્ધિના મનુષ્યો ખુની ગણે છે કારણ કે પ્રાણને હરનાર શસ્ત્ર અને ઝેર છે એટલુંજ તેઓ જાણે છે પરંતુ આ વિના મનુષ્યના પ્રાણ હરનાર બીજી અનેક રીતો છે તેનું તેમને જ્ઞાન ન હોવાથી તે રીતોના ઉપયોગ કરનારને તેઓ ખુનીમાં ગણતા નથી ઉલટા ઘણે પ્રસંગે આવી રીતોના ઉપયોગ કરનારને તેઓ પોતાનું સાચું હિત કરનાર માને છે આ દ્રષ્ટિએ જોતાં મનુષ્યનું હિત કરનારી પરંતુ વસ્તુતઃ તેના પ્રાણને હરનારી અનેક ગુપ્ત રીતોમાં "હાલની કેળવણીની પદ્ધતિએ એક પ્રબળ ગુપ્ત રીત છે હાલની શાળાઓ તથા પાઠશાળાઓ વિદ્યાર્થીઓનાં આયુષ્યનો તથા જીવનનો ધીરે ધીરે પણ ચોક્કસ નાશ કરનાર કતલખાનાં છે એ વિષે ઘણાં થોડાંજ મનુષ્યો વિચાર કરે છે. દેશના ઉદયનો આધાર મોટે ભાગે હાલ ઉછરતી પ્રજા પર છે. પરંતુ હાલની કેળવણીનો બોજો એક એવા પ્રકારનું ઝેર છે કે જે બાળકોનાં આયુષ્યને લગભગ પચાસ ટકા ઓછું કરી નાંખે છે તથા તેમના સુદૃઢ શરીરને યુવાવસ્થા આવતાં પહેલાંજ કાગમાળા જેવું કરી મૂકે છે"

શારીર શાસ્ત્રીઓ નિશ્ચયપૂર્વક કહે છે કે માનસિક શ્રમમાં મનુષ્યે આખા દિવસમાં થઇને બહુ બહુતો ચારથી છ કલાક જેટલો સમય ગાળવો જોઇએ. એથી વધારે ગાળવામાં આવતો સમય અવસ્ય આયુષ્ય, આરોગ્યને બળનો ક્ષય કરનાર છે જો આ સિદ્ધ વાર્તા છે તો પછી જે વિષયો બીલકુલ વ્યવહારોપયોગી નથી અને જેઓ અલ્પ સમયે વિસ્મરણ થઇ જાય છે તે વિષયોનો અસહ્ય બોજો ઉઠાવવને માટે બાળકોને નિશાળમાં તેમજ ઘેર લગભગ બાર કલાક અને પ્રસગે તેથી પણ વધારે કલાક મગજની માથા ફોડ મેહનત કરવી પડે તેનું પરિણામ બાળકોની બુદ્ધિ, બળ, આરોગ્ય અને આયુષ્યની હાનિમાંજ આવે એ સ્પષ્ટ છે આથી તેમનુ રૂધિર આખો દિવસ માથામાં મોટા પ્રમાણમાં રહેવાથી હૃદય, ફેફસાં જઠર વિગેરે નીચેના પ્રાણ ભુત અવયવો દુર્બળ પડતા જાય છે તેથી પચન ક્રિયા મંદ થાય છે. આખો દિવસ વાંકા વળીને બેશી રહેવાથી તેમના ફેફસાં હવાથી પુરેપુરાં ભરાતાં નથી તેથી તેમના લોહીની સંપૂર્ણ શુદ્ધિ થતી નથી. હલનચલન વિના તેમનું હૃદય મંદગતિવાળું થવાથી વેગથી વેહતા જળના પ્રવાહની પેઠે તેના રૂધિરની ગતિ રહેતી નથી અને તેથી તે સ્થિર જળની પેઠે મેલું થઇ જાય છે. બેશી રહેવાથી તેમના ઉદરના સ્નાયુઓ પણ શિથિળ થઇ જવાથી તેમને બંધ કોશનો વ્યાધિ થાય છે અને સર્વેષાં રોગાણાં મૂલં કુત્સિતમલાઃ। હોવાથી બાળકના શરીરને પોષાવાના અને સુદૃઢ થવાના સમયમા તેને શોષાવાના અને દુર્બળ થવાના ઉંડા પાયાને ખોદે

પુર્ણ કરી નિશાળ છોડીને જયારે તે ઘેર આવે છે ત્યારે તેના શરીરનું
અધ વ્યાધિઓની, દુર્બળતાની, અને અલ્પ આયુષ્યની જબરી ઇમારતો
ઢિની બાંધેલ જરૂર પડે છે.

પ્રસિદ્ધ પાશ્ચાત્ય લેખક ડૉ. સ્માઇલ્સ પણ કહે છે કે "બાળકોનું એક મોટામાં મોટું કમનસીબ એ છે કે તેમનાં માબાપોના અવિચારી પ્રયત્નોથી કુદરત જે સમયે તેમને માનસિક શ્રમ સહન કરવાને લાયક બનાવે છે તે પહેલાં તેમના ઉપર શિક્ષણનો અસહ્ય બોજો લાદવામાં આવે છે તેમના જ્ઞાન તંતુઓ હદ ઉપરાંત ઉશ્કેરાએલા રહે છે અને શરીર બળ ઉપર દુર્લક્ષ રહે છે. મગજને બહુ કામ કરવાનું હોય છે મગજનું પોષણ થાય છે પરંતુ ક્ષુધાનો નાશ થાય છે અને જન સમાજ ફીકા ચેહેરાના અજીર્ણ રોગીઓથી ઉભરાઇ જાય છે.

પ્રજાના શરીર બળ ઉપર સ્વરાજ્ય પ્રાપ્તી અને તેના સંરક્ષણનો વિશેષ કરી આધાર હોવાથી દેશ હિત ચિંતકોને ઉચિત છે કે હાલના અભ્યાસ ક્રમ તથા શિક્ષણ પદ્ધતિમાં સંપૂર્ણ ફેરફાર કરવાની અત્યંત અગત્ય સ્વીકારી હાલની ઉછરતી બાળ પ્રજાપરનો કેળવણીનો બોજો તેમના શારીરિક વિકાસને પ્રતિબંધક નિવડે નહિ એ અત્યંત સ્પૃહણિય ઉદ્દેશ લક્ષમાં રાખી બહુ હલકો કરવો જોઇએ.

અપૂર્ણ.



# પરચુરણ ચુંટણી.



1 " If any speak ill of thee, fly home to thine own conscience and examine thy heart. If thou art guilty, it is a fair correction if not guilty, it is a fair instruction " [ George Herbert ]

૧ ભાવાર્થ:—જો કોઇ માણસ આપણી નિંદા અથવા ટીકા કરે તો તે સાભળીને એકદમ એકાંતમાં જઇને આપણે આપણા અંતઃકરણને સારી રીતે તપાસી જોવું. જો તેની ટીકા પ્રમાણેજ આપણે ગુન્હેગાર હોઇએ તો એ ટીકાથી આપણે સુધરવાનો લાભ થશે અને ગુન્હેગાર ન હોઇએ તો ભવિષ્યમાં એવી ભૂલ ન કરવી એવી અગાઉચેતીરૂપી શિખામણ મળશે એમ સમજીને ખુશી થવું.

2 " You find yourself refreshed by the presence of cheerful people Why not make earnest effort to confer that pleasure upon others ? You will find half the battle is gained if you never allow yourself to say anything gloomy " ( Mos. L. M. Child )

૨ ભાવાર્થ:—જો આનંદી માણસોની હાજરીથી આપણે પણ આનંદમાં આવી જઇએ અને આપણો થાક જતો રહ્યો હોય એમ આપણે ઉત્સાહી બનીએ છીએ તો આપણે એવો આનંદી સ્વભાવ બનાવી આપણી હાજરીથી બીજાઓને આનંદી શા માટે ન બનાવીએ ? જો આપણે શોક યુક્ત–દીલગીરી ભરેલા વચનો બોલવાજ નહી એવો નિયમ કરીને તે પાળી શકીએ તો એવા પ્રસંગોપર અડધો વિજય મળીજ ગયો સમજો.

3 " Some Excellent Rules. " If you have faith, preach it, if you have doubts, bury them, if you have joy share it, if you have sorrow, bear it " These are four excellent rules for everday practice. too many reverse them and preach their doubts while they bury their faith in silence, sharing their sorrows with anyone whom they can induce to listen to them and accepting their joys as a matter of course, or even bearing them with resignation–

( New Guide )

૩ ભાવાર્થ:–કેટલાક સુંદર નિયમો:—

૧ જો અમુક બાબતોપર તમને શ્રદ્ધા હોય તો તે તમારી ખાત્રીની બાબતો વિશેજ બીજાઓ આગળ બોલો અગર તેમને તેમ ઉપદેશ આપો.

૨ જો અમુક બાબતો વિશે તમને સંશય હોય તો તેવી સંશયવાળી બાબતોને દાટીજ દો. તે બીજાઓને કદી કહેશો નહીં.

૩ જો કંઇ આનંદજનક વાત કે પ્રસંગ હોય તો તે વાત બીજાઓને કહીને તમારા આનંદનો તેમને પણ થોડો ભાગ જરૂર આપો.

૪ જો કંઇ દુ:ખદાયક બાબત બની હોય તો તેનું દુઃખ તમે એકલાજ સહન કરી લો. તેમાં બીજાને ભાગીદાર બનાવશો નહીં કારણ કે તેથી કંઇ તમારૂં દુઃખ જતું રહેશે નહીં, અને બીજા નાહકના દુઃખ ભોગવશે.

મ્હોટે ભાગે લોકો આ સાદા નિયમોનો ઉલટોજ ઉપયોગ કરે છે. તેઓ શંકાશીળ બાબતો બીજાને જણાવે છે ને પોતે ખાત્રી નહીં હોવા છતાં બીજાને તેમ કરવાનો બોધ આપે છે. અને જે બાબતની પોતાને ખાત્રી થઇ હોય છે એટલે જે લાભ કરતા વસ્તુ કે ક્રિયા તરીકે પોતાની ચોક્કસ ખાત્રી હોય છે તે રખેને કોઈ તેનો લાભ લઈ જશે એવા વિચારથી તે વાત કોઇ આગળ કરતા નથી. બીજા માણસો ગમે તેવા આનંદમાં હોય અને પોતાની શોકજનક વાતથી કે પોતાના દુઃખોના વર્ણનથી તેઓને કશો પણ લાભ થવાને બદલે તેઓનો આનંદ ગુમાવવારૂપી નુકશાનજ થવાનું છે. એમ સ્પષ્ટ જણાયા છતા તે આનંદી માણસો આગળ પોતાના દુઃખના રોદડાં રડવામાંજ મઝા માને છે અને અપૂર્વ રસ લે છે. અને પોતાની બાબતમાં કંઇ આનંદજનક વાત બને છે તો તેનો આનદ બીજાને આપતા નથી અને સભ્યતાનું ખોટું બ્હાનું આગળ ધરે છે.

4 The four essentials are soul-shine, sun-shine, good air and nourishing food.

If you want your child to grow up into a sane, normal man a good citizen, a support of the state, you must keep him in the sunshine.

If you want to kerp him hatty, you can not do it if you have a sour face yourself. Remember that smiles and laugh er. Cost Nothing

ભાવાર્થઃ—પૌષ્ટિક ખોરાક, સારી હવા, સૂર્યના પ્રકાશ અને આત્માના પ્રકાશ એ ચાર અદ્ભુત ઉપયોગી અને ખાસ જરૂરના કિંમતી રત્નો છે.

જો તમારા બાળકને ડાહ્યો, તંદુરસ્ત, અને માણસાઇ તત્વથી ભરપૂર માણસ તરીકે (મ્હોટ પણમાં) બનાવવા ઇચ્છતા હો, જો તે એક સારો શહેરી, રાષ્ટ્રના ટેકારૂપ બને એવી ઇચ્છા હોય તો જરૂર બને તેટલો સૂર્યપ્રકાશમાં તેને હરવા ફરવા દો.

જો તમારે તેને સુખી કરવો હોય તો યાદ રાખજો કે જ્યાં સુધી તમે કટાણું મોઢું રાખીને ફરશો ત્યાં સુધી એ ઇચ્છા તમારી કદી પણ પાર પડશે નહીં.

વળી યાદ રાખો કે ધીરેથી કે જોરથી ખડખડાટ હસવાને માટે કંઇ પૈસા બેસતા નથી. છતાં હજારો રૂપિયાથી નહીં થઇ શકે એવું કિંમતી કામ અને ફળ હસવામાં મળે છે.

( જોશી માસ્તર. )

## If I Knew.

If I Knew the box where the smiles are kept.
No matter how large the key,
Or strong the bolt, I would try so hard
would cpen, I know, for me,
Then over the land and sea broadcast,
I'd scatter the smiles to play,
That the children's faces might hold them bast
For many and many a day,
If I knew a box was large enough,
To hold all the frowns I meet,
I would try to gather them, every one,
From nursery, school, and street,
Then folding, and holding, I'd pack them in,
And turn the monster key,
I'd hire a giant to drop the box,
To the depths of the deep, deep sea.

( The New World )

ભાવાર્થઃ—જેમાં હાસ્યો ભરી રાખવામાં આવે છે તે પેટી ક્યાં ( કયે સ્થાને ) છે તે જો મને ખબર પડી જાય, તો પછી તે પેટીની ચાવી ગમે તેવડી મ્હોટી હોય અગર તેનો ચાપડો ગમે તેટલો મજબુત હોય તો પણ હું એવો તો સબળ પ્રયત્ન કરૂં ( તે હાસ્યની પેટી ખોલવાને ) કે મારી ખાત્રી છે કે તે પેટી જરૂર મારે ખાતર ઉઘડી જાય.

પછી ( પેટી ઉઘડયા પછી ) તે હાસ્યોને હું આખી દુનિયામાં, જળમાં કે સ્થળમાં સર્વ જગાએ રમતાં મૂકી દઉં કે જેથી સઘળાં બાળકો તે હાસ્યોને પોતાના વદનપર ( મુખપર ) એવા તો મજબુત જડી દે કે ઘણા ઘણા દિવસો સુધી તે ત્યાંથી ખસી ન જાય.

જો મ્હને એક એવી મ્હોટી પેટી મળી જાય કે જેમાં મ્હારી નજર પડતાં સઘળા ખીજવાટો ( ઘુરકીઆઓ, ગુસ્સાના દેખાવો ) નો સમાસ થઇ શકે તો રસ્તામાંથી કે નિશાળમાંથી કે ગામમાંથી બધી જગાએથી હું દરેકે દરેકને ( દરેક ખીજવાટને ) વીણી વીણીને તે પેટીમાં ભરવાનો પ્રયાસ આદરૂં.

પછી દાબી દુબીને તે પેટીમાં તેને સજ્જડ ભરીને, તે પેટી બંધ કરીને તેની રાક્ષસી ચાવી દઇને બંધ કરી દઉં. અને એક મ્હોટા બળવાન રાક્ષસને મ્હોં માગ્યા પૈસા આપવાના કરીને તે પેટી ઘણુજ ઊંડા દરિયાને તળીએ નંખાવી દઉં.

( જોશી માસ્તર. )



# પ્રકીર્ણ.



Noble Life ( ઉચ્ચ જીવન. )

Wouldst shape a noble life? Then cast,
No backward glances toward the past,
And though somewhat be lost and gone,
Yet do thou act as one new born,

( Goethe )

ભાવાર્થઃ—શું તમારી જીંદગીને નવીનરૂપ આપીને તેને ઉચ્ચ બનાવવાની તમારી ઇચ્છા છે? જો ઇચ્છા હોયજ તો ભૂતકાળ તરફ પાછું ફરીને કદી જોશો નહીં ( ભૂતકાળને છેક જ ભૂલી જાઓ ) આમ કરવાથી જો કે તમને કેટલુંક નુકશાન વેઠવું પડે ખરૂં છતાં જાણે હાલજ તમે ફરીથી જન્મ્યા હોવ તેમ દરેક પ્રકારનું વર્તન રાખો. પ્રથમ વર્તનને ફેરવીને જેવા બનવાની ઇચ્છા હોય તેવા પ્રકારનું નવી યોજનાવાળું વર્તન નિશ્ચીત કરીને તે પ્રમાણેજ સઘળું વર્તન રાખો.

( જોશી માસ્તર. )

Beard and Baldness ( દાઢી અને તાલ. )

2 " That brilliant physician who d·clares that people who wear beards are more apt than othe s to become ill, because the beard obstructs the free flow of air in breathing, should venture another opinion–that ideas get into a bald head more freely than into one covered with a profusion of hair " (O. C. Sabin)

ભાવાર્થઃ–કેટલાક ડૉકટરોનો એવો મત છે કે જે લોકો દાઢી રાખે છે તેઓને માંદા પડવાનો ( દાઢી નહીં રાખનારાઓ કરતાં ) વિશેષ સંભવ છે. આના કારણમા તેઓ કહે છે કે દાઢી રાખવાથી શ્વાસોશ્વાસ લેતી વખતે હવાને આવવામાં ને જવામાં ( શ્વાસ લેતી વખતે આવવામાં અને શ્વાસ મૂકતી વખતે જવામાં ) બહુ રોકાણ થાય છે. આ સિદ્ધાંત જાહેર કરનારા ડૉકટરોને મારી એક સલાહ છે. એ લોકોએ આ ઉપલા સિદ્ધાંતની સાથે સાથેજ બીજો એવોજ એક વધુ સિદ્ધાંત જાહેર કરવો જોઇએ કે વાળથી ભરપુર છવાઈ ગયલા માથામા જેટલી ઝડપથી અને સ્હેલાઇથી વિચારો પ્રવેશ કરે છે તેના કરતા બહુજ વધારે ઝડપથી અને બહુજ વિશેષ સરળતાથી તાલ પડેલા માથામાં ( મગજમાં ) વિચારો પ્રવેશ કરી શકે છે.

( જોશી માસ્તર. )

-⋙⋘-

# ખોરાકની ગુલામી છોડવાથી સર્વ પ્રકારની ગુલામીમાંથી મુક્ત થવાય છે.

ખરૂં જોતા આ નિયમને બહુજ વિસ્તાર પૂર્વક ચર્ચવાની જરૂર છે. છતાં આજે તો ટુંકમાંજ પતવવા ધારૂં છું. આજના વખતમાં માણસો ખોરાકના એવા તો ગુલામ બની ગયા છે કે જ્યારે જ્યારે હું-સરકારની ગુલામી, અગર કોઈ શેઠની ગુલામી કે કોઇ પણ બીજી જાતની ગુલામીની વાત સાંભળું છું ત્યારે મને એમજ થાય છે કે એ બધી ગુલામીઓનું મૂળ જોઇશું તો એકજ મહાન ગુલામીપર અવલંબેલું છે. જો એ ગુલામી હરકોઇ રીતે ફખ્ત લેઈને કે મહાન પ્રયત્ને લાંબો વખત અભ્યાસ કરીને પણ માણસો છોડી દે તો તેને બીજી ગુલામીઓનાં સ્વરૂપ સમજવાની શક્તિ આવે એટલુંજ નહીં પણ તે ગુલામીઓ છોડતી વખતે જે મનોબળ, જે ધૈર્ય, જે દ્રઢતા, જે શારીરિક બળ, જે શારીરિક ને માનસિક સહનશકિત, જે ત્યાગ ઇત્યાદિ જોઇએ તે સર્વ બહુજ સ્હેલાઇથી પ્રાપ્ત થાય છે. ટુંકમાં બધી જાતના સાધનો પ્રાપ્ત કરવાનું તેને બળ મળે છે. અને સાધનો જોઇએ તેવાં, અને જોઇએ તેટલા મળતાં, સિદ્ધ કરવાની વસ્તુ અસાધ્ય મટીને સાધ્ય થઇ જાય છે. અને યોગ્ય પ્રયત્નથી સત્વર તેની સિદ્ધિ થાયજ છે.

હાલની રાજદ્વારી ચળવળમાં-કહો કે દેશોન્નતિની ચળવળમાં રાષ્ટ્રીય કેળવણીપર મુખ્ય ધ્યાન અપાવું જોઇએ એ વાત તો હરકોઇ કબુલ કરે છે ને કરીજ જોઇએ. શરીરની કેળવણી, માનસિક કેળવણી, ધાર્મિક કેળવણી, નૈતિક કેળવણી, ઔદ્યોગિક કેળવણી વ્યાપારી કેળવણી, આધ્યાત્મિક કેળવણી, રાજકીય કેળવણી, લડાયક કેળવણી ઇત્યાદિ અનેક જાતની કેળવણી પ્રજાના મ્હોટા ભાગમાં સૌ સૌની શક્તિ અગર લાયકાત પ્રમાણે ફેલાવવામાં આવે, અને પ્રજા બધી રીતે જેટલા પ્રમાણમાં કેળવાય તેટલા પ્રમાણમાંજ સ્વરાજ પ્રાપ્ત કરવાની અને તે ટકાવી રાખવાની તથા તે પ્રશંસનીય અને આશિર્વાદ જેવું બનાવવાની શક્તિ પ્રજામાં આવે, એ બાબત સામાન્ય રીતે દરેક કેળવાયેલા સમજુ માણસને માન્ય છે એમ હું ધારું છું.

હવે જ્યારે આમ છે તો એ રાષ્ટ્રીય કેળવણી માટે લોકો તન, મન, ધનથી મંડી કેમ પડતા નથી? રાષ્ટ્રીય કેળવણી લેવાને દરેક જણે પોતાના બાળકોને રાષ્ટ્રીય શાળામાં મોકલવા જોઇએ. તેમજ રાષ્ટ્રીય શાળાઓ ચલાવવાને પુષ્કળ પ્રમાણમાં પૈસાની તથા સારા બુદ્ધિમાન, હોંશ, દેશપ્રેમી, ઉદાર, અને ચારિત્રવાન શિક્ષકોની જરૂર છે તે પૂરી પાડવાને પણ ધનની મુખ્ય જરૂર છે. કારણ કે ધન જો પુષ્કળ પ્રમાણમાં હોય તો દેશ આખામાંથી ચુંટી ચુંટીને શિક્ષકો લાવી શકાય. કારણ કે જો ખરા દેશાભિમાની અને સાહસિક તથા નિડર શિક્ષકો દેશમાં ઘણા હોય તો તો ઓછા પગારથી અગર બીન પગારે પણ શિક્ષકો મળી શકે. (જેમ હાલ પણ એવા કેટલાક શિક્ષકો હાલમાં ચાલતી રાષ્ટ્રીયશાળાને મળેલાજ છે.) પણ એવા શિક્ષકોનો જો દુકાળ હોય તો તો રાષ્ટ્રીય કેળવણીની ખાસ જરૂર છે એમ કહેવાપણુંજ નહીં. હાલમાં ચાલે છે તેજ શિક્ષણ વાજબી છે એમ કબુલ કરવુંજ પડે. કારણ આવા, આત્મભોગ આપનારા, ચારિત્રવાન, ઉદાર શિક્ષકો જે કેળવણી પેદા કરી શકે (મ્હોટા પ્રમાણમાં) તે કેળવણી ખરાબ છે એમ પછી કેમ કહી શકાય? હાલમાં જે સારા શિક્ષકો રાષ્ટ્રીયશાળા માટે મળી શક્યા છે તે હાલ કેટલા વર્ષો થયાં ચાલતી સરકારી પદ્ધતિવાળી કેળવણીએજ ઉત્પન્ન કર્યા છે એ દલીલ વાજબી નથી. કારણ કે સો માણસોને ઝેર આપવા છતાં જો એકાદ બે કેટલાંક કારણોથી કદાચ ન મરે અને બાકીના બધા મરી જાય તો શું એવો નિયમ એ પરથી કોઈ પણ બુદ્ધિમાન માણસ તારવી શકે ખરો કે ઝેરથી માણસો મરી જતા નથી (એટલે ઝેર આપવાથી માણસો મરે છે એ વાત ખોટી છે. પણ ઝેર આપવાથી માણસો જીવે એ ખરું છે?) ઝેર આપવા છતાં જો કોઈ બચી જાય તો ઝેર આપવાથી ઝેરની અસરવડે માણસો મરી જાય એ સામાન્ય નિયમને તે અપવાદરૂપજ લેખી શકાય. તેમ હાલમા જે માણસો અંગ્રેજી કેળવણી અગર સરકારી શાળામાંની કેળવણી લીધાં છતાં સારા, ઉદાર, ચારિત્રવાન, દેશપ્રેમી ઇત્યાદિ દુર્ગુણવાળા નીકળે છે તે કેળવણીના પ્રતાપે નહીં પણ પૂર્વના અગર બીજી રીતે સત્સંગ ઇત્યાદિથી પડેલા સંસ્કારને લીધેજ છે એટલે સરકારી કેળવણીથી ગુલામીવૃત્તિવાળા, ચારિત્રહીન, નિર્માલ્ય દેશીઓજ ઉત્પન્ન થાય છે એ સામાન્ય નિયમને અપવાદરૂપજ કેટલાક ચારિત્રશુદ્ધ, સ્વતંત્ર, નિડર દેશપ્રેમીઓ ઉત્પન્ન થયેલા આપણે જોઇએ છીએ એમ માનવુંજ સત્યવાળું છે. પણ આપણે મુળ વાતથી જરા આડા જતા રહ્યા.

લોર્ડ બેકન નામનો એક સમર્થ પાશ્ચાત્ય તત્ત્વવેત્તા તેના જગવિખ્યાત શિક્ષણશાસ્ત્રના પુસ્તકમાં લખે છે કે શિક્ષકોને તો પેટપૂર પગાર આપવો જોઇએ. તેઓને એટલો સારો પગાર

મળવો જોઇએ કે તેઓ એ ધંધા સિવાય બીજા કોઇપણ ધંધાને સ્વીકારવાની ઇચ્છા કરે નહીં. તેજ શિક્ષકો કોઇ પણ ખાતામાં આટલો પગાર મેળવી શકે નહીં એવી તેઓની પોતાની ખાત્રી થઇ જાય એટલો પગાર તેઓને મળવો જોઇએ. જ્યાં સુધી આવી રીતે શિક્ષકોને પૂર્ણ સંતોષ આપવામાં આવશે નહીં ત્યાં સુધી ઉત્તમ પ્રકારના શિક્ષકો પ્રાપ્ત કરવા મુશ્કેલ છે.

આ બાબત હાલમાં આપણે પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે. હાલ આપણે ત્યાં અસહકારની ચળવળ બીજા અંગો કરતાં વધારેમાં વધારે વિરોધ રાષ્ટ્રીય કેળવણી બાબતમાં છે. આનું ખરૂં અને દેખાતું કારણ માત્ર એકજ છે. ધનની બાબતમાં એ ખાતે આપણે કરોડો રૂપિઆની થાપણ જોઇએ તે ક્યાંથી લાવશું? અને તે ન મળે તો બીજાં બધાં સાધનો ઉચાં મૂકીએ તો પણ યોગ્ય શિક્ષકો ક્યાંથી મળશે? આ પ્રકારની વિરોધી દલીલો છે અને તે ચાલુ થયલી રાષ્ટ્રીય શાળાઓની બાબતમાં મ્હોટે ભાગે ખરૂં પણ છે. માટે ધનની ખોટ પુરવાને માટે એટલે કે યોગ્ય પ્રમાણમાં ધન મેળવવા માટે, પ્રજાપર ( ગરીબ, કરના મહાન બોજા તળે દબાયલી પ્રજાપર ) ફાળાઓ ( કરો ) નાંખીને તેને વિશેષ દબાવ્યા સિવાય-ગરીબ બનાવ્યા સિવાય, જો સહેલો રસ્તો જડી જાય અને એક કાંકરે બે પક્ષી મરે એવો કોઇ માર્ગ મળી જાય તો સૌ કોઇ તેને વધાવી લે એ દેખીતું છે.

આવોજ એક માર્ગ મારી બુદ્ધિને સુઝે છે, અને તે હું બતાવું છું. પણ ખોરાકની ગુલામી છૂટે તોજ તે માર્ગ કામ લાગે નહીં તો નહીં એવો તે માર્ગ હોવાથીજ હું ખોરાકની ગુલામી મ્હોટી ગુલામી માનું છું. તે માર્ગ નીચે પ્રમાણે છે.

દર અઠવાડીએ એક એટલે આખા વર્ષમાં બાવન ઉપવાસો જો દરેક માણસ કરે તો એ ઉપવાસ વડે ધનના ઢગલાને ઢગલા બચી શકે, એટલુંજ નહીં પણ આરોગ્ય અને શક્તિ પણ પ્રજામાં પુષ્કળ પ્રમાણમાં વધી જાય. આથી રાષ્ટ્રીય કેળવણી અને આધુનિક સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની ( સ્વરાજ્ય મેળવવા માટે થતી અનેક પ્રકારની રાજ્યદ્વારી ) ચળવળમાં ધન વડે સફળતા મળી શકે. તેમજ લોકો જે ડરપોક, ઉત્સાહહીન માલમ પડે છે તે પણ આરોગ્ય અને શક્તિ વધતાં નિડર, ઉત્સાહી આત્મભોગ આપવાની તૈયારીવાળા, દેશભક્તિ અને અહિંસામય અસહકારમાં શ્રદ્ધાવાળા, બની જાય. વળી ડોક્ટરોના બીલો કે જેમાથી મોટે ભાગે પૈસો વિદેશ જતો રહે છે તે બીલો, પરદેશી દવાદારૂ ઇત્યાદિ આરોગ્ય સુધારવા માટેના સાધનો આપણી ગરીબ પ્રજાનો પૈસો જે મોટી રકમમાં ખેંચી જાય છે તેનો અટકાવ થાય. એટલે બીજી રીતે જોતાં, આ પૈસો પણ પરદેશ જતો અટકે અને ખાદીની માફક એ પણ લોકોને મહાન લાભકારક બાબત થઇ પડે. અને એ પૈસો બીજી ઘણી રીતે દેશને કામ લાગે.

આપણા હિંદુસ્થાનની ત્રીશ કરોડની વસ્તી છે એમાંથી ઓછામાં ઓછા એક કરોડ માણસ જો આ નિયમને અનુસરી શકે, અને માન્ય રાખે, એમ આપણે ધારી લઇએ. તો એટલાથીજ કેટલા પ્રમાણમાં ધન બચે એ આપણે જોઇએ.

, . દેશને ખાતર આમ ઉપવાસ કરીને ધન બચાવે અને તે દેશના કામમાં આવે એવા માણુસોમાં મોટે ભાગે સાધારણ સ્થિતિનાજ માણસો હોય એ સ્પષ્ટ છે. હવે આવા માણુસોનો માણુસ દીઠ રોજનો ખાધા ખાઇ ખર્ચ ચાર આના જેટલો ઓછામાં ઓછો ,હાલ થાયજ થાય. એટલે ઉપરની યોજના પ્રમાણે બાવન ઉપવાસ કરીને દરેક માણુસ વર્ષ આખરે તેર તેર રૂપીઆ બચાવી શકે. એટલે ઉપર ધારેલી સંખ્યાનુસાર દર વર્ષે તેર કરોડ રૂપીઆ સામાન્ય વર્ગમાંથી બચે અને દેશસેવામાં અર્પણ થઇ શકે. આમાંથી રાષ્ટ્રીય કેળવણીમાં મ્હોટો ભાગ વાપરી શકાય, અને શિક્ષકોને ઠીક પગાર આપીને સારા સારા શિક્ષકો રાષ્ટ્રીય કેળવણી માટે મેળવી શકાય.

અમેરિકામાં બર્નાર્ડ મેક્ફેડન નામનો એક માણુસ છે તે ત્યાંની પ્રજાની શારીરિક કેળવણી માટે અનેક પ્રયત્નો કરી રહ્યો છે. એ માણુસ હાલ ચાલતી દવાના પ્રયોગવડે રોગો સારા કરવાની પદ્ધતિને બહુજ નુકસાનકારક, ખર્ચાળ, પરતંત્ર બનાવનાર અને તેમ છતાં અનેક રોગોમાં નિષ્ફળ નીવડી ઉલટી રોગોને (ખાસ કરીને Chronic એટલે દીર્ઘ સમયના રોગોને વધારનાર ગણે છે. ડૉક્ટરો, અને વૈદ્યો અનેક જાતના આલ્કોહોલ (સ્પીરીટ) વાળી અને કરવી, તુરી, ખારી, ખારી, ઝેરી દવાઓ વડે જે રીતે રોગો સારા કરે છે અને જેને એલોપથી પદ્ધતિ કહે છે તેને માટે ખાસ કરીને આ વિરોધ છે. હવે આ માણુસ અનેક જાતની કુદરતી પદ્ધતિ જેવી કે ચંપી (Massage) વિવિધ પ્રકારની કસરત, ખુલ્લી હવાનું વિધિપૂર્વક સેવન, વિધિપૂર્વકના અનેક પ્રકારના સ્નાનો ઇત્યાદિ (કુદરતી રોગોપચાર વિદ્યા) વડે રોગો સારા કરે છે. પણ એ બર્નાર્ડ મેક્ફેડને 'ફીઝીકલ કલચર એન સાઇક્લોપીડીઆ' (શરીર કેળવણી માટેના વિવિધ પ્રકારના જ્ઞાનનો સંગ્રહ) નામનું પુસ્તક બહાર પાડયું છે તેમાં એણે 'ઉપવાસ' ઉપર મોટાં બસેં ઉપર પાનાઓ ભર્યાં છે, અને ત્યાં બહુજ સ્હેલાઇથી, ઘણા ટુંક વખતમાં, સ્વતંત્ર રીતે, વગર ખર્ચે ગરીબ કે તવંગરના ભેદ વિના દરેક જણ ઘણી સારી રીતે સારાં કરી શકે છે. લાંબા કાળનો એટલે મહિનો, દોઢ મહિનો કે બે મહિનાનો લાંબો ઉપવાસ (ઉપવાસ એટલે ચોખ્ખાં પાણી સિવાય કોઇપણ પ્રકારનો આહાર લેવાનો નહીં. દૂધ શુદ્ધાં નહીં) કરનારે ઉપવાસની બાબતમાં ખાસ જ્ઞાન મેળવનાર ઉપવાસ વેત્તાની સલાહ અને દેખરેખ વિના કરવો નહીં. કારણ કેટલીકવાર એથી જોખમ વ્હોરવો પડે છે ને દેહનો અંત પણ આવવાના પ્રસંગો બને છે. પણ એકથી ત્રણ સુધીના ઉપવાસો અનેકવાર કરવાથી કોઇપણ માણસને કદી પણ નુકશાન થયું નથી અને થવાનો સંભવ પણ નથી. એથી ઉલટું આવા ટુંકા ઉપવાસો વારંવાર કરવાથી આજના જમાનામાં જરૂર અનેક પ્રકારના લાભોજ થાય છે ને થશે એ તદ્દન નિર્વિવાદ વાત છે.

માટે આજકાલ આપણી ચળવળ માટે અને અનેક સાર્વજનિક કામો માટે જે ધનની તંગી પડે છે તે ઉપવાસ કરવાથી મટી જાય એમ મારું ચોક્કસ માનવું છે. પણ હાલ લોકો ખોરાકના એવા ગુલામો બની ગયા છે કે તેઓ આપણા મહાત્મા ગાંધીજી જેવાનો ખાસ આગ્રહ હોય, અગર જેઓ ધર્મચુસ્ત હોય તેઓ પોતાના ધર્મ સિદ્ધાંત પ્રમાણે અમુક દિવસે ઉપવાસ કરવો જોઇએ એવું શાસ્ત્રનું ફરમાન છે એમ ખાસ જાણતા હોય છતાં પણ ઉપવાસ (એક દહાડાનો કે, ઘણાની બાબતમાં તો ૨૪ કલાકનો કે એક વેળાનો પણ ઉપવાસ બહુ ભારી અને

કરવો અસંભવીત લાગે છે) કરી શકતા નથી એટલે કે થોડા સમય પણ ખોરાકનો વિયોગ સહન કરી શકતા નથી તેઓનાથી આમાંનું કશું થાય નહીં.

વિસ્તાર ભયથી હવે ટુંકાવવું પડે છે. ઉપવાસ અને તેથી થતાં અસંખ્ય લાભો વિષે વળી કોઈ વખત જોઈશું. હાલ તો એટલુંજ કહેવાનું કે દેશને ઉન્નત બનાવવા ઇચ્છનારાઓએ ખોરાકની વિવિધ પ્રકારની એટલે ખોરાકની જાત, ખોરાકનું પ્રમાણ, ખોરાકનો સમય ઇત્યાદિ બાબતની અનેક પ્રકારની ગુલામગિરિ પોતે છોડવી જોઈશે અને બીજાઓની પાસે સમજાવીને છોડાવવી જોઈશે.



# માનસિક શક્તિને દૃઢ તેમ ઉપયોગી કેવી રીતે બનાવી શકાય ?



માનસિક શક્તિ અથવા મનઃશક્તિ ( Will Power ) શી વસ્તુ છે તેમ તેનો કેવો પ્રભાવ છે, તે ગયા માગસરના અંકમા બતાવી આપ્યું છે. હવે બતાવવાનું એ છે કે તે શક્તિને દૃઢ તેમ ઉપયોગી કેવી રીતે બનાવવી ? એ વિષયમા વધારે કંઇ લખવાની મારે આવશ્યક્તા નથી. મનોવિજ્ઞાનવેત્તાઓ ( Phychologists ) એ તેને માટે જે જે સાધનોની આવશ્યકતા જણાવી છે. તેનું કોટા નિવાસી શ્રીયુત હીરાલાલ જાલૌરી એ પોતાના "માનવ સંતતિ શાસ્ત્ર" નામક પુસ્તકમાં વર્ણન કરી દીધું છે. તેનું ભાષાંતરજ લખી દેવું ઉચિત છે.

( ૧ ) મનઃશક્તિને બળવાન બનાવવાને માટે પ્રથમ મનને વશ કરવાની આવશ્યકતા છે. તેને નિરંકુશ તથા સ્વચ્છંદી રહેવા દેવું એ ઠીક નથી. મન બહુ ચંચળ છે. ગીતાજીમાં અર્જુને પણ કહ્યું છે કે, चञ्चलं हि मनः कृष्ण: प्रमाथि बलवद्दृढम् માટે તેને બધા વિષયોમાંથી ખેંચીને કલ્પિત વિષયોમાં દૃઢતા પૂર્વક લગાવવું. ધીરે ધીરે મનુષ્ય એના અભ્યાસી બની જાય છે. સંકલ્પની દૃઢતા તથા એકાગ્રતા પણ એ અભ્યાસની શક્તિ તેમ માર્ગદર્શિકા છે.

( ૨ ) મનઃશક્તિને દૃઢ બનાવવાની ઇચ્છા રાખનારે પોતાના સિદ્ધાંત તથા વિચારોમાં મક્કમ રહેવું જોઇએ એમાં એક પણ અપવાદ ઘૂસવા ન દેવો જોઇએ. કોઈ ભયની આશંકા કિંવા કોઇથી અપ્રસન્ન હોવાનો વિચાર મનઃશક્તિને નિર્બળ બનાવી દે છે, તેથી તેનો વિકાસ અટકી પડે છે. પોતાના સિદ્ધાંતને વિઘ્નોથી ન ડરતાં પ્રસંગાનુસાર-ઉચિત વર્તન રાખી દૃઢતાપૂર્વક વળગી રહેવું, તેમાં જરા પણ ન ડગવું.

( ૩ ) દૃઢતાથી આત્મ વિશ્વાસ રાખવો. હૃદયને મલિન તેમ દુઃખી કરવાવાળા કાર્યોથી સદા દૂર રહેવું. એક વાતનો દૃઢ સંકલ્પ કરવો જોઇએ કે જે વાત આપણી સમક્ષ આવી, તે

ઉપર પોતે વિચાર ચલાવ્યા વગર કદાપિ તે વિચાર ગ્રહણ ન કરવો. પોતાનોજ વિચાર ગ્રહણ કરવા જેવો તેમ ન્યાયાનુકુળ સમજવો પોતાની મનઃશક્તિ નિર્બળ છે એવું કદાપિ માનવું નહિ, પણ દિનપ્રતિદિન વધતીજ જાય છે તેમ વિચાર્યા કરવું.

(૪) દુષ્કર્મથી સર્વદા બચવું, એ યોગ્ય તેમ આવશ્યક છે. કેમકે દુષ્કર્મ (જેને આપણા હૃદયથી પુરૂં સમજીએ છીએ) ના સ્મરણ માત્રથી દિલમાં એક એવી ચોટ લાગે છે કે તેના પ્રભાવથી મન નિર્બળ બની જાય છે. મનઃશક્તિને દૃઢ બનાવનારે પ્રથમ તો એવું કોઇ કાર્ય ન કરવું જોઇએ કે જેથી પાછળથી પસ્તાવાનો વખત આવે. કદાચ પ્રસંગવશાત્ એવું કોઇ કાર્ય થઇ જાય તો તત્કાલ તેને ભૂલી જવાના ઉપાયો યોજવા. જાણે કે તે કામ બન્યુંજ નથી એવી સ્થિતિમાં આવી જવું. પરંતુ આગળથીજ એવું ન કરવાનો દૃઢ નિશ્ચય કરી લેવાની ઇચ્છા રાખવી. આનંદી ચહેરો એ ઉપર્યુક્ત સ્થિતિમાં આવવાના સાધન ભુત છે.

(૫) જે વિષયમાં મનઃશક્તિને બળવત્તી બનાવવાની ઇચ્છા થાય તે વિષયપર સમય મળતાં રોજ એકાન્તમા બેસીને મનન કરવું ઉચિત છે. તેમજ દૃઢ નિશ્ચય રાખવો જોઇએ કે "આ કાર્ય મારા સંકલ્પ પ્રમાણે બન્યા સિવાય કદાપિ નહિ રહે." આપણી મનોવૃત્તિઓને બીજા બધા વિષયોમાંથી હઠાવી એક વિષયમાંજ લગાવી દેવી જોઇએ. એ કારણથીજ મહાત્મા ગાંધીજી જેલ નિવાસ પહેલા પણ અઠવાડીયામાં એક દિવસ મૌનવ્રત ધારણ કરી એકાન્તવાસ સેવતા હતા. અભ્યાસીને માટે પ્રાતઃસંધ્યા અને પ્રાણાયામ પછી અથવા રાત્રે સુતા અગાઉનો વખત બહુજ અનુકૂળ છે. કિન્તુ એ સમયે મસ્તીષ્કમાં તે એક વિચાર સિવાય અન્ય એક પણ વિચારનું આવાગમન થવા ન દેવું. કદાચ કોઇ વિચાર આવી ગયો તો તેને યુક્તિપૂર્વક ભૂલી જઇ મૂળ વિચારપર આવી જવું. આવી રીતે મનોવૃત્તિઓને એકાગ્ર કરવાના જેમ જેમ પ્રયત્નો થતા જશે તેમ તેમ મનઃશક્તિ વિકસિત તેમ બલિષ્ટ થતી જશે. ત્યારપછી તો ‘યોગદર્શનના બીજા સૂત્રમાં જણાવ્યા પ્રમાણે **યોગશ્ચિત્ત વૃત્તિ નિરોધઃ** (ચિત્તવૃત્તિઓના નિરોધ કરવો એ યોગ છે.) થશે. એટલે કે યોગની પ્રાપ્તીને લાયક થશે.

(૬) અભ્યાસની શરૂઆત સરળ કાર્યોથી કરવી, કે જેથી બુદ્ધિને કોઇપણ કાર્ય અસંભવિત તેમ કષ્ટસાધ્ય ન જણાય. જેમ ઉંચે ચડતાં સીડીનું એક એક પગથીઉં ચડવાથીજ વિના મુશ્કેલીએ ઉપર ચડી શકાય છે, અને એકદમ ઉછાળો મારવાથી ઉંચે ચડવાને બદલે છેક નીચે પડી જઇએ છીએ અથવા પડવાનો ભય રહે છે, તેમ શરૂઆતમાંજ મુશ્કેલી ભર્યાં કાર્યો એકદમ કરવા જતાં કાર્ય સિદ્ધિ અફળ જાય છે અને મનઃશક્તિને આઘાત પડે છે. માટે અભ્યાસનો ક્રમ સદા સરળથીજ ક્રમાનુસાર કઠણ રાખવો હિતાવહ છે.

(૭) મનઃશક્તિના અભ્યાસીનો નિરાશા એ પ્રબળ શત્રુ છે. ક્યારેક કોઇ કાર્યમાં ત્રુટી રહી જાય અથવા પ્રયત્ન કરવા છતાં પણ ફળ પ્રાપ્તિ ન થાય તો કદાપિ નિરાશ બનવું નહિ, કેમકે તેથી મન દુઃખિત થાય છે, તેમ માનસિક ઉન્નતિને હાનિ પહોંચે છે. એ સ્થિતિના એ દુઃખને દૂર કરવા બીજી રીતે કાર્ય સિદ્ધિ માટે પરિશ્રમ લેવો ઉચિત છે. નીતિકારે કહ્યું છે કેઃ-

उद्योगिनं पुरुष सिंहमुपैति लक्ष्मी दैवेन देयमिति कः पुरुषा वदन्ति
તે માટે दैवं निहत्यकुरु पौरुष मात्मशक्त्या પણ यत्ने कृते यदि न सिद्ध्यति कोऽत्र-दोषः

(૮) ભાગવાદનો સિદ્ધાન્ત પણ મનઃશક્તિને દૃઢ બનાવવાને માટે બહુ ઉપયોગી છે. જ્યારે કૃષ્ણ ભગવાનના कर्मण्ये वाधिकारस्ते माफलेषुकदाचन એ વાક્યપર પુરેપુરો વિશ્વાસ બેસી જશે તથા નીતિકારના यद्भावि न तद्भावि भावि चेन्न तदन्यथा इति चिन्ता विषघ्नोऽयमगदः किं न पियते એ શ્લોક સદા સામે રાખનારને કોઇપણ પ્રકારની ચિન્તા રહેશેજ નહિ, અને એજ અંત્યતોપયોગી છે.

અનુવાદકઃ-વિપિન.



# જિવનમય વિચારો.

---

આજકાલ જ્યાં ત્યાં લખનારા વાચનારા અને મનના પ્રદેશમાંજ બધું બરનારા મનુષ્યો હોય છે. તેમાં સાચી ઉન્નતિ હોતિ નથી. સાચી ઉન્નતિ આત્મામાંજ છે. અને તેમાં એટલે ભાન પ્રદેશમાંજ સર્વ છે. ત્યા કશો શ્રમજ કરવાનો નથી. પણ તે સ્થળ શ્રમમાત્રની અંતિમ કળાએ પરમ શાંત ગંભીર, સ્થીર પૂર્ણ અને નિરંતર એવા સ્વસ્વરૂપમા સર્વ છે. ત્યાં કંઇ દૈન્યકે પાપ નથી. આવા સ્થળમાં સાચા ભાગ્યશાળીજ અહને અભેદ રૂપે અનુભવે છે.

નિવૃત્તિ પૂર્વક શાંત આનંદને અનુભવશો.

બધા જ્ઞાની અને તત્વ વિચારમાં નિષ્ણાત હોતા નથી. માટે અધિકાર પરત્વે બોધને આપવો.

પ્રસન્નતાનો પ્રવાહ વહેતોજ રાખશો.

આનંદ અને ઉત્સાહ વડે જીવન ગાળતા વિચરી મહાન વેગવાળા બળવાન નિશ્ચય બળને પ્રાપ્ત કરી પરમ પ્રસન્ન રહેશો.

ઋણાનુબંધે પુત્રાદિ આવે જાય છે, એ સત્તા દૈવના હાથમાં છે. માટે શોક કરશો નહિ અને કર્તવ્ય ત્યજશો નહિ. સત્ક્રિયાના ફળ રૂપ ભવિષ્યમાં પરમાત્મા દીર્ઘાયુષિ સંતતિ આપશે;

અનેક અનુભવો અને જ્ઞાન પ્રકટાવવા આવા પ્રસંગો બને છે. માટે સ્વપ્નવત ગત પ્રસંગને ગણી બ્રહ્મભાવ વડે મુક્ત રહેશો શોકથી કશુંજ ફળ નથી. માટે હવે ભવિષ્યના શુભની ઇચ્છા પ્રકટાવી ગત પ્રસંગને ભૂલી વૃત્તિ આનંદભાવ વાળી રાખશો. વિશ્વ વ્યવસ્થાપક સત્તા જ્યારે જે કરવું હોય છે તે કરે છે માટે એમાં આપણું ચલણ નથી એમ જાણી શોકને ત્યજશો.

સંસારમાં અનેક સુખદુઃખના પ્રસંગોને દ્રષ્ટાપણે જોતા આત્મ સ્વરૂપને સ્થીર જાણી શોક ત્યજશો.

આનંદ અને ઉત્સાહ વડે વૃત્તિ પરમ શાંત રાખી પરમાત્માનું ભજન અધિક કરશો. શુભ ભવિષ્યમાં થશેજ.

જેટલા વડે કાર્યનો નિર્વાહ થાય છે તેથી અધિક ઉપર મમતા રાખવી એજ માત્ર મોહ છે. અને એ મોહ વડે જીવો ભવ ચક્રમાં ભ્રમણ કરી રહ્યા છે. માટે અંતરમાં શાંતિ રાખી પરમાત્માનું ધ્યાન અને ગુણોના ચિંતનથી વૃત્તિને પ્રસન્ન રાખશો.

તમારે પુનઃ—નો યોગ આવશે સારૂં આયુષ્ય અને સદ્‌ગુણી ભાગ્યશાળી પ્રજા માટે શુભ કર્મ અને યોગ્ય સંયમ કર્યે જાઓ. આ શુભ સંકલ્પની ધારા દૃઢ થતાં જે પ્રકટશે તે ભાવિ સુખના હેતુરૂપ થશે.

સ્વપ્નવત ગત પ્રસંગને ભૂલી જવામાંજ હિત છે. આવા પ્રસંગોજ અંતઃકરણમાં બળ અને સત્ય જ્ઞાન નિષ્ઠા સ્થાપે છે. માટે વૃત્તિએ દુર્બળ કરશો નહિ અને આનંદ તથા બળ ઉપજાવી પ્રસન્ન રહી નિશ્ચિંત થાઓ. સર્વ સારૂંજ થશે.

જપના અર્થમાં લક્ષણા વૃત્તિ રમણ કરે અને શબ્દ વૃત્તિ શાંતિ પૂર્વક શબ્દોનો ઉચ્ચાર કરે તો તે શબ્દરૂપ ખોખામાં સત્વરૂપ વિજળી ભરાઇને તે શબ્દ આખા શરીરના અણુંઅણુંમાં બળ અને તેજને ભરી મૂકે છે. તથા તે શબ્દ સામર્થ્યવાળો બને છે. તેથી આનંદથી એ કાર્ય કરતા રહી મુક્ત બનો અને વિજયને અનુભવો.

તમને ગત પ્રસંગનો શોક હવે શમ્યો હશે. શાંતિ અને પુનઃ ઉત્સાહ જાગ્રત કરી કર્તવ્યમાં યોજાશો આ ભવ પ્રવાસમાં સર્વ પ્રવાસીવત છીએ તેમાં દૈન્ય દુર્બળતા ધરનાર પ્રવાસી કનિષ્ટ ગણાય છે. અને ઉત્સાહી જાગ્રત શાંત બળવાન નિશ્ચયવાળા સુશોભિત ગણાય છે. પણ જેમ ઝાંઝવાનું જળ પરિણામે મિથ્યાજ ઠરે છે. તેમ ઉભય પણ મિથ્યાજ છે. વાસ્તવ દ્રષ્ટિ પ્રાપ્ત થતાં કંઈ અલૌકિક શાંતિ અને ખુમારી પ્રકટે છે. દૃશ્ય જગતના ઉંડા અંતરાળમાં પરમતત્વ વ્યાપી રહેલું છે. તેમાં જેમની મતિ સ્થિર હોય તથા તેથી અભેદ હોય એવાજ જન સાચા જ્ઞાની કે સુખી ગણાય છે. બાકી બધા વધતા ઓછા અંશે પ્રવાસીવત દુઃખીમાં ગણાય છે.

આનંદમાં–ઉત્સાહમાં શાંતિમાં અને શોર્યતાના વચારમાં અંતરના ઉંડાણમાં વસી સર્વ મનકામનાની પૂર્ણતા અનુભવશો.

જે મનુષ્યને સાચી ઇચ્છા પ્રકટી છે તેને પરમાત્મા અદૃશ્ય રીતે સહાય કરે છે. નિશ્ચિંત પણે કરી પણ ધાડા ધાડ કે ઉતાવળ વિના સર્વ કરશો. ઉત્સાહ સર્વ કરવા સમર્થ છે. દૃઢ સંકલ્પ નિશ્ચયબળ અને અડગ પ્રયત્ન વડે સર્વ શક્ય છે.

આ જગતમાં આવી શું કરી ક્યાં કેમ કેવા સ્થળમાં પુનઃ પ્રવેશવાનું છે તે વિરલ સંસ્કારી જનોનેજ ભાન હોય છે માટે મુસાફરની પેઠે અલિપ્ત વૃત્તિ રાખી પ્રસન્ન રહેશો.

હું એટલે શું? તમે એટલે શું? એ સાચી કળાપૂર્વક ચોકસ સમજીએ હું તમોને પ્રભુ રૂપે કેવી રીતે જોવા–માનવા–અનુભવવા તેનો અભ્યાસ રોજ કરશો.

પ્રાણની શક્તિ સર્વોપરિ છે. તેમાં બળ ભરવાનું તથા તે બળ વડે સર્વ અશક્યને શક્ય કરવાનું સામર્થ્ય એ બધું વિચારશો.

શરીર અને મન કરતાં તેના કારણુરૂપ આત્મા તમે છો. તે અત્યંત બળપૂર્ણ છે. એજ આત્મા હું છું એવો સંયમ શાંતપણે કરવાનો છે. નીચે પ્રમાણે આગ્રહથી અભ્યાસ કરશો. "ગમે તેવું તુચ્છ કાર્ય કરો તે પૂર્વે તમે સર્વશક્ત સ્વરૂપે ઇશ્વર છો એવા દૃઢ શ્રદ્ધાપૂર્વક સંકલ્પ કર્યા પછીજ કાર્ય કરજો. એ સંકલ્પનો અત્યંત ગાઢો અભ્યાસ કરજો એટલે વિજય તમારોજ છે. આ પ્રમાણે રોજ કરીને બળ વધારતા જશો એટલે તત્વો પર વિજય થશે.

જગતને બ્રહ્મમય જોતા પ્રસન્ન રહેશો.

ગ્રીષ્મઋતુમા ઉષ્ણતાના દિવસ આરંભાય છે પણ જેને અંતરમાં શિતળતા હોય તેને બહિરનો તાપ નડતો નથી. અંતરમાં આરામ શાંતિ અને સત્યમાં પૂર્ણ અભેદ નિષ્ઠા હોય તેમને સદાની શિતળતાજ છે. ઇન્દ્રિયરૂપ અશ્વોને યોગ્ય માર્ગે ચલાવતા પરમ પ્રસન્ન રહો. જગત એ બ્રહ્મનો વિવર્ત હોવાથી हरिरेव जगत जगदेव हरि એમ જુઓ. સઘળે ચેતન્ય વિના અન્ય કંઇજ નથી એ ભાવને અનુભવમાં ઉતારી આનંદમાં સમય ગાળશો.

અંતર્યામિતત્વની પકડ જેમને હાથ લાગી છે તે કદીજ દુર્બળ પડતા નથી. અશક્ય જગતમાં કશુંજ નથી. સર્વ શક્ય છે. બ્રહ્મ જ્યોતિના કીરણ વડે નિત્ય ઓતપ્રોત હૃદય અને શરીરને અને મનને તે કારણોવડે ભરીને બળ, પુષ્ટિ તથા આરોગ્યને અનુભવશો. વૃથા શૂન્ય દ્વૈતભાવને પ્રકટાવશો નહિ.

વિયોગનું દુઃખ અસહ્ય છે. પરંતુ જગતના નાશવંત સ્વરૂપનો વિચાર કર્યો છે. તેને અધિક શું લખવું. શ્રી હરિ સ્મરણ કરતા આવા વ્યતિકરોમા પ્રસન્ન રહેવું એજ અધિક ઠીક છે.

તમે તમારા સંકલ્પની સિદ્ધિ કરવા ઉપર લક્ષ આપશો તો બહુ આગળ વધશો. જેઓ પોતાના નાના મોટા સંકલ્પો સિદ્ધ ચરિતાર્થ કરે છે તે શક્તિને ખીલવી મહાન થાય છે માટે તે પ્રતિ લક્ષ આપશો.

આ ભવ પ્રવાસના પ્રવાસીઓને ક્વચિતજ ભાન હશે કે આપણે આ સંસારમા શા માટે શું સાધવા શું સિદ્ધ કરવા પ્રયાણ આદર્યો છે. એક દ્રવ્યનીજ પ્રધાન આશામા તથા સ્ત્રી પુત્રાદિની જાળમા જીવાત્મા લપટાઇ પોતાના કર્તવ્ય ભૂલી જઇ કરોળીયાની માફક ગુચવાઇ પડે છે. તેઓ ખરેખર દયા ને પાત્રજ છે.

મસ્ત શાંત નિસ્પૃહ વિષય માત્રની સ્પૃહાથી રહિત અંતરના સ્વતત્વમાંજ એક પોતાના આત્મામાં એટલે હું માંજ સર્વ છે એમ દૃઢ નિશ્ચયથી માની ખુમારીવાળા જે મહા પુરૂષ હોય તેજ ધન્ય છે. તેજ મિત્ર કે સમાગમ કરવા યોગ્ય છે. તેમના હૃદયનો સાચો સંગ સાચી નિર્ભયતા આપે છે.

આગમાપાયી સંસારમાં શોક મોહના અનેક પ્રસંગ આવે છે. પણ દૃષ્ટાપદમાં રહેનાર તેનો ભોગ થઇ શકતો નથી. ગત પ્રસંગને સ્વપ્નવત્ ગણતા પુનઃ પ્રસન્નતાને જાગ્રત રાખશો, અને શરીર તથા અંતરને કષ્ટ થાય એવું કશું ન કરશો. અતિ શ્રમ વડે મેળવેલો અર્થ સુખ આપનાર નથી. અંતઃકરણની સ્વસ્થતા જાળવશો.

તમારી અંતીમ આશાઓ અને ઇચ્છાઓ યથાર્થ રૂપે સિદ્ધ થશે. માત્ર અધૈર્ય વડે વૃત્તિમાં ક્ષોભ થવા ન દેશો. અધૈર્ય સેવ્ય નથી. ક્ષણવાર પણ હૃદયસ્થ પરમાત્માને ભૂલશો નહિ.

ॐ सत्येन ज्योतिषा सत्यज्योतिषा सत्यज्योतिषं स्वनुमोदत આ વચનને લક્ષમાં રાખી અસત્યને આપણા વિચારનો આચારનો કે ઉચ્ચારનો વિષય નથી કરવાનો. સત્ય એ એકજ જ્યોતિ પરમ જીવન છે. એના આશ્રયથી જીવનકળાના ભિન્ન ભિન્ન સ્વરૂપો સિદ્ધ થાય છે. એ સત્ય સ્વરૂપ વડે સત્યને નિરંતર નિહાળતાં પરમ સત્ય સ્વરૂપ થી મહાદેવજીની ઉપાસના તમારી મનઃ કામના જરૂર જરૂર પૂર્ણ કરશે. માટે અસત્યને છાંયડે કદી ઉભા ન રહેશો અને પુનઃ પૂર્ણ ઉત્સાહથી મત આરંભો. શ્રી ઇષ્ટ સત્યઃ પુરસ્સર સર્વ કામના પૂરશેજ.

આનંદ ઉત્સાહ અને જીવન વિનાનું બધુંજ વ્યર્થ અને ભારરૂપ હોય છે. વિશુદ્ધ આનંદ સત્વશુદ્ધિ અને સાચી પ્રસન્નતાનો પ્રવાહ એજ જીવન વૃદ્ધિનું કારણ છે.

ચારિત્ર્ય ઉપર બહુ લક્ષ આપતાં તે સિદ્ધ કરવામાં આગ્રહ સેવનાર વિજયવાળા હોય છે. માટે તમારૂં ચારિત્ર્ય ઉત્તમ અને સર્વોત્તમ આદર્શ રૂપ બનાવો જેથી તમને અને અન્યને લાભ થાય.

શરીર મન અને આત્મા એ ત્રણુ એકત્ર જેમ બરફ પાણી અને વરાળની પેઠે છે. વરાળ એકત્ર કરનાર કાર્ય કરે છે. તેમ આત્મબળ સંયમ વડે ઐક્ય કરતાં સામર્થ્ય પ્રકટાવે છે.

દીવો નાનો છતાં કેટલા મોટા અંધારાનો નાશ કરે છે. વડ આંબા ફનસ વીગેરેના બીજકો સુક્ષ્મ છતાં ઉદય થયા વિના તેનું સામર્થ્ય જણાતું નથી. તેજ પ્રમાણે સ્ત્રી તનુમાં ગર્ભાશય સુક્ષ્મ એક અણુમાત્ર છે. છતાં વ્યક્તિને પ્રકટાવે છે. આ સુક્ષ્મમાં સુક્ષ્મ સામર્થ્ય તે આત્માનું છે. માટે તેમાં વૃત્તિ જોડતા રહી પ્રસન્ન રહેશો.

આ ક્ષણીક વિશ્વમાં શાશ્વત સુખ બ્રહ્મદ્રષ્ટિ વડેજ પ્રાપ્ત થાય છે. અને સત્ય બ્રહ્મમાં સર્વ સામર્થ્ય છે. માટે તેનાંમા વૃત્તિ સ્થાપી આ લોક અને પર લોકમાં સંપૂર્ણ શાંતિ સુખ અનુભવશો.



# श्री ईशावास्य उपनिषद.



( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૪૬ થી ).

अन्धंतमः प्रविशन्ति येऽविद्यामुपासते ॥ ततो भूय इवते तमोयउ विद्यायांरताः ॥ ९ ॥

અર્થ—જેઓ અવિદ્યાની ઉપાસના કરે છે તેઓ અંધતમમાં પ્રવેશ કરે છે, જેઓ વિદ્યામાં આશક્ત છે તેઓ તેથી અધિક તમમાં (પ્રવેશ કરે છે)

ટીકા—આ મંત્રમા અધમ અધિકારીને અંધતમ અને અધિક અંધતમ લોકની પ્રાપ્તિ થાય છે તે કહેલું છે તે લોકની પ્રાપ્તિ એટલે તેવી ગતિ સમજવી. સકામ અવિવેકી જનો અવિદ્યાની ઉપાસના કરે છે, આવવાનું સેવન કરે છે. અવિદ્યા સેવે છે એટલે વેદમાં અગ્નિ હોત્રાદિક જે કર્મ કહેલાં છે, તે કર્મ, તેનો મુખ્ય હેતુ સમજ્યા વિના, માત્ર ઇચ્છિત ફળની પ્રાપ્તિ ને માટે કરે છે. ઘણા માણસો ધારેલું કામ કરવાને માટે અનુષ્ઠાન માંડે છે અને મંડાવે છે, આવા

જનો અદર્શનાત્મક અજ્ઞાનરૂપી અંધકારમાં પ્રવેશ કરે છે. અદર્શનાત્મક અંધકારને કે જેમાં આત્માનું જરાપણ દર્શન થતું નથી, અજ્ઞાનથી ઘડેલું એનું જે શરીર તેમાં તે પ્રવેશ કરે છે. અજ્ઞાન એ અંધારૂં છે, અને અંધારામાં કંઇ દેખાય નહિં એ ખુલ્લું છે સહાય જે કર્મ થાય છે તે તેના ફળને માટે, એટલે કંઇપણ ઇચ્છા ઉત્પન્ન થઇ તો તે ઇચ્છા પાર પાડવા માટે અમુક કર્મ કરાય છે ઇચ્છા એજ સૃષ્ટિનું મૂળ કારણ છે, સંસારનું બીજ ઇચ્છા છે હું એક છું તે અનેક રૂપે થાઉં એવી ઈશ્વરને ઇચ્છા થઇ અને તેથીજ સૃષ્ટિની વ્યક્તિ થઇ. તેમજ બ્રહ્મા પહેલાં છે તે એકલાજ હતા, તેને વૈભવવાન થવાની ઇચ્છા થઇ, તે થતાં સ્ત્રી, પુત્ર, વિત્તની ઇચ્છા થઇ, અને તેમ થતાં સૃષ્ટિની વૃદ્ધિ થઇ, ત્યારે સંસારથી જેને મુક્ત થવું છે તેણે તો સંસારનું બીજ જે ઇચ્છા અથવા કામના તેનો તો નાશ કરવાનો છે કર્તવ્ય આ છે, તે છતાં ઉલટું કરવાનું પ્રબલ થાય તો કર્તવ્ય શું છે તે બરાબર સમજાયું નથી, અને ખોટી સમજણ થઈ ત્યાં અવિદ્યા છે. ત્યારે અવિદ્યાથી જેઓ સપડાયલા છે તેઓ અન્ધતમમા જઇ પડે છે એમ અહીં કહ્યું છે આ મંત્રમાં માત્ર કર્મકરનારની અને તેમજ માત્ર વિદ્યામાં આસક્ત રહેનારની સ્થિતિ બતાવીછે. અહિં જે વિદ્યા કહી છે તે ઉચા પ્રકારની વિદ્યા સમજવાની નથી, પણ સાધારણ અર્થમાં જ્ઞાન સમજવાનું છે. જ્ઞાન એટલે જાણવું વિદ્યાથી દેવલોકની પ્રાપ્તિ થાયછે અને કર્મથી કામલોક, પિતૃલોકની પ્રાપ્તિ થાય છે. દેવતાઓને પોતાનાથી જુદા માને છે અને તેઓમાં શું શું ભેદ રહેલા છે તે બરાબર સમજતા નથી, તે છતાં દેવતાની ઉપાસના કરેછે. ઘણે ભાગે ક્ષુદ્રદેવતાની ઉપાસના અહિં સમજવાની છે. માણસને ત્રણ મોટાં રૂણછેદન કહેલાં છે તેમા એક દેવતા ઋણ છે. દેવતાઓનું દેવું પણ આપવાનું છે. ત્યારે લેણદાર અને દેણદારનો સંબંધ રહેલો છે. લેણદાર પોતાનું લેહેણું જલદીથી માંડી વળાય તેમાં રાજી નહિં હોય, તેને તો વ્યાજ મળ્યા કરે તેમાંજ તે રાજી રહે, એ દેણુ જ્યાં લગી જ્ઞાનનો ઉદય નથી થયો ત્યાં સુધી છે, જ્યા લગી અજ્ઞાન છે ત્યાં સુધી એ દેણુ રહે છે એવા માગનાર રૂપી દેવતાનેજ સેવવાથી મોટા લાભની ઇચ્છા રાખવાની નથી. જેઓ વામ માર્ગ પકડીને દુષ્ટ હેતુ પાર પાડવાને માટે દેવતાની ઉપાસના કરે છે, તેઓની સારી ગતિ હોયજ ક્યાંથી, વળી જેઓ લોકોને અમે સમજીએ છીએ. અમે જ્ઞાની છીએ એમ બતાવવાને માટે કર્મ છોડી દે છે અને કર્મ કરતા નથી અને માત્ર મહોડેથી જ્ઞાનનો લવારો કરે છે અને દેવતાને માને છે, તેઓના અંતઃકરણમા નાના પ્રકારની વિષયવાસના છુપી રહેલી છે! પોતે માને છે કે હું તો અકર્તા છું અને મને કંઇ લેપન નથી અને એમ લવારો પણ કરે છે, એટલે બસ નથી. એ બહાને અઘટિત પાપના કર્મ કરતાં આંચકો ખાતા નથી, એવા માણસની ગતિ એકલું કર્મ કરનારા કરતા વધારે નબળી હોય એમાં સંશય નથી. એને તો અંતઃકરણની શુદ્ધિ થતીજ નથી, તેમજ ત્યાગ પણ તેનો નથી. જે અગ્નિ હોત્રાદિ કર્મ કરે છે, તેને તો કર્મથી શુદ્ધિ પણ મળે છે અને ત્યાગ પણ થાય છે ત્યાગ કેવી રીતે તે સમજવાને માટે આપણે કોઇ મોટા યજ્ઞનું દ્રષ્ટાંત લઇએ. એમાં પહેલો ત્યાગ તો પૈસાનો છે, કેમકે પૈસો ખરચ્યા વિના તે થતો નથી. બીજો ત્યાગ અભિમાનનો છે કેમકે સઘળાઓને તેઓની યોગ્યતા પ્રમાણે આદર સત્કાર કરવો પડે છે) ત્રીજો ત્યાગ હંમેશના જે નિયમસર ભોગવતા ભોગવિલાસ છે તેનો ત્યાગ છે માટે શાસ્ત્રમાં સૂચવેલાં કર્મ કરનારા અવિવેકી બહાર જ્ઞાનનું ડોળ ઘાલનારા પણ અંતરમાં અત્યંત મલિન દુર્ગુણી; ગંધાતાઓ ના કરતાં સારા ગણેલા છે એ વાસ્તવિક છે અહિં જે બીજા વર્ગના મનુષ્ય કહ્યા

તેવાઓથી ક્ષુદ્ર દેવતાઓને પોષણ મળ્યાં કરે છે, અને એ પોષણ બંધ થાય તેમાં તે દેવતા રાજી નથી, પશુની પેઠે એવા મનુષ્યો તે દેવતાના હિતાર્થે પિલાયાંજ કરે છે અને અત્યંત અદર્શનાત્મક અન્ધતમમાં પ્રવેશ કરે છે, એટલે કેવળ અજ્ઞાનથી ધાડી છવાયલા યોનીમાં જન્મ લે છે, વૃક્ષ, પાષાણ, કુતરાં, બિલાડાં, ઇત્યાદિક જે યોનિ છે તે યોનીમાં તેઓને જન્મ લેવો પડે છે. અવિદ્યા એજ સંસારનું કારણ છે બ્રહ્માએ પણ પ્રથમ સૃષ્ટિ રચના કરવાનો વિચાર કીધો ત્યારે તેની બુદ્ધિમાં પાંચ પ્રકારની અવિદ્યા ઉત્પન્ન થઇ, તે પાંચના નામ તમ, મોહ, મહામોહ, તામિસ્ત્ર, અને અંધ તામિસ્ત્ર છે એ પાંચ અવિદ્યા ને લીધે જે સૃષ્ટિ થઈ, જેને લેશ માત્ર પ્રકાશ નહોતો એ જે પાંચ અવિદ્યા કહી તેમાં અવિદ્યા તે તમ, અસ્મિતા તે મોહ, રાગ તે મહા મોહ, દ્વેષ તે તામિસ્ત્ર, અને અભિનિવેશ તે અંધ તામિસ્ત્ર છે. ત્યારે આત્મા અને પરમાત્માને કર્મ સાથે બીલકુલ સંબંધ નથી, અને કર્મ ઉપર કહેલી અવિદ્યાને લીધે છે માણસનો સ્થુળ દેહ પડે છે પછી તેને પોતાના કર્મના ભોગાયતનને માટે નવોજ દેહ બંધાય છે જેને વાસના શરીર કહે છે. એ શરીર વડે કર્મના ફળ ભોગવવાના છે જે ઇંદ્રિને વશ થઇને તેના વિષયમાં તલ્લિન થઈ પોતાનું આયુષ્ય વ્યર્થ ગુમાવ્યું હોય છે, તે ઇંદ્રિના સંબંધમાંજ તેને શિક્ષા થાય છે તેની જે નીચી અધમ-વાસનાઓ, ઇચ્છાઓ હોય છે તે સઘળી ઘસાઇ ગયા વિના જીવથી સ્વર્ગમાં જવાતું નથી. કેટલોક સમય તે પ્રેતરૂપે રહે છે, અને સ્વર્ગમાં તો ઘણું મોડેથી જવાનું થાય છે. એક દુનિયાથી બીજી દુનિયામાં જવાથી જીવની વૃત્તિ કંઇ તરત બદલાતી નથી, યમપુરીમાં અથવા જેને કામલોક કહીએ તેમાં જીવને પોતાના કરેલાં ફળ પુરેપુરાં ચાખવા પડે છે. દિવ્ય લોકની પ્રાપ્તિ પછી થાય છે, જેણે જેવા કર્મ કીધાં હોય છે તેને અનુકુળ સુખ તેને મળે છે. તે લોકમાં પણ કેવળ નિર્ભેળું સુખ નથી, ત્યાં પણ રાગ. દ્વેષાદિ છે, ત્યાનું જે સુખ છે તે પણ નાશ થાય છે. સારાંશ એ છે કે જીવની ગતિ તેના જ્ઞાન ઉપર આધાર રાખે છે, જેટલું અજ્ઞાન તેટલું અંધારૂં અને તે અંધારાને યોગ્ય તેને પાછળથી અથડાવવું પડે છે, અજ્ઞાનના અંધારામાં અફળાય તો પણ રાજી રહે છે તેને અંધારૂંજ મળવાનું છે. પ્રકાશને તે પાત્ર નથી. અંધારૂં કેટલું ઘટ હોય તેનો આધાર અજ્ઞાન કેટલું ઘટ છે તે ઉપર છે

અનંતાચાર્ય કહે છે કે વેદોક્ત કર્મથી ચિત્તશુદ્ધિ કર્યા વિના આત્મજ્ઞાન ઉત્પન્ન થતું નથી તથા ચિત્તશુદ્ધિ કીધા વિના જે જ્ઞાની થવા જાય તે તમ નામની અજ્ઞાન યોનિમાં જન્મ લે છે.

આત્માને કર્મ છે એવું સમજીને જે ઉપાસના કરે છે તે અજ્ઞાન રૂપી અંધારામાં જાય છે.

આ વિદ્યાનો અર્થ મધ્વ એવો કરે છે કે ઇશ્વરના સાચા સ્વરૂપને મૂકીને અન્ય કલ્પિત જુઠાં સ્વરૂપની ઉપાસના કરવી તે અવિદ્યા છે.

આદર્શનાત્મક તમ-અજ્ઞાનરૂપી અંધારમાં પ્રવેશ કરે છે એટલે સંસારની પરંપરાનો અનુભવ કરે છે.

વિદ્યાથી ભેદ ઉપાસનાનો અર્થ પણ થાય છે, પણ વધારે સારો, લોકમાં વિદ્યાવાળો ગણાય પણ આત્મ અભ્યાસથી રહિત, વાસનાથી ભરેલો, મુખે અહંબ્રહ્માસ્મિ કહી કાળાં, પાપી કર્મ કરનારા સમજવાનાં છે. ( અપૂર્ણ. )

મંચ્છારામ ભળબ્ચરામ હોરા.

# રામાયણ રહસ્ય.



કવિતા શાખા ઉપર આરોહણ કરી, મધુર સ્વરથી, રામનામનું કૂજન કરતા કવિકોકિલ વાલ્મીકિને હમારા સહસ્ત્ર વાર પ્રણામ હો. રામાયણની કથાના અદ્દભુત દ્રષ્ટાને હમારા નમસ્કાર હો, એ આદિ કાવ્યના સ્રષ્ટાને અમારૂં સ્નેહાભિવંદન હો. એ કાવ્યમૂર્તિ કાવ્યરત્નને અમે અનેકવાર પ્રણામ કરીએ છીએ. યુગાયુગનાં ચક્રો ફરી ગયાં, પણ એમની કાવ્ય સરિતાને કાલચક્રનો ઘસારો હજી લાગ્યો નથી. અન્તરે અન્તરે અનેક કવિવરો થયા. પરન્તુ હજી એ આદિ કવિની સ્પર્ધામાં કોઈ ઉતરી શક્યું નથી. વખતના વહેવાની સાથે રામાયણમાંથી કાંઇક અલૌકિક અસામાન્ય ગૌરવની પ્રાપ્તિ થાય છે. અને રમણીયતાનું શુદ્ધ સ્વરૂપ જે ક્ષણે ક્ષણે નવીનતા ત્હેનું રામાયણમાં આપણને દર્શન થાય છે. એ પ્રતિભાશાલી મહર્ષિની લોકોત્તર પ્રતિભાનુંજ એ પરિણામ છે. કાવ્યના દ્રષ્ટા અને નાયક બન્ને અસામાન્ય હોઈ, એ દિવ્ય અન્યનું દિવ્યત્વ જળવાઇજ રહેવાનું.

પ્રભાતમાં કૂજન કરતી કોકિલાનો મધુર સ્વર કયા સહૃદય જનને આલ્હાદ નથી લાગતો? અરૂણોદયના આછા તેજમાં ગાતી રમણીય કોકિલાનો પડઘો કોના હૃદયમાં આનંદ નથી કરાવતો? પ્રભાતની કોયલ મીઠી છે, તે જીવનમા ચેતન રેડે છે, ઓજસ અર્પે છે, રસ સમર્પે છે. નદી કિનારે એકાન્ત રમણીય કુંજમાં, આછા તારાગણમાં, અરૂણના કેમરી પ્રકાશમાં, પવિત્ર અરણ્યના આશ્રમમાં તો વળી કોકિલા મનુષ્યને દેવભૂમિમાં લઇ જાય છે. આપણા આદિ કવિ પણ આવી દિવ્યભૂમિની એક દિવ્ય કોકિલા છે. એમનું જીવન પવિત્રમય વાતાવરણમાં ગાળવામાં આવ્યું હતું તમસા કિનારે આશ્રમ માંડી, સંસારની ધમધમાટથી દૂર એકાન્ત ચિન્તનમય જીવન ગાળતા, આપણા આ મહર્ષિની વાણીનો પડઘો પણ કાંઇક અલૌકિક છે. દૂર દૂર અન્તરના ઉંડામાં ઉંડા ભાગને સ્પર્શ કરે છે, અને કાંઇક અવનવું ચેતન અર્પે છે.

રામાયણમાં એવું અલૌકિક શું છે કે તે અનેક સંકટ ચક્રોને ઓળખી હજી પણ જીવે છે. એવું તે શું છે કે હિન્દનો દરેક માણસ ત્હેનું નામ સાંભળતાં પવિત્ર ભાવમાં લીન થઇ જઇ પ્રેમનાં આંસુ ગાળે છે. એ કાવ્યમાં એવી તે શી રમણીયતા છે કે એને નામે મનુષ્ય માત્ર માથું ઝુકાવે છે ? આવા આવા અનેક પ્રશ્નો થવાનો સંભવ છે, ઘણાએ આ પ્રશ્નોના ઉત્તર આપવાનો પ્રયત્ન કર્યો છે. કેટલાક સફળ થયા છે, ઘણા જણુ નિષ્ફળ ગયા છે. કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનોએ, રામાયણ પર વાર્તિક લખવાનો પ્રયત્ન કર્યો છે, પરન્તુ ત્હેમાં તેઓ સફળતા પામ્યા નથી. એમ અમારૂં માનવું છે, અને તેમ છતાં ત્હેમના પ્રયત્નો ઘણે ભાગે સ્તુત્ય અને વિચારવા યોગ્ય છે. રામાયણનું ખરૂં રહસ્ય એક આર્ય હૃદય સિવાય બીજો કોઈ સ્હમજી શકે એમ નથી. કેટલાક પુસ્તકો એવાં છે કે જેને સ્હમજવાને અમુક જાતની ભાવનાનો અનુભવ હોવાની જરૂર છે. પ્રખર વિદ્વાન પણ જેને ન સ્હમજી શકે ત્હેને એક સામાન્ય જન પોતાના હૃદયની વિશાલતાને લીધે ઘણી સારી રીતે સ્હમજે છે. તર્ક કે તત્ત્વજ્ઞાન સ્હમજવાને બુદ્ધિની અત્યંત આવશ્યકતા

છે, પરન્તુ કાવ્ય સ્હમજવાને હૃદયની વધારે જરૂર છે. એક વિદેશી ભારતવાસીઓનાં ન્યાયનાં કે તત્વજ્ઞાનનાં પુસ્તકો સ્હમજવાને કે ત્હેમના ઉપર ટીકા કરવાને પ્રયત્ન કરે તો ઘણે અંશે સફળ થવાનો સંભવ છે, પરન્તુ ભારતવાસીઓનાં કાવ્યોનું રહસ્ય સ્હમજવાને તો ભારતીય હૃદય હોવાની અત્યંત જરૂર છે. ભારતના જીવનનો સંપૂર્ણ અભ્યાસ અને અનુભવ હોવાની આવશ્યકતા છે, ભારતીય ભાવનાનો સંપૂર્ણ ખ્યાલ હોવાની અત્યંત જરૂર છે.

શેલી, બાયરન કે કીટસનને, અથવા હોમર કે મિલ્ટનને સ્હમજવાને એક અંગ્રેજ કે ગ્રીકનું હૃદય વધારે સમર્થ છે. ભારતવાસીઓ પોતાના અભ્યાસ ક્રમમાં આ પુસ્તકો ભલે શિખે ભલે ત્હેના ઉપર વિસ્તૃત ટીકાઓ અને વાર્તિકો લખે, પરન્તુ ત્હેમનો અભ્યાસ અપવાદો બાદ કરતાં છીછરોજ રહેવાનો, કારણકે ત્હેમને વિદેશી જીવનનો, વિદેશી ભાવનાનો અનુભવ નથી. અભ્યાસ નથી પરિચય નથી. વિશ્વનાં સનાતન સત્યો તો એકજ છે, તે સ્હમજવામાં સહૃદય મનુષ્યને અડચણ પડતી નથી, પરંતુ એક પ્રજાની ભાવના કે જે બીજી પ્રજાથી તદ્દન ભિન્ન છે તે સ્હમજવી તો અત્યંત કઠિન છે. રામાયણને સ્હમજવાને સ્હમજાવવાને અનેક પ્રયત્નો થયા છે. પરન્તુ તે પ્રયત્નોમાં જે સહૃદયતા જોઇએ તે નથી, તે પ્રયત્નોમા ઉંડું ચિન્તન નથી. ગંભીર દર્શન નથી.

મહાકવિ કાલિદાસ પોતાના રઘુવંશમાં કહે છે કે–**निषाद विद्धाण्डज दर्शनोत्थः श्लोकत्वमापद्यत यस्य शोकः ।** તમસા તીરે સ્નાન કરવા ગયેલા મહર્ષિ વાલ્મીકિએ, એક નિષાદને એક ક્રૌંચ દંપતી ઉપર બાણ છોડતા જોયો. એ યુગલમાંથી એકના પ્રાણ ગયા. ઋષિના કોમળ હૃદય ઉપર આથી ગંભીર અસર થઇ, ત્હેમના અંતઃકરણમાં ક્ષોભ થયો, અને આવા અકાર્યને માટે ત્હેમણે તે વ્યાધને શાપ દીધો, અને તે શાપના શ્લોકમાંથી રામાયણની ઉત્પત્તિ થઇ. અંતઃક્ષોભ થવાની સાથે ત્હેમના હૃદયમાંથી કવિતા પ્રવાહ વહ્યો, અને તે કવિતા પ્રવાહ આ હતો. **मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः । यत्क्रौंञ्चमिथुनादेकमवधीः काममोहितम् ।** હે નિષાદ, ત્હેં કામથી મોહિત થયેલા ક્રૌંચ યુગ્મમાંથી એકનો નાશ કર્યો તેથી ત્હારો અંત પણ વહેલોજ આવશે.

અંતઃક્ષોભથી ઉત્પન્ન થયેલા આ કાવ્ય ઝરણામાં કાવ્યત્વનાં બધાં બીજ સમાએલાં છે. કહેલી વાત ઘણીજ સાદી અને સરળ છે અને તેમ છતાં પણ ત્હેમાં કાવ્યનો આત્મા જે રસ તે પદે પદે દ્રષ્ટિગોચર થાય છે. કવિતા કોને કહેવી તે સંબંધમાં અનેક મતભેદ છે, અનેક રસ શાસ્ત્રીઓએ કવિતાનાં વિવિધ લક્ષણો આપ્યાં છે, તેમ છતાં એક વાતમાં તો બધાએ મળતા છે, અને તે એ કે, કવિતામાં રસનું પ્રાધાન્ય હોવું જોઇએ, કારણકે રસ એ કવિતાનો આત્મા છે. જેમ મનુષ્યના શરીરમાં આત્મા અણુએ અણુમા વ્યાપી રહ્યો છે, અને તેથીજ શરીરમાં ચેતન રહે છે, તેવીજ રીતે કાવ્યમાં ચેતન લાવવાને માટે રસની વ્યાપ્તિ સમસ્ત કાવ્યમાં હોવીજ જોઇએ. ઋષિના નિકળેલા ઉદ્ગારમાં નથી અલંકાર, નથી, અનુપ્રાસ કે ચમક કે નથી, બીજી કોઇ જાતનાં આભૂષણ અને તેમ છતાં તે એક કાવ્યનો નમુનો પૂરો પાડે છે. આખું રામાયણ આવીજ સરળતાથીજ ભરપૂર છે. કવિને જે કહેવાનું છે તે સાદી, સરળ અને ગંભીર વાણીથી કહેવામાં આવ્યું છે. કાવ્યના વસ્તુમા કાઇ અલોકિકતા નથી, કવિની કહેવાની રીતમાં પણ આશ્ચર્યજનકતા નથી, વાણીમાં પ્રૌઢિ, વ્યાસ કે સમાસનો ઉપયોગ કરવામાં આવ્યો નથી, અને તેમ છતાં રામાયણ એક મહા કાવ્ય છે. કાવ્યનો એક અદ્ભુત નમુનો છે, જગતનાં અલૌકિક કાવ્યોની સ્પર્ધા

કરવાને સમર્થ છે. આનું કારણ શું? આનું કારણ અમે તો એટલુંજ આપીશું કે એની સરળ ગાંભીર્ય, આ બધાનું કારણ છે, એ કાવ્ય પ્રવાહ અત્યંત નિર્મળ છે, કોઇ પર્વતાવલિમાંથી વહેતા વાંકા ચૂંકા નિર્મળ ઝરાના જેવું કાવ્યત્વ રામાયણમાં પદે પદે દૃષ્ટિગોચર થાય છે. વહેતા ઝરામાં જેમ, નિર્મળતા, અને અલૌકિકતાનું અસામાન્ય મિશ્રણ છે, તેનીજ રીતે આપણા મહાકાવ્યમાં પણ કવિ હૃદયની નિર્મળ, શાન્ત, સરળ, ગંભીર, ગૌરવાન્વિત, પવિત્ર, છાપ પાડેલી છે, અને આ મહર્ષિના શુદ્ધ હૃદયની છાપ એ કાવ્યમાં પડી છે તેથીજ એનું ગૌરવ હજી સુધી જળવાઈ રહ્યું છે. બીજું કારણ કાવ્યનું વસ્તુ છે. જેટલી સરળ મહર્ષિની વાણી છે, તેટલુંજ સરળ કાવ્યનું વસ્તુ છે. વાણીમાં જેટલી વિશાળતા, પવિત્રતા મહત્તા અને સરળતાનું દર્શન થાય છે, તેટલીજ સરળતા વિશાળતા અને પવિત્રતા કાવ્યનાં નાયક, નાયિકા અને અન્ય પાત્રોમાં જણાયે છે. આમ સુવર્ણ અને સુગંધનો યોગ થવાથીજ કાવ્યનું કાવ્યત્વ હજી સુધી જળવાઈ રહ્યું છે. આમ થવાથીજ, એ મહા કાવ્ય યુગયુગના ઘસારામાંથી પસાર થવા છતાં હજી તેવું ને તેવુંજ છે.

કાવ્યના વસ્તુમાં પણ કાંઇ એવી અસામાન્યતા નથી. અયોધ્યાના રાજા દશરથના પુત્ર રામચંદ્ર પિતૃવચન પાળવા વનમા સિધાવ્યા, સાથે હેમના પત્ની સીતા પણ ગયા! અરણ્યમાં વસતા લંકાનો રાજા રાવણ સીતાનું હરણ કરી ગયો. રામ લક્ષ્મણ બન્ને ભાઇઓએ સીતાની શોધમાં સુગ્રીવની મિત્રતા કરી, હનુમાન આદિ વાનરોની સહાયથી, રાવણનો નાશ કર્યો, લંકાનું રાજ્ય વિભીષણને સોંપી સીતાને લઈ રામચંદ્રજી અયોધ્યા આવ્યા અને સુખેથી રાજ્ય કર્યું. ટૂંકું અને સાદું રામાયણનું વસ્તુ છે, અને તેમ છતાં રામાયણ એક મહાકાવ્ય ગણાય છે અને વસ્તુતઃ તે મહાકાવ્યોનું પણ મહાકાવ્ય છે.

લોર્ડ મેકોલે એના એક નિબંધમાં જણાવે છે કે, સંસ્કૃતિની પ્રગતિ સાથે વ્યક્તિનું કે પ્રજાનું કાવ્યત્વ ઘટતું જાય છે. મેકોલે એક સમર્થ નિબંધકાર તરીકે વિશ્વવિખ્યાત છે, અને તેમ છતાં અમો કહેવાની હિંમત કરીએ છીએ કે હેના ઘણા વિચારો તત્ત્વદર્શી નથી, તલ સ્પર્શી નથી, છિછરા છે, મેકોલે પોતાના ભાષા ગૌરવથી પ્રખ્યાત છે, વિચાર ગૌરવથી નહીં; રાજ્યનીતિ કે ઇતિહાસના પ્રકરણો લખવામાં તેની કલમ વધારે શક્તિ દાખવે છે. પરંતુ જ્યારે તે કાવ્ય કે સાહિત્યના પ્રદેશમા પ્રવેશ કરે છે ત્યારે બુઠ્ઠી થઈ જાય છે. એ પ્રદેશમાં એ સમર્થ ધારાશાસ્ત્રીની બુદ્ધિ કુંઠિત થાય છે, અને કાવ્ય કે સાહિત્ય સંબંધીઓ જે જે વિચારો દર્શાવે છે તે દૂષિત હોય છે, હેમાં ગૌરવ હોતું નથી. તેમ છતાં પોતે સમર્થ વિદ્વાન હોઈ એ પ્રદેશમાં પણ કોઈ કોઈ વખત સારૂં કામ કરી બતાવે છે, સારા નિયમો ઘડે છે, સૂક્ષ્મ અવલોકન કરી શકે છે, વિચારશીલ ચુકાદા આપી શકે છે. અમે કાવ્યના સંબંધમાં મેકોલેનો જે વિચાર ઉપર ટાંક્યો છે હેમાં ઘણું સત્ય સમાયેલું છે. એ વિચારનું ઉચ્ચારણ કરવામાં મેકોલેએ ઘણી અવલોકન શક્તિ વાપરી હોય તેમ અમને જણાય છે. અને હેમાં જણાવેલું સત્ય એ કેવળ સત્યજ છે.

ઋગ્વેદનો સમય લ્યો સંસ્કૃતિના ઉષઃકાળમાં લખાયેલાં એ ગંભીર ભાવપૂર્ણ સૂક્તોનું અવલોકન કરો, હેમાંનું કાવ્યત્વ તપાસો હેમાંની સરળતા અને ગંભીરતા જુઓ. આપણને એકદમ લાગી આવશે કે, ઋગ્વેદનાં સરળ સૂક્તોમાં અલૌકિક ભાવ છે ગાંભીર્ય છે, કાવ્યત્વ છે, અને છતાં હેમાં સાદાઈ છે. પ્રજાજીવનના પ્રાતઃકાળમાં જ્યારે સંસ્કૃત હેની શરૂઆતમાંજ હોય છે,

ત્યારે વ્યક્તિ અને પ્રજાઓનાં હૃદય સુકોમલ હોય છે ત્હેમનું શાસ્ત્રીય જ્ઞાન વધેલું ન હોઇ, ત્હેમને દરેક વસ્તુમાં પ્રભુદર્શન થાય છે. અંતઃકરણની સરળતાને લીધે ત્હેમના વિચારો પણ સરળ ભાવોમાંજ પરિણમે છે. અને તેમ છતાં પ્રકૃતિના ભવ્ય દેખાવોની ત્હેમના કુમળા હૃદય પર સચોટ અસર થતી હોવાથી, ત્હેમની વાણી પણ સરળતા સાથે અલૌકિક ગાંભીર્ય ધારણ કરે છે આપણને કહેવામાં આવે છે કે વેદો અપૌરૂષેય છે આનો અર્થ એટલોજ છે કે વેદોનાં સૂક્તો મનુષ્ય હૃદયમાં થયેલી દિવ્ય શક્તિની દિવ્ય પ્રેરણાથીજ લખાયેલાં છે. દરેક સહૃદય મનુષ્યનો અનુભવ છે કે કોઇ ધન્ય ક્ષણોમાં ત્હેનો આત્માગુંજન કરવા મંડે છે. ત્હેના અંતરમાંથી કોઇ અલૌકિક પ્રવાહ વહેવા માંડે છે. પોતે સ્હમજતો નથી કે એ ક્યાંથી આવે છે. પરંતુ આવે છે એનો અનુભવતો તે અચૂક કરે છે. અંતઃકરણની સુકોમળતા અને નિષ્ફળતાના સમયમાં આવો અનુભવ સુલભ છે. પ્રજા જીવનમાં પણ આવુંજ હોય છે. જે વ્યક્તિને માટે સત્ય છે, તે પ્રજાને ,માટે પણ સત્ય છે. આપણું પોતાનુંજ જીવન તપાસો બચપણમાં આપણા હૃદયમા જે ઉર્મિઓ આવતી તે મ્હોટપણમાં નથી આવતી, ચન્દ્ર, સૂર્ય, તારા, આકાશ, સમુદ્ર, નદી, પર્વત, વિગેરે કુદરતનાં સુન્દર દ્રશ્યો જોઇ બાળપણમાં આપણા હૃદયમાં જે અલૌકિકભાવો ઉઠતા તે મ્હોટપણમાં નથી ઉઠતા. જેમ જેમ આપણે મ્હોટા થતા જઇએ છીએ તેમ તેમ આપણા હૃદયની સરળતા, અને વિશાળતાનો નાશ થતો જાય છે, અને બુદ્ધિનું પ્રાધાન્ય વધતું જાય છે. બચપણમાં કુદરતનાં જે દ્રશ્યો જોઇ આપણે આનંદમાં તલ્લીન થઇ જતા, તેજ દ્રશ્યો મ્હોટપણમાં આપણને આનંદ કરતાં ચિન્તન વધારે કરાવે છે, આપણામાં કાવ્યશક્તિ કરતાં તર્કશક્તિ વધારે ખીલે છે. આપણે કવિ મટી તર્કશાસ્ત્રી થઇ જઇએ છીએ. દરેક બાળક ઓછા કે વધતા પ્રમાણમાં એક કવિ છે, દરેક આધેડ મનુષ્ય એક તર્કશાસ્ત્રી છે, ત્હેના તર્ક કે કાવ્યમાં ન્યૂનતા હોય તેટલાજ પ્રમાણમાં ત્હેની ખામી છે.

આવાં પ્રેરણાત્મક કાવ્યો, મનુષ્ય કે પ્રજાના પ્રથમ જીવનમાંજ લખાય છે. ઋગ્વેદ, કે રામાયણ જેવાં સરળ શબ્દ ચિત્રો સરળ હૃદયોમાંથી નિસરે છે, બાઇબલ, કુરાન, અન્ય ધર્મગ્રન્થો પણ અપૌરૂષેય માનવામાં આવે છે, એનો અર્થ એટલોજ કે ત્હેના લેખકો પ્રભુ દ્વારા પ્રેરણા મેળવતા હતા. ત્હેમનાં હૃદયો એવાં ઉન્નત હતાં કે ત્હેમાં પ્રભુ પ્રવેશ કરી શકતા હતા, અને ત્હેમનાં હૃદયો એવાં ઉન્નત હતાં કે ત્હેમાં પ્રભુ જાણમાં લાવતા હતા. આવાં અપૌરૂષેય કાવ્યો અનન્તકાળ સુધી ટકી શકે છે. આવાં ઇશ્વરપ્રેરિત પુસ્તકોનો નાશ નથી ત્હેમાંથી ક્ષણેક્ષણે કાંઇક નવું જાણવાનું મળે છે. પરંતુ જેમ જેમ જગતનો સુધારો વધારો વધતો જાય છે. જેમજેમ જીવનમાં સરળતાને બદલે કટુતા આવતી જાય છે, જેમજેમ મનુષ્યમાં બુદ્ધિપ્રાધાન્ય વધતુ જાય છે, તેમતેમ આવાં કાવ્યોનો આવાં રમણીય ઉન્નત ચિત્રોનો અભાવ થતો જાય છે. કાવ્યોમાં કળાને બદલે શાસ્ત્રનું વધારે દર્શન થાય છે, સરળતાને બદલે કૃત્રિમતા પ્રધાનપણું ભોગવે છે અને પ્રભુ દર્શનને બદલે જગત્ દર્શન વધારે દેખાય છે. ( અપૂર્ણ. )




લેખકઃ—સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા અમદાવાદ.

## પ્રકરણ ૧૧ મું (ચાલુ)

અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૬૫ થી

કુમુદે ગેંદાલને રોકતાં ભૂવા પ્રત્યે કહ્યું; "અમે તારા જેવા નિષ્ઠુર હૃદયના નથી. અમે દેવીનાં બાળકો છીએ. અમારાં હૃદય દયાથી છલાછલ ભરેલાં છે. પાપાત્મા! જા; અમે તારી પર દયા દર્શાવીએ છીએ. પણ એ પહેલાં તને આશા કરીએ છીએ કે તું તારાં સઘળાં પાપ-ઢોંગ કબુલ કરી પશ્ચાતાપ કર અને દેવીની ક્ષમા માગી નેકીના રસ્તે ચાલવાની પ્રતિજ્ઞા કર."

ભૂવાએ સઘળાની સમક્ષ પોતાનો ઢોંગ કબુલ્યા. પાપનો પશ્ચાતાપ કર્યો અને દેવીની ક્ષમા યાચના કરી તેણે પાપ કર્મ-ઢોંગ નહિ કરવાની તેજ ક્ષણે પ્રતિજ્ઞા લીધી. જંગલીઓ આશ્ચર્ય પામ્યા અને પછી સુરબાળા અને કુમુદને દેવીનાં બાળકો સમજી એક પછી એક પગે લાગવા મંડયા.

સુરબાળાએ કોમળ અવાજે સઘળાને આશિષ આપી સદ્‍બોધ આપ્યો. જંગલીઓનાં હૃદય નિર્મળ બન્યાં. તેમણે બાંધેલા બકરાને છુટો કર્યો. અવાચક પશુ બંધનમુક્ત થતાં કૃતજ્ઞ વદને સુરબાળાના મુખ સામે નજર કરી રહ્યો. નિર્મળ બનેલા ભીલોએ દેવીની જયે પોકારી પાપકર્મ નહિ કરવાની પ્રતિજ્ઞા કરી. આ પછી સુરબાળાએ સઘળા સાથે દેવીની સ્તુતિ કરી. નિર્દોષ કુમારિકા હજી પણ બેશુદ્ધાવસ્થામાં હતી. સુરબાળા તેની નજીક બેસી સારવાર કરવા લાગી. એક ભીલ જળ લઇ આવ્યો. સુરબાળા બેશુદ્ધ બાળાના શિર પર શિતળ જળસિંચન કરવા લાગી. કુમુદે વસ્ત્રથી પવન નાંખવા માંડયો. દેખાવ અદ્‍ભુત બની રહ્યો. શ્યામ સ્વરૂપે ભીલગણો વચ્ચે કુમુદ અને સુરબાળા અપૂર્વ ભાસતાં હતાં. બેસાવધ બાળા ધીમે ધીમે શુદ્ધિમાં આવી, તેણે આંખો ઉઘાડી. બાળા ઘડીભર સંભ્રમમાં પડી. કુમુદકાન્ત નજીકમાંજ બેઠો હતો. બાલીકાએ તેના સામે પણ જોયું. આ શું? ખરેખર આશ્ચર્ય! શું દેવકુમારી મારી મદદે આવ્યા હશે? નકકી એમજ. આમ વિચારતી બાળા બેઠી થઇ. સુરબાળાએ સ્નેહભર્યા અવાજે કહ્યું. "બ્હેન! તને આરામ છે ને? બ્હીશ નહિ હાં?"

સુરબાળાના શબ્દો તેને મીઠા લાગ્યા. મનમાં રહેલો થોડો ઘણું ભય પણ દૂર થયો. તેની

ખાત્રી થઇ ચૂકી કે જંગલીઓથી મારું રક્ષણ થયું છે. કુમારિકાએ પૂછ્યું; "બ્હેન! તમે કોણ છો? અને આ સ્થળે એકાએક ક્યાંથી આવી ચઢયાં?"

સુરબાળાએ સઘળી હકીકત તેને જણાવી. બાલીકા આનંદ પામી અને કુમુદ તરફ નજર કરી સુરબાળા પ્રત્યે પૂછ્યું; "આ કોણ છે?"

"એ મારો ભાઈ છે." સુરબાળાએ હસીને કહ્યું.

'તમે બન્નેએ જંગલી લોકોથી મારું રક્ષણ કર્યું છે તેને માટે પ્રભુ તમારું કલ્યાણ કરશે. બ્હેન, આ કુમારિકા તમને આશિષ સિવાય શું આપી શકે?" કુમારીકાએ મંદ અવાજે કહ્યું.

"કુમારિકા! તારાં આશિષ વચનોની અમારે જરૂર છે. અમે અમારું કર્તવ્ય બજાવ્યું છે. બ્હેન! હવે જણાવ કે તું ક્યા ગામની--નિવાસી છે અને તારાં માતા પિતા કોણ છે?" સુરબાળાએ પૂછ્યું. કુમુદકાન્ત સાંભળવાને અધીરો બન્યો. ભીલજનો શાન્તિથી આ સંવાદ સાંભળી રહ્યા. સર્વત્ર શાન્તિ વ્યાપી રહી હતી. રાત્રિ સમસમાકાર અવાજે વ્યતિત થતી હતી. કુમારિકાએ કહેવા માંડ્યું; "બ્હેન! મારાં પિતાનું નામ; લક્ષ્મીદાસ્ છે. હું તેમની એકની એક પુત્રી છું. મારું નામ કમીલીની છે."

"તારા પિતા ક્યા ગામમાં રહે છે?"

"ચંદ્રાવતીમાં."

સુરબાળા અને કુમુદકાન્ત નગરનું નામ શ્રવણ કરતાંજ ચોંક્યાં. બન્નેના મુખ પર વિલક્ષણ ભાવ પ્રકટ થયા. પણ એ ભાવ બાલીકા જાણી ન જાય તેને માટે સાવધ થઇ પુનઃ સુરબાળાએ પૂછ્યું.

"ચંદ્રાવતીમાં લક્ષ્મીદાસ કરીને એક મોટો જાગીરદાર શ્રીમાન્ રહે છે; તેજ તમારા પિતાને?"

"હા, પણ તમે તેમને ક્યાંથી ઓળખો?" કુમારિકાએ પ્રશ્ન કર્યો.

સુરબાળા નિરુત્તર રહી. તેના મુખમાંથી નિઃશ્વાસ નીકળ્યો. ભાઇ-બ્હેન તરત જાણી ગયાં કે, કમલીની જાગીરદાર લક્ષ્મીદાસની પુત્રી છે; કે જે જાગીરદારે કુમુદ અને સુરબાળાના પિતા રામનાથનું સર્વસ્વ લઈ લીધું હતું. અંતકાળે રામનાથના શબને મકાનની બહાર મેદાનમાં સુવાર્યું હતું. એ સઘળો પ્રસંગ સુરબાળાને યાદ આવ્યો. તેની આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં, વ્હાલું વતન આવ્યું કુમુદની પણ બહુધા એવી અવસ્થા થઈ રહી. તેની આંખ્યોમાં અને અંશુને બદલે તારા જણાઇ. આવું જોઇ કમલીની આશ્ચર્ય પામી. કમલીની જો કે ઉમ્મરમાં નાની હતી પણ સમજુ અને શાણી હતી. બાલ્યકાળથીજ તે સારી કેળવણીથી વિભુષીત થઇ હતી. સારાં સારાં પુસ્તકો વાંચવાનો તેને અભ્યાસ હતો. અન્યનું હૃદય તે સારી રીતે પારખી શકતી. તેણે તરત જાણી લીધું કે મારી ઓળખાણથી બન્ને ભાઇ બ્હેનને કંઇક કષ્ટ ઉત્પન્ન થતું હોય એમ સમજાય છે. આથી તરતજ એ હસમૂખી બાલીકાએ કોમળ અવાજે પુછ્યું; "બ્હેન! મને લાગે છે કે તમને કંઇક દુઃખ ઉત્પન્ન થઇ રહ્યું છે?"

"કમલીની! તારું અનુમાન સત્ય છે. તારી ઓળખાણથી ઘણાં વર્ષો પર બનેલી એક વાત યાદ આવી અને તેથી અમારી આ દશા થઇ" સુરબાળાએ કહ્યું.

"તે વાત મને નહિ જણાવો?" કમલીનીએ કહ્યું.

"બ્હેન ! કોઈક દિવસ એ સઘળી વાત તારા જાણવામાં આવશે. અમારા પ્રયાસથી તારૂં જીવન બચ્યું તેને માટે અમે પ્રભુનો ઉપકાર માનીએ છીએ પ્રભુની અકળકળા અકળની છે, ઘડીમાં કેવા રંગ બદલાય છે. બ્હેન ! કહે કે તું આ લોકોના હાથમાં કેવી રીતે સપડાઇ ?"

કમલીનીએ કહેવા માંડયું; "એક વખતે મારા પિતાજી સાથે હું અમારા સગાના લગ્ન પ્રસંગે નજીકના ગામમાં ગઇ હતી. મારી માતા મરણને શરણ થએલી હોવાથી મારા પિતા મારૂં લાલન-પાલન કરતા હતા. મારા પિતા શ્રીમાન હોવાથી અને ઘણા દાગીના પહેરવાનું સુચવતા. પણ એકાદ આભુષણ સિવાય વધુ પહેરવાને મારૂં મન નારાજ રહેતું. પણ મારા પિતાજીની આજ્ઞાનું ઉલ્લંઘન હું કેવી રીતે કરી શકું ? તે લગ્ન પ્રસંગે મારા પિતાએ હજારો રૂપીઆના દાગીના મારા શરીર પર ખડકયા. લગ્ન પ્રસંગ પુરો થતાં હું અને મારા પિતા ચંદ્રાવતી આવવા નીકળ્યાં. અમે પિતા પુત્રી બળદ ગાડીમાં બેઠાં હતાં. અમારી સાથે પાંચેક વળાવા પણ હતા. અમે તે ગામથી લગભગ બે ગાઉ દૂર આવ્યાં. આ સ્થળે વેરાન જંગલ આવેલું હતું. એવામાં કેટલાક લુંટારાઓએ અમારી પર હુમલો કર્યો. અમારી સાથેના વળાવાઓ નાશી છુટયા. મારા બાપ ઘાયલ થયા. લુંટારા મને ઉંચકી રસ્તે પડયા. હું તેઓની સાથે પ્હાડી પ્રદેશમાં આવી. ત્યાં લાવી તે લોકોએ મારા સઘળા દાગીના ઉતારી લીધા અને પછી પાંચેક દિવસ તેમની સાથે રાખી અંતે આ ભીલ લોકોની પાસેથી નાણાં લઇ મને આ જંગલીઓને સ્વાધિન્ કરી."

"કમલીની ! તું ઘણી દુઃખી થઇ હાં ?" સરબાળાએ કહ્યું.

"તમારી કૃપાથી મારૂં દુઃખ હવે દૂર થયું છે. હું નવીન અવતારમાં આવી છું." કમલીનીએ જવાબ વાળ્યો. વાતોમાંને વાતોમાં પ્રાતઃકાળ થયો. સઘળાં પ્રાતઃકર્મથી પરવાર્યાં સૂરબાળાની આજ્ઞાથી ભીલ લોકોએ દેવીના મંદિરને અને દેવીની મૂર્તિને ધોઇ સ્વચ્છ કરી અને પછી એ દેવીની મૂર્તિ મંદિરમાં પધરાવી તેની ભક્તિ કરવાનું ભીલ લોકોને સૂચન કર્યું. આ સાથે સૂરબાળાએ તમામ ભીલ જનો પાસે મદ્ય-માંસ જીવન પર્યંત નહિ ખાવા-પિવાની દેવી સમક્ષ પ્રતિજ્ઞા કરાવરાવી. પેલા ભૂવાને માતાનો પૂજારી બનાવ્યો અને તેને પ્રતિમાસે અમૂક રકમ ભીલ લોકો તરફથી મળે એવો બંદોબસ્ત પણ કરી આપ્યો. આ પછી સઘળાં ભીલ લોકોના ગામમાં આવ્યાં. ગામમાં આ લોકોના આગમનની વાત ફેલાઇ ગઇ. નર-નારી અને બાળકો સરબાળા અને કુમુદના દર્શન માટે ટોળે મળ્યા. સરબાળાએ તેમને સદ્ઉપદેશ દીધો અને છેવટમાં જણાવ્યું કે; જો તમે નિરંતર સાચું બોલશો, પારકાનું સારૂં કરવાના પ્રયત્ન કરશો અને મદ્ય-માંસનો ત્યાગ કરશો તો દેવી તમારી પર પ્રસન્ન થશે અને તમારૂં ધાર્યું સિદ્ધ થશે. દેવીની આ ખાસ આજ્ઞા છે. જે દેવીની આજ્ઞા નહિ માને, તે મહા દુઃખી થઇને મરશે. સરબાળાના ઉપદેશ પ્રમાણે વર્તવાને સઘળા ભીલ લોકોએ સોગન ખાધા આ ગામમાં સરબાળાએ ગેંદાલને રહેવાની અને ભીલ જનોને કેળવવાની સૂચના આપી. ગેંદાલ ત્યાં રહ્યો આખો દિવસ ભીલ જનોએ આનંદમાં ગાળ્યો. અને તે દિવસ સતિમાતાના દિવસ તરીકે ઉજવાયો-મનાયો. પછી છેક સાંજના સમયે કુમુદ-સરબાળા-કમલીની અને સાથે આવેલા ભીલ વીરો પોતાને ગામ જવાને નિકળ્યાં ભીલ સ્ત્રી-પુરૂષો અને બાળકો સૂરબાળાના પગે પડયાં અને તેઓ નજર બ્હાર નીકળ્યાં ત્યાં સુધી તેઓની પાછળ જોઇ રહ્યાં. સરબાળા અને તેનું મંડળ જોત જોતામાં પર્વત પ્રદેશની અંદર અદશ્ય થઇ ગયું.

"અપૂર્ણ."

# સંગીતના નાથને.

( ભૈરવી. 'દીનાનાથ, દયાળ તું' એ લય. )

રાગ રાગિણી જે ગમે તે તું જમાવ ઓ પ્રભો !
લય, તોડ, મુરકી, ઠાઠ કે રસ પૂન ગૂઢ, ગૂઢાવ હો.—રાગ.
મીઠી સોરઠી, રસ ભૈરવી વિસ્તાર તુજ કારીગરી,
આદમ બદમ ઘૂમી રહી વિસ્રંવ કર મુજ વૈખરી.—રાગ.
રસ વાટિકા વિહાર વૃન્દાવન કરો રસરાજ આ,
માધુ બનો મુખ, મોરલી સોહામણું પ્રિય સાજ હો.—રાગ.
કર બાંસુરીએ બ્હાવરૂં મીઠાં ઝમી તું અમીકણાં,
ગાયક તું નટવરનાથ ત્યાં મનમસ્તીમાં રહે શી મણા.—રાગ.
પ્રતિ તાલ દડકર તાલીઓ ડોલું, ઝુલું અહા ! તાનમાં,
સંગીત સ્વર, અમીસરતણાં મહેમાન ! મીઠાં સ્નાનમાં.—રાગ.
રસ વિવશ આ ઉર ડોલશે. કલ્લોલશે પદ લળી લળી,
બાની મીઠી બહલાવ, છેડી લલિત ત્હારી વાંસળી.*—રાગ.

ચૈત્ર વદિ ૧૧, ૭૫
હસમુખ કુટિર
ભરૂચ.

કુસુમાકર.

# પ્રબળ કોણ ? પ્રારબ્ધ કે પુરુષાર્થ ?



લેખકઃ—કૃષ્ણલાલ મોતીલાલ દલાલ બી. એ. ભરૂચ.

પ્રારબ્ધના પૂજારીઓ આપણા ભારતવર્ષમાં ખાસ કરીને વધુ પ્રમાણમાં છે. ઇષ્ટ વસ્તુની શ્રદ્ધાથી પૂજા કરવી એ પૂજારીઓની આવશ્યક ફરજ હોવી જોઇએ. વિના શ્રદ્ધા કોઇ પણ ફળની નિષ્પત્તિ નથી થઇ શકતી. 'श्रद्धावाल्लभते ज्ञानम्' એ ન્યાયાનુસાર શ્રદ્ધાજ સત્યજ્ઞાનનું મુખ્ય કારણ છે. આ શ્રદ્ધા શાસ્ત્રોના પ્રમાણોનું ઉલ્લંઘન કરતી નજ હોવી જોઇએ. શિષ્ટ પુરૂષો, સાધુ પુરૂષોના વચનામૃતો પણ શાસ્ત્રોમાં લેખાવા જોઇએ. આથી જ્યારે પ્રારબ્ધની પૂજા આપણા આર્યાવર્તમાં મોટે ભાગે થાય છે તેનુ મૂળ કારણ શાસ્ત્રોજ હોવાં જોઇએ એમ પ્રાપ્ત થઇ શકે છે. પ્રારબ્ધનો સત્ય અર્થ જાણી જો તેની પૂજા કરવામાં આવે તો તો કલ્યાણજ થાય; પણ

* નોંધઃ—'વિશ્વજ્યોતિ' ના તંત્રીએ મોહ-નિદ્રાથી સહાજો જગાડ્યો એ માટ એમનો ઋણી છું. ધેરા કુંજમાં નયન સુરવરિયોની રસ-છોળાની પાર્થ પ્રભુનાં દર્શન મ્હને કોઇ દુર્લભ પળેજ થાય છે. ઇચ્છું છું કે એમનો સહવાસ એ આનંદ ઓવારાને કોઇ પણ રીતે સ્થાયીત્વ અપાવે. લેખક.

ગૂઢ અર્થ તથા મૂળ સદ્ભાવનાના અભાવે પ્રારબ્ધની પૂજા આળસથીજ દિનરાત થઈ રહી માલમ પડે છે. આમ સમીક્ષા કરતાં એક મૂળ મુદ્દાની બાબતનો આવિષ્કાર થઇ શકે છે; અને તે બાબત તો એ, કે આળસુ માણસોથી થતી પૂજાથી ફળની પ્રાપ્તિ તો થતીજ નથી, પણ ઉલટું અધઃપતનજ થતું ચાલ્યું જાય છે. આ અધઃપતનથી મનુષ્યાવતારનું સાર્થક-પરમ પુરૂષાર્થ મોક્ષની સાધના, નથી થઇ શકતું.

આમ જોતાં, **પ્રારબ્ધનો** સત્ય અર્થ જાણવો એજ યોગ્ય ગણી શકાય. प्रारब्ध [रभ+प्र+आ] નું ભૂતકૃદંતનું રૂપ છે; (रभ+आ) એટલે, શરૂ કરવું; [रभ+प्रभोर]=**પહેલેથી** શરૂ કરવું; પહેલેથી એટલે પૂર્વ જન્મોમાં; આમ વ્યુત્પત્તિદ્વારા **પ્રારબ્ધ** રૂપનો અર્થ પૂર્વ જન્મોમાં કરેલાં શુભાશુભ કર્મો એમ થઇ શકે, આ પ્રમાણે ઘણાં સમજે છે છતાં પણ વાસ્તવિક સ્વરૂપનું તેજ પેલા અંધ શ્રદ્ધાળુ પૂજારીઓ ઉપર નથી પડતું, આથી તેઓ **પ્રારબ્ધને નસીબ, દૈવ** વિગેરે સંજ્ઞાથી ઓળખી તેની સેવા, પરિચર્યા વિ૦ દીનભાવથી કર્યા કરે છે.

વિવેક બુદ્ધિથી વિચાર કરતાં આપણને એ પ્રાપ્ત થઇ શકયું કે પ્રારબ્ધ જેવી કોઇ સ્વતંત્ર વસ્તુ નથી, છતાં પણ દોરીમાં સર્પની ભ્રાંતિ જેમ અજ્ઞાન મનુષ્યને થાય છે, તેમ પુરૂષાર્થના આભાસ રૂપ પ્રારબ્ધને અજ્ઞાની માણસો કોઇ સત્ય વસ્તુ તરીકે લેખે છે. તે ઉપરાંત ભ્રાંતિમાં ને ભ્રાંતિમાં વર્ષોના વર્ષો સડયા કરવાથી મનુષ્ય પોતાનું હીર ગુમાવી બેસે છે. વિવેક બુદ્ધિનો આપોઆપ નાશ થાય છે. બુદ્ધિ ચક્ષુ વિહીન થવાથી અજ્ઞાનરૂપી ખાડામાં તે આંખો છતાં અંધ થઇ પડે છે. કઠોપનિષદમાં સ્પષ્ટ રીતે જણાવ્યું છે-તેમ

> **अविद्यायामन्तरे वर्तमानाः स्वयं धीराः पण्डितंमन्यमानाः ।**
>
> **दंद्रम्यमाणाः परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथाऽन्धाः ॥१-२--६॥**

અર્થાત્ ભ્રાંતિમાં ને ભ્રાંતિમાં આખો જન્મારો પડી રહેવાથી, તથા પોતે જે કરે છે તેજ ખરૂં છે એમ ખોટી રીતે માની બેસવાથી, મૂઢ માણસો, આંધળો આંધળાને દોરે તદનુસાર, દુઃખમાં અજ્ઞાનરૂપી અંધકારમાં પોતાનું જીવન વ્યતીત કરે છે.

આટલા ઉપક્રમ પછી, મૂળ વિષય આપણે હાથ ધરીશું. આપણા ભારતવર્ષમાં, ખરે સારી આલમમાં ત્રણ પ્રકારના મનુષ્યો જોવામાં આવે છે. **(૧) પ્રારબ્ધવાદી, (૨) પુરૂષાર્થવાદી** અને **(૩) પ્રારબ્ધ-પુરૂષાર્થવાદી.** આ ત્રણ પ્રકારની માન્યતા ધરાવનારમાંથી કોની માન્યતા વા કોનો વાદ સત્ય છે, શાસ્ત્રાનુસાર છે અને તેથીજ શ્રેષ્ઠ વા પ્રબળ છે, તેનો વિવેક બુદ્ધિથી વિચાર કરવો, આપણા આ ટૂંકા લેખનું અંતિમ ધ્યેય છે.

**પ્રારબ્ધવાદીઓની** દલીલો એક પછી એક રજુ કરીશું; દરેકે દરેક દલીલના સત્યાસત્યનો વિવેકબુદ્ધિથી આપણે વિચાર કરીશું. તેઓ શિષ્ટપુરૂષનું વચન ટાંકતાં જણાવે છે.

> नेता यस्य बृहस्पतिः प्रहरणं वज्रं सुराः सैनिकाः ।
>
> स्वर्गो दुर्गमनुग्रहः खलु हरेरैरावतो वारणः ।
>
> इत्याश्चर्यबलान्वितोऽपि बलभिद्भग्नः परैः संगरे
>
> तद् व्यक्तं ननु दैवमेव शरणं धिग्धिग् वृथा पौरुषम् ॥८१॥
>
> भर्तृ० नीतिशतक.

જેના લશ્કરનો નેતા દેવોના ગુરુ બૃહસ્પતિ હતા; જેનું આયુધ વજ્ર હતું, જેના સૈનિકો દેવલોક હતા, સ્વર્ગ તો જેનો કિલ્લો હતો, વિષ્ણુ ભગવાનની તો જેને સહાય હતી, જેનું વાહન ઐરાવત હાથી હતો, તે ઇન્દ્રદેવ પણ આવી શ્રેષ્ઠ સામગ્રી (લડાઇની) પોતાની પાસે હોવા છતાં, દુશ્મનોથી (દાનવોથી) લડાઇમાં હારને પામ્યા હતા; આ ઉપરથી (અમે પ્રારબ્ધવાદીઓ તો એમજ ખાત્રીથી માનીએ છીએ કે) આપણું શરણ દૈવજ છે. એ વાત હસ્ત મલકવત ચોકખી છે, અને તેથી પુરૂષાર્થ કરવો તદ્દનજ નિષ્ફળ છે. આ દલીલનું યાથાતથ્ય આપણે યોગવાસિષ્ઠનો શ્લોક ટાંકી શકીશું.

> सत्साद्य देवसंघातं चक्रुस्त्रिभुवनोदरे।
> पौरुषेणैव यत्नेन साम्राज्यं दानवेश्वराः॥ यो. वा० मु० ८–२२॥

સમસ્ત દેવના સમૂહને ઉખેડી નાંખીને પોતાના પુરૂષાર્થથીજ દાનવોએ પોતાના સામ્રાજ્યનો ડંકો ત્રણે લોકમાં વગડાવ્યો. દરેક પુરૂષાર્થનો કોઇને કોઇ ઉદ્દેશ હોય છેજ; કેમકે વિના ઉદ્દેશ મૂર્ખ માણસ પણ કોઇ કામમાં પ્રવૃત્ત નથી થતો. શિષ્ટ પુરૂષનું વચન છે કે '*प्रयोजनं मनुद्दिश्य न मंदोऽपि प्रवर्तते;*' જો આ ન્યાય સત્યજ હોય તો ઉપરોક્ત શ્લોકમાં દેવની હાર અને દાનવની જીત કેમ સંભવી શકે? એ સવાલનો પણ જવાબ આપવો રહ્યો.

દેવથી માંડીને તે દાનવ સુધી, મનુષ્યથી માંડીને પશુ સુધી, વૃક્ષથી તે પત્થર દરેકે દરેક જીવ પોતાના કર્માનુસાર ફળ ભોગવી રહ્યા છે, એ કર્મોની સ્થિતિ કર્મા (ઇશ્વર) વિના અસંભવિત છે. ઇશ્વર પણ દરેક જીવને અસત્યને રસ્તે જતો અટકાવવા તેને ગમે તે પ્રકારે શિક્ષા આપે છે. દેવો પણ જો દંભી બની જાય, સ્વાર્થી બની જાય, અહંકાર તથા વૈભવથી ઉન્મત્ત બની જાય, તો તેમને પણ ઇશ્વર સીધે રસ્તે જતા કરવા યોગ્ય ધારે તે વિચારદૃષ્ટિમાં આવી શકે તેમ છે. આમ જોતાં આપણે એ નિર્ણય પર આવી શકીએ છીએ કે દેવોની હારમાં તેમના દુર્ગુણોની હાર તેમજ દાનવોની જીતમાં તેમનાં તપ, વ્રત, શુભાચરણરૂપી પુરૂષાર્થનુંજ ફળ સમજવું. દેવો પણ સ્વર્ગના સુખમાંને સુખમાં ઇશ્વરને ભૂલી જાય છે, તેથી કાર્ય મહત્ કાર્યની નિષ્પત્તિમાં પોતાનોજ પ્રભાવ હતો એમ માની બેસે છે. કેનોપનિષદમાં દેવોએ અહંકાર કરેલો તેનો ઉલ્લેખ છે; અને તે અહંકારનો ઇશ્વરે સમૂળો નાશ પણ, યક્ષના રૂપમાં, કરેલો તેનો સવિસ્તાર હેવાલ છે.

આથી '*नित्ता यत्येति*' શ્લોકમાં દૈવને જે પ્રાધાન્ય આપ્યું છે તે આશ્વાસનને માટેજ છે. '*आश्वासना मात्रयतो दैवमित्येव कथ्यते*' (યો૦ વા૦): આથી વ્યક્ત તો પુરૂષાર્થજ છે ને દૈવ તો કલ્પિત, આકાશ પુષ્પવત્, વસ્તુ હોઇ વૃથા છે.

બીજી દલીલ હવે રજુ-કરી તેનું પણ સત્યા સત્ય આપણે તપાસીશું; પ્રારબ્ધવાદીઓ એક પ્રશ્ન એ પૂછે છે કે કોઇ સમયે રાજાનો વંશ ન હોવાથી લોકો (પ્રજા) શણગારેલા હાથીને છૂટો મૂકી તે હાથી જેના ઉપર કળશ ઢોળે તેને રાજા ઠરાવે છે; તો તેવા પ્રસંગે કોઇ ગરીબ ભિખારી રાજા થઇ જાય તો તે કયા પુરૂષાર્થનું ફળ? આ સવાલના જવાબમાં યોગવાસિષ્ઠમાંથી સુપ્રસિદ્ધ શ્લોક ટાંકી આપણે જરા વધુ વિવેચન કરી વિષયને તદ્દન સરલ બનાવવા પ્રયત્ન કરીશું.

भिक्षुको मंगलेभेन नृपो यत्क्रियते क्वचित् ।
प्राक्तनं पौरुषं तत्र भवत्यापि कारणम् ॥ सु०-६-१७ ॥

અર્થાત્ ક્વચિત્ ગરીબ ભિખારીને શણગારેલો હાથી રાજા બનાવે, તો તેમાં પૂર્વ જન્મનો પ્રબળ પુરૂષાર્થજ કારણરૂપ છે એમ ખાત્રીપૂર્વક સમજવું. આ સમજુતી આપતાની સાથે એક ગંભીર પ્રશ્ન આપણી સમક્ષ આવીને ઉભો રહે છે. કર્મ પ્રમાણે ફળની નિષ્પત્તિ થાય છે એ તો સર્વમાન્ય સિદ્ધાંત છે; વળી કર્મ પ્રમાણેજ જીવ, શ્રેષ્ઠ, મધ્યમ વા કનિષ્ટ યોનિને પ્રાપ્ત થાય છે; કહ્યું છે કે

रमणीय चरणा रमणीयां योनिमापद्येरन्
कपूय चरणा कपूयां योनिमापद्येरन्’ छां० श्रुति.

આ પ્રમાણેના સિધ્ધાંતાનુસાર એજ પ્રાપ્ત થઈ શકે છે કે પેલો ભિખારી પોતાના પૂર્વ જન્મના પુરૂષાર્થ (કર્મ સંચય) થીજ આ કનિષ્ટ યોનિને પ્રાપ્ત થયો હોવો જોઈએ; વળી આ જન્મમાં તે ભિખારીએ ધન તથા શુભ સંજોગોના અભાવે દાન, વ્રત, તપ વિગેરે પણ નથી કરેલાં હોતાં; અને જ્યારે મંગલેભ (શણગારેલો હાથી) તેના ઉપરજ કળશ ઢોળે તો એમજ સાધારણ રીતે સમજી શકાય કે એ બક્ષીશ, વિના દૈવ, નથી પ્રાપ્ત થઈ શકતી. આ સમજ ભ્રાન્તિ મૂલક છે; તેની વાસ્તવીક સમજની સમાલોચના આ પ્રમાણે છે.

અપુર્ણ.


તૈયાર છે! તૈયાર છે!! તૈયાર છે!!!

ઇતિહાસથીયે અદ્‌ભૂત, વાર્તાથીયે રસિક, નાટકથીયે ચેંચાણકારક પુષ્કળ માહિતીથી ભરપૂર

**રસીલું નવું પુસ્તક.**

# બોમ્બયુગનું બંગાળા.

લખનાર (અરવિંદનાભાઇ)

**બારીન્દ્ર કુમાર ઘોષ.**

બોમ્બયુગના બ્રહ્મા તરીકે ઓળખાતા નરવીરે, બાર બાર વરસ કાળાં પાણી ભોગવવા જતા પહેલાં કરેલાં અદ્‌ભૂત પરાક્રમોની સ્વલિખિત કહાણી; નહિ વાંચશે તે પસ્તાશે.

કિમ્મત ૧-૦-૦

આજેજ લખો

**ગાંડીવ સાહિત્ય મંદિર.**

કેળાંપીઠ, ચૌટું. સુરત.

મુંબાઇમાં એજંટ વર્ધમાન એન્ડ સન્સ, પાયધૂની.

## સ્વાગતમંદિર.

**રાજ્યસ્થાન પત્રિકા**—તંત્રી જાણીતા દેશસેવક શ્રીયુત મનસુખલાલ રવજીભાઇ મહેતા ૧૦૭ ધનજી સ્ટ્રીટ મુંબઇ. વાર્ષિક લવાજમ રૂા. ૪) આ સાપ્તાહિક પત્રમાં મહાત્મા ગાંધીજીના સિદ્ધાંતોનો ફેલાવો થાય છે તેમ કાઠીયાવાડના રાજ્ય પ્રકરણને લગતી કેટલીક સત્ય હકીકતો પ્રકટ થતી રહે છે. પત્ર અંગ્રેજી ગુજરાતી બે ભાષામાં નીકળે છે. ચાલુ ચળવળની માહિતી અર્થે પત્ર એકંદરે વાંચવા યોગ્ય છે.

**વાયડા મિત્ર**—તંત્રી રા. રા. કનૈયાલાલ ફકીરભાઈ મહેતા ભાષા વિશારદ ભરૂચ વાર્ષિક લવાજમ રૂા. ૩-૦-૦ આ માસિક ત્રણ વર્ષથી પ્રસિદ્ધ થાય છે. અને તેમાં વિશેષે કરીને ન્યાતીને લગતા વિષયો ચર્ચાય છે. જ્ઞાતિની પ્રગતિ અર્થે દરેક જ્ઞાતિઓ તરફથી આવા પાજીંત્રોની જરૂર છે.

**શ્રી હઠયોગાનંદ**—સ્વામી યોગાનંદ પ્રણિત આ નામનું ઉપયોગી પુસ્તક તેના પ્રકાશક મેસર્સ સુતરીયા બ્રધર્સ ૧૧ ટરનર રોડ વાંદરા મુંબઇ નં. ૨૦ તરફથી મળ્યું છે. પુસ્તક સ્વામીએ સ્વાનુભવથી લખ્યું છે એટલે અભ્યાસકોને તેમાં સમજવાની સરળતા ઘણી છે. હઠ યોગની સિદ્ધિથી મનુષ્ય અદ્દભુત શારીર બળ દર્શાવી શકે છે. તેમ ધારેલાં કામો કરી શકે છે. પુસ્તક કવીતા રૂપમાં છે. અને યોગના અભ્યાસી પ્રત્યેક મનુષ્યે વાંચવા વિચારવા યોગ્ય છે. પુસ્તકની કિંમત આના આઠ પણ વ્યાજબીજ રખાઇ છે.

**શ્રી નવનાથ ચરિત્ર પ્રથમ ભાગ**—કર્તા અને પ્રકાશક કીર્તનાચાર્ય મહારાજ શ્રી દત્તાત્રયબુવા તાંબે સાતારકર બાલાજી ચકલા સુરત. મૂલ્ય રૂા. ૨-૦-૦) આ પુસ્તક એક ઉત્તમ ચરિત્ર રૂપ છે. તેમાં જાલંધરનાથ મેનાવતી, અને ગોપીચંદ વગેરેના પ્રસંગોનું વર્ણન છે તે સાથે તેમના જીવન ચરિત્રને લગતા બીજા બનાવો પણ ઘણા છે. અને તે દ્વારા ઉત્તમ બોધ ઠેકાણે ઠેકાણે આપ્યો છે. પ્રત્યેક મનુષ્યે પોતાની લાયબ્રેરીમાં આ પુસ્તક રાખવું જોઇએ.

**સ્વામી વિવેકાનંદ જીવન ચરિત્ર ભાગ ૧** લેખક તથા પ્રકાશક રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા. દાણાપીઠ નવોવાસ અમદાવાદ. હિન્દુસ્તાનના ધર્મ અને તત્વજ્ઞાનના રહસ્યોથી પશ્ચિમની પ્રજા અમેરિકા આદિને મંત્ર મુગ્ધ કરનાર સ્વામી વિવેકાનંદના નામથી આજે ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે. આ પુસ્તકમાં સ્વામીજીનું જીવનચરિત્ર અતિ વિસ્તૃત રૂપમાં આપવામાં આવ્યું છે અને તેમાંથી જીજ્ઞાસુઓને જાણવાનું ઘણું ઘણું મળી આવે છે. પુસ્તકનું કદ ક્રાઉન ૧૬ પેજી ૫૧૦ પૃષ્ઠનું છે. અને તે સારા કાગળ ઉપર સફાઇદાર રીતે છપાયું છે. તેમ સોનેરી નામ સાથે પાકું પૂઠું રખાયું છે. આ સર્વ જોતાં પુસ્તકનું મૂલ્ય રૂા. ૩-૪-૦ ઘણું અલ્પજ કહી શકાય.

**સીરાજદ્દોલા** આ એક ઐતિહાસિક પુસ્તક છે. તેમાં બંગાળના છેલ્લા નવાબ સીરાજદ્દોલાની સંપૂર્ણ હકીકત તેની વિલાસ પ્રિયતા કલકત્તા કાળી કોટડીનો બનાવની અસત્યતા વીગેરે બાબતો વિસ્તાર પૂર્વક આપી છે. ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળાનું આ બીજું પુસ્તક છે. અને તેની છૂટક કિંમત રૂા. ૩-૮-૦ રાખી છે. તે ભાઇ લાભશંકર જીવરાજ જોષી ખાડીયા દેસાઇની પોળ અમદાવાદ એ શિરનામે લખવાથી મળી શકે છે.

**બાળક** ( ત્રિમાસિક ) તંત્રી ભીખાભાઇ પુરૂષોતમ વ્યાસ. દાણાપીઠ નવોવાસ અમદાવાદ વાર્ષિક લવાજમ રૂા. ૧-૨-૦ પોસ્ટેજ સાથે. આ ત્રિમાસિકના બે અંકો અમને મળ્યા છે. બાળકોને ઉપયોગી થાય તેવા લેખો. બાલવાર્તાઓ અને કવિતાઓનો સંગ્રહ સારો છે. આ ત્રિમાસિક પ્રત્યેક બાળકના હાથમાં મૂકવા યોગ્ય છે. રા. ભીખાભાઇના આ સાહસ બદલ તેમની કૃતેહ ચ્હાઇએ છીએ.

॥ ૐ શ્રીં ॥

# વિશ્વજ્યોતિ.

પુસ્તક ૩ જું } સંવત ૧૯૭૯ વૈશાખ { અંક ૧૦ મો.

## મનને સુબોધ.

(પદ ગુરૂજી ગુરૂજી એ અથવા તારો ચરખો બોલે એને મળતો લય).

મન શાંતઃ મન શાંતઃ આ દુઃખ સમયમાં
શાંત. શાંતઃ મન શાંતઃ

આવી પડે તે સહન કરીને, ભોગવવું વે ધીર,
વિના ભોગ કદી કર્મ ન છૂટતું, એજ થઇને સ્થિર,
જગને જૂઠું જાણીરે;—આ દુઃખ સમયમાં૦

જન્મ ધાર્યો ત્યાંથી દુઃખ તો નિરમાયું નિરધાર,
આશ્વાસનરૂપ એક જીવને; હરિભક્તિ સુવિચાર;
હૃદયથી ધ્યાની થઇનેરે;—આ દુઃખ સમયમાં૦

ભલે વ્યાધિ આવી શરીરમાં દઇ દે નિજ કાય,
ભલે સંબંધી માન્યા તે તો, આળગાં જો થઇ જાય; જગને૦

ઋણાનુબંધે આવી મળે છે, પુરૂં થતાં લે વિદાય,
તેમાં જીવને શોક શાનો; સૃષ્ટિ ક્રમ એ સહાય; જગને૦

આધિ. ઉપાધિ, પાપ, શોક, ભય, છે માયાના વિકાર,
સદ્‌વિચારને પ્રભુ સ્મરણથી છોડીને આવાર;
હૃદયથી ધ્યાની થઇનેરે;—આ દુઃખ સમયમાં૦

# તંત્રીસ્થાનેથી કંઈક.



ગત બે ત્રણ વર્ષમાં ગુજરાતમાં અસહકારની ચળવળને લીધે તેમ લોકોને નિજ સ્થિતિનું સ્મરણ થવાથી પ્રગતિનાં સાધનો વિશેષ રૂપમાં જોવામાં આવે છે. જે ગુજરાતમાં વિદ્વાનોની સંખ્યા અલ્પ, સમાચારપત્રો, માસિકો ઈત્યાદિનું પ્રમાણ નહિ જેવું અને જે ગુજરાતના લોકોને એક નિર્માલ્ય તેમ નિઃસત્વ પ્રજા ગણવામાં આવતી તે ગુજરાતે આજે સ્વાશ્રયનો મંત્ર ગ્રહણ કર્યો છે. દિનપ્રતિદિન ગુર્જર પ્રજા પ્રગતિ કર્યે જાય છે અને હજુ પણ કરશે.

આ પ્રગતિના મુખ્ય કારણોમાં માસિકો તથા સમાચારપત્રોનો બહોળો પ્રચાર એક છે. રાજકીય પ્રવૃત્તિમાં પડેલો જનસમુદાય હંમેશાં એકજ પ્રવાહમાં તણાતો જાય એ સ્વાભાવિક છે. કેટલાક તો અહીં સુધી કહેવા તત્પર થયા છે કે 'રાજકીય પ્રવૃત્તિ ચાલતી હોય તે સમયે ધર્મ અને સમાજને કોરાણે મૂકી રાખવાં. ધર્મ અને સમાજ એ તો ફુરસદને વખતે કહો કે સ્વરાજ્ય મળ્યા પછી પણ સુધારી શકાય' આ માન્યતા અત્યંત શોચનીય છે, પ્રમાદ છે. ધર્મ એ સમાજનો આત્મા છે. આત્મા વિના સમાજ સ્થિર રહી શકે નહિ. સદીઓથી પાદાક્રાન્ત થતી આવેલી ભારતીય પ્રજા, મુખ્યત્વે હીંદુ જાતિ ધર્મપરાયણતાને લીધેજ પ્રચંડ આંદોલનો વિરૂદ્ધ ટક્કર ઝીલતી ટકી રહી છે. સમાજ ધર્મ વિના રહી શકેજ નહિ. કોઈપણ વસ્તુમાંથી તેનો ધર્મ કાઢી નાંખો અને પછી તે વસ્તુ કશા પણ ઉપયોગની રહે છે કે નહિ એ તપાસો તોજ ધર્મની આવશ્યકતાનું ભાન થઇ શકશે. માસિકો અને સમાચારપત્રો નીકળ્યાં તેમનો પ્રચાર પણ થયો પરન્તુ ધાર્મિક ભાવનાની સાથે સામાજિક પ્રગતિ દર્શાવનારાં પત્રો કવા માસિકોની સંખ્યા અદ્યાપિ શૂન્યથી વિશેષ નથી.

જો ધર્મની અગત્ય જણાતી હોય, જો સમાજ સુધારાની સ્વરાજ્ય પૂર્વે આવશ્યકતા હોય અને સમાજની અંદર સદીઓથી પેઠેલો સડો દૂર કરવાની તીવ્ર આકાંક્ષા છે એમ જણાય તો પછી ઉપર દર્શાવેલ ભાવનાઓને પોષનાર માસિકની અગત્યનો પ્રશ્ન ઉપસ્થિત થઇ શકેજ નહિ. ધાર્મિક, સામાજિક, શારીરિક તેમજ રાજકીય ઉન્નતિના વિચારો પ્રગટ કરનારૂં 'વિશ્વજ્યોતિ' એકજ માસિક છે એમ કહીએ તો અતિશયોક્તિ થવાનો સંભવ નથી. આ માસિકનો શુભ આરંભ ધાર્મિક ભાવના ભૂષિત મહાશય પ્રભુશંકર નરભેરામ વ્યાસના હસ્તકે આજે વર્ષો થયાં થયો છે. મ. પ્રભુશંકર અજ્ઞાન વ્યક્તિ નથી સુરતના સજ્જનો તથા બહારગામની કેટલીક વ્યક્તિઓ પણ તેમને સારી રીતે જાણે છે. તેમના તરફથી અત્યાર સુધીમાં જેટલા પુસ્તકો બહાર પડ્યાં છે તે સર્વે ધાર્મિક દૃષ્ટિબિન્દુથી લખાયલાં છે. ધર્મજીજ્ઞાસુઓએ એ પુસ્તકોનું ખાસ મનન કરવું એમાં ભલામણની જરૂર નથી. ધર્મની વૃદ્ધિ થશે તોજ દેશમાં શાંતિનો આવિર્ભાવ થાય અન્યથા પાશ્ચાત્ય દેશોના પ્રકૃતિવાદથી તે દેશો અત્યારે જે અધમ દશા ભોગવી રહ્યા છે તેવી દશાના દિવસો પણ ભારતને ભોગવવા પડશે.

આ માસિકને નિભાવવું એ ગુર્જરી પ્રજાને આધીન છે. માસિક અત્યંત રોચક તેમ રસમય અને તેજસ્વી બનાવવા માટે તંત્રીઓ યથાશક્તિ પ્રયત્ન કરશેજ. સુજ્ઞ લેખકોને આ કાર્યમાં ભાગ લઈ માસિકને ઉન્નત સ્થિતિએ પહોંચાડવા વિનંતિ છે. અમને પૂર્ણ આશા છે કે ગુર્જરી પ્રજા ... અલ્પ ભેટ દર માસે સ્વીકારી અમને આભારી કરશે. ઇત્યોમ્

( ર. ગી. મોદી. )

# ઇશ્વર પ્રણિધાન.



પ્રણિધાન એટલે શું ! ઇશ્વર એટલે શું ! ઇશ્વર એ શબ્દ ઇશ ઉપરથી થયો છે. ઇશ્વર એટલે ઇશિત્વ વિસ્તાત્વ એવા ગુણવાળું ચેતન તત્વ.

પ્રણિધાન-પ્ર + નિધાન વિશેષ કરીને મૂકવામાં આવેલી થાપણ-થાપણનો પ્રકાર જુદો જુદો હોવાથી તેને "પ્ર" ઉપ સર્ગ લગાડવામાં આવ્યો છે. ત્યારે પ્રણિધાન એટલે સાચી ભક્તિ ભાવથી પાછું લેવાની ભાવના વગર આપણી ઉંચી કિંમતિમાં કિંમતિ દોલત થાપણ તરીકે નહીં પરંતુ સમર્પણ તરીકે મૂકી આવવી, તેનું નામ-"પ્રણિધાન" નિશ્ચંતર્પણે અન્ય કોઈ પણ વિચાર શિવાય વિશ્વાસ બુદ્ધિથી કરેલાં કર્મને અને તેનાં ફળોના સમર્પણને પ્રાણધાન કહેવાય છે.

ઇશ્વર સંતર્પણ કરવાની ખાતર નિમીત્ત માત્ર રહી ઇશ્વર શરણ થઇને કર્મ અને કર્મના ફળોનાં સઘળો બોજો મુકી આવવો તે "પ્રણિધાન".

જેમ આપણે થાપણ મૂકવી હોય ત્યારે યોગ્ય સરાફની શોધ કરી તેને ત્યાં આપણી થાપણ મૂકીએ છીએ તેમ આ થાપણ સમર્પણ બુદ્ધિથી જેને ત્યાં મૂકવાની છે. તે કેવો ? તે કોણ ? તે કેવાં ગુણ વાળો ! કેવી આબરૂવાળો છે એ સવાલોનો આપણે પહેલો નિર્ણય અને પહેલી ચોકસાઇ કરવી જોઇએ.

વિશ્વાસ પાત્ર છે કે નહીં આપણા જેવા કેટલાકોએ તેને ત્યાં થાપણ મૂકેલી છે કોણે કોણે મૂકેલી છે તેથી શો તેમને લાભ થયો એ વિગેરે સવાલોનો વિચાર થાપણ મૂકવા અગાઉ કરવાનો રહે છે. આ સવાલો નિર્ણય કર્યા પછી નિધાન થાય નામ રૂપ ગુણ ક્રિયા વિચારી પછીજ વર્તન થઇ શકે જેમ વ્યાકરણમાં પણ આપણે નામ રૂપ ક્રિયા તથા અવ્યય વિગેરેનું પૃથક્કરણ કરીએ તોજ વાક્યાર્થ અને દરેક શબ્દનો એક બીજા સાથેનો સંબંધ બરાબર બેસે છે તેવી રીતે આ આપણી થાપણ રાખવાને લાયક છે. તે બાબત તેના નામ રૂપ-ગુણ ક્રિયાથી વાકેફ થઇ તેનું પૃથક્કરણ કરી શકીએ. અને તેનામાં કયા કયા અવ્યયો ન બદલાય તેવા, થાપણ રાખવાને યોગ્યતા પ્રાપ્ત કરાવનાર ગુણો છે તે બાબત આપણે ખાત્રી કરી શકીએ, તોજ આપણને થાપણ મૂકવાનો વિશ્વાસ આવે અને તોજ આપણે સંતર્પણ કરવાની સમર્પણ કરવાની ભાવનાથી આપણી અમુલ્ય થાપણનો ન્યાસ તેનામાં કરી શકીએ ત્યારે આ સાહુકારનું નામ શાસ્ત્રોએ એકજ અક્ષરમાં શોધી કાઢયું છે. આ અક્ષર તે ॥ ૐ ॥ ૐ એ શબ્દનો વાચક છે. ૐ એટલે "હા" સંસ્કૃતમાં આ એક અલૌકિક અક્ષર છે. અને તેનો આ વિનિયોગ છે.

તમો પૂછશો કે ઇશ્વરને ૐ એ સંજ્ઞાથી બોલાવવો તો હા એ સંજ્ઞાથી કેમ ન બોલાવવો ? જવાબ સહેલો છે.

નામ નિર્દેશ હમેશાં કલ્પીતજ હોય છે એક વખત જે નામ-નિર્દેશ અમુક દેહધારીના સંબંધમાં કલ્પાયો. એટલે પછી તેને તેજ નામથી બોલાવવો, ઉદ્દેશીનેજ અર્થ ક્રિયા થઇ શકે કારણ કે એ નિર્દેશની કલ્પનાનો તે દેહના ઉપર કાયમનો માટે છૂટ નહીં. તેવો-આરોપ થઇ

જાય છે. જેમ કોઈ દેહધારીને અમુક જે નામથી બોલાવવાને બદલે પર્યાય પરંતુ સમાન અર્થ સુચક નામથી બોલાવો તો તેની કંઇ પણ અસર તેને થાય નહીં અને પરીણામે તેની પાસે કંઇ પણ ક્રિયા કરાવી શકો નહી. તે પ્રમાણે ઇશ્વર તત્વને ૐ શિવાય તેના કોઇપણ શબ્દ પર્યાયથી બોલાવો તેની કંઈ પણ અસર થાય નહીં. જેમ એક વ્યક્તિનું કાર્ય એકજ નામ નિર્દેશથી થઇ શકે તેમ પરમાત્માનું કાળાતિત સ્વરૂપ જણાવવાને વાસ્તે નિત્ય સિદ્ધ જેનું સ્વરૂપ છે, એમ સાબીત કરવાને વાસ્તે ત્રિકાળમાં છે–છે અને જે ઉેજ એમ જણાવવાને માટે તેમના માટે " હા " જ શબ્દ વાપરી શકાય.

ૐ એ નામ નિર્દેશથીજ ઉદ્દેશી શકાય જેનું અખંડ સ્વરૂપ છે એવા પરમાત્માના સંબંધમાં " હા " ૐ એ શિવાય શું બીજું કહી શકાય ? આ પરમાત્માની ભૂત ભાવી એવી કોઇ કોટી નથી, ચિરંતનજ છે પુરાપિનવઃ સદા નૂતનજ છે. સદા વર્તમાનજ છે. મહાકાળાત્મક એવા પરમાત્મા સ્વરૂપને ૐજ કહેવાય પરમાત્માનું નામ ૐ એ પણ સ્વયંસિદ્ધ નામ છે, તેનો નિર્દેશ કોઇક અગમ્ય ભાવથીજ થયેલો છે.

પ્રણુ ચૈતન્ય સ્વરૂપ છે અમુક પરતુ જડ છે કે ચેતન યુક્ત જીવનવાળી છે કે મૃત છે તેનો નિર્ણય કરવો હોય છે તો આપણે તેનામાં શ્વાસ–પ્રશ્વાસની ક્રિયા છે કે નહી તે તપાસીએ છીએ. કારણ કે આ ક્રિયા ચેતનના પ્રત્યક્ષ પ્રમાણરૂપ છે આ ક્રિયા ચાલતી હોય ત્યારે અમુક પ્રકારનો ધ્વનિ અખંડ થયા કરે છે. અને તે આપણે સ્પષ્ટ સાંભળી શકીએ છીએ. અને તેનો ઉચ્ચાર આપણને અહંસઃ અહંસ અહંસઃ એમ સમજાય છે. અહં નો ઉચ્ચાર અહં સોઽહં સોઽહમ્ એવા થઇ જાય આ સોઽહં ઉપરથી ૐ શબ્દની ભાવના કહી છે જે ન્યાયે આપણે સોઽહં શબ્દ ચેતનનો વાચક પ્રત્યક્ષ પ્રમાણ છે. અને ચેતન તત્વ એ ઇશ્વર તત્વ છે એટલે સોઽહં ઇશ્વર તત્વનો વાચક થયો અને ઇશ્વર તત્વ સ્વતંત્ર છે. સ્વાવલંબી છે એ ભાવ સૂચવવા માટે સોઽહં શબ્દમાંના વ્યજંનનો જે એ સ્વર શિવાય રહી શકે તેવા નથી તેને બાદ કર્યાં અને જે સ્વરો રહ્યા તે ૐ નું રૂપ પકડતા હોવાથી સ્વતંત્રપણે ઉચ્ચરાઇ શકવાની શક્તિ ધરાવતા હોવાથી ઉર્ધ્વગામી તથા મૂર્ધભેદી નાદ ઉત્પન્ન કરનાર હોવાથી તેમણે પરમાત્માનો નામ નિર્દેશ સ્વયંપ્રાપ્ત કર્યો .

અહંસ એ શબ્દો સોઽહં મહા વાક્યનું રૂપ પકડે છે. તે આપણે જોયું તેનો શબ્દાર્થ વિચારીશું તો જણાશે કે સોઽહં અહંસ તે હું છું ( હું છું કોણ ? તે ) પ્રથમ પુરૂષ અહમ્ તૃતિય પુરૂષ સઃ સાથે અવગ્રહીત થવાથી સોઽહં મહા વાક્ય ઉત્પન્ન થાય છે

આ મહા વાક્યમાંથી વ્યજનાન્ત ભાગ બાદ કરીએ એટલે ૐ રહેશે.

સોઽહંમાંથી સ્વતંત્ર પણે રહી શકે એવા નથી તે વ્યંજન બાદ કરતાં નિર્વિકારી ભાગ ૐ સ્વર રહે છે તે પરમાત્માનો વાચક છે અને નિર્વિકારી પરમાત્માને સૂચવે છે.

આ નામ એટલા માટે અગમ્ય છે કે કોઈ પણ ભાષામાં બીજો કોઇ પણ ઉચ્ચાર અગર શબ્દ આ શબ્દ શિવાય મૂર્ધભેદી નથી. ફક્ત આ એકજ શબ્દ મૂર્ધભેદી છે આ એકજ શબ્દ આપણા મગજમાં રણકાર કરી શકે એમ છે અને કરે છે. આ શબ્દનો આશ્રય લઇ જે પુરૂષ તારક મંત્ર વડે ઉપર ચડે છે તેનો બેડો પાર છે આ શબ્દનું બીજું નામ "પ્રણવ" છે. અનધિકારીઓને સંભળાવવા તથા સમજાવવા માટે પ્રણવ શબ્દનો ૐકારને બદલે ઉપયોગ કરવામાં આવે

છે તેનો ૐ ના ધ્વનિના દૈવતના રક્ષણ માટે તથા અનધિકારિઓથી અજ્ઞાત રાખવા માટે તેના ગૌરવના રક્ષણ માટે યોજેલો એ પર્યાય શબ્દ છે જેમ રાજ્યતંત્રના ગુહ્ય મંત્રો ધારેલું ફળ પ્રકટાવી શકે અને નિર્વિઘ્નપણે મોકલી શકાય તે માટે ઉપયોગ કરવામાં આવે છે તે પ્રમાણે ધર્મતંત્રમાં ૐ શબ્દને બદલે પ્રણવ શબ્દ છે. ૐકારને પ્રણવ શા માટે કહેવામાં આવે છે? प्रकर्षेणनवईति प्रणवः એનામાં વિશેષે કરીને નવા નવા ભાવ ઉત્પન્ન કરવાની શક્તિ છે તે માટે એને પ્રણવ કહેવામાં આવે છે. વળી प्र प्रपंच नहींव, તમારો ( સંસારરૂપી પ્રપંચજ-તમારો નહીં ) જેનો આશ્રય લેવામાં આવે તો સંસારરૂપી પ્રપંચ તમારો રહે નહીં અર્થાત તમે સંસાર તરી જાવ એ ભાવ બતાવવા માટે પ્રણવ શબ્દની યોજના છે વળી प्रकर्षेणनुवंतेइति प्रणव જેના પ્રભાવથી જેનો એક પણ ભાવ સહજ પણ સમજાવાથી માથું આપો આપ નમી જાય છે માટે એને પ્રણવ કહે છે. પ્રણવને "તાર" વેદાદિ એ નામોથી પણ કહેવામાં તથા ઓળખવામાં આવે છે "તાર" એટલે તારનાર. જે તારી શકે છે તારે છે તે "વેદાદિ" એટલે જેના વડે વેદની શરૂઆત કરવામાં આવે છે ( ॐ अग्निमीळे पुरोहितम् यज्ञस्य देवमृत्विजम् ) એક કરતાં બે વધારે બળવાન તેથી ઉત્તરોત્તર વિશેષ સંગમ-સંયોગમાં વિશેષ બળ પાંચ મળે ત્યાં પંચાયતન કહેવાય પરમેશ્વર પ્રત્યક્ષ છે એમ કહેવાય જ્યાં ત્રિવેણી સંગમ થાય છે ત્યાં પવિત્રતા ઘણીજ હોય છે ત્યારે જ્યાં પંચવેણીઓ મળતી હોય પંચવેણીઓનો સંગમ થતો હોય તે ધામ તો કેટલું બધું પવિત્ર હોવું જોઇએ.

ૐ એ પ્રભુનું નામ છે. એ ભગવાનના નામ સાથે જ્યા પાંચ વેણીઓ જોડાય ત્યાં કેટલી પવિત્રતા હોઇ શકે ? એવા નામવાળો શાહુકાર કેવી ઉત્તમ પ્રકારની યોગ્યતા વાળો હશે ?

પ્રભુનું એક નામ "अविमुक्त" છે. શા માટે પ્રભુને અવિમુક્ત કહેવામાં આવતા હશે? જ્યારે એનો સંબંધ પામેલા એના અનુગ્રહને પાત્ર થયેલા ભક્ત જનોને જો આપણે મુક્ત કહીએ છીએ કારણ કે તે પ્રભુ આપણાથી એક પ્રથક્ મીનીટ પણ જુદો પડી શકતો નથી અહોનિશ આપણી સાથે જોડાયલોજ રહે છે.

આવું ચેતન તેનું નામ "અવિમુક્ત."

તમારો છોડયો પણ છુટે નહીં એવા દયાળુ પરમાત્માનું તે નામ છે, આવા પરમાત્મા આપણી પાસે પંચ વેણીનો સંબંધ માગે છે એજ થાપણ આપણે તેને સોંપવાની છે.

ૐ કારમાં अकार उकार અને मकार રૂપ ત્રીવેણી પણ છે કારણ કે એ તેના ત્રણ ખંડ છે. તેમાં સાત વેણી પણ છે. પરંતુ હું અત્યારે પંચવેણીનીજ વાત કરવા માગું છું જેવો શબ્દ તેવોજ અર્થ કરશો તો સોઽહં મહા વાક્યનો યથાર્થ અન્વય કરી શકશો. આ મહા વાક્યમાં પંચવેણીનો અન્વય કરવાનો છે.

અતિ અગમ્ય છતાં અતિ સરલ આ અન્વય છે. આપણી પાસેની એવી કઇ પાંચે વસ્તુઓનો આપણે પ્રભુ ચરણમાં યોગ કરી શકીએ ? આ સવાલનો આપણે ઉકેલ પાડવાનો છે.

આપણી શી શી થાપણ છે તેનો આપણે બરાબર ખ્યાલ બાંધવાનો છે. અને પછીજ આપણે તેનું નિધાન પ્રણીધાન કરવાનું છે. આપણે આપણો ઇશ્વર કેવા પ્રકારની થાપણ સંઘરે છે તેનો વિચાર કરી લઇએ

કઇ પાંચ પ્રકારની થાપણ તે રાખે છે. તે જાણી લઇએ તો આપણે કઇ પંચવેણીનો સંયોગ કરશે તેની સમજણ પ્રાપ્ત થઇ શકે, અને પછી તે પંચવેણી આપણામાં છે કે નહીં તેનો નિર્ણય કરી શકીએ.

ૐ—પ્રણવ ૭ દૃશ્ય પ્રણવનાં અંગો.

અકાર ઉકાર મકાર (શ્રાવ્ય અંગો.

અર્ધ માત્રા બિંદુ (અશ્રાવ્ય-અંતર શ્રાવ્ય અંગો. (અનુ શ્રાવ્ય અંગો).

આ પ્રણવ શ્રાવ્ય છે. તેમ અંતર શ્રાવ્ય પણ છે. આપણે બીજા સાંભળી શકે તેમ ખુલ્લે સાદેપણ તેનો નાદ ઉચ્ચારણ કરી શકીએ કોઇને ન સંભળાવવું હોય તો આપણા મનમાં પણ તેનું ઉચ્ચારણ નાદ રણકાર કરી શકીએ અંતર શ્રાવ્ય હોય છે. ત્યારે સાથે સાથે અશ્રાવ્ય પણ હોય છે.

અને આ શ્રાવ્ય હોય છે ત્યારે સાથે સાથે અનુ શ્રાવ્ય પણ હોય છે કારણ કે ઉચ્ચારણ થઇ રહ્યા પછી પણ તેનો રણકાર કેટલીક વાર સુધી રહે છે આ અંતર શ્રાવ્ય થાય ત્યારે મુદ્રામાં બિંદુ સંઅહિત રૂપ બંધાય છે તેથી પ્રણવના પાંચમા અંગને બિંદુ કહેવાય છે.

પ્રણવ જેવો શ્રાવ્ય અનુભવાય છે તેવોજ દૃશ્યપણું છે ૐ એ પ્રણવનું ચિત્ર છે. જેઓને ગમ હોય છે તેઓનેજ આ ચિત્ર ઉકલી શકે તેમ છે. બીજા ગમ વગરના તો માત્ર ચિત્રની માફક તેને જોઇજ શકે ન તેનું ઉચ્ચારણ કરી શકે ન તેનાં મર્મને અગર અર્થને ઉકેલી શકે જેઓ આ પ્રણવ બ્રહ્મ તારક બ્રહ્મને દૃશ્ય-રૂપમાં મુકવામાં આવ્યા છતાં ઉકેલી ન શકે તેમનો પોતાનોજ દોષ છે.

આપણા ૐ નામ સંજ્ઞા વાળો તેના ઉપર અખંડ સત્ય હોવાનો આરોપ છે તેનામાં આપણે પંચ વેણી જોડવાની છે. તે નિત્ય સિદ્ધ અખંડ સત્ય હોવી જોઇએ આ પંચવેણી તે કઇ?

આપણી પાસે નિત્ય સિદ્ધ એવી કઇ પંચ પ્રવાહ વેણીઓ છે કે જે આપણે દુર્ભાગ્યે નિત્ય સિદ્ધ હોવા છતાં જાણતા નથી. ૐ કારની અમાત્રા સાથે મળી શકે તેવી આપણી પહેલી નિત્ય સિદ્ધ વેણી આપણું શરીર છે. આપણા જન્મની સાથે આપણામાં પ્રાણ સંચાર થતાંની સાથેજ તે આપણને પ્રાપ્ત થયેલો છે છતાં તેનું અસ્તિત્વ મહત્વ કે કિંમત આપણે જાણતા નથી ને આપણી એક થાપણ આપણા અપ્રતિમ પ્રભુને શરણે આપણે સોંપવાની છે.

ૐ કારની ઉકાર માત્રાની સાથે સંબંધ રાખનાર આપણી-બીજી મીલકત આપણા શરીરથી વધારે કિંમતિ આપણા અસ્તિત્વની સાબિતિ કરાવી આપનાર આપણું અસ્તિત્વ ટકાવી રાખનાર આપણી પ્રાણ માયા રૂપી દ્વિતિયાવેણી.

આપણે પરમાત્મા સાક્ષાત્કારને તાબે કરવાની છે. ૐ કારની મકાર માત્રા સાથે આપણા મન રૂપી-ત્રતિયાવેણીનો યોગ આપણે કરાવાનો છે. મન વગર મનુષ્યત્વ નથી. પ્રાણ કરતાં વધારે સુક્ષ્મતાણુ તે આપણું ધન છે. જેના વડે આપણો બંધ મોક્ષ નિર્ણીત થાય છે. આ આપણું અમુલ્ય ધન આપણે પ્રભુ ચરણમાં સમર્પવાનું છે ૐ કારની અર્ધ માત્રા રૂપી ચતુર્થ વેણી સાથે આપણે આપણી બુદ્ધિ માયા મેળવી દેવાની છે. મનુષ્ય જીવનમાં બુદ્ધિનો વારસો આપણને પ્રભુ તરફથી પ્રાપ્ત થયેલો છે.

પ્રભુ જ્ઞાન સ્વરૂપ છે. અને બુદ્ધિ જ્ઞાનની ઉત્પાદક છે માટે બુદ્ધિરૂપી અમૂલ્ય હીરો આપણે પ્રભુ કંઠમાં પહેરાવી દઇ આપણાં તમામ પુરૂષાર્થોનો પરમાત્મામાં લય કરવાનો છે. પ્રણવની નાદ અગર બિંદુ માયા સાથે આપણે આપણા જીવનનાં સર્વ પુરૂષાર્થના ફળરૂપ આનંદ માત્રારૂપી પંચમ વેણીનો આપણે સંગમ કરવાનો છે આવી રીતે સર્વ કર્મ તથા કર્મફળનો પરમાત્મામાં ન્યાસ કરવાથી આપણે નિધાન નહી પરંતુ પ્રણીધાન કરીએ છીએ એમ કહેવાય છે.

ૐ એ શબ્દના ઉચ્ચારણ સાથેજ આપણી સર્વ કોઇ ક્રિયાઓ અને તેમનું ફળ તેનું નિધાન નિરપેક્ષ બુદ્ધિથી પ્રભુના ચરણમાં અર્પણ કરવું એજ ઉત્તમ પુરૂષાર્થ છે કર્મ અને તેના ફળનું નિધાન આપણા પોતાના જીવનમાં કરીએ તે જીવનિધાન કહેવાય છે ઇશ્વરમાં નિરપેક્ષબુદ્ધિથી કરીએ તો ઇશ્વર પ્રણીધાન કહેવાય છે.

છેવટમાં આપણે એકજ સવાલ રહે છે તે એ કે આપણા સાહુકાર પરમાત્મામાં એવાં ક્યાં લક્ષણો-ગુણો છે કે જે બદલાયજ નહીં તેવા છે. અને જેથી કરીને આપણા તરફથી આવા પ્રકારના પ્રણીધાન માટે તેમને લાયકાત પ્રાપ્ત કરાવે છે તેનો જવાબ શાસ્ત્રોએ આપેલો છે અને તે એ છે કે પરમાત્મા પાસે દશ અવ્યયો છે દશ ગુણનિધિ છે. ज्ञानं विरागं ऐश्वर्यं तपः सत्यं क्षमा धृतिः सृष्टृत्वं मात्म संबोधोऽधिष्ठातृत्वमेवच दशैतानि अव्ययानि नित्यंतिष्टंतिशंकरे परमात्मामां જ્ઞાન છે, જ્ઞાન બળ છે પણ જ્ઞાન મદ નથી; જ્ઞાન સાથે વિરાગ છે પરંતુ નિર્માલ્ય વિરાગ નથી. વિરાગ સાથે ઐશ્વર્ય છે પણ તે ભોગ વિલાસ રહીત છે. તપે યુક્ત ઐશ્વર્ય છે અને તપ સાથે સત્ય છે સત્ય છતાં અવિવેક નથી પરંતુ ક્ષમાએ યુક્ત સત્ય છે.

દોષ પાપ દુષ્કર્મ તરફ ક્ષમા દ્રષ્ટિવાળા છે અને તે ક્ષમા પણ જેવી તેવી નથી નિઃસિમ ધૃતિથી યુક્ત છે. સહનશીળતા તિતિક્ષાની પરાકાષ્ટા યુક્ત ક્ષમાથી ભરેલા છે સામાન્ય સાહુકારની માફક થાપણજ પાછી આપે તેવા નથી પરંતુ સરજન કરવાની અગાધ શક્તિ ધરાવતા હોવાથી થાપણ કરતાં વિશેષની જરૂર જણાય તો પોતાની વાપરી પુરી કરી આપે ને પાછો ઉપયોગ પુરતી તમામ વસ્તુ પેદા કરી ઉદારતાથી નિસ્સંકોચ ભાવે આપે તેવા દયાળુ છે. એ ઉપરાંત પોતાનું સ્વરૂપ યથાર્થપણે સમજનારા છે. પોતે પોતાને પૂર્ણપણે જાણનાર છે અને તે ઉપરાંત સૌથી શ્રેષ્ટ અને અતિવ પ્રભાવશીળ તેમનો ગુણ એ છે કે તેઓ સર્વ કોઇ વસ્તુ ઉપર સામ્રાજ્ય ભોગવી શકે છે. અધિષ્ટાતા થઇ શકે છે, કોઇ જગ્યાએ એમની આણ ન ફરતી હોય એવું નથી.

આવા અઘાત અને અવ્યય સામર્થ્ય પ્રભાવ વૈભવ સત્તાના બળવાળા પુરૂષોત્તમને ત્યાં તમારૂં ધન તમે નહીં મૂકી આવો તો બીજો કયો વધારે લાયક વધારે સારો સરાફ તમે શોધી કાઢશો ? બીજા તો દેવાળીયા નિવડશે અને તમારી મુડી મૂળથીજ ખોઇ બેસશો. જો તમે આ સાહુકારને તમારી દોલત ધીરશો ધીરશો એટલું તો નહીં પરંતુ આપી દેશો તો તમને શતધા સહસ્ત્રધા બદલો આપશે એટલું તો નહી પરંતુ તમને બીજો કેટલોક વધારે અધિકાર આપશે તમને ધ્યાન યોગનો સમાધિ યોગનો અવિચ્છિન્ન અમૂલ્ય અધિકાર અને તેની સિદ્ધિ આપો આપ પ્રાપ્ત થશે અને જે યોગીઓના યોગથી નહીં મેળવી શકાય તે આ ક્રિયા યોગની પધ્ધતિથી અતિસુલભ પ્રાપ્ત થશે. ઇતિશિવં.

ઇશ્વરભાઇ જીવાભાઇ.



# સંગીત મહિમા.



( શુદ્ધ ભાવનાઓથી પરિપૂર્ણ, રસોત્પાદક તેમ તાન અને સ્વરથી ગવાયેલા સંગીતનો કેવો અજબ પ્રભાવ પડે છે તે નીચેના પદથી જણાશે. )

રાગ-ભીમપલાસ ( ત્રિતાલ )

રે ગાયન ! તું ખરે, કરે આનંદિત જનને,
શોક ભીતિ તું હરે, દીએ વિશ્રાંતિ મનને; ૧
નિર્મળ બુદ્ધિ કરે, વળી નિજ જ્ઞાન વધારે,
ખલ લંપટ નાસ્તિક એ સઉને તુંજ સુધારે; ૨
નિદ્રાવશ કરે બાળ, ઢાળથી રહેતાં રડતાં,
અસર કરે ગંભીર, વીર રણક્ષેત્ર વિચરતાં; ૩
શાંત કરે શૂરવીર, કાયરને શૂર ચઢાવે,
રસિક જનોનાં હૃદય, ખરે તું તુંજ ડોલાવે; ૪
સભા ચિત્રમય કરે, પ્રભુ ગુણગાન કરાવે,
ખેડુ યોગી આહીર, ભક્તને મસ્ત બનાવે; ૫
મુસાફરી એકાન્ત તણો, તું મિત્ર ગણાયે,
હરણ નાગ તું થકી ખરે જગમાં વશ થાયે; ૬
કોયલ ટહુકો કાગ, બાગને બહુ શોભાવે,
બુલબુલ મેના ખરે રસિક રસપાન કરાવે; ૭
ઉત્તમ વળી તુજ શક્તિ ભક્તિનું ભાન કરાવે,
નિદ્રિત નષ્ટ વિચાર, તેજ તું પુનઃ પ્રગટાવે; ૮
સિંધુ સરિતા વળી કુદરત સઉ ગાયન ગાતાં,
શ્રવણ થકી દુઃખીજન તણાં સઉ દુઃખ સમાતાં; ૯
જ્યમ સાકર પય સંગ, ભળી જે રંગ બતાવે,
વાદ્ય નૃત્ય સહ ગાન, ભાન પ્રભુતાણું કરાવે; ૧૦
નૃપરસથી ભરપૂર મધુર મંજુલ ગણાયે.
ગાયન અનુપમ નૂર રમણ અદ્ભુત જણાયે; ૧૧

રમણીકલાલ ગીરધરલાલ મોદી.

# આદર્શ જીવન.

આદર્શ જીવન જીવવું એવી દરેક મનુષ્યની સ્વાભાવિક ઇચ્છા છે. કુદરતનાં સત્યોનો અભ્યાસ આપણને આ કામમાં ઘણો લાભકારી થાય તેમ છે. આપણે આદર્શ પ્રમાણે આપણું જીવન બનાવવા મથીએ છીએ, અને તેમાં ઘણીવાર આપણે પુરેપુરી સફળતા મેળવી શકતા નથી. આપણા જીવનનો પરમાત્મ જીવન સાથે શો સંબંધ છે, તે જે પ્રમાણમાં આપણે બરાબર રીતે સમજી શકીએ, તે પ્રમાણમાં આપણને આ કામમાં વિજય મળવાનો.

આ વિશ્વમાં આપણા અને પ્રભુના સંબંધ વિષે બે માન્યતાઓ છે, અને તે બન્ને ખરી હોઇ એક બીજાને ઉપકાર કરે છે. પ્રભુ વિશ્વવ્યાપી છે. ઇશ્વર સર્વ ભૂત માત્રના હૃદયમાં રહેલો છે પણ તેની સાથે બીજો સિદ્ધાંત એ જણાવે છે કે પ્રભુ વિશ્વાતીત છે. કાળીદાસ કવિ-વિક્રમોર્વશીય નાટકમાં જણાવે છે તેમ વ્યાપ્ય સ્થિતં રોદસી આ પૃથ્વી અને સ્વર્ગમાં વ્યાપીને જુદો ઉભો છે. અર્થાત્ તે વિશ્વવ્યાપી અને વિશ્વાતીત છે. સામાન્ય મનુષ્ય તો એમજ કહે છે કે પ્રભુ વિશ્વવ્યાપી હો કે વિશ્વાતીત હો-આ બધાં તત્વજ્ઞાનના કુટ પ્રશ્નો છે. તેનો મારા હંમેશના જીવન સાથે શો સંબંધ છે ?

આપણે આ લેખમાં એમ વિચારવાને પ્રયત્ન કરીશું કે આ પ્રશ્નોને આપણા જીવન સાથે આપણે ધારીએ તે કરતા પણ ઘણો ગુઢ સંબંધ છે.

પ્રભુને કેવળ વિશ્વાતીત માનવાથી આખું વિશ્વ જડ બની જાય છે. પ્રભુ એક કારીગર હોય અને તે આ વિશ્વ બનાવીને અલગ બેસી ગયો હોય એવી ભાવના તેમાંથી જન્મે છે.

પ્રભુને વિશ્વવ્યાપી માનવામાં એક લાભ છે. આ દૃષ્ટિબિન્દુથી આ વિશ્વ એ પ્રભુનું સ્વરૂપ બને છે પ્રભુના એક ભાગરૂપ બની જાય છે. આ વિશ્વ એ પ્રભુનો એક ભાગ છે, પણ પ્રભુનું સર્વસ્વ નથી. જેવી રીતે હાથ એ શરીરનો વિભાગ છે પણ શરીર નથી, તેવી રીતે આ વિશ્વ પ્રભુનું અંગ છે પણ અખિલ પ્રભુ નહિ. તેવીજ રીતે મનુષ્ય વિશ્વનો એક ભાગ હોવાથી જેવી રીતે જળબિન્દુઓ દરિયાના ભાગરૂપ ગણાય, તેમ મનુષ્ય પણ પ્રભુના એક ભાગરૂપ છે. તે જળ બિન્દુ દરિયારૂપ થશે, પણ અત્યારે તો ભિન્નતા છે, છતાં તે જળબિન્દુઓ એ સમુદ્રના સ્વરૂપના છે, સમુદ્ર સાથે સંબંધિત છે, એની ના પાડી શકાય નહિ. તેવીજ રીતે દરેક મનુષ્ય પ્રભુનું અંશ છે, અને પ્રભુરૂપ થવાનો છે. સ્વરૂપે પ્રભુ છે, પણ તેણે હજુ પ્રભુત્વનો સાક્ષાત્કાર કર્યો નથી. આ દૃષ્ટિથી આપણે કહી શકીએ કે આપણે પ્રભુમાં જીવીએ છીએ હરીએ ફરીએ છીએ, અને આપણું અસ્તિત્વ પણ પ્રભુમાં છે. આપણે એક જીવનના દિવ્ય વિભાગો છીએ. આપણે સર્વ બનતા ઇશ્વરો છીએ. આથી આપણને આપણા દિવ્ય સામર્થ્યનો ખ્યાલ આવે છે, અને પ્રભુ જેમ અમર છે, તેમ આપણે પણ અમર છીએ, આથી આપણને આપણા દિવ્ય સામર્થ્યનો ખ્યાલ આવે છે, અને પ્રભુ જેમ અમર છે, તેમ આપણે પણ અમર છીએ, એ ભાન થતાં આપણે નિર્ભય બનીએ છીએ.

પ્રભુ સંબંધી ખ્યાલ બાંધવામાં આપણે આપણું મનુષ્યત્વ તેને અર્પી, પ્રભુને સારામાં સારા ગુણવાળો મનુષ્ય કલ્પીએ છીએ. પણ આ એક ભ્રાન્તિ છે. વસ્તુતઃ તેના દિવ્યત્વનો ખ્યાલ લાવી તે દિવ્યત્વ આપણે મનુષ્યને અર્પણ કરવું કે મનુષ્ય એ પ્રભુની પ્રતિકૃતિ છે. અને મનુષ્ય પ્રભુ થવાને સરજાયેલો છે.

પ્રભુનું વિશ્વવ્યાપીપણું તે જો સત્ય વાત હોય તો તે વાત આપણે મનુષ્ય સ્વભાવનું પૃથક્કરણ કરી સિદ્ધ કરીશું. મનુષ્યમાં આપણે અનેક દિવ્ય ગુણો જોઇશું. આપણને સાધારણ રીતે લોકોના દોષ જોવાની ટેવ પડેલી હોવાથી, દિવ્ય ગુણોમાં મનુષ્યની સામ્રાજ્ય મીલકત છે, એમ સંભળી કેટલાકને આશ્ચર્ય લાગશે પણ તે છતાં જો આપણે મનુષ્યના બહારના અપ્રિય અને સુગ ઉપજાવે તેવા દોષોની પાછળ જોઇશું તો આપણે મનુષ્યની દિવ્યતાનો જરૂર ખ્યાલ આવશે આ અપ્રિય અને સુગ ઉપજાવે તેવા દોષો પણ જેવી રીતે મકાનને વાસ્તે પાળકની જરૂર છે, તેવી રીતે મનુષ્યના વિકાસમાં એક જરૂરનું રૂપ છે.

મનુષ્ય પોતે દિવ્ય છે, એનો મોટો પુરાવો એ છે કે, તેને પોતાની નિર્બળતાનું ભાન હોય છે. જો તેનામાં પ્રભુત્વ ન હોત તો પોતાની નિર્બળતા પ્રત્યે તે તદ્દન અંધ હોત. ઇમર્સન કહે છે કે "ધારો કે આપણે અધમ છીએ, પણ આપણી અધમતાનો ખ્યાલ આપણને ક્યાંથી આવ્યો ?" આપણી અંદર દિવ્ય તત્ત્વ છે, માટેજ આપણને આપણી અધમતાનો ખ્યાલ આવે છે. ફક્ત દિવ્ય તત્ત્વજ દિવ્યતાનો ખ્યાલ લાવી શકે. વાઘ કદાપિ પોતાને ઘાતકી માનતો નથી; ઘોડો પોતાના અજ્ઞાન વાસ્તે કદાપ પોતાને ધિક્કારતો નથી. ડુક્કરને પોતાની લોભીષ્ટવૃત્તિ માટે કદાપિ પશ્ચાત્તાપ થતો નથી. પણ મનુષ્ય પોતાનું ઘાતકીપણું સ્વીકારે છે, પોતે અજ્ઞાન છે, એમ કબુલે છે, અને પોતાના લોભ માટે શરમીંદો બને છે. અને આ રીતે તે પોતાની દિવ્યતા સિદ્ધ કરે છે, વળી પોતાના દોષ જોઇ મનુષ્ય બેસી રહેતો નથી, પણ પોતાની નિર્બળતાઓ-ખામીઓ દૂર કરવાને તે પ્રયત્ન કરે છે, તે પણ તેની દિવ્યતાનો પુરાવો છે બધો વિકાસક્રમનો ઇતિહાસ એ પૂર્ણતા માટેનો મનુષ્યનો પ્રયત્ન છે. અંદરથી મનુષ્યને દિવ્યતા તરફ જવાનો વેગ આવે છે, કારણ કે પોતે દિવ્ય છે. જેવી રીતે મેઘનું બિન્દુ સમુદ્ર તરફ-પોતાના મૂળ તરફ જવા પ્રયત્ન કરી રહ્યું છે, તેવીજ રીતે દરેક મનુષ્ય પોતાના દિવ્ય પિતા-પ્રભુ તરફ જવા અનિવાર્ય રીતે ખેંચાયા હતા.

જો આપણને પ્રભુ વિશ્વમાં વ્યાપી રહેલા છે, એ સિદ્ધાંતનો બરાબર ખ્યાલ આવે, તો પછી પ્રેરણા એટલે શું ? તેનો ખ્યાલ આપણે બાંધી શકીએ, અને આપણે પણ પ્રેરણા ને આદર્શ જીવન ગાળી શકીએ.

જે લોકો વિકાસ ક્રમને માનતા નથી, પણ એમ ધારે છે કે પ્રભુએ એકાએક આવી સૃષ્ટિ રચી તેઓ તે સાથે એમ પણ માને છે કે અમુક વ્યક્તિઓને પ્રભુએ પ્રેરણા કરી, અને તેમને જે ઉપદેશ આપ્યો, તે પ્રેરણા પામેલા ગ્રંથોરૂપે પ્રસિધ્ધ થયો. પણ આ સિદ્ધાંત વાજબી નથી. જેમ મનુષ્ય રમકડાં બનાવે, તેમ પ્રભુએ કોઇને સંત બનાવ્યા અને કોઇને પાપી બનાવ્યા, એમ માનવું, એ પ્રભુ ઉપર ઘાતકીપણાનો દોષ મૂકવા જેવું છે. એક બાજુ મનુષ્ય અને બીજી બાજુ પ્રભુ. વચમાં પેગંબર તે એકાએક પ્રકટી આવેલો તેને અને મનુષ્યને કોઇ પણ જાતનો

સંબંધ નહિ, તે અનુપર વ્યક્તિને પ્રભુએ પ્રેરણા કરી અને તે બોલ્યો. તે કોઇ પણ વિષય ઉપર અખિલ સત્ય ન બોલ્યો હોય, અથવા તેણે પોતે પણ સત્યનો અમુક અંશ ગ્રાહ્ય કર્યો હોય, એવું જો કોઇ કહેવા બહાર પડે, તો તેને નાસ્તિક ગણવામાં આવે.

અમુકજ કાળમાં અમુકજ વ્યક્તિને પ્રેરણા થઇ, તે પછી કોઇને થઇ શકે નહિ—આવી માન્યતા ઘણા ધર્મોમાં ચાલે છે, તે પ્રભુનાં દયાળુપણાનો અને ન્યાયીપણાનો તિરસ્કાર કરે છે. પ્રભુ સર્વ કાળમાં અને સર્વ સ્થાનમાં કામ કરી રહ્યો છે. તો આ સમયમાં પણ કેટલાક વિકાસ પામેલાં મનુષ્યો પ્રભુ તરફથી પ્રેરણા પામી શકે, તેમાં આશ્ચર્ય શું ? જૈનો કહે છે કે હાલ મોક્ષનાં દ્વાર બંધ થઇ ગયાં. ખ્રિસ્તીઓ કહે છે કે ક્રાઇસ્ટનું વ્યાકતત્વ અનુપમ હતું, તેજ અને કેવળ તેજ પ્રભુનો પુત્ર હતો. મુસલમાન ભાઇઓ જણાવે છે કે હઝરત મહમદ સાહેબ પ્રભુના તરફથી છેલ્લા પેગંબર હતા. અમુકજ દેશમાં અમુકજ ધર્મમાં મહાન્ પુરૂષો પેદા થાય," તેમ માનવું એ પ્રભુનું અપમાન કરવા જેવું છે. જો હિંદુઓ એમ માને છે કે યુરોપીઅનો તત્વજ્ઞાન સમજી શકે નહિ, અથવા પ્રભુના સંદેશવાહક થઇ શકે નહિ, એ તો અમારોજ હક છે, તેમણે ભગવદ્ગીતાના ૧૮મા અધ્યાયમાં જ્યાં શ્રીકૃષ્ણ કહે છે કે, ઈશ્વર સર્વભૂતાનાં હૃદ્દેશેઽર્જુન તિષ્ઠતિ ઇશ્વર સર્વ પ્રાણી માત્રના હૃદયમાં રહેલો છે, તે શ્લોકાર્થ ઉપર હડતાલ મારવી જોઇએ. આવી ભાવના કરનારાએ બીજી બારી દ્વારા આવેલા સૂર્યના પ્રકાશનો અનાદર કરી સૂર્યના પ્રકાશથી વંચિત રહે તો તેમાં દોષ કોનો ?

પ્રેરણા પામેલા પુરૂષો દરેક ધર્મમાં, દરેક દેશમાં, અને દરેક સમયમાં થયા છે. છે, અને ભાવષ્યમાં પણ થશે આવી વીચારશ્રેણીને અંગીકાર કરનારનું હૃદય વિશાળ બને છે.

આપણે પ્રેરણાનો ખરો અર્થ સમજવો જોઇએ ઇશ્વરી જીવનનો પ્રવાહ મનુષ્યના જીવનમાં વહેવા લાગે, ત્યારે પ્રેરણા ઉદ્ભવે છે. અને જે પ્રમાણમાં મનુષ્ય સર્વ જીવનનું ઐક્ય સ્વીકારે છે, અને સ્વાર્થથી મુક્ત થવા પ્રયત્ન કરે છે, તે પ્રમાણમાં તે પ્રેરણા તેનામાં સંભવે છે. મનુષ્યમાં જે પ્રભુનું જીવન વહી રહ્યું છે, તે જીવનને તિવ્ર બનાવવું તેને વેગ આપવો, એનું નામ પ્રેરણા. જેવી રીતે એક નાની ચીણગારીને પ્રદીપ્ત કરી મોટો અગ્નિ પ્રકટાવવામાં આવે, તેવી રીતે મનુષ્યમાં રહેલા દિવ્ય સ્ફુલિંગને પ્રદીપ્ત કરવાથી આ પ્રેરણા પ્રકટી નીકળે છે પ્રેરણા થતાં મનુષ્યનું દિવ્યતત્વ જાગ્રત્ થાય છે. જીવનના ઐક્યનો અનુભવ થવા લાગે છે, તેનામાં અદ્ભુત દયા પ્રકટે છે, અને મનુષ્ય મનુષ્ય મટી અતિમનુષ્ય અથવા દૈવી મનુષ્ય બને છે. માટે પ્રેરણા એ પ્રભુનું કામ નથી, પણ મનુષ્યનો ખાસ પ્રયત્ન તેને વાસ્તે આવશ્યક છે. ઉપનિષદોમાં લખ્યું છે કે જેનાપર પ્રભુ પ્રસન્ન થાય છે, તેને પ્રભુ પોતાનું દિવ્ય સ્વરૂપ બતાવે છે, પણ આ પ્રસન્નતાનો આધાર પણ તે જીવની પવિત્રતા અને આત્મસંયમ તથા સર્વ જીવો પ્રત્યેની અપૂર્વ ભિક્ષાલાગણીપર રહેલો છે. કેટલાક જીવોમાં જ્ઞાન બહુ થોડું હોય, પણ જો તેમનામાં બીજા જીવો પ્રત્યે સહાનુભૂતિ હોય છે, તો તેઓ તેમના તે ગુણને લઇ ગુપ્ત જ્ઞાનીઓ કરતાં આગળ વધી જાય છે, કારણ કે પ્રભુ તેમના હૃદયના પ્રેમને સ્વીકારે છે.

અમુક ધાર્મિક કામ કરનારા અથવા ધાર્મિક લેખકોજ પ્રેરણા પામી શકે, એ વિચાર ઘણો સંકુચિત છે. ખરી વાત તો એ છે કે જે કોઇ પોતાની બધાઇ તથા ખરી મહત્તતાને લીધે

પ્રભુની પ્રશંસિકા થઇ શકે, તે સર્વ પ્રેરણા પામેલા ગણી શકાય. જેઓને મનુષ્યજાતિ પ્રત્યેનાં પ્રેમને લીધે મનુષ્યોનાં દુઃખનો બોજો ઓછો કરવા હાડમારી. ગરીબાઈ અને દુઃખ ભોગવ્યાં છે, તે સર્વ પ્રેરણાત્મક જીવનવાળા ગણી શકાય. આ પ્રેરણા એ કેવળ ધાર્મિક પ્રકૃતિવાળાનોજ ખાસ અધિકાર નથી. વળી વસ્તુતઃ ખરો ધર્મિષ્ઠ મનુષ્ય કોણ? જે જગતની સેવા અર્થે જીવે છે તેજ **જગદ્ધિતાય આત્મનો મોક્ષાય આત્માનં જુહોમિ સ્વાહા** જગતના હિતને ખાતર અને આત્માના મોક્ષને ખાતર જે પોતાનો જાન અર્પણ કરે છે, તેજ ધર્મિષ્ઠતાનો દાવો કરી શકે ટુંકમાં ધર્મિષ્ઠ મનુષ્ય તેજ ગણાય કે જે મનુષ્ય જાતિને પ્રકાશ આપે છે, જે ભુખ્યાને ભોજન આપે છે, અને પતિતોનો હાથ ઝાલી ઉદ્ધાર કરે છે, જે ત્રાસ પામેલાઓને વારતે યુદ્ધ કરે છે. જે પોતાના જમાના કરતાં વિચારમાં આગળ વધેલો હોય છે અને પોતાના વિચારો અને તદનુસાર કાર્યો માટે જે લોકો તરફથી નિંદા અને ઉપહાસનો બદલો મેળવે છે, જે અમુક સિદ્ધાંતને સારૂ-પછી તે બુદ્ધિની ખામીને લીધે મુખોઇ ભર્યો પણ હોય છતાં પણ કોઇ સિદ્ધાંતને સારૂ જે પોતાની જીંદગીનો ભોગ આપે છે, તેજ ખરો ધર્મિષ્ઠ મનુષ્ય ગણી શકાય.

આવા મનુષ્યો પ્રખ્યાત હોય કે અજ્ઞાત સ્થિતિમાં પડયા હોય, પ્રતિષ્ઠિત કે તિરસ્કૃત હોય, ઉચ્ચમાં ઉચ્ચ ધર્મને અંગીકાર કરનાર હોય કે, સર્વ ધર્મનો તિરસ્કાર કરનાર હોય, છતાં તેઓ ખરેખરા ધર્મિષ્ઠ મનુષ્યો છે. તેઓ મહાન્ પુરૂષોની ગણનામા ઉભા રહેવાને લાયક છે, કારણ કે તેઓ પ્રેરણા પામેલા છે.

રતનપોળ-અમદાવાદ
તા૦ ૧૫-૧-૨૩

મણિલાલ ન. દોશી.
બી. એ.



## ભારતની વિરાંગનાઓ

### (૨)

### જવહરબાઈ.

આંતરવિપ્લવ એજ અધઃપતનનું મૂળકારણ છે. આંતરવિપ્લવોને લીધેજ વીરભૂમિ રજપુતાનો ધ્વંસ થયો-મેવાડ રાજ્યનો નાશ થયો. દુર્ભાગ્યે રાણા વિક્રમજીત તથા તેના સરદારો વચ્ચે એક મહાપ્રલયકારી આંતરવિપ્લવ શરૂ થયો. સરદારોની અવગણના કરી, નિકૃષ્ટ પંક્તિના મલ્લો તથા પદાતિકોને અયથાર્થ માનસૂચક અધિકાર આપી, રાણો તેમનો અનુરાગી બન્યો. આ અનુરાગનું વિષમય ફળ ટુંક સમયમાં રાણાને ભોગવવું પડ્યું. અપાત્ર મનુષ્યો ઉપરનો રાણાનો અનુરાગ સરદારોને કંટકસમ વિંધવા લાગ્યો. રાણાની કાર્ય કુશળતાથી અસંતુષ્ટ થઈ, સરદારો

રાજ્યમાં શાન્તિ જાળવવાની ચીવટમાં બેદરકાર રહેવા લાગ્યા. જે સરદારો મેવાડના ખાસમિત્રો હતા, તેઓ રાણાના અનુચિત વ્યવહારને લીધે શત્રુનું કાર્ય કરવા તત્પર થયા. અત્યાર સુધી તેઓ રાણાનો હુકમ બજાવવા તત્પર રહેતા, પરન્તુ હવે તેઓ હુકમનો અનાદર કરવા લાગ્યા. રાણો સરદારોને કોઇ પ્રસંગે કોઇપણ હુકમ આપે તો તેઓ તીવ્ર અવાજે એકદી સાથે ગર્વથી કહેતા કે 'હમે અપાત્ર મનુષ્યો સાથે મિત્રતા કરનાર અવિવેકી રાણાના તાબેદાર નોકર નથી."

મેવાડનરેશ વિક્રમજીત તથા તેના સરદારો વચ્ચે જે અગ્નિ ભભૂકી ઉઠયો હતો, તે સહજમાં હોલવાઇ જાય તેવો નહોતો. વૃક્ષોના સંઘર્ષણથી જે દાવાનળ સળગી ઉઠે છે તે દાવાનળજ અરણ્યનો સમુળો નાશ કરે છે. મેવાડરાજ્યમાં પણ તેમજ બન્યું. જો વિક્રમજીતે જાતે પોતાના પગ ઉપર કુહાડીનો ઘા કર્યો તો પછી તે કેવી રીતે કયા મહામંત્રના પ્રભાવ વડે પોતાનો બચાવ કરી શકશે ? પહાડી લોકોએ અનેક પ્રકારે મેવાડરાજ્યમાં ઉપદ્રવ કરવા માંડયો. ચોરીના અનેક પ્રકારના ઉપદ્રવથી મેવાડના આબાલવનિતા વૃદ્ધ સર્વે અત્યંત પીડાવા લાગ્યા. કોઇપણ દેશમાં લુંટફાટ વિગેરે જે જે અનિષ્ટ આપત્તિઓ સંભવી શકે તે તે સઘળીજ એકદી સાથે મેવાડરાજ્ય ઉપર આક્રમણ કરવા લાગી મેવાડરાજ્યમાં સર્વ સ્થળે અરાજકતા (અંધાધુંધી) પ્રસરી રહી.

આ તરફ ધીમે ધીમે ભારત વર્ષમાં મુસલમાનો પોતાના સામ્રાજ્યની સીમાનો દિવસે દિવસે વિસ્તાર કરતાં હતા. બહાદુરશાહ ગુજરાતનો સુવિખ્યાત રાજા હતો. અત્યારસુધી પોતાનું વેર વાળવાનો ઉપાય શોધ્યા કરતો હતો. રાણા વિક્રમજીતના પૂર્વજ વીરશ્રેષ્ઠ પૃથ્વીરાજે બહાદુરશાહના પૂર્વજ મુજફ્ફરશાહને ચિતોડના કારાગૃહમાં મજબુત લોખંડી બેડીઓ નાંખી કેદ કર્યો હતો. બહાદુરશાહ અત્યાર સુધી પૂર્વજની શોચનીય કેદી અવસ્થાને તથા સમ્રાટપદની ગંભીર કલંકકાલિમાને પોતાના હૃદયના અંતસ્તલમાં અંતર્હિત રાખી કયી તક પ્રાપ્ત થતાં-કયો ઉપાય યોજવાથી અંતરનો ક્ષોભ શાન્ત થશે-કેદી પૂર્વજનું વેરવાળી શકાશે-તેનીજ પ્રતીક્ષા કરતો હતો. રાહ જોતો હતો. આ સમયે રાણા તથા તેના સરદારો વચ્ચે આતર વિપ્લવ ઉપસ્થિત થયો હતો. બહાદુર શાહે ધ્યાન પૂર્વક તે તકનો લાભ લીધો.

અસંખ્ય મુસલમાનોની વિજયિની ફોજે સત્યાનાશ કાઢવાના ઇરાદાથી ક્રોધ ચડવાને લીધે ઉન્મત્ત બની પ્રચંડ વેગે રાણા વિક્રમજીત ઉપર આક્રમણ કરવાનો વિચાર કર્યો. રાણો તે સમયે બુન્દી પ્રદેશમાં આવેલા લેચા નામના સ્થાનમાં રહેતો હતો. જયોલ્લાસી મુસલમાનોની નિર્દય ફોજે લેચા ક્ષેત્રમાં રાણાપર આક્રમણ કર્યું ત્યાં હિન્દુ-મુસલમાન વચ્ચે ઘોર યુદ્ધ થયું. જો કે અસંખ્ય મુસલમાનોની સાગર સમી ફોજ વિક્રમજીતને એકક્ષણમાં પરાજીત કરવા સમર્થ ન નિવડી, તો પણ એ સામાન્ય ન્હાનું પદાતિક સૈન્ય કયા સુધી રાણાને સહાય કરી શકે ? ન્હાનુ પદાતિક સૈન્ય પાણીના પરપોટા પેઠે યુદ્ધક્ષેત્ર રૂપી સાગરમાં શીઘ્ર વિલીન થઇ ગયું. કાળક્રમે વિક્રમજીત હીનબલ (નબળો) થઇ ગયો. સરદારો તો પ્રથમથીજ રાણાને સંકટમાં છોડી કનકનગરી રાજપુરીના રક્ષણાર્થે ચિતોડ તરફ પલાયન કરી ગયા હતા.

આ તરફ ચિતોડમાં ફરીથી મહાવિપ્લવ ઉપસ્થિત થયો. બહાદુરશાહે લાબ્રિમાં નામના એક યુરોપીય ગોલન્દાજ દ્વારા ચિતોડને ભૂમિસાત્ કરવા માટે એક ગુપ્ત માર્ગ શોધી કાઢયો. ચિતોડના દુર્ગની નીચેના ભોંયરામાં એક વિશાળ સુરંગ ખોદાવી તેને દારૂ ગોળાથી

# શ્રેષ્ઠ પૂજા.



અનુવાદકઃ—ધીરજ.

ગંગાને દક્ષિણ તીરે શ્રીગિરિની ઉત્તર ટેકરી ઉપર મહાદેવનું એક મંદિર હતું. સિન્ધુદ્રી પમુનિનો ભાઇ વેદ હંમેશ તે મંદિરમાંના મહાદેવની પૂજા કરતો હતો પૂજા કરીને તે જાય તે પછી મહાદેવનો પરમભક્ત એક વ્યાધ-શિકારી પણ આવીને દેવની પૂજા કરતો હતો. તેની પૂજાની સામગ્રી બહુ અદ્દભુત હતી. શ્રીગિરિના વનમાં દરરોજ તે શિકાર કરીને જ્યારે થાકી જતો, ત્યારે મારેલાં પ્રાણીઓ ધનુષ્ય ઉપર લટકાવી તે મંદિરની પાસે આવતો. મહાદેવની સામે તે મારેલાં પ્રાણીઓ રાખી ગંગા કિનારે જતો અને મોઢામાં જળ લાવીને તથા એક હાથમાં કોઇ ઝાડનાં પાંદડા અને બીજા હાથમાં માંસ લઈ મંદિરમાં આવતો.

હમેંશના નિયમ પ્રમાણે આજ પણ વેદ પૂજા કરી ગયો હતો. તેની પૂજાની સામગ્રી થોડી ત્યા પડી રહેલી હતી. શિકારીએ તે સામગ્રીને પગવડે ખસેડી મોઢાના જળથી મહાદેવને સ્નાન કરાવ્યું. તે પછી હાથમાનાં પાંદડાં શિવની ઉપર ચડાવ્યાં અને પ્રાર્થના કરી હે પ્રભુ, તમે મારી ઉપર પ્રસન્ન થાઓ. આ પ્રાર્થના કરીને મહાદેવને માંસનું નૈવેદ્ય ધરાવ્યું. શિકારીની પૂજન સામગ્રી વિચિત્ર હતી; છતાં તેની ભક્તિ દૃઢ હોવાથી મહાદેવ તેના ઉપર બહુ પ્રસન્ન થતા; એટલે સુધી કે તે પૂજા ન કરી ગયો હોય ત્યાં સુધી મહાદેવ સુખી થતા નહિ.

વેદ હંમેશ પૂજા કરવા આવતો, ત્યારે તે જોતો કે તેની પૂજાની સામગ્રી કોઇએ ફેંકી દીધેલી છે. તે વિચાર કરતો કે હું આટલી ઉત્તમ સામગ્રીથી વિધિપૂર્વક પૂજા કરૂં છું અને કોઇ પાપી અહીં આવીને તેનો નાશ કરી જાય છે ? અરે, ગમે તેવાં પાંદડાંઓથી, અને મારેલાં પ્રાણીઓના માસ જેવી અપવિત્ર વસ્તુથી પૂજા કરે છે ! એ દુષ્ટને શોધી કાઢી અવશ્ય શિક્ષા કરવી પડશે.' આમ વિચાર કરી તે એક દિવસ મંદિરમાં છુપાઇ રહ્યો.

તે રાત્રિએ એજ શિકારી ત્યાં આવી પહોંચ્યો, અને પોતાના રોજના નિયમ પ્રમાણે પૂજા કરવા લાગ્યો. મહાદેવ તેને દર્શન દઇ બોલ્યા-'અરે, શિકારી, આજ તું આટલો બધો મોડો કેમ આવ્યો ? અત્યાર સુધી તું આવ્યો નહોતો, તેથી હું બહુ દુઃખી થતો હતો. મહાદેવનાં આ વચનો સાંભળીને વેદને તેમના ઉપર બહુ ક્રોધ ચઢ્યો; પરંતુ તે કાંઇ બોલ્યો નહિ.

શિકારી પૂજા પુરી કરી ચાલ્યો ગયો. વેદ મહાદેવને ઉદ્દેશીને બોલ્યો-'પ્રભુ ! આ વ્યાધ હંમેશ પ્રાણીહિંસા કરે છે. તે મહાપાપી છે. એનામાં વિદ્યા કે બુદ્ધિ કશું નથી. કેવા સાધનથી અને કેવી રીતથી દેવની પૂજા કરવી જોઇએ એ પણ તે જાણતો નથી. એની પૂજાથી પ્રસન્ન થઈ તમે એને દર્શન દીધાં, અને હું શાસ્ત્રવિધિ પ્રમાણે હંમેશ તમને પૂજું છું, છતાં મને એક શબ્દ પણ કહી કહ્યો નથી. દર્શન દેવાની વાત તો દૂર રહી ! પ્રભુ, તમારી આ રીત તો બહુ અદ્દભુત ગણાય. હું કોઇપણ રીતે તે સહન કરી શકીશ નહિ. આજ તમને હું સખત શિક્ષા કરીશ.—તમારૂં માથું હું તોડી નાંખીશ.

વેદના શબ્દો સાંભળી મહાદેવ હસીને બોલ્યા–'વેદ, શાંત થા તું, કાલ સુધી રાહ જો ને પછી મારૂં માથું ભાંગવું હોય તો ખુશીથી ભાંગજે.'

'બહુ સારૂં મહારાજ, કાલ સુધી રાહ જોઇશ. એમ કહી વેદ ચાલ્યો ગયો.

બીજે દિવસે સવારમાં વેદ નાહી ધોઇ આવ્યો અને પૂજા કરવા બેઠો; પણ એટલામાં તેણે જોયું તો મહાદેવના માથા ઉપર એક મોટો જખમ પડેલો છે, અને તેમાંથી લોહીની ધારા વહે છે. વેદ આ જોઇ વિસ્મય પામી બોલ્યો–'અરે, મહાદેવના માથા ઉપર હું આ શું જોઉં છું? આવો ઉત્પાત આજ કોણે કર્યો ? મહાદેવનું માથું આજ કોણે ફોડી નાંખ્યું ?' વેદ તત્કાળ ગંગાજળ લાવી સઘળું લોહી સાફસુફ કરવા લાગ્યો.

પેલો વ્યાધ પણ એટલામાં ત્યાં આવી પહોંચ્યો. મહાદેવનું ફુટેલું માથું અને લોહીની ધારા જોઇ તેના હૃદયમાં એટલું બધું દુઃખ થવા લાગ્યું કે તે તેનાથી સહન કરી શકાયું નહિ. મનની વેદનાથી તે વ્યાધ પોતાનું ધનુષ્ય હાથમાં લઇ પોતાના શરીરનાજ કટકા કરવા લાગ્યો અને બોલ્યો–'હાય, હું જીવતો હોવા છતાં મારા ભગવાનને આટલું બધું દુઃખ ? હવે આ પ્રાણ રાખવાથી લાભ શો છે ?

ભરત વ્યાધનું આ કાર્ય જોઇ મહાદેવ બહુ આશ્ચર્ય પામ્યા અને વેદને કહેવા લાગ્યા–'વેદ, જો આ વ્યાધની ભક્તિ કેવી છે ? તું ગંગાજળથી મારૂં માથું ધોવાનો પ્રયત્ન કરવા તૈયાર થયો; પરંતુ મારો ભક્ત આ વ્યાધ તો મારૂં કષ્ટ જોઇને પોતાના પ્રાણનો પણ ત્યાગ કરવા તત્પર બની ગયો ! હવે તુંજ વિચાર કરી જો કે હું આ વ્યાધની પૂજાથી કેટલો પ્રસન્ન થતો હોઇશ !'

મહાદેવની વાત સાંભળી વેદનું અજ્ઞાન ટળી ગયું તેને જ્ઞાન પ્રાપ્ત થયું કે કેવળ શાસ્ત્ર પ્રમાણે સામગ્રી સહિત પૂજા કરવાથી કાંઇ લાભ નથી. તેજ પૂજા શ્રેષ્ઠ છે કે જેનાથી દૃઢભક્તિ ઉત્પન્ન થાય અને દેવ પણ પ્રસન્ન થાય.! *



# જીવન–સંગ્રામ



(૨)

જીવનના અનેક પ્રસંગોપર મનુષ્યની કસોટી થાય છે. એ કસોટી આત્માની શુદ્ધિનું તેમજ સંગ્રામની તૈયારીનું સાધન બને છે. કેટલાક મનુષ્યો આવા પ્રસંગોની અવગણના કરી પોતાની જીંદગીને નિરર્થક બનાવી દે છે. પરંતુ જીવનની ખરી સાર્થકતા તો એ મુશ્કેલીને નિર્વિઘ્ને દૂર કરવામાં છે. સામાજિક કાર્યોમાં તેમ સાર્વજનિક હેતુઓ પાર પાડવામાં અનેક પ્રકારના પુરુષો અગ્રણી

* બંગાળી 'સદેશ' માસિક ઉપરથી.

થવા આગળ પડે છે પરન્તુ કસોટીનો સમય આવે તે વખતે તેમનું હલકાપણું, તેમની વાણી અને તેમનું જ્ઞાન દમ્ભરૂપે પ્રગટી આવે છે. પ્રલોભનોની પરાકાષ્ઠા એમને સ્વાર્થના ખાડામાં નાંખી દે છે. એ ખાડામાં પડયા પછી પણ પોતાની પૂર્વ સ્થિતિનું તેમ પોતે આદરેલા કાર્યની સ્મૃતિનું ભાન સરખું પણ રહેતું નથી. તટસ્થ લોકો એવા મનુષ્યોના આચરણને બુદ્ધિપૂર્વક જુએ છે પરન્તુ તેમનામાં આગળ પડવાની શક્તિ નહિ હોવાથી તેઓ માંહોમાંહે કાન ફુંકયા કરે છે. પરિણામે આરંભેલું કાર્ય શિથિલ પડી પ્રગતિ રોકાઇ જાય છે.

ભારતીય પ્રજાની અવસ્થા પણ એવીજ છે. આજે ઉભા થયલા નેતાઓ આવતી કાલની પ્રજા વડે નીંદાય છે. કોઇ પણ કાર્ય હાથમાં લીધા પછી તેને પાર પાડતાં સુધી પ્રજાએ કેવા પ્રકારનું વર્તન દાખવવું એ અદ્યાપિ આપણે શીખી શકયા નથી. એક વાતે આપણે ઘણાજ શૂરા છીએ. કોઇનું સુધરતું હોય તેને કેવી રીતે બગાડવું એ મહાન્ ગુણ આપણે ઘણા વર્ષોથી ગ્રહણ કરી રહ્યા છીએ. મનુષ્ય માત્ર જાણે છે કે કોઇ પણ કાર્યની શરૂઆતમાં અનેક મુશ્કેલીઓ આવવાનીજ છતાંયે એ કાર્યને આરંભમાંથીજ તોડી પાડવું એ સર્વથા નિંદ્ય ખરૂં. કસોટીમાંથી પસાર થવા બાદ સોનાની કિંમત અંકાય છે. અગ્રગણ્ય માનવીને પણ કસોટીમાંથી પાર થયા બાદજ માનને પાત્ર ગણવો.

આપણા પ્રાચીન ગ્રન્થોમાં એવા અનેક દ્રષ્ટાન્તો વિદ્યમાન છે કે જ્યાં મોટામાં મોટાં પ્રલોભનો અપાયાં છતાંયે વીરનરો કસોટીમાંથી કાંચનની માફક શુદ્ધરૂપે બહાર નીકળી આવ્યા. આપણા માનનીય ગ્રન્થ રામાયણમાં શ્રી રામચંદ્ર અને જાબાલિ ઋષિનો સંવાદ એ શ્રી રામચંદ્રની કસોટીનું જવલન્ત ઉદાહરણ છે. પિતા-માતાની આજ્ઞા લઇ વનવાસ ગમન કરતા શ્રીરામ-લક્ષ્મણ સીતાની ત્રિપુટી જાબાલિ ઋષિના આશ્રમે આવી પહોંચે છે. જાબાલિ જેવા પ્રસિદ્ધ ઋષિના આશ્રમનું નામ સાંભળી ત્રણેના હર્ષનો પાર નથી રહેતો. જાબાલિએ અતિથિઓનું સ્વાગત કરી કેવળ પરીક્ષા ખાતરજ શ્રીરામને પ્રશ્ન કર્યો, " અરે રામ ? આ તને શું સૂઝયું કે લક્ષ્મણ અને સીતાને દુઃખ દેવાને આમતેમ જંગલમાં ભટકતો ફરે છે ? તારા પિતાની બુદ્ધિ વૃદ્ધાવસ્થાને કારણે ભ્રષ્ટ થઇ અને તે ભ્રષ્ટ થયલી બુદ્ધિના આધારેજ તને વનવાસ આપ્યો. વળી તારી કૈકેયી માએ તારા પિતાને પોતાની હાથી વશ કરી લીધા અને ભરતને ગાદી અપાવવા તને દેશવટો અપાવ્યો એ શું યુક્તિપુર:સર છે ? તું જાણે છે કે રાજનીતિની દ્રષ્ટિએ રાજગાદીનો ખરો વારસ તુંજ હોઇ શકે અને એ તારો ખરો હક છે ? પરંતુ તેં એ હકને જવા દઇ રાજ્ય છોડી દીધું એ શું યોગ્ય કહેવાય ? ખરેખર ! તારા પિતાએ તો........"

" ઘણુંજ ખરાબ કર્યું " રામચંદ્રજીએ ઋષિના છેવટના શબ્દો ઉપાડી લઇ જણાવ્યું. જાબાલિને લાગ્યું કે " મારા વચનોથી રામચંદ્રને અસર થઇ ખરી. જરા વધારે દાબીને કહેવાથી તે અવશ્ય પીગળશે અને પોતાના વ્રતથી પતિત થશે. " સત્ય છે. તારી સાથે તારા પિતાએ અન્યાય કર્યો છે અને એ અન્યાય તારે સહન કરવો જોઇએ નહિ. " જાબાલિએ પરીક્ષાની સીમાપર જઇ કહ્યું.

રામચંદ્રજીએ જાબાલિને સંબોધી કહ્યું, " ભગવન , અવશ્ય મારા પિતાએ અન્યાય તેમ અનર્થ કર્યો છે, પરન્તુ તે અન્યાય મારી સાથે થયો હોય એમ મને લાગતું નથી. પિતાની આજ્ઞા પાળવી એ પુત્રની ફરજ છે. અયોધ્યાના રાજ્યને બદલે વનરાજ્ય સ્વીકારવામાં મને કોઇ

પણ જાતનો વાંધો ન હોય પરન્તુ મને તો આશ્ચર્ય થાય છે કે તમારા જેવા મનુષ્યને મારા પિતાએ પોતાના રાજ્યમાં શા માટે રહેવા દીધા હશે? હું તો જાણતો હતો કે આપ-જાબાલિ એક ધર્મધુરન્ધર અને તપસ્વી ઋષિ હશો પરન્તુ હવેજ હું જાણી શકયો છું કે મારા પિતાએ આપ જેવાને રાજ્યમાં આશ્રય આપી, ખરેખર અનર્થ અને અન્યાય કર્યો છે." જાબાલિએ જાણ્યું કે રામચંદ્ર બાળક નથી કે કોઇ પણ પ્રકારની કસોટીથી ડરી જઇ સત્યને છૂપાવવાની કોશિશ કરે. તેણે રામચંદ્રજીને જણાવ્યું કે "મારો હેતુ તમારી પરીક્ષા કરવાનોજ હતો અને તે પાર પડયો છે એટલે તમને કેવળ એટલોજ આશીર્વાદ આપું છું કે તમે ભવિષ્યમાં ઉપસ્થિત થનારાં અનેક સંકટો ઘણીજ સહેલાઇથી દૂર કરી શકો."

આ ઉદાહરણ પરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે મનુષ્યના જીવનમાં ડગલે ડગલે કસોટીઓ થાય છે પરન્તુ જીવન સંગ્રામમાં તેજ મનુષ્ય સાચો સૈનિક સાબિત થાય છે કે જે સત્યને વળગી રહી પોતાની ટેક છોડતો નથી.

રમણીકલાલ ગીરધરલાલ મોદી.



# સીતાજીના શ્રાપ.



લેખકઃ—રા૦ ધીરજ.

રામચંદ્રજી વનમાં થોડો વખત ફલ્ગુ નદીને તીરે લક્ષ્મણ તથા સીતાજીની સાથે રહ્યા હતા. એક વેળા શ્રાદ્ધપક્ષ આવ્યું, એટલે રામચંદ્રજીના મનમાં પિતા-દશરથ રાજાનું શ્રાદ્ધ કરવાની ઇચ્છા થઈ. તેમણે શ્રાદ્ધમાં જોઇતી જણસો લાવવા માટે લક્ષ્મણજીને પાસેના ગામમાં મોકલ્યા. શ્રાદ્ધનો સમય થવા આવ્યો તો પણ લક્ષ્મણ પાછા આવ્યા નહિ, તેથી રામચંદ્રજી તેમની પાછળ તેમને તેડવા સારૂ ગામ તરફ ગયા.

રામ-લક્ષ્મણના ગયા પછી સીતાજી એકલા બેઠા બેઠા વિચાર કરવા લાગ્યાં-'દહાડો બે પહોર ચડી ગયો છે; છતાં લક્ષ્મણજી કે તેમના મોટાભાઇ-એકેય હજુ આવ્યા નહિ. શ્રાદ્ધનો સમય વીતી જાય છે, મારે હવે શું કરવું?-મને લાગે છે કે હુંજ આજ આ ફલ્ગુને તીરે પતિના પિતૃઓને પિંડદાન આપું.' આમ વિચાર કરી સીતા ઇંગુદી તેલની વાટ સળગાવી, ફુલ-ફળ વિગેરે એકઠાં કરી પિંડદાન આપવા બેઠાં. થોડી વારમાંજ પિતૃઓના કેટલાક ખાલી હાથ બહાર આવ્યા અને એ હાથોએ સીતાજીના આપેલા પિંડ ગ્રહણ કરી લીધા. એકાએક એ વખતે આકાશવાણી થઇ-દીકરી જાનકી! આજ અમે બહુ તૃપ્તિ પામ્યા છીએ, તેથી અમે તને ધન્યવાદ આપીએ છીએ.'

સીતાજીએ પૂછ્યું-'આપ કોણ આવ્યા છો?'

આકાશવાણીએ જવાબ આપ્યો-'જાનકી હું તારો સસરો દશરથ છું. તારા આપેલા પિંડથી હું બહુ તૃપ્ત થયો છું.'

સીતા બોલ્યાં-'પિતાજી! બન્ધુ લક્ષ્મણ અને તેમના વડિલ ભાઇ ગામમાંથી પાછા આવે ત્યારે આ વાત ઉપર વિશ્વાસ કરે એને માટે મારે શું કરવું?'

ફરી આકાશવાણી થઇ-'એને માટે તારે કેટલાંક સાક્ષીઓ રાખવાં.'

સીતાજીએ તે વેળા ફલ્ગુ નદીને, અગ્નિને, એક ગાયને અને એક કેતકી ફૂલથી શ્રાદ્ધ કર્યું હતું તે ફૂલને સાક્ષી રાખી લીધાં.

થોડા વખત પછી રામ તથા લક્ષ્મણે પાછા આવીને સીતાને કહ્યું-'શ્રાદ્ધનો સમય પૂરો થઇ જવા આવ્યો છે, મહારાજ દશરથ અંતરાલે આવી પહોંચ્યા હશે. શ્રાદ્ધ કરીને અમે ભોજન કરીશું, અમને બહુ ભૂખ લાગી છે. તમે સ્નાન કરી જલદી રસોઇ તૈયાર કરી નાંખો.'

સીતાજીએ તેનો કાંઇ જવાબ આપ્યો નહિ. તેમને મૌન ધરી રહેલાં જોઇ રામચંદ્રજીએ પૂછ્યું-'દેવી, તમે કેમ કાંઇ બોલતાં નથી?'

સીતાએ સઘળી હકીકત કહી સંભળાવી. રામ તથા લક્ષ્મણને તેથી અપાર આશ્ચર્ય થયું, તેમણે એ વાત સાચી માની નહિ.

સીતાજી અતિશય શરમાઇને બોલ્યાં-'એ પિંડદાન લેવા પિતાજી પોતે પધાર્યા હતા એ સંબંધમાં આ ફલ્ગુ નદી વગેરેને મેં સાક્ષી રાખ્યા છે. જો વિશ્વાસ ન હોય તો તેમને પૂછી જુઓ.'

રામે કહ્યું-'એ વાત બરાબર છે. જો સાક્ષીઓ કહેશે તો અમે સાચું માનીશું.'

તેમણે ચારેય સાક્ષીઓને પૂછ્યું; પરંતુ દુર્બુદ્ધિને વશ થઇ તેમણે સહુએ એ સાચી વાતને ખોટી ઠરાવી. રામ તથા લક્ષ્મણ સીતાની ઉપર હસવા લાગ્યા. સીતા શરમનાં માર્યાં નીચું જોઇને ઉભા રહ્યાં.

તે પછી રામ શ્રાદ્ધ કરવા બેઠા અને પિંડ આપવા સારૂ પિતૃઓને બોલાવવા લાગ્યા; એટલે તરત આકાશવાણી થઇ-'પુત્ર, હવે શા માટે બોલાવે છે? જાનકીએ અમને પિંડ આપીને તૃપ્ત કર્યા છે.'

રામ એ સાંભળીને બોલ્યા-'હું એ વાત માનતો નથી.' એટલે ફરીવાર આકાશવાણી થઇ. 'રામચંદ્ર! જાનકીએ આજે શ્રાદ્ધ કર્યું છે તેથી બીજીવાર તારે હવે શ્રાદ્ધ કરવાની જરૂર નથી. ભગવાન સૂર્યનારાયણ એ વાતના સાક્ષી છે.'

હવે રામનો સંદેહ દૂર થયો. તેમણે અતિશય આનંદ પામી સીતાજીને કહ્યું-'તમારી વાત સાચી ઠરી છે. અમારા કુળમાં તમારા જેવી પુણ્યવતી કુળવધૂ હોવાથી અમારાં ધનભાગ્ય અમે ગણીએ છીએ.'

પછી સીતાજીએ તે ચારેય સાક્ષીઓની દુર્બુદ્ધિ જોઇ તેમને શ્રાપ દીધા.

ફલ્ગુને કહ્યું-'તેં નજરે જોવા છતાં મારી સાચી વાતને ખોટી ઠરાવી, તેથી તને શાપ દઉં છું કે તારું જળ રેતીની નીચે વહેશે.'

કેતકીના ફૂલને કહ્યું-'તેં જે અસત્ય કહ્યું તેનો દંડ તને એ આપું છું જે-આજથી શંકરની પૂજામાં તારો ઉપયોગ થશે નહિ.'

ગાયને તેમણે શાપ દીધો કે 'આજથી તારૂં મુખ અપવિત્ર ગણાશે.'

અને અગ્નિને કહ્યું કે-'દેવપદવી પામીને તું અસત્ય બોલ્યો, માટે આજથી તું સર્વભક્ષી થશે.'

એ વખતથી ફલ્ગુ નદીનું પાણી રેતીની નીચે વહે છે, અગ્નિ સર્વભક્ષી થયો છે, કેતકી પુષ્પ શિવપૂજનમાંથી દૂર ગણાય છે અને ગાયનું પુંઠ પવિત્ર, પણ મોઢું અપવિત્ર કહ્યું છે. આ પ્રમાણે એ ચારેયને માથે હમેશના માટે સીતાજીના શાપ ચોંટયા છે*

* બંગાળી ઉપરથી.

# " પ્રજ્ઞાનાં પ્રતિબિંબ. "

(૧) આ દુન્યવી હીરામાણેક અને મોતીની કીંમત કરનારાઓને, હું કદાપિ પણ સાચા ઝવેરી નહિંજ કહી શકું; સાચો ઝવેરી તેજ છે કે જેણે, આ જીવન પ્રવાહની કીંમત આંકી લીધી છે.

(૨) પ્રભુ પ્રાપ્તિનો અને તેના પ્રેમી પાત્ર બનવાનો, મેં એકજ સુગમ, સીધો અને સરળ માર્ગ જોયો છે; તે એ કે, કીર્તિ અને સ્વાર્થને છોડી સમાજ સેવા કરવી.

(૩) પત્થરના ટુકડાઓ આગળ નિર્દોષ પશુ-પક્ષિનો વધ કરવામાં બલિદાનનો સાચો અર્થ સમાયલો નથી; પણ પ્રભુના આ વિરાટ-સ્વરૂપ જગતની સાચી સેવામાં સર્વસ્વ અર્પણ કરવું, એજ બલિદાન શબ્દનો ગૂઢાર્થ છે.

(૪) વિષથી ભરેલા સુવર્ણના ઘડાની માફક મન તો અંદરથી કામ, ક્રોધ, ઇર્ષા, અભિમાન અને તિરસ્કારાદમાં રચ્યાપચ્યા રહેલું હોય; તેવી સ્થિતિમાં ફક્ત એક લંગોટીજ રાખી, અથવા તો નગ્નાવસ્થામાં શરીરે ભસ્મનું લેપન કરી વૃક્ષો નીચે બેસવામાં સાચો ત્યાગ-વૈરાગ્ય સમાયલો નથી. ઇંદ્રિય સુખની બુરી વાસનાઓનો ત્યાગ કરી મનની ઉચ્ચાવસ્થામાં સ્થિત થવું એજ સાચો ત્યાગ છે. એજ ઉત્કૃષ્ટ અને સાચા ત્યાગથી, આજ હજારો વર્ષ થયાં દુઃખ અને વિપદમાં દલિત થતી આર્ય-પ્રજા હજી પણ દુન્યાને આદર્શના અવનવા પાઠો ભણાવતી જીવિત રહેવા પામી છે.

(૫) સાચો ધાર્મિક તેજ છે કે જેણે સર્વ ધર્મોને સરખા ગણી તેના રહસ્યને નિચોવી હંસવૃત્તિથી પાન કર્યું છે.

(૬) હે ધર્માત્મા કહેવાતા આર્ય બંધુઓ (?) "હિંદુ-જાતી પર ધર્મનો સ્વીકાર કરે છે-પરધર્મોનો સ્વીકાર કરે છે" એટલુ માત્ર કહેવાથી, તમે તેઓને અટકાવી શકશો નહીં. તેઓ તમારી સહાનુભુતિના ભૂખ્યા છે તે તેમને અર્પો! દરેક વસ્તુને બે બાજુઓ હોય છે; તે બંનેને આપણે જોવી જોઇએ. એકલા પાદરીઓનો દોષ કાઢવે કાંઇ વળે નહિ. તમે ધારો કે એક પણ હિંદુ-અંત્યજ પરધર્મોનો સ્વીકાર ન કરે, તો તે તમે રહેલાઇથી કરી શકો તેમ છે.

(૭) આત્મજ્ઞાન વગર મેળવેલ સર્વ સુખો ક્ષણિક છે. કારણ કે તેવી સુખરૂપી દિવાલોનો પાયો, ચણાયોજ નથી. જેમ હાથીના પગલાં વિશે, સર્વ પ્રાણીઓના પગલાંનો સમાવેશ થાય છે; તેજપ્રમાણે આત્મજ્ઞાનમાં સર્વસ્વ સમાએલ છે.

(૮) આપણે આપણી ઉન્નતિ અર્થે પરીક્ષામાંથી પાર થવુંજ જોઇએ-કસોટી ઉપર ચઢવુંજ જોઇએ. કારણ કે મોતી જ્યાં સુધી વિંધાતું નથી ત્યા સુધી તે નથલીમાં પરોવવા લાયક થઇ શકતું નથી. મેંદી જ્યાં સુધી પત્થરો વચ્ચે પીસાતી નથી ત્યાં સુધી આંગળીઓ ઉપર લગાડવા યોગ્ય થતી નથી, કલમ જ્યાં સુધી કપાતી નથી, ત્યા સુધી લખવા લાયક થઇ શકતી નથી.

(૯) પ્રાચીન આર્ય ઋષિવરોનાં સનાતન-સત્ય અને સાદાં-સ્નેહમય પવિત્ર જીવનને નજીવા ગણી તે પર લક્ષ ન આપવાથીજ આપણે કર્તવ્ય ભ્રષ્ટ થયા છીએ; અને તેથીજ આપણી અધોગતિ થઇ છે. જો, તેમનાં સાત્વિક જીવનક્રમને ફરીને અનુસરી વહન કરવામાં આવે, તો, હિંદ હજી પણ જગત માત્રને પ્રભુમય દૈવી પ્રસાદ સમર્પી શકે તેમ છે.

" પુન્ડરીક. "

" અર્બુદાચલ "

# આદર્શ રમણી

અથવા

# જીવનનો મહામંત્ર,

લેખકઃ—સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર.

અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ટ ૪૧૫ થી



## પ્રકરણ ૧૨ મું.

### કમલિની.

કમલિનીને સુરબાળાની સાથે આવી રહે અઠવાડીયું વીતી ગયું. બાલિકા ચંચળ અને ચાલાક હતી. ભીલ લોકોના આ નાનકડા ગામમાં સુરબાળાની સાથે રહેવામાં તેને અતિ આનંદ પડવા લાગ્યો. ભોળાં ભીલજનો પણ તેની પર અત્યંત પ્રેમ દર્શાવવા લાગ્યાં. કમલિની થોડાજ દિવસમાં સઘળાંની સાથે હળી ગઈ. તેને મોટા નગરમાં શ્રીમાન્ પિતાની પાસે રહેવા કરતાં આ સ્થળે વધુ આનંદ જણાયો. કમલિની હમેશાં રાત્રિનાં છેલ્લા પ્હોરે ઉઠતી. સુરબાળાનો પણ તે સમયે જાગૃત થવાનો નિયમ હોવાથી બન્ને સાથેજ સરિતામાં સ્નાન કરી આવતાં. સદ્ગુણી કમલિની સુરબાળાના દરેક કામમાં મદદ કરતી. કાર્ય એવી સફાઈથી અને ઝડપથી કરતી કે જેથી સુરબાળા આશ્ચર્ય પામતી અને મનથી તેની પ્રશંસા કરતી. કુમુદ અને સુરબાળાએ તેમના નાનકડા ઘરની બાજુમાં એક નાનકડો બગીચો બનાવ્યો હતો. આ બગીચામાંનાં વૃક્ષોને પાણી સીંચવાનું અને સાફ કરવાનું કાર્ય કમલિનીએ ઉપાડી લીધું હતું, સ્નાન કરી આવ્યા પછી થોડીવાર પ્રભુધ્યાન ધરી કમલિની એજ કાર્યમા પ્રવૃત્ત થતી અને તે કાર્ય જલદીથી આટોપી સુરબાળાના ગૃહકાર્યમાં મદદગાર થઇ પડતી, આવી રૂપ ગુણ સંપન્ન બાલિકા તમામને પ્રિય થઈ પડી. સુરબાળા અને કુમુદ કમલિનીપર એટલો સ્નેહ દર્શાવતાં કે જેથી આ પરાયાં છે એવું તેને સ્વપ્ને પણ ભાન થતું નહિ. કુમુદ અને કમલિની જંગલમાં ઘણે દૂર ફરવા જતાં. કુમુદ તેને કુદરતી રચના બતાવતો અને ઇશ્વરની લીલાની વાતો તેને સમજાવતો. કમલિની તેને વિવિધ પ્રશ્ન પૂછતી. કુમુદ તેના દરેક પ્રશ્નોના યથાર્થ પ્રત્યુત્તર આપી તેના મનનું સમાધાન કરતો. સમય વીતતાં બન્નેના હૃદયમાં રહેલા નિર્મળ પ્રેમમાં વૃદ્ધિ થતી રહી. કુમુદ કોઇક દિવસ જંગલમાંથી મોડો આવતો ત્યારે તેને ચિંતા થતી અને સુરબાળાને કુમુદ વિષે વારંવાર પૂછતી.

સુરબાળા સાંજના સમયે કુમુદ અને કમલિનીને લઇ ભીલજનોના ગૃહે જતી; અને ભીલજનોને વિવિધ ઉપદેશ આપતી પિતાના મોટા મહાલયમાં રહેનારી કમલિનીને ગરીબોના ગૃહસંસાર અવલોકતાં તેનું હૃદય દયામય ભાવનાથી દ્રવવા લાગ્યું. પિતાના સુખ વૈભવોમાં આનંદ માનનારી બાળાને ગરીબોનાં દુઃખની ખબર પડી. આથી કમલિની કોઇ કોઇ વખતે એકલી પણ ભીલ લોકોનાં ઝુંપડે જતી. ભીલનાં બાળકોને રમાડતી અને ભીલ સ્ત્રી-પુરૂષોને કંઇકંઇ વાતો સંભળાવી આનંદ પમાડતી. પંદર દિવસમાં તો કમલિની સર્વને પરિચિત થઇ પડી. સઘળાં ભીલજનો તેને નાની બા કહીને બોલાવતાં. સુરબાળા-કમલિની અને કુમુદ આવી રીતે પહાડી પ્રદેશમાં આવેલા તેમના નાનકડા એકાન્ત ગામમાં આનંદ અનુભવી રહ્યાં હતાં.

આજે મોટા મળસકે કમલિની જાગૃત થઇ, સુરબાળા સમય થયો છતાં આજે જાગૃત થઇ નથી. સુરબાળાને જગાડું કે નહિ એવો વિચાર કમલિનીના હૃદયમાં થયો, પણ તત્કાળ તેનું મન બોલી ઉઠયું; "સુરબાળા બ્હેન આજે ભલે ઉંઘે. રાત્રિએ મોડાં સુધી જાગ્યાં છે." કમલિની ઉભી થઇ ઘર બ્હાર આવી. એક ભીલ ઉંઘતો હતો, કમલિનીના પગસંચારથી શ્વાન નિદ્રા ભોગવતો એ ભીલ એકાએક જાગી ઉઠયો. પાછલી રાત્રિના ચંદ્રદેવ આકાશમાં પ્રકાશી રહ્યા હતા. પ્રાતઃકાળનો સમય જેમ જેમ નજીક આવતો હતો, તેમ તેમ ચંદ્રનું અજવાળું ફિક્કું પડતું જતું હતું. એવામાં કમલિનીને જોતાં પૂછ્યું; "બ્હેન! આજે કેમ આટલાં વ્હેલાં ઉઠયાં !"

" આજે કંઇક વ્હેલું જાગી જવાયું છે. તમારી ઉંઘમા મારા આવવાથી ભંગ પડયો નહિ વારૂ ? " કમલિનીએ પૂછ્યું.

" નારે બ્હેન ! એવું તો કંઇએ નથી. મારી ઉંઘજ એવી છે. સુરબાળા બ્હેન જાગ્યાં છે કે નહિ ? "

" ના, આજે તેમને સુખેથી નિદ્રા લેવા દો. તે આજે મોડાં સુધી જાગ્યાં છે. એભલ ભાઇ ! તમે સરિતા તરફ આવો છો ? "

" હા, ચાલો. "

એભલ અને કમલિની સરિતાએ આવ્યાં. બન્નેએ સ્નાન કરી લીધું. કમલિનીએ મધુરા કોમળ કંઠે પ્રભાત રાગ ગાઇ પ્રભુનું સ્તવન કર્યું. આ પછી બન્ને ગૃહે આવ્યાં. કમલિનીએ સુરબાળા જાગે નહિ એવી રીતે ગૃહકાર્ય આરોપી લીધું અને પછી એભલ સાથે બગીચા તરફ ગમન કર્યું. પ્રભાત થવાને થોડીક વાર હતી. ચંદ્રનું અજવાળું અને આકાશમાં ઝગમગતા તારાઓ ઝાંખા બની નભ મંડળમાં પ્રકાશતા હતા. કમલિનીએ બગીચામાં આવી એક ટોપલી ઉપાડી સુકાં પાંદડાં-ડાંખળાં અને બીજો કચરો એકઠો કરવા માંડયો. એભલે આશ્ચર્ય પામી પૂછ્યું. "બ્હેન આ શું કરો છો? તમારે આ કામ શા માટે કરવું જોઇએ ? રહેવા દો. બપોરે ભીલો પાસે કચરો કાઢી નંખાવશું. "

" એભલભાઇ ! બીજાની પાસે આ કાર્ય કરાવ્યા વિના આપણે પોતેજ કરી નાંખીએ તો શું ખોટું ? બપોરે બિચારાં સ્ત્રી પુરૂષો આપણી પાસે શાન્તીથી બેસવા આવે તે વખતે તેમને આ કામ બતાવી શા માટે તેમના આનંદમાં વિક્ષેપ પાડવો ? "

" પણ બ્હેન ! આ કામ તમારાથી ન થાય ! "

" કેમ વારુ ? !"

" તમે જાગીરદારનાં પુત્રી છો. કોઇ દિવસ તમે આવું કામ કરેલું છે ? "

" એમલ ! તમે સુરબાળા બ્હેનની અને કુમુદકાન્તની પાસે ઘણા સમયથી રહો છો છતાં તમે કંઇ સમજ્યા હો એમ જણાતું નથી. મેં આ સ્થળે આવી ઘણું જ્ઞાન સંપાદન કર્યું છે. એમલ ! જે સુખ શ્રીમંતોના મકાનમાં નથી; તે સુખ અરે, તેથી પણ વિશેષ સુખ આ સ્થળે છે, સાક્ષાત્ પ્રભુ આવાં પવિત્ર સ્થળોએ નિવાસ કરે છે. તે પ્રભુના તેજની મને આ સ્થળે આવી રહેવાથી ઝાંખી થાય છે. ગરીબો કેવા હશે ? તેમને શું દુઃખ હશે વગેરે બાબતોથી હું અજ્ઞાત હતી. તે ગરીબોનો ગૃહસંસાર મેં અવલોક્યો છે અને તેથી હું એવા નિર્ણય ઉપર આવી છું કે " જગતમાં જીવનનું સાચું કર્તવ્ય અને પ્રભુના પ્રત્યક્ષ દર્શન ગરીબોની સેવામાંજ છે. હું આ પવિત્ર દેવાંશી જનોના સહવાસથી ઉંચ–નીચનો ભેદ ભુલી ગઇ છું. સર્વ મારા સહોદર હોય એમ મારા આત્માની ખાત્રી થઇ ચૂકી છે. પ્રભુની સૃષ્ટિમાં સૌ સરખાં છે. જે આનાથી વિરૂદ્ધ મત ધરાવે છે તે પ્રભુના અક્ષમ્ય અપરાધી છે. એમલભાઇ ! તમે આ ટોપલી પકડો. હું તેમાં પાંદડાં કચરો નાંખતી જાઉં અને તમને એક સુંદર ગીત સંભળાવું. "

બાલિકાની મનોભાવના જાણી એમલને અત્યાનંદ થયો. તેણે પ્રભુની માયાને પ્રણામ કર્યા. તેની આંખોમાં હર્ષના અશ્રુ આવ્યાં. તેણે કમલિનીના હાથમાંથી ટોપલી લીધી. બાલિકાએ આસપાસથી સુકાં પાંદડાં પુષ્પ વગેરે નકામો કચરો ઉપાડી ટોપલીમાં નાંખવા માંડયો અને એ સાથેજ વીણા વિનંદિત સ્વરે એક સુંદર ગાન લલકાર્યું.

"સર્જેલાં શ્રી પ્રભુજીએ મનુષ્યો સર્વ સરખાં છે,
નથી કોઇ ઉંચ કે નીચા જીવન તો સહુનાં સરખાં છે.
પ્રભુજીની જગત વાડી તણાં ફુલડાં સહુ જીવો,
સુગંધીથી ભરેલા સહુ સમજીએ તો એ સરખાં છે.
વિષમ આ વિશ્વનો વાયુ–કરે જીવ ક્રોધી ને દ્વેષી,
ન મનહર હોય માનવનો સકળ આત્માઓ સરખાં છે."

પ્રભાતકાળ થયો હતો. કમલિનીનું મધુરું મંજુલ ગાન પવનમાં મિશ્રિત થઇ ઘણે દૂર સુધી સંભળાતું હતું. પ્રભાતના પ્રભાવને વધારતા આ મનોહર સંગીતથી કુંજ વનમાં ટહુકતી કોયલો પણ શાન્ત થઇ કમલિનીનું ગાન શ્રવણ કરી રહી. અજબ શાન્તિ પથરાઇ રહી. કમલિનીના ગાને સુરબાળા જાગૃત થઇ. મોડા ઉઠાયું તેથી મન કંઇક દુઃખી થયું; તેણે આસપાસ જોયું. ગૃહ સ્વચ્છ જણાયું. સુરબાળા વિસ્મય પામી. કમલિની આજે વહેલી ઉઠી હોય એમ જણાય છે. કેવી પક્કી ? તેણે મને જાગૃત કરી નાહ. બાલિકા ! હું તારાં શું વખાણ કરું ? શ્રીમાન્ લક્ષ્મીદાસના ઘરમાં તું પુત્રી રૂપે લક્ષ્મીનોજ અવતાર છે. તારા જેટલી ઉમ્મરની કોઇ પણ બાલિકા તારા સમાન ચંચળ અને ચાલાક નહિ હોય ? બાળા ! ઇશ્વર તારું કલ્યાણ કરો. સુરબાળા ઉભી થઇ ગૃહ બહાર નીકળી અને જ્યાં કુમુદને સુવાનું સ્થાન હતું ત્યાં આવીને જોયું તો કુમુદ જણાયો નહિ. એક ભીલ યુવાન ત્યાં બેઠો હતો. સુરબાળાએ તેને કુમુદ વિષે પુછયું. જવાબમાં તે ભીલે જણાવ્યું કે ભાઇ તો શૈલેશ્વર મહાદેવના શિવાલયે સુવા ગયા છે. સુરબાળા

ત્યાંથી ચાલી બગીચામાં આવી. કમલિનીને બગીચાનું કાર્ય કરતી જોઇ તે સ્તબ્ધ બની. બગીચો સાફ હતો. ઐભક્ષ અને કમલિની વૃક્ષોને જળ સીંચતાં હતાં. સુરબાળાના હૃદયમાં વત્સલભાવ પ્રગટ્યો. તેણે ઉતાવળે પગે કમલિની પાસે જઇ કહ્યું; "બ્હેન ! તું ક્યારની ઉઠી છે ?"

"મોટાં બ્હેન ! હું આજે કંઇક વ્હેલી જાગી ગઇ છું" કમલિનીએ મૃદુ-મૃદુ હસતાં કહ્યું.

"તેં મને કેમ જગાડી નહિ ?"

"શું કરવા જગાડું ? તમે મોડી રાત સુધી જાગ્યાં હતાં તે હું જાણતી હતી."

"વારુ, થોડી વાર પર તું ગાતી હતીને ?"

"હા."

"તે ગાન તું ક્યાંથી શીખી ?"

"કુમુદકાન્ત એક વખતે ગાતા હતા. ગાન મને ઠીક લાગ્યું. મેં છાનેમાને તે ગાન કાગળ પર લખી લીધું અને પછી મોઢે કર્યું."

"કમલિની ! તું ભાગ્યવાન છે. તારામાં દૈવી ગુણ છે. જે ભાગ્યવતી હોય છે તેનામાંજ દયાનો વાસ છે. અહિંનાં તમામ જનો તારી પ્રશંસા કરે છે. ગરીબજનો તને ચાહે છે. તું ગરીબજનો પ્રત્યે પ્રેમ દર્શાવે છે. બાળા ! ગરીબ દુઃખીની સેવા એ સાક્ષાત્ ઇશ્વરની સેવા છે. આ સેવાભાવ તારામાં પ્રકટેલો જાણી મને ઘણો આનંદ થાય છે."

બ્હેન ! ગરીબો વડેજ આ પૃથ્વી છે. ગરીબોના પસીનાથીજ શ્રીમાનો બન્યા છે. ગરીબોની મહેનતથીજ જગતનો કાર્યભાર ચાલી રહ્યો છે. ગરીબોના શ્રમથીજ જગત્ શોભી રહ્યું છે. એવા ગરીબોની સેવાનો લાભ તો ભાગ્યવાનોનેજ મળે છે. મારી સ્વર્ગસ્થ માતા કોઇ કોઇ વખતે કહેતી કે દુનિયામાં સાચામાં સાચી સેવા ગરીબોનીજ છે. આપણે ગરીબ-દુઃખીઓની સેવા કરીને યાતો તેમની પર ઉપકાર કરીને એમ સમજવાનું નથી કે આપણે ગરીબને દાન કર્યું કે ગરીબ-દુઃખીપર ઉપકાર કર્યો, પણ ખરી રીતે જોતાં એમ સમજવાનું છે કે એ ગરીબ અને દુઃખી જણાતા સાક્ષાત્ દારિદ્ર નારાયણેજ આપણીપર ઉપકાર કર્યો છે. ગરીબ-દુઃખીઓ આપણાપર જેટલો ઉપકાર કરે છે તેટલું અન્ય કોઇ કરતું નથી. ગરીબોનાં દર્શન માત્રથીજ હૃદયમાં રહેલા અભિમાની વિચારો તરત દૂર થાય છે અને તત્કાળ દયા ધર્મનું ભાન થાય છે. આમાં દયા ધર્મનું ઉપકારી કાર્ય કરનારાપર આપણે પોતે ઉપકાર કરીએ છીએ એવું માનનારની ભયંકર ભુલ થાય છે. સુરબાળા બ્હેન ! વળી મારી માતા એમ પણ કહેતી હતી કે પ્રભુનાં સાક્ષાત્ દર્શન કરવાની જેને ઇચ્છા હોય તેમણે ગરીબોનાં ઝુંપડામાં જવું અને તે લોકોની મન-વચન અને કર્મથી સેવા કરવી. આ મારી માતાના શબ્દોનું મને વારંવાર સ્મરણ થઇ આવે છે. મારા પિતાની પાસે રહેતી હતી ત્યારે આવી સેવાનો લાભ મને મળી શકતો ન્હોતો. પણ અત્રે તમારી પાસે રહેવાથી મને સાક્ષાત્ પ્રભુની સેવાનો અલભ્ય લાભ પ્રાપ્ત થયો છે. સાચા ઇશ્વરીય જ્ઞાનનું મને ભાન થયું છે. ધર્મનું યથાર્થ તત્ત્વ મારા સમજવામાં આવ્યું છે. બ્હેન ! આ બધું તમારી કૃપાનુંજ ફળ છે." કમલિનીના મુખમાંથી અમૃત ઝરતું હોય એમ સુરબાળાને ઘડીભર ભાન થયું. સુખ વૈભવમાં ઉછરેલી નાની બાળામાં આટલું જ્ઞાન

શું? શું આ ઈશ્વરી ચમત્કાર નાહ? ખરેખર! આ બધો પ્રભુનોજ પ્રતાપ. સુરબાળાએ નેત્રો બંધ કરી પ્રભુનું ધ્યાન ધર્યું. એટલે અને કમલિનીએ બગીચાનું કાર્ય પૂર્ણ કર્યું. સુરબાળા તેને લઇ ઘરમાં આવી. કમાલનીએ કહ્યું, "બ્હેન! આજે મને એક કામ કરવા દેશો?"

"શું?"

"તમે હા કહો તોજ કહું?"

"પ્રથમ બાંધી લેછે શાને?"

"ના, ત્યારે તો નહિ કહું?"

"જા, કરવા દઇશ. કહે હવે?"

"આજે હું મારા હાથે રસોઇ બનાવું અને તમને જમાડું."

સુરબાળાને હસવું આવ્યું. તેણે હા પાડી. કમલિની રસોઇ કાર્યમાં ગુંથાઇ. સુરબાળા સ્નાનાર્થે સરિતા તરફ ગઇ. એબલ દ્વાર આગળ બેસી તંબુરો લઇ ભજન લલકારવા લાગ્યો. એટલામાં કુમુદ આવ્યો. તંબુરા સાથેના ગાનના તાનમાં હતો. તેણે કુમુદને જોતાંજ તંબુરો નીચે મૂકી પૂછ્યું.

"ભાઇ! ક્યાંથી આવો છો?"

"શેલેશ્વર મહાદેવના શિવાલયેથી, રાતનો હું ત્યાંજ હતો. અમો આખી રાત ત્યાં મહા પૂજા કરી છે" બન્ને ઘરમાં આવ્યા. કમલિનીને રસોઇ બનાવતી જોઇ કુમુદ હસતાવદને બોલ્યો; "કમળા! આજે તમે રસોઇ બનાવો છો કે શું?"

"હા, આજે તમને બધાંને મારા હાથનીજ રસોઇ જમાડવાની મરજી છે. તમને ભાવશેને?"

"નિર્દોષ બાલિકા! તારા હાથની રસોઈ અમૃત સમાન લાગશે. આજે આ ઘરમાં-આ પુણ્ય ભૂમિમાં આપણું ભોજન કાર્ય અવલોકવા દેવ લોકો આવશે. કમળ! તું સાક્ષાત્ પ્રેમની પ્રતિમા છે. સ્નેહનો સાગર છે. દયાની દેવી છો. પણ હા..." કુમુદે આટલું બોલી એક ઉષ્ણ નિઃશ્વાસ નાખ્યો. કુમુદ કમલિનીને કમળ કહીને બોલાવતો. કુમુદના શબ્દો સાંભળી બાળાનું મુખ નીચું નમ્યું. તે પોતાની પ્રશંસા સાંભળી શકી નહિ. પણ કુમુદના નિઃશ્વાસથી અને બોલતો બંધ રહેવાથી તેણે કુમુદ સામે જોઈ પૂછ્યું; "તમે નિઃશ્વાસ કેમ નાખ્યો?"

"કમળા! તને શું કહું? મારા અંતરમાં થતી વેદના તને શી જણાવું? તારા સહવાસથી અમે ભાઇ બ્હેન ત્રણે સ્વર્ગમાં વિચરતા હોઇએ એમ દિવસ રાત્રિ આનંદમાં વ્યતીત થાય છે. પણ તું આખરે તારા પિતાજી પાસે જઇશ, અમે તારાથી વિખુટાં પડીશું એ વિચાર આવતાં તારા સબળ સ્નેહપાશથી હૃદય ચૂર્ણ-વિચૂર્ણ થાય છે. કમળ! એ વિચાર થતાંજ મારા મનથી નિઃશ્વાસ નીકળ્યો.

"અહો હો! તેમાં આટલા બધા દુઃખી થવાનું શું કારણ? હું તો અહિંથી જવાનીજ નથી ને? શું તમે અને સુરબાળા બ્હેન મને પરાણે કાઢી મુકશો?"

સરળ હૃદયા બાલિકાના પ્રશ્નનો ઉત્તર કુમુદે આપ્યો નહિ. તેની આંખ્યોમાં પ્રેમાશ્રુ ઉભરાયાં, એવામાંજ સુરબાળા ત્યાં આવી; અને કમલિનીને રસોઇમાં મદદ કરવા લાગી. રસોઈ તૈયાર થતાં સઘળાંએ સાથે બેસી જમી લીધું. ભોજન કાર્ય આનંદમય વાતોમાં પૂર્ણ થયું. એમલ વારંવાર ગમ્મત કરી સઘળાંને હસાવતો હતો. ભોજન બાદ કુમુદ ઉજાગરો હોવાથી તેના શયન સ્થાને જઇ સુતો. એમલ ગામમાં ગયો. સુરબાળાએ અને કમલિનીએ ભોજન પંછીનું કાર્ય આટોપવા માંડ્યું. ( અપૂર્ણ. )



# સ્વાગત મંદિર.

—⋙⋘—

**સ્વામી રામતીર્થ** (ભા. ૧થી ૫ ગ્રંથ ૧લો. ૪થી આવૃત્તિ પ્રકાશકઃ સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય અમદાવાદમાં રૂા. બે). સમગ્ર ભારતની પ્રજામાં નવચેતન રેડનાર સ્વામી રામતીર્થના આ પુસ્તકથી ભાગ્યેજ કોઇ સુશિક્ષિત વાંચનાર અણજાણ હશે. આ પુસ્તકમાં જૂદે જૂદે સ્થળે જૂદી જૂદી બાબતોના સ્વામીજીના ભાષણોનો સંગ્રહ આપવામાં આવ્યો છે. અને તે સર્વ વાંચવા વિચારવા યોગ્ય છે. ધર્મભક્તિ, તત્વજ્ઞાન, નીતિ અને જે જોઇએ તે વિષય તેમાંથી મળી આવે છે. દુઃખમાં ઘેરાયલા મનને પ્રકાશિત સાચી શાંતિનું ભાન કરાવે છે. આ પુસ્તકની ટુંક વખતમાં ૪ આવૃત્તિઓ થવા પામી છે. આ આવૃત્તિ વખતે પુસ્તકનું કદ સુપર-રોયલ રાખવામાં આવ્યું છે તે વાંચતી વખત હાથમાં રાખવા સવડ પડે તેવું થયું છે. ખપ્યૂપ પૃષ્ઠના સારા કાગળ ઉપર સફાઇથી છાપેલા પાકા પૂંઠાના આ પુસ્તકના રૂા. બે અન્યત્ર સતા બે રૂા. કિંમત ખાતાના સસ્તાપણાને અનુસરીને રખાઇ છે તેથી પ્રત્યેક મનુષ્ય પોતાના અભ્યાસ માટે આ પુસ્તક અવશ્ય રાખશેજ એવી આશા રખાય છે.

**નીતિવચન:** અમદાવાદ ખાતેથી પ્રસિદ્ધ થતા સ્ત્રી બોધ પત્રના મંત્રી ભાઇ છવનલાલ અમરશી મહેતા તરફથી આ પુસ્તક મળ્યું છે અને સ્ત્રી બોધની ૧૯૨૩ની ભેટ તરીકે તે અપાયું છે. પુસ્તકના મૂળ લેખક સ્વ૦ કરસનદાસ મૂળજી છે. અને તેમણે સચોટ ભાષામાં જુદા જુદા વિષયો ઉપર નીતિ સંબંધી નિબંધો આ પુસ્તકમાં સમાવ્યા છે. અને તે ઉપયોગી હોઇ વ્યાવહારિક અને પારમાર્થિક જ્ઞાનને આપે છે. સ્ત્રીઓ પણ સહેલાઇથી સમજી શકે તેવા આ પુસ્તકની ભેટ તરીકે આપવાની પસંદગી યોગ્યજ રીતેજ થઈ છે. પુસ્તકનું છુટક મુલ્ય રૂા. એક અને પાકા પૂંઠાનો રૂા. દોઢ છે.

**યોગમયનું બંગાળા** (ગાંડીવ સાહિત્ય મંદિર, કેળાપીઠ સુરત. મૂલ્ય ૨ (-૮-०) રાષ્ટ્રીય પુસ્તકોના પ્રકાશક તરીકે જાણીતા થએલા ભાઇ ચીમનલાલ અધર્યુ તરફથી આધુનિક સમયમાં આ પુસ્તકને પ્રકટ કરવાની યોગ્યતા વિચારાઇ છે તે આવશ્યક છે. મહર્ષિ અરવિન્દ ઘોષના ભાઇ બારીન્દ્રઘોષ તરફથી પોતાની જેલ મહેલની આત્મકથા અને બંગાળાના ક્રાંતિકારક

સમયનો ખ્યાસ આપનાર પ્રસંગો તેમાં રસમય શૈલીથી વર્ણવાયા છે. રાજકીય વિષયમાં રસ લેનાર દરેકને આ પુસ્તકનું વાંચન જરૂરનું છે.

**ધીરજનાં** કાવ્યો (સાહિત્યકુંજ ગ્રંથમાળા આશ્રમના વ્યવસ્થાપક ભાઇ અંબાઇદાસ બાબરભાઇ પટેલ નડીયાદ તરફથી આ પુસ્તક મળ્યું છે.) અઢી રૂ૦માં બારસો પાનાનું વાંચન આપનાર આ સાહિત્યકુંજ ગ્રંથમાળાનું ૮ મું પુસ્તક છે. રા૦ ધીરજની લેખિનીથી વિશ્વજ્યોતિના વાંચકો અપરિચિત નથી. આ પુસ્તકમાં તેમના જૂદા જૂદા રસપૂર્ણ કાવ્યોનો સંગ્રહ છે. અને તે ભાવવાહિ છે.

**જગતનો મહાન્ પુરૂષ** (પ્રકાશકઃ સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય. પુસ્તકનું છુટક મૂલ્ય રૂ. ૧-૦-૦ પાકું પુંઠું રૂ. ૧-૪-૦) સસ્તા સાહિત્ય તરફથી ચાલતી વિવિધ ગ્રંથમાળાનું ૧૪૨ થી ૧૪૪ મું પુસ્તક છે. જગતના મહાન્ પુરૂષની પદવી હાલ વર્તમાન સમયમાં કોણે પ્રાપ્ત કરી છે એમ પુછવામાં આવે તો તે તરતજ મહાત્મા ગાંધીજીનું નામ જણાવશે. હિન્દુસ્તાન બહારની પ્રજામાં પણ તેઓ ખરેખરા એક મહાન્ પુરૂષજ મનાય છે. જાપાન તથા અમેરિકાના તથા બીજા પાશ્ચાત્ય દેશોના આગેવાન પત્રો તથા વિદ્વાન પુરૂષો તેમને કેવી ઉચ્ચ દૃષ્ટિએ અને પૂજ્યભાવથી જુએ છે તેની ખાત્રી આપણને આ પુસ્તક વાંચવાથી થાય છે. સસ્તા સાહિત્યના પ્રવર્તક સ્વામી અખંડાનંદે આ પુસ્તક બહાર પાડી જનસમાજની એક ઉપયોગી સેવા બજાવી છે. આ પુસ્તક જેમને જોઈતું હશે તેમને આ પત્રની ઓફીસમાંથી પણ મળી શકશે.

**હરિહર ભક્તિ રહસ્ય** (કર્તા અને પ્રકાશકઃ શ્રીયુત કીર્તનાચાર્ય દત્તાત્રય બુવા તાંબે સાતારકર, બાલાજીરોડ, સુરત. પુસ્તક મુલ્ય રૂ. ૧-૦-૦) આ પુસ્તકમાં શ્રી પુષ્પદંત ગંધર્વ વિરચિત શિવ મહિમ્ન સરળ ગુજરાતી ભાષામાં ટીકા અને મૂળ સાથે આપવામાં આવેલ છે. તે સાથે ખુબી એ રાખવામાં આવી છે કે શિવ અને વિષ્ણુમાર્ગીઓને ઉપયોગી અન્વયાર્થ તથા તેનું વિવેચન પણ તેમા સમાવ્યું છે એટલે આ પુસ્તક એ બંને માર્ગના ધર્મ જીજ્ઞાસુઓને મનન પૂર્વક વાંચવા વિચારવા યોગ્ય થયું છે.

**રસીલી વાર્તાઓ** ભાગ ૨ જો લેખક તથા પ્રકાશક રા૦ રા૦ રામમોહનરાય જશવંતરાય દેસાઇ, તંત્રી, સુંદરી સુબોધ અમદાવાદ મૂલ્ય રૂ. ૧) આ પુસ્તક સ્ત્રીઓની વ્યાવહારિક તેમ પારમાર્થિક ઉન્નતિ અર્થે પ્રયાસ કરતા લોકપ્રિય પત્ર સુંદરી સુબોધની સોળમા વર્ષની ભેટ તરીકે અપાયું છે. હિંદુ સંસારને લગતી વિવિધ વાતોનો તેમાં સંગ્રહ છે. અને તે કંઇને કંઇ બોધ આપે છે. પુસ્તક લોકપ્રિય થય પડે તેવું છે.

**ચેતન** પુ. ૩ અંક ૧ લો. ખાસ અંક મે. ૧૯૨૩. બે વર્ષથી ગુજરાતી આલમમાં જાણીતા થએલા અને સર્વત્ર ચેતન પ્રકટાવતા આ પત્રે ત્રીજા વર્ષથી પોતાના સ્વરૂપમાં નવચેતનજ પ્રકટાવ્યું છે. વિષયોની ચુંટણી પણ સારી થઈ છે આ અંકનું કદ અને ગેટઅપ જોતાં જો તેજ પ્રમાણે આ પ્રવૃત્તિ ઉત્તરોત્તર ચાલુ રહેશે અને અંકો પણ આટલા મોટા કદના તેમ વિષયોની સંગીનતાવાળા નીકળશે તો તેનું લવાજમ રૂ. આઠ ઘણું ઓછું કહેવાશે અને તે ખરોખા દેવાવાને પાત્ર થશે. આનુ વર્ષથી માસિકની ઓફીસ ૭૪, હોમજીસ્ટ્રીટ, કોટ, મુંબઇ રાખવામાં આવી છે.

**શાન્ત નિકેતન માળા** ભા ૧ શાંન્તિ નિકેતન આશ્રમના સ્થપક કવિવર શ્રીમાન્ રવિન્દ્રનાથ ટાગોરની ખાસ પરવાનગીથી આ મળા પુના ખાતેથી રા૦ રા૦ નાગયણ બળવંત ચન્ડાણુ ૪૮૭ સદાશિવપેઠ પુના સીટી તરફથી પ્રસિદ્ધ થવા માંડી છે. તે મરાઠી ભાષામાં છે. મહર્ષિ રવીન્દ્રનાથ ટાગોરના આત્મદ્રષ્ટિ ત્યાગ, દુઃખ, પ્રેમ, પ્રાર્થના, ઇચ્છા, સૌન્દર્ય, ઇશ્વર, વીગેરે બીજા પણ ઘણા વિષયો ઉપરના શું શું વિચારો છે તે આ ગ્રંથમાં આપ્યા છે. મરાઠી ભાષાના જ્ઞાનવાળા વાંચકને કવિના હૃદયને જાણવાને માટે આ પુસ્તકનું વાંચન અગત્યનું છે. પુસ્તકનું મૂલ્ય કાચું પુંઠું ૧-૦-૦ પાકું પુંઠું ૧-૪-૦.

**ટુંકી વાર્તાઓ ભાગ ૭** વિવિધ ગ્રંથમાળા પુસ્તક ૧૪૫ થી ૧૪૭, પ્રકાશક: સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય પુસ્તકનું મૂલ્ય કાચું પુંઠું. રૂ. ૧ા અને પાકાનો રૂ. ૧-૮-૦. આ પુસ્તકમાં નાની મોટી થઇ એકંદરે ૪૬ વાર્તાનો સંગ્રહ છે. અને તેની ચુંટણી ખાસ બુદ્ધિપૂર્વક કરવામાં આવી છે એટલે સામાન્ય વાર્તાઓની માફક એક વખત ફક્ત ઉપલક વાંચવા માટે નથી. પણ મનન પૂર્વક વાંચવા જેવી છે કેમકે આ વાર્તાઓ બોધક અર્થગ્રાહી અને અનુભવમાં આગળ વધારનાર થઇ પડે તેવી છે. સસ્તા સાહિત્યના ચાલુ વર્ષ ૧૯૭૫ના પ્રથમ પુસ્તક રૂપે તેની પસંદગી થઇ છે.






( અમુલ્ય બોધપ્રદ વાર્તા. )



શતાબ્દિઓના બંધનોથી જકડાયલી ભારત પ્રજાએ પોતાની માનસિક સ્થિતિ તદન બુઠ્ઠી કરી નાખી છે. કોઇ પણ નવો પ્રશ્ન ઉપસ્થિત થતાં તે પ્રશ્નને વિચાર પૂર્વક ન અવલોકતાં પ્રચલિત પ્રવાહમાં તણાવાનું આપણને બહુ ગમે છે. દુનિઆમાં નવી નવી આવિષ્કૃતિઓ, નવા નવા વિચારો તો દિન પ્રતિ દિન કુદકે અને ભુસકે વધતાજ ચાલ્યા જાય છે પરન્તુ આપણે તો કૂપ મણ્ડુકવત્ આપણી પ્રથા તે પછી ખરાબ પણ કેમ નહોય-તેને વળગી રહેવામાંજ આપણું માન સમજીએ છીએ. ઘરડાઓ ઘણી વખત કહે છે 'જોને, આજ કાલનો આવ્યો છે તે ! !

## સાચું શ્રાદ્ધ.



એક શેઠને બે પુત્ર હતા. શેઠનો મોટો પુત્ર બુરી સોબતને લીધે દુરાચારી તેમજ ઉડાઉ બની ગયો હતો અને ન્હાના પુત્રને હજુ સુધી મોટાની સોબતની અસર નહિ લાગવાથી પિતૃ-પરાયણ તેમજ સુશીલ હતો. મોટા પુત્રને જોઇ શેઠને જેટલું દુઃખ થતું તેના કરતાં વિશેષ આનંદ ન્હાના પુત્રના આચરણ જોઇને થતો. દૈવયોગે શેઠ વ્યાધિગ્રસ્ત થઇ પથારીને વશ થયા. મોટા પુત્રને તો મઝા પડી અને તેણે મનમાં વિચાર્યું કે 'હવે તો બાપા પથારીમાંથી ઉઠે તેમ નથી; રોજ ટક ટક કર્યા કરતા; બસ! હવે કોઈ પુછનાર કે ગાછનાર નથી; મઝેથી 'માલમલીદા ઉડાવશું' અને મોજ આવે ત્યાં ફરીશું.' ન્હાના પુત્રને આવા તર્કવિતર્કો અને ઉચ્છૃંખલપણું ક્યાંથી સુઝે? તે બિચારો રાત દિવસ પિતાની આજ્ઞા વિના તેની પથારી આગળથી જરાએ ખસતો નહિ. દૈવવશાત્ વ્યાધિએ શનૈઃ શનૈઃ ઉગ્ર સ્વરૂપ ધારણ કરવા માંડયું. શેઠની સ્થિતિ ગંભીર થતી ગઇ અને હવે શેઠ બે ઘડીના પરોણા છે, એમ સર્વે કહેવા લાગ્યા; ન્હાના પુત્રના નિર્દોષ આત્મામાં તો એજ શ્રદ્ધા વ્યાપી રહી હતી કે પિતાજી જરૂર સારા થશે. શેઠની ગંભીર સ્થિતિના સમાચાર સાંભળતાંજ મોટા પુત્રે એના દોસ્તભાઇબંદોની સલાહથી અન્ત્યેષ્ટિ સંસ્કારનો સઘળો સામાન લાવી મુક્યો; તે અહિં સુધી કે કાઠડીને માટે વાંસદોરી પણ લાવવાનું ભૂલી ન ગયો; કેમકે, ન કરે નારાયણ ને ન બનવાનું બની ગયું તો! ગોર મહારાજને અર્પણ કરવાનું 'સીધું', ઉત્તરક્રિયાનો સામાન વિગેરે એક ઓરડીમાં મૂકી તેને તાળું વાસી મોટા ભાઇ પિતાના મરણની ઇન્તેજારી કરી રહ્યા!!!

ન્હાનો બાળ પોતાની શ્રદ્ધામાં અડગ હતો. તેણે પિતાની સેવા ચાલુજ રાખી. 'જેને રામ રાખે તેને કોણ મારે'! એ સૂત્ર અનુસાર શેઠની તબિયતમાં એક આનો ફેર પડયો. બે ચાર દિવસમાં તો શેઠ ભાનમાં આવી ગયા અને ન્હાના પુત્રને પાસે બેઠેલો જોઇ તેની આંખમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં. ઈશ્વરકૃપાથી શેઠની તબીઅત હવે લગભગ બાર આના જેટલી સુધરી ગઇ અને વૈદ્ય હલકો ખોરાક લેવાનું જણાવ્યાથી ન્હાના પુત્રે 'ગુપ્ત' રીતે પેલી સીધા સામાનની ઓરડીમાંથી ઘી, ગોળ, લોટ ભાત વગેરે કાઢી પિતાને થોડો થોડો આહાર આપવા માંડયો. માહના માસની અંદર તો શેઠ હરતા ફરતા થઈ ગયા. ખરેખર સેવા ભાવ અને આત્મશ્રદ્ધા અલૌકિક વસ્તુઓ છે!!

શેઠને મોટા પુત્રની વર્તણુંકની ખબર પડતાંજ બન્ને પુત્રોને પાસે બોલાવી કહ્યું. "મારી ખરી સેવા આ ન્હાનાએજ કરી. (મોટાને ઉદ્દેશીને) તેં તો મારૂં મોતજ ઇચ્છયું હતું અને તે માટે તો મારી કાઠડીની સામગ્રી પણ તૈયાર રાખવા ચૂક્યો નાહ. એટલું તો અવશ્ય સ્મરણ રાખજે કે માણસની સાચી સેવા મર્યા પછી નહિ પરન્તુ મર્યા પહેલાંજ થઇ શકે છે. માણસ પોતે પોતાને હાથેજ શ્રદ્ધાપૂર્વક દાનધર્મ કરી શકે છે. સેવાનો ખરો અર્થ તો આ ન્હાના ભાઇ પાસે પૂછી લે."

ર. ગી. મોદી.

'વિશ્વજ્યોતિ' પત્ર સુરત લીમડાચોકમાં આવેલા "દેશી મિત્ર" પ્રેસમાં મગનલાલ વનમાળીદાસે છાપ્યું અને પ્રભુશંકર નરભેરામ વ્યાસે "પ્રગતિ મંદિર" અડાજણ ડી. સુરતમાંથી પ્રગટ કર્યું.

# વિશ્વજ્યોતિ.

પુસ્તક ૩ જું } સંવત ૧૯૭૯ વૈશાખ { અંક ૧૦ મો.

## મનને સુબોધ.

---

(પદ ગુરૂજી ગુરૂજી એ અથવા તારો ચરખો બોલે એને મળતો લય).

મન શાંતઃ મન શાંતઃ થા દુઃખ સમયમાં
શાંતઃ શાંતઃ મન શાંતઃ

આવી પડે તે સહન કરીને, ભોગવવું તે ધીર,
વિના ભોગ કદી કર્મ ન છૂટવું, ભોજ થઇને સ્થિર,
જગને જૂઠું જાણીરે;—થા દુઃખ સમયમાં૦

જન્મ ધાર્યો ત્યાંથી દુઃખ તો નિરમાયું નિરધાર,
આશ્વાસનરૂપ એક જીવને; હરિભક્તિ સુવિચાર;
હૃદયથી ધ્યાની થઇનેરે;—થા દુઃખ સમયમાં૦

ભલે વ્યાધિ આવી શરીરમાં કષ્ટ દે નિજ કાય,
ભલે સંબંધી માન્યા તે તો, અળગા બે થઇ જાય; જગને૦

ઋણાનુબંધે આવી મળે છે, પુરૂં થતાં લે વિદાય,
તેમાં જીવને શોક શાનો, સૃષ્ટિ ક્રમ એ લહાય; જગને૦

આધિ ઉપાધિ પાપ શોક ભય, છે માયાના વિકાર,
સદ્વિદ્યાને પ્રભુ સ્મરણથી છોડીને આવાર;
હૃદયથી ધ્યાની થઇનેરે;—થા દુઃખ સમયમાં૦

# તંત્રીસ્થાનેથી કંઈક.



ગત બે ત્રણ વર્ષમાં ગુજરાતમાં અસહકારની ચળવળને લીધે તેમ લોકોને નિજ સ્થિતિનું સ્મરણ થવાથી પ્રગતિના સાધનો વિશેષ રૂપમાં જોવામાં આવે છે. જે ગુજરાતમાં વિદ્વાનોની સંખ્યા અત્યલ્પ, સમાચારપત્રો, માસિકો ઈત્યાદિનું પ્રમાણ નહિ જેવું અને જે ગુજરાતના લોકોને એક નિર્માલ્ય, તેમ નિઃસત્વ પ્રજા ગણવામાં આવતી તે ગુજરાતે આજે સ્વાશ્રયનો મંત્ર ગ્રહણ કર્યો છે. દિનપ્રતિદિન ગુર્જર પ્રજા પ્રગતિ કર્યે જાય છે અને હજુ પણ કરશે.

આ પ્રગતિના મુખ્ય કારણોમાં માસિકો તથા સમાચારપત્રોનો બહોળો પ્રચાર એક છે. રાજકીય પ્રવૃત્તિમાં પડેલો જનસમુદાય હંમેશાં એકજ પ્રવાહમાં તણાતો જાય એ સ્વાભાવિક છે. કેટલાક તો અહીં સુધી કહેવા તત્પર થયા છે કે 'રાજકીય પ્રવૃત્તિ ચાલતી હોય તે સમયે ધર્મ અને સમાજને કોરાણેમૂકી રાખવાં. ધર્મ અને સમાજ એ તો ફુરસદને વખતે કહો કે સ્વરાજ્ય મળ્યા પછી પણ સુધારી શકાય' આ માન્યતા અત્યંત શોચનીય છે, પ્રમાદ છે. ધર્મ એ સમાજનો આત્મા છે. આત્મા વિના સમાજ સ્થિર રહી શકે નહિ. સદીઓથી પાદાક્રાન્ત થતી આવેલી ભારતીય પ્રજા, મુખ્યત્વે હીંદુ જાતિ ધર્મપરાયણતાને લીધેજ પ્રચંડ આંદોલનો વિરૂદ્ધ ટક્કર ઝીલતી ટકી રહી છે. સમાજ ધર્મ વિના રહી શકેજ નહિ. કોઈપણ વસ્તુમાંથી તેનો ધર્મ કાઢી નાંખો અને પછી તે વસ્તુ કશા પણ ઉપયોગની રહે છે કે નહિ એ તપાસો તોજ ધર્મની આવશ્યકતાનું ભાન થઈ શકશે. માસિકો અને સમાચારપત્રો નીકળ્યાં. તેમનો પ્રચાર પણ થયો પરન્તુ ધાર્મિક ભાવનાની સાથે સામાજિક પ્રગતિ દર્શાવનારાં પત્રો કવા માસિકોની સંખ્યા અદ્યાપિ શૂન્યથી વિશેષ નથી.

જો ધર્મની અગત્ય જણાતી હોય, જો સમાજ સુધારાની સ્વરાજ્ય પૂર્વે આવશ્યકતા હોય અને સમાજની અંદર સદીઓથી પેઠેલો સડો દૂર કરવાની તીવ્ર આકાંક્ષા છે એમ જણાય તો પછી ઉપર દર્શાવેલ ભાવનાઓને પોષનાર માસિકની અગત્યનો પ્રશ્ન ઉપસ્થિત થઈ શકેજ નહિ. ધાર્મિક, સામાજિક, શારીરિક તેમજ રાજકીય ઉન્નતિના વિચારો પ્રગટ કરનારૂં 'વિશ્વજ્યોતિ' એકજ માસિક છે એમ કહીએ તો અતિશયોક્તિ થવાનો સંભવ નથી. આ માસિકનો શુભ આરંભ ધાર્મિક ભાવના ભૂષિત મહાશય પ્રભુશંકર નરભેરામ વ્યાસના હસ્તકે આજે વર્ષો થયાં થયો છે. મ. પ્રભુશંકર "અજાણી" વ્યક્તિ નથી સુરતના સજ્જનો તથા બહારગામની કેટલીક વ્યક્તિ ઓ પણ તેમને સારી રીતે જાણે છે. તેમના તરફથી અત્યાર સુધીમાં જેટલા પુસ્તકો બહાર પડ્યાં છે તે સર્વે ધાર્મિક દૃષ્ટિબિંદુથી લખાયલાં છે. ધર્મજીજ્ઞાસુઓએ એ પુસ્તકોનું ખાસ મનન કરવું એમાં ભલામણની જરૂર નથી. ધર્મની વૃદ્ધિ થશે તોજ દેશમાં શાંતિનો આવિર્ભાવ થાય અન્યથા પાશ્ચાત્ય દેશોના પ્રકૃતિવાદથી તે દેશો અત્યારે જે અધમ દશા ભોગવી રહ્યા છે, તેવી દશાના દિવસો પણ ભારતને ભોગવવા પડશે.

આ માસિકને નિભાવવું એ ગુર્જરી પ્રજાને આધીન છે. માસિક અત્યંત રોચક તેમ રસમય બને તેટલા માટે તંત્રીઓ યથાશક્તિ પ્રયત્ન કરશેજ. સુજ્ઞ લેખકોને આ કાર્યમાં ભાગ લઈ માસિકને ઉન્નત સ્થિતિએ પહોંચાડવા વિનંતિ છે. અમને પૂર્ણ આશા છે કે ગુર્જરી પ્રજા આ અમારી અલ્પ ભેટ દર માસે સ્વીકારી અમને આભારી કરશે. ઇત્યોમ્

( ર. ગી. મોદી. )

# ઇશ્વર પ્રણિધાન.

પ્રણિધાન એટલે શું ! ઇશ્વર એટલે શું ! ઇશ્વર એ શબ્દ ઇશ ઉપરથી થયો છે ઇશ્વર એટલે ઇશિત્વ વિસ્તત્વ એવા ગુણવાળું ચેતન તત્વ.

પ્રણિધાન—પ્ર+નિધાન વિશેષ કરીને મૂકવામાં આવેલી થાપણ—થાપણનો પ્રકાર જુદો જુદો હોવાથી તેને "પ્ર" ઉપ સર્ગ લગાડવામાં આવ્યો છે. ત્યારે પ્રણિધાન એટલે સાચો ભક્તિ ભાવથી પાછું લેવાની ભાવના વગર આપણી ઉંચી કિંમતિમાં કિંમતિ દોલત થાપણ તરીકે નહીં પરંતુ સમર્પણ તરીકે મૂકી આવવી, તેનું નામ—"પ્રણિધાન" નિશ્ચંતપણે અન્ય કાંઇ પણ વિચાર સિવાય વિશ્વાસ બુદ્ધિથી કરેલાં કર્મને અને તેનાં ફળના સમર્પણને પ્રાણિધાન કહેવાય છે.

ઇશ્વર સંતર્પણ કરવાની ખાતર નિમીત્ત માત્ર રહી ઇશ્વર શરણ થઇને કર્મ અને કર્મનાં ફળનો સઘળો બોજો મૂકી આવવો તે "પ્રણિધાન".

જેમ આપણે થાપણ મૂકવી હોય ત્યારે યોગ્ય સરાફની શોધ કરી તેને ત્યાં આપણી થાપણ મૂકીએ છીએ તેમ આ થાપણ સમર્પણ બુદ્ધિથી જેને ત્યાં મૂકવાની છે. તે કેવો ? તે કોણ ? તે કેવા ગુણ વાળો ! કેવી આબરૂવાળો છે એ સવાલોનો આપણે પહેલો નિર્ણય અને પહેલી ચોકસાઇ કરવી જોઇએ.

વિશ્વાસ પાત્ર છે કે નહીં આપણા જેવા કેટલાકોએ તેને ત્યાં થાપણ મૂકેલી છે કોણે કોણે મૂકેલી છે તેથી શો તેમને લાભ થયો એ વિગેરે સવાલોનો વિચાર થાપણ મૂકવા અગાઉ કરવાનો રહે છે. આ સવાલો નિર્ણય કર્યા પછી નિધાન થાય નામ રૂપ ગુણ ક્રિયા વિચાર્યા પછીજ વર્તન થઇ શકે જેમ વ્યાકરણમાં પણ આપણે નામ રૂપ ક્રિયા તથા અવ્યય વિગેરેનું પ્રથક્કરણ કરીએ તોજ વાક્યાર્થ અને દરેક શબ્દનો એક બીજા સાથેનો સંબંધ બરાબર બેસે છે, તેવી રીતે આ આપણી થાપણ રાખવાને લાયક છે. તે બાબત તેના નામ રૂપ ગુણ ક્રિયાથી વાકેફ થઇ તેનું પ્રથક્કરણ કરી શકીએ. અને તેનામાં કયા કયા અવયવો ન બદલાય તેવા થાપણ રાખવાને યોગ્યતા પ્રાપ્ત કરાવનાર ગુણો છે તે બાબત આપણે ખાત્રી કરી શકીએ તોજ આપણને થાપણ મૂકવાનો વિશ્વાસ આવે અને તોજ આપણે સંતર્પણ કરવાની સમર્પણ કરવાની ભાવનાથી આપણી અમુલ્ય થાપણનો ન્યાસ તેનામાં કરી શકીએ ત્યારે આ સાહુકારનું નામ શાસ્ત્રોએ એકજ અક્ષરમાં શોધી કાઢ્યું છે. આ અક્ષર તે ॥ ૐ ॥ ૐ એ શબ્દનો વાચક છે. ૐ એટલે "હા" સંસ્કૃતમાં આ એક અલૌકિક અક્ષર છે. અને તેનો આ વિનિયોગ છે.

તમો પૂછશો કે ઇશ્વરને ૐ એ સંજ્ઞાથી બોલાવવો તો હા એ સંજ્ઞાથી કેમ ન બોલાવવો ? જવાબ સહેલો છે.

નામ નિર્દેશ હમેશાં કલ્પીતજ હોય છે એક વખત જો નામ—નિર્દેશ અમુક દેહધારીના સંબંધમાં કલ્પાયો. એટલે પછી તેને તેજ નામથી બોલાવવો, ઉદ્દેશોનોજ અર્થ ક્રિયા થઇ શકે, કારણ કે એ નિર્દેશની કલ્પનાનો તે દેહના ઉપર કાયમને માટે છાપ નહીં. તેનો—આરોપ થઇ

જાય છે. જેમ કોઇ દેહધારીને અમુક જે નામથી બોલાવવાને બદલે પર્યાય પરંતુ સમાન અર્થ સુચક નામથી બોલાવો તો તેની કંઇ પણ અસર તેને થાય નહીં અને પરીણામે તેની પાસે કંઇ પણ ક્રિયા કરાવી શકો નહી. તે પ્રમાણે ઇશ્વર તત્વને ૐ સિવાય તેના કોઇપણ શબ્દ પર્યાયથી બોલાવો તેની કંઈ પણ અસર થાય નહીં. જેમ એક જીવનનું કાર્ય એકજ નામ નિર્દેશથી થઇ શકે તેમ પરમાત્માનું કાળાતિત સ્વરૂપ જણાવવાને વાસ્તે નિત્ય સિદ્ધ જેનું સ્વરૂપ છે, એમ સાબીત કરવાને વાસ્તે ત્રિકાળમાં છે–છે અને જે છેજ એમ જણાવવાને માટે તેમના માટે " હા " જ શબ્દ વાપરી શકાય.

ૐ એ નામ નિર્દેશથીજ ઉદ્દેશી શકાય જેનું અખંડ સ્વરૂપ છે એવા પરમાત્માના સંબંધમાં " હા " ૐ એ સિવાય શું બીજું કહી શકાય ? આ પરમાત્માની ભૂત ભાવી એવી કોઇ કોટી નથી, ચિરંતનજ છે પુરાણિનવઃ સદા નૂતનજ છે. સદા વર્તમાનજ છે. મહાકાળાત્મક એવા પરમાત્મા સ્વરૂપને ૐજ, કહેવાય પરમાત્માનું નામ ૐ એ પણ સ્વયંસિદ્ધ નામ છે, તેનો નિર્દેશ કોઇક અગમ્ય ભાવથીજ થયેલો છે.

પ્રાણુ ચૈતન્ય સ્વરૂપ છે અમુક પરતુ જડ છે કે ચેતન યુક્ત જીવનવાળી છે કે મૃત છે તેનો નિર્ણય કરવો હોય છે તો આપણે તેનામાં શ્વાસ–પ્રશ્વાસની ક્રિયા છે કે નહીં તે તપાસીએ છીએ. કારણ કે આ ક્રિયા ચેતનના પ્રત્યક્ષ પ્રમાણરૂપ છે. આ ક્રિયા ચાલતી હોય ત્યારે અમુક પ્રકારનો ધ્વનિ અખંડ થયા કરે છે. અને તે આપણે સ્પષ્ટ સાંભળી શકીએ છીએ. અને તેનો ઉચ્ચાર આપણને અહંસઃ અહંસ અહંસઃ એમ સમજાય છે. અહં નો ઉચ્ચાર અહં સોऽહં સોऽહમ્ એવા થઇ જાય છે આ સોऽહં ઉપરથી ૐ શબ્દની ભાવના કહી છે જે ન્યાયે આપણે સોऽહં શબ્દ ચેતનનો વાચક પ્રત્યક્ષ પ્રમાણ છે. અને ચેતન તત્વ એ ઇશ્વર તત્વ છે એટલે સોऽહં ઇશ્વર તત્વનો વાચક થયો અને ઇશ્વર તત્વ સ્વતંત્ર છે. સ્વાવલંબી છે એ ભાવ સૂચવવા માટે સોऽહં શબ્દમાંના વ્યંજનનો જે સ્વર સિવાય રહી શકે તેવા નથી તેને બાદ કર્યા અને જે સ્વરો રહ્યા તે ૐ નું રૂપ પકડતા હોવાથી સ્વતંત્રપણે ઉચ્ચરાઇ શકવાની શક્તિ ધરાવતા હોવાથી ઉર્ધ્વગામી તથા મૂર્ધભેદી નાદ ઉત્પન્ન કરનાર હોવાથી તેમણે પરમાત્માનો નામ નિર્દેશ સ્વયંપ્રાપ્ત કર્યો .

અહંસ એ શબ્દો સોऽહં મહા વાક્યનું રૂપ પકડે છે. તે આપણે જોયું તેનો શબ્દાર્થ વિચારીશું તો જણાશે કે સોऽહં અહંસ તે હું છું ( હું છું કોણ ? તે ) પ્રથમ પુરૂપ અહમ્ તૃતિય પુરૂષ સઃ સાથે અવગ્રહીત થવાથી સોऽહં મહા વાક્ય ઉત્પન્ન થાય છે.

આ મહા વાક્યમાંથી વ્યજનાન્ત ભાગ બાદ કરીએ એટલે ૐ રહેશે.

સોऽહંમાંથી સ્વતંત્ર પણે રહી શકે એવા નથી તે વ્યંજન બાદ કરતાં નિર્વિકારી ભાગ ૐ સ્વર રહે છે તે પરમાત્માનો વાચક છે અને નિર્વિકારી પરમાત્માને સૂચવે છે.

આ નામ એટલા માટે અગમ્ય છે કે કોઈ પણ ભાષામાં બીજો કોઇ પણ ઉચ્ચાર અગર શબ્દ આ શબ્દ સિવાય મૂર્ધભેદી નથી. ફક્ત આ એકજ શબ્દ મૂર્ધભેદી છે આ એકજ શબ્દ આપણા મગજમાં રણકાર કરી શકે એમ છે અને કરે છે. આ શબ્દનો આશ્રય લઇ જે પુરૂષ તારક મંત્ર વડે ઉપર ચઢે છે તેનો બેડો પાર છે આ શબ્દનું બીજું નામ "પ્રણવ" છે. અનધિકારીઓને સંભળાવવા તથા સમજાવવા માટે પ્રણવ શબ્દનો ૐકારને બદલે ઉપયોગ કરવામાં આવે

છે તેનો ૐ ના ધ્વનિના દૈવતના રક્ષણ માટે તથા અનધિકારિઓથી અજ્ઞાત રાખવા માટે તેના ગૌરવના રક્ષણ માટે યોજેલો એ પર્યાય શબ્દ છે જેમ રાજ્યતંત્રના ગુહ્ય મંત્રો ધારેલું ફળ પ્રકટાવી શકે અને નિર્વિઘ્નપણે મોકલી શકાય તે માટે ઉપયોગ કરવામાં આવે છે તે પ્રમાણે ધર્મતંત્રમાં ૐ શબ્દને બદલે પ્રણવ શબ્દ છે. ૐકારને પ્રણવ શા માટે કહેવામાં આવે છે? प्रकर्षेणनवईति प्रणवः એનામાં વિશેષે કરીને નવા નવા ભાવ ઉત્પન્ન કરવાની શકિત છે તે માટે એને પ્રણવ કહેવામાં આવે છે. વળી प्र प्रपंचन नहींव, તમારો ( સંસારરૂપી પ્રપંચજ-તમારો નહીં ) જેનો આશ્રય લેવામાં આવે તો સંસારરૂપી પ્રપંચ તમારો રહે નહીં અર્થાત તમે સંસાર તરી જાવ એ ભાવ બતાવવા માટે પ્રણવ શબ્દની યોજના છે વળી प्रकर्षेणनुयतेइति प्रणव જેના પ્રભાવથી જેનો એક પણ ભાવ સહજ પણ સમજવાથી માથું આપો આપ નમી જાય છે માટે એને પ્રણવ કહે છે. પ્રણવને "તાર" વેદાદિ એ નામોથી પણ કહેવામાં તથા ઓળખવામાં આવે છે "તાર" એટલે તારનાર. જે તારી શકે છે તારે છે તે "વેદાદિ" એટલે જેના વડે વેદની શરૂઆત કરવામાં આવે છે ( ૐ अग्निमीडे पुरोहितम् यज्ञस्य देवमृत्विजम् ) એક કરતાં બે વધારે બળવાન તેથી ઉત્તરોત્તર વિશેષ સંબંધ-સંયોગમાં વિશેષ બળ પાંચ મળે ત્યાં પંચાયતન કહેવાય પરમેશ્વર પ્રત્યક્ષ છે એમ કહેવાય જ્યા ત્રિવેણી સંગમ થાય છે ત્યાં પવિત્રતા ઘણીજ હોય છે ત્યારે જ્યાં પંચવેણીઓ મળતી હોય પંચવેણીઓનો સંગમ થતો હોય તે ધામ તો કેટલું બધું પવિત્ર હોવું જોઇએ.

ૐ એ પ્રભુનું નામ છે. એ ભગવાનના નામ સાથે જ્યાં પાંચ વેણીઓ જોડાય ત્યાં કેટલી પવિત્રતા હોઇ શકે ? એવા નામવાળો શાહુકાર કેવી ઉત્તમ પ્રકારની યોગ્યતા વાળો હશે ?

પ્રભુનું એક નામ "अविमुक्त" છે. શા માટે પ્રભુને અવિમુક્ત કહેવામાં આવતા હશે! જ્યારે એનો સંબંધ પામેલા એના અનુગ્રહને પાત્ર થયેલા ભક્ત જનોને જો આપણે મુક્ત કહીએ છીએ કારણ કે તે પ્રભુ આપણાથી એક પ્રથક મીનીટ પણ જુદો પડી શકતો નથી અહોનિશ આપણી સાથે જોડાયલોજ રહે છે.

આવું ચેતન તેનું નામ "અવિમુક્ત."

તમારો છોડયો પણ છુટે નહીં એવા દયાળુ પરમાત્માનું તે નામ છે, આવા પરમાત્મા આપણી પાસે પંચ વેણીનો સંબંધ માગે છે એજ થાપણ આપણે તેને સોંપવાની છે.

ૐ કારમાં અકાર ઉકાર અને મકાર રૂપ ત્રીવેણી પણ છે કારણ કે એ તેના ત્રણ ખંડ છે. તેમાં સપ્ત વેણી પણ છે. પરંતુ હું અત્યારે પંચવેણીનીજ વાત કરવા માગું છું જેવો શબ્દ તેવોજ અર્થ કરશો તો સોऽहं મહા વાક્યનો યથાર્થ અન્વય કરી શકશો. આ મહા વાકયમાં પંચવેણીનો અન્વય કરવાનો છે.

અતિ અગમ્ય છતાં અતિ સરલ આ અન્વય છે. આપણી પાસેની એવી કઇ પાંચ વસ્તુઓનો આપણે પ્રભુ ચરણમાં યોગ કરી શકીએ ? આ સવાલનો આપણે ઉકેલ પાડવાનો છે.

આપણી શી શી થાપણ છે તેનો આપણે બરાબર ખ્યાલ બાંધવાનો છે. અને પછીજ આપણે તેનું નિધાન પ્રણીધાન કરવાનું છે. આપણે આપણો ઇશ્વર કેવા પ્રકારની થાપણ સંઘરે છે તેનો વિચાર કરી લઇએ.

કયા પાંચ પ્રકારની થાપણ તે રાખે છે. તે જાણી લઇએ તો આપણે કઇ પંચવેણીનો સંયોગ કરશો તેની સમજણ પ્રાપ્ત થઇ શકે, અને પછી તે પંચવેણી આપણામાં છે કે નહીં તેનો નિર્ણય કરી શકીએ.

ૐ—પ્રણવ ૐ દશ્ય પ્રણવનાં અંગો.

અકાર ઉકાર મકાર (શ્રાવ્ય અંગો.

અર્ધ માત્રા બિંદુ (અશ્રાવ્ય–અંતર શ્રાવ્ય અંગો. (અનું શ્રાવ્ય અંગો).

આ પ્રણવ શ્રાવ્ય છે. તેમ અંતર શ્રાવ્ય પણ છે. આપણે બીજા સાંભળી શકે તેમ ખુલ્લે સાદેપણ તેનો નાદ ઉચ્ચારણ કરી શકીએ કોઇને ન સંભળાવવું હોય તો આપણા મનમાં પણ તેનું ઉચ્ચારણ નાદ રણકાર કરી શકીએ અંતર શ્રાવ્ય હોય છે. ત્યારે સાથે સાથે અશ્રાવ્ય પણ હોય છે..

અને આ શ્રાવ્ય હોય છે ત્યારે સાથે સાથે અનું શ્રાવ્ય પણ હોય છે. કારણ કે ઉચ્ચારણ થઇ રહ્યા પછી પણ તેનો રણકાર કેટલીક વાર સુધી રહે છે આ અંતર શ્રાવ્ય થાય ત્યારે મુદ્રામાં બિંદુ સંએહિત રૂપ બંધાય છે તેથી પ્રણવના પાંચમા અંગને બિંદુ કહેવાય છે.

પ્રણવ જેવો શ્રાવ્ય અનુંભવાય છે તેવોજ દશ્યપણ છે ૐ એ પ્રણવનું ચિત્ર છે. જેઓને ગમ હોય છે તેઓનેજ આ ચિત્ર ઉકલી શકે તેમ છે. બીજા ગમ વગરના તો માત્ર ચિત્રની માફક તેને જોઇજ શકે ન તેનું ઉચ્ચારણ કરી શકે ન તેનાં મર્મને અગર, અર્થને ઉકલી શકે જેઓ આ પ્રણવ બ્રહ્મ તારક બ્રહ્મને દશ્ય-રૂપમાં મૂકવામાં આવ્યા છતાં ઉકેલી ન શકે તેમનો પોતાનોજ દોષ છે.

આપણો ૐ નામ સંજ્ઞા વાળો તેના ઉપર અખંડ સત્ય હોવાનો આરોપ છે તેનામાં આપણે પંચ વેણી જોડવાની છે. તે નિત્ય સિદ્ધ અખંડ સત્ય હોવી જોઇએ આ પંચવેણી તે કઇ?

આપણી પાસે નિત્ય સિદ્ધ એવી કઇ પંચ પ્રવાહ વેણીઓ છે કે જે આપણે દુર્ભાગ્યે નિત્ય સિદ્ધ હોવા છતાં જાણતા નથી. ૐ કારની અમાત્રા સાથે મળી શકે તેવી આપણી પહેલી નિત્ય સિદ્ધ વેણી આપણું શરીર છે. આપણા જન્મની સાથે આપણામાં પ્રાણ સંચાર થતાંની સાથેજ તે આપણને પ્રાપ્ત થયેલી છે છતાં તેનું અસ્તિત્વ મહત્વ કે કિંમત આપણે જાણતા નથી ને આપણી એક થાપણ આપણા અપ્રતિમ પ્રભુને શરણે આપણે સોંપવાની છે.

ૐ કારની ઉકાર માત્રાની સાથે સંબંધ રાખનાર આપણી-બીજી મીલકત આપણા શરીરથી વધારે કિંમતિ આપણા અસ્તિત્વની સાબિતિ કરાવી આપનાર આપણું અસ્તિત્વ ટકાવી રાખનાર આપણી પ્રાણ માયા રૂપી દ્વિતિયાવેણી.

આપણે પરમાત્મા સાહુકારને તાબે કરવાની છે. ૐ કારની મકાર માત્રા સાથે આપણા મન રૂપી-ત્રતિયાવેણીનો યોગ આપણે કરાવવાનો છે. મન વગર મનુષ્યત્વ નથી. પ્રાણ કરતાં વધારે મુલ્યવાન તે આપણું ધન છે. જેના વડે આપણો બંધ મોક્ષ નિર્ણીત થાય છે. આ આપણું અમુલ્ય ધન આપણે પ્રભુ ચરણમાં સમર્પવાનું છે ૐ કારની અર્ધ માત્રા રૂપી ચતુર્થ વેણી સાથે આપણે આપણી બુદ્ધિ માયા મેળવી દેવાની છે. મનુષ્ય જીવનમાં બુદ્ધિનો વારસો આપણને પ્રભુ દયા પ્રાપ્ત થયેલો છે.

પ્રભુ જ્ઞાન સ્વરૂપ છે. અને બુદ્ધિ જ્ઞાનની ઉત્પાદક છે માટે બુદ્ધિરૂપી અમૂલ્ય હીરો આપણે પ્રભુ કંઠમાં પહેરાવી દઇ આપણાં તમામ પુરૂષાર્થોનો પરમાત્મામાં લય કરવાનો છે. પ્રણવની નાદ અગર બિંદુ માયા સાથે આપણે આપણા જીવનનાં સર્વ પુરૂષાર્થના ફળરૂપ આનંદ માત્રારૂપી પંચમ વેણીનો આપણે સંગમ કરવાનો છે આની રીતે સર્વ કર્મ તથા કર્મફળનો પરમાત્મામાં ન્યાસ કરવાથી આપણે નિધાન નહી પરંતુ પ્રણીધાન કરીએ છીએ એમ કહેવાય છે.

ૐ એ શબ્દના ઉચ્ચારણ સાથેજ આપણી સર્વ કોઇ ક્રિયાઓ અને તેમનું ફળ તેનું નિધાન નિરપેક્ષ બુદ્ધિથી પ્રભુના ચરણમાં કર્યા કરવું એજ ઉત્તમ પુરૂષાર્થ છે કર્મ અને તેના ફળનું નિધાન આપણા પોતાના જીવનમાં કરીએ તે જીવનિધાન કહેવાય છે ઇશ્વરમાં નિરપેક્ષબુદ્ધિથી કરીએ તો ઇશ્વર પ્રણીધાન કહેવાય છે.

છેવટમાં આપણે એકજ સવાલ રહે છે તે એ કે આપણા સાહુકાર પરમાત્મામાં એવાં ક્યાં લક્ષણો-ગુણો છે કે જે બદલાયજ નહીં તેવા છે. અને જેથી કરીને આપણા તરફથી આવા પ્રકારના પ્રણીધાન માટે તેમને લાયકાત પ્રાપ્ત કરાવે છે તેનો જવાબ શાસ્ત્રોએ આપેલો છે અને તે એ છે કે પરમાત્મા પાસે દશ અવ્યયો છે દશ ગુણનિધિ છે. ज्ञानं विरागं ऐश्वर्यं तपः सत्यं क्षमा धृतिः सृष्टुत्वं मात्म संबोधोऽधिष्ठातृत्वमेवच दशैतानि अव्ययानि नित्यंतिष्टंतिशंकरे परमात्मामાં જ્ઞાન છે, જ્ઞાન બળ છે પણ જ્ઞાન મદ નથી; જ્ઞાન સાથે વિરાગ છે પરંતુ નિર્મોહ્ય વિરાગ નથી. વિરાગ સાથે ઐશ્વર્ય છે પણ તે ભોગ વિલાસ રહીત છે. તપે યુક્ત ઐશ્વર્ય છે અને તપ સાથે સત્ય છે સત્ય છતાં અવિવેક નથી પરંતુ ક્ષમાએ યુક્ત સત્ય છે.

દોષ પાપ દુષ્કર્મ તરફ ક્ષમા દૃષ્ટિવાળા છે અને તે ક્ષમા પણ જેવી તેવી નથી નિઃસિમ ધૃતિથી યુક્ત છે. સહનશીળતા તિતિક્ષાની પરાકાષ્ટા યુક્ત ક્ષમાથી ભરેલા છે સામાન્ય સાહુકારની માફક થાપણુજ પાછી આપે તેવા નથી પરંતુ સરજન કરવાની અગાધ શક્તિ ધરાવતા હોવાથી થાપણ કરતાં વિશેષની જરૂર જણાય તો પોતાની વાપરી પુરી કરી આપે ને પાછો ઉપયોગ પુરતી તમામ વસ્તુ પેદા કરી ઉદારતાથી નિઃસંકોચ ભાવે આપે તેવા દયાળુ છે. એ ઉપરાંત પોતાનું સ્વરૂપ યથાર્થપણે સમજનારા છે. પોતે પોતાને પૂર્ણપણે જાણનાર છે અને તે ઉપરાંત સૌથી શ્રેષ્ટ અને અતિવ પ્રભાવશીળ તેમનો ગુણ એ છે કે તેઓ સર્વ કોઇ વસ્તુ ઉપર સામ્રાજ્ય ભોગવી શકે છે, અધિષ્ઠાતા થઇ શકે છે, કોઇ જગ્યાએ એમની આણુ ન ફરતી હોય એવું નથી.

આવા અઘાત અને અવ્યય સામર્થ્ય પ્રભાવ વૈભવ સત્તાના બળવાળા પુરૂષોતમને ત્યાં તમારૂં ધન તગે નહીં મૂકી આવો તો બીજો કયો વધારે લાયક વધારે સારો સરાફ તમે શોધી કાઢશો? બીજા તો દેવાળીયા નિવડશે અને તમારી મુડી મૂળથીજ ખોઇ બેસશો. જો તમે આ સાહુકારને તમારી દોલત ધીરશો ધીરશો એટલું તો નહીં પરંતુ આપી દેશો તો તમને શતધા સહસ્ત્રધા બદલો આપશે એટલું તો નહી પરંતુ તમને બીજો કેટલોક વધારે અધિકાર આપશે તમને ધ્યાન યોગનો સમાધિ યોગનો અવિચ્છિન અમૂલ્ય અધિકાર અને તેની સિદ્ધિ આપો આપ પ્રાપ્ત થશે અને જે યોગીઓના યોગથી નહીં મેળવી શકાય તે આ ક્રિયા યોગની પધ્ધતિથી અતિસુલભ પ્રાપ્ત થશે. ઇતિશિવં,

ઇશ્વરભાઇ જીવાભાઇ.



# સંગીત મહિમા.



શુદ્ધ ભાવનાઓથી પરિપૂર્ણ, રસોત્પાદક તેમ તાન અને સ્વરથી ગવાયલા સંગીતનો કેવો અજબ પ્રભાવ પડે છે તે નીચેના પદથી જણાશે. )

રાગ–ભીમપલાસ ( ત્રિતાલ )

રે ગાયન! તું ખરે, કરે આનંદિત જનને,
શોક ભીતિ તું હરે, દીએ વિશ્રાંતિ મનને; ૧
નિર્મળ બુદ્ધિ કરે, વળી નિજ જ્ઞાન વધારે,
ખલ લંપટ નાસ્તિક એ સહુને તુંજ સુધારે; ૨
નિદ્રાવશ કરે બાળ, ઢાળથી રહેતાં રડતાં,
અસર કરે ગંભીર, વીર રણક્ષેત્ર વિચરતાં; ૩
શાંત કરે શૂરવીર, કાયરને શૂર ચઢાવે,
રસિક જનોનાં હૃદય, ખરે તું તુંજ ડોલાવે; ૪
સભા ચિત્રમય કરે. પ્રભુ ગુણગાન કરાવે,
બહુ યોગી આહીર, ભક્તને મસ્ત બનાવે; ૫
મુસાફરી એકાન્ત તણો, તું મિત્ર ગણાયે,
હરણ નાગ તું થકી ખરે જગમાં વશ થાયે; ૬
કોયલ ટહુકો રાગ, બાગને બહુ શોભાવે,
બુલબુલ મેના ખરે રસિક રસપાન કરાવે; ૭
ઉત્તમ વળી તુજ શક્તિ ભક્તિનું ભાન કરાવે,
નિદ્રિત નષ્ટ વિચાર, તેજ તું પુનઃ પ્રગટાવે; ૮
સિંધુ સરિતા વળી કુદરત સહુ ગાયન ગાતાં,
શ્રવણ થકી દુઃખી જન તણાં સહુ દુઃખ સમાતાં; ૯
જેમ સાકર પય સંગે, ભળી જે રંગ બતાવે,
વાદ્ય નૃત્ય સહ ગાન, ભાન પ્રભુતાણું કરાવે; ૧૦
નવરસથી ભરપૂર મધુર મંજુલ ગણાયે.
ગાયન અનુપમ નૂર રમણ અદ્ભુત જણાયે; ૧૧

રમણીકલાલ ગીરધરલાલ મોદી.

# આદર્શ જીવન.

આદર્શ જીવન જીવવું એવી દરેક મનુષ્યની સ્વાભાવિક ઇચ્છા છે. કુદરતનાં સત્યોનો અભ્યાસ આપણને આ કામમાં ઘણો લાભકારી થાય તેમ છે. આપણે આદર્શ પ્રમાણે 'આપણું' જીવન બનાવવા મથીએ છીએ, અને તેમાં ઘણીવાર આપણે પુરેપુરી સફળતા મેળવી શકતા નથી. આપણા જીવનનો પરમાત્મ જીવન સાથે શો સંબંધ છે, તે જે પ્રમાણમાં આપણે બરાબર રીતે સમજી શકીએ, તે પ્રમાણમાં આપણને આ કામમાં વિજય મળવાનો.

આ વિશ્વમાં આપણા અને પ્રભુના સંબધ વિષે બે માન્યતાઓ છે, અને તે બન્ને ખરી હોઇ એક બીજાને ઉપકાર કરે છે. પ્રભુ વિશ્વવ્યાપી છે. ઇશ્વર સર્વ ભૂત માત્રના હૃદયમાં રહેલો છે પણ તેની સાથે બીજો સિદ્ધાંત એ જણાવે છે કે પ્રભુ વિશ્વાતીત છે. કાળીદાસ કવિ–વિક્રમોર્વશીય નાટકમાં જણાવે છે તેમ વ્યાપ્ય સ્થિતં રોદસી આ પૃથ્વી અને સ્વર્ગમાં વ્યાપીને જુદો ઉભો છે. અર્થાત્ તે વિશ્વવ્યાપી અને વિશ્વાતીત છે. સામાન્ય મનુષ્ય તો એમજ કહે છે કે પ્રભુ વિશ્વવ્યાપી હો કે વિશ્વાતીત હો–આ બધાં તત્વજ્ઞાનના ફુટ પ્રશ્નો છે. તેનો મારા હમેશના જીવન સાથે શો સંબંધ છે?

આપણે આ લેખમાં એમ વિચારવાને પ્રયત્ન કરીશું કે આ પ્રશ્નોને આપણા જીવન સાથે આપણે ધારીએ તે કરતાં પણ ઘણો ગુઢ સંબંધ છે.

પ્રભુને કેવળ વિશ્વાતીત માનવાથી આખું વિશ્વ જડ બની જાય છે. પ્રભુ એક કારીગર હોય અને તે આ વિશ્વ બનાવીને અલગ બેસી ગયો હોય એવી ભાવના તેમાંથી જન્મે છે.

પ્રભુને વિશ્વવ્યાપી માનવામાં એક લાભ છે. આ દષ્ટિબિન્દુથી આ વિશ્વ એ પ્રભુનું સ્વરૂપ બને છે પ્રભુના એક ભાગરૂપ બની જાય છે. આ વિશ્વ એ પ્રભુનો એક ભાગ છે, પણ પ્રભુનું સર્વસ્વ નથી. જેવી રીતે હાથ એ શરીરનો વિભાગ છે પણ શરીર નથી, તેવી રીતે આ વિશ્વ પ્રભુનું અંગ છે પણ અખિલ પ્રભુ નહિ. તેવીજ રીતે મનુષ્ય વિશ્વનો એક ભાગ હોવાથી જેવી રીતે જળબિન્દુઓ દરિયાના ભાગરૂપ ગણાય, તેમ મનુષ્ય પણ પ્રભુના એક ભાગરૂપ છે, તે જળબિન્દુ દરિયારૂપ થશે, પણ અત્યારે તો ભિન્નતા છે, છતાં તે જળબિન્દુઓ એ સમુદ્રના સ્વરૂપના છે, સમુદ્ર સાથે સંબંધિત છે, એની ના પાડી શકાય નહિ. તેવીજ રીતે દરેક મનુષ્ય પ્રભુનું અંગ છે, અને પ્રભુરૂપ થવાનો છે. સ્વરૂપે પ્રભુ છે, પણ તેણે હજુ પ્રભુત્વનો સાક્ષાત્કાર કર્યો નથી. આ દષ્ટિથી આપણે કહી શકીએ કે આપણે પ્રભુમાં જીવીએ છીએ. હરીએ ફરીએ છીએ, અને આપણું અસ્તિત્વ પણ પ્રભુમાં છે. આપણે એક જીવનના દિવ્ય વિભાગો છીએ. આપણે સર્વ બનતા ઇશ્વરો છીએ. આથી આપણને આપણા દિવ્ય સામર્થ્યનો ખ્યાલ આવે છે, અને પ્રભુ જેમ અમર છે, તેમ આપણે પણ અમર છીએ, આથી આપણને આપણા દિવ્ય સામર્થ્યનો ખ્યાલ આવે છે, અને પ્રભુ જેમ અમર છે, તેમ આપણે પણ અમર છીએ, એ ભાન થતાં આપણે નિર્ભય બનીએ છીએ.

પ્રભુ સંબંધી ખ્યાલ બાંધવામાં આપણે આપણું મનુષ્યત્વ તેને અર્પી, પ્રભુને સારામાં સારા ગુણવાળો મનુષ્ય કલ્પીએ છીએ. પણ આ એક ભ્રાન્તિ છે. વસ્તુતઃ તેના દિવ્યત્વનો ખ્યાલ લાવી તે દિવ્યત્વ આપણે મનુષ્યને અર્પણ કરવું કે મનુષ્ય એ પ્રભુની પ્રતિકૃતિ છે. અને મનુષ્ય પ્રભુ થવાને સરજાયેલો છે.

પ્રભુનું વિશ્વવ્યાપીપણું તે જો સત્ય વાત હોય તો તે વાત આપણે મનુષ્ય સ્વભાવનું પૃથક્કરણ કરી સિદ્ધ કરીશું. મનુષ્યમાં આપણે અનેક દિવ્ય ગુણો જોઇશું. આપણને સાધારણ રીતે લોકોના દોષ જોવાની ટેવ પડેલી હોવાથી, દિવ્ય ગુણોમાં મનુષ્યની સામ્રાજ્ય મીલકત છે, એમ સંબવી કેટલાકને આશ્ચર્ય લાગશે પણ તે છતાં જો આપણે મનુષ્યના બહારના અપ્રિય અને સુગ ઉપજાવે તેવા દોષોની પાછળ જોઇશું તો આપણે મનુષ્યની દિવ્યતાનો જરૂર ખ્યાલ આવશે આ અપ્રિય અને સુગ ઉપજાવે તેવા દોષો પણ જેવી રીતે મકાનને વાસ્તે પાળકની જરૂર છે, તેવી રીતે મનુષ્યના વિકાસમાં એક જરૂરનું રૂપ છે.

મનુષ્ય પોતે દિવ્ય છે, એનો મોટો પુરાવો એ છે કે, તેને પોતાની નિર્બળતાનું ભાન હોય છે. જો તેનામાં પ્રભુત્વ ન હોત તો પોતાની નિર્બળતા પ્રત્યે તે તદન અંધ હોત. ઇમર્સન કહે છે કે "ધારો કે આપણે અધમ છીએ, પણ આપણી અધમતાનો ખ્યાલ આપણને ક્યાંથી આવ્યો ?" આપણી અંદર દિવ્ય તત્ત્વ છે, માટેજ આપણને આપણી અધમતાનો ખ્યાલ આવે છે. ફક્ત દિવ્ય તત્ત્વજ દિવ્યતાનો ખ્યાલ લાવી શકે. વાઘ કદાપિ પોતાને ઘાતકી માનતો નથી; ઘોડો પોતાના અજ્ઞાન વાસ્તે કદાપ પોતાને ધિક્કારતો નથી. ડુક્કરને પોતાની લોભીવૃત્તિ માટે કદાપિ પશ્ચાત્તાપ થતો નથી. પણ મનુષ્ય પોતાનું ઘાતકીપણું સ્વીકારે છે, પોતે અજ્ઞાન છે, એમ કબુલે છે, અને પોતાના લોભ માટે શરમીંદો બને છે. અને આ રીતે તે પોતાની દિવ્યતા સિદ્ધ કરે છે, વળી પોતાના દોષ જોઇ મનુષ્ય બેસી રહેતો નથી, પણ પોતાની નિર્બળતાઓ-ખામીઓ દૂર કરવાને તે પ્રયત્ન કરે છે, તે પણ તેની દિવ્યતાનો પુરાવો છે બધો વિકાસક્રમનો ઇતિહાસ એ પૂર્ણતા માટેનો મનુષ્યનો પ્રયત્ન છે. અંદરથી મનુષ્યને દિવ્યતા તરફ જવાનો વેગ આવે છે, કારણ કે પોતે દિવ્ય છે. જેવી રીતે મેઘનું બિન્દુ સમુદ્ર તરફ-પોતાના મૂળ તરફ જવા પ્રયત્ન કરી રહ્યું છે, તેવીજ રીતે દરેક મનુષ્ય પોતાના દિવ્ય પિતા-પ્રભુ તરફ જવા અનિવાર્ય રીતે ખેંચાયા હતા.

જો આપણને પ્રભુ વિશ્વમાં વ્યાપી રહેલો છે, એ સિદ્ધાંતનો બરાબર ખ્યાલ આવે, તો પછી પ્રેરણા એટલે શું ? તેનો ખ્યાલ આપણે બાંધી શકીએ, અને આપણે પણ પ્રેરણા તથા આદર્શ જીવન ગાળી શકીએ.

જે લોકો વિકાસ ક્રમને માનતા નથી, પણ એમ ધારે છે કે પ્રભુએ એકાએક આવી સૃષ્ટિ રચી તેઓ તે સાથે એમ પણ માને છે કે અમુક વ્યક્તિઓને પ્રભુએ પ્રેરણા કરી, અને તેમને જે ઉપદેશ આપ્યો, તે પ્રેરણા પામેલા ગ્રંથોરૂપે પ્રસિધ્ધ થયો. પણ આ સિદ્ધાંત વાજબી નથી. જેમ મનુષ્ય રમકડાં બનાવે, તેમ પ્રભુએ કોઇને સંત બનાવ્યા અને કોઇને પાપી બનાવ્યા, એ માનવું, એ પ્રભુ ઉપર ઘાતકીપણાનો દોષ મૂકવા જેવું છે. એક બાજુ મનુષ્ય અને બીજી બાજુ પ્રભુ. વચમાં પેગંબર તે એકાએક પ્રકટી આવેલો તેને અને મનુષ્યને કાંઇ સગુ જાતનો

સંબંધ નહિ, તે અનુપરં વ્યક્તિને પ્રભુએ પ્રેરણા કરી અને તે બોલ્યો. તે કોઇ પણ વિષય ઉપર અખિલ સત્ય ન બોલ્યો હોય, અથવા તેણે પોતે પણ સત્યનો અમુક અંશ માલ કર્યો હોય, એવું જો કોઇ કહેવા બહાર પડે. તો તેને નાસ્તિક ગણવામાં આવે.

અમુકજ કાળમાં અમુકજ વ્યક્તિને પ્રેરણા થઇ, તે પછી કોઇને થઇ શકે નહિ—આવી માન્યતા ઘણા ધર્મોમાં ચાલે છે, તે પ્રભુનાં દયાળુપણાનો અને ન્યાયીપણાનો તિરસ્કાર કરે છે. પ્રભુ સર્વ કાળમાં અને સર્વ સ્થાનમાં કામ કરી રહ્યો છે. તો આ સમયમાં પણ કેટલાક વિકાસ પામેલાં મનુષ્યો પ્રભુ તરફથી પ્રેરણા પામી શકે, તેમાં આશ્ચર્ય શું ? જૈનો કહે છે કે હાલ મોક્ષનાં દ્વાર બંધ થઇ ગયાં. ખ્રિસ્તીઓ કહે છે કે ક્રાઇસ્ટનું વ્યક્તિત્વ અનુપમ હતું, તેજ અને કેવળ તેજ પ્રભુનો પુત્ર હતો. મુસલમાન ભાઇઓ જણાવે છે કે હઝરત મહમદ સાહેબ પ્રભુનો તરફથી છેલ્લા પેગંબર હતા. અમુકજ દેશમાં અમુકજ ધર્મમાં મહાન્ પુરૂષો પેદા થાય, તેમ માનવું એ પ્રભુનું અપમાન કરવા જેવું છે- જે હિંદુઓ એમ માને છે કે યુરોપીઅનો તત્વજ્ઞાન સમજી શકે નહિ, અથવા પ્રભુના સંદેશવાહક થઇ શકે નહિ, એ તો અમારોજ હક છે, તેમણે ભગવદ્ગીતાના ૧૮માં અધ્યાયમાં જ્યાં શ્રીકૃષ્ણ કહે છે કે, **ईश्वर सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति** ઇશ્વર સર્વ પ્રાણી માત્રના હૃદયમાં રહેલો છે, તે શ્લોકાર્થ ઉપર હડતાલ મારવી જોઇએ. આવી ભાવના કરનારાએ બીજી બારી દ્વારા આવેલા સૂર્યના પ્રકાશનો અનાદર કરી સૂર્યના પ્રકાશથી વંચિત રહે તો તેમાં દોષ કોનો ?

પ્રેરણા પામેલા પુરૂષો દરેક ધર્મમાં, દરેક દેશમાં, અને દરેક સમયમાં થયા છે. છે, અને ભાવિષ્યમાં પણ થશે આવી વીચારશ્રેણીને અંગીકાર કરનારનું હૃદય વિશાળ બને છે.

આપણે પ્રેરણાનો ખરો અર્થ સમજવો જોઇએ ઇશ્વરી જીવનનો પ્રવાહ મનુષ્યના જીવનમાં વહેવા લાગે, ત્યારે પ્રેરણા ઉદ્ભવે છે. અને જે પ્રમાણમાં મનુષ્ય સર્વ જીવનનું ઐક્ય સ્વીકારે છે, અને સ્વાર્થથી મુક્ત થવા પ્રયત્ન કરે છે, તે પ્રમાણમાં તે પ્રેરણા તેનામાં સંભવે છે. મનુષ્યમાં જે પ્રભુનું જીવન વહી રહ્યું છે, તે જીવનને તિવ્ર બનાવવું તેને વેગ આપવો, એનું નામ પ્રેરણા. જેવી રીતે એક નાની ચીણગારીને પ્રદીપ્ત કરી મોટો અગ્નિ પ્રકટાવવામાં આવે, તેવી રીતે મનુષ્યમાં રહેલા દિવ્ય સ્ફુલિંગને પ્રદીપ્ત કરવાથી આ પ્રેરણા પ્રકટી નીકળે છે પ્રેરણા થતાં મનુષ્યનું દિવ્યતત્વ જાગ્રત્ થાય છે. જીવનના ઐક્યનો અનુભવ થવા લાગે છે, . તેનામાં અદ્ભુત દયા પ્રકટે છે, અને મનુષ્ય મનુષ્ય મટી અતિમનુષ્ય અથવા દૈવી મનુષ્ય બને છે. માટે પ્રેરણા એ પ્રભુનું કામ નથી, પણ મનુષ્યનો ખાસ પ્રયત્ન તેને વાસ્તે આવશ્યક છે. ઉપનિષદોમાં લખ્યું છે કે જેનાપર પ્રભુ પ્રસન્ન થાય છે, તેને પ્રભુ પોતાનું દિવ્ય સ્વરૂપ બતાવે છે, પણ આ પ્રસન્નતાનો આધાર પણ તે જીવની પવિત્રતા અને આત્મસંયમ તથા સર્વ-જીવો પ્રત્યેની અપૂર્વ દિલસોજીપર રહેલો છે. કેટલાક જીવોમાં જ્ઞાન બહુ થોડું હોય, પણ જો તેમનામાં બીજા જીવો પ્રત્યે સહાનુભુતિ હોય છે, તો તેઓ તેમના તે ગુણને લઇ શુષ્ક જ્ઞાનીઓ કરતાં આગળ વધી જાય છે, કારણ કે પ્રભુ તેમના હૃદયના પ્રેમને સ્વીકારે છે.

અમુક ધાર્મિક કામ કરનારા અથવા ધાર્મિક લેખકોજ પ્રેરણા પામી શકે, એ વિચાર ઘણો સંકુચિત છે. ખરી વાત તો એ છે કે જે લોકો પોતાની ભલાઇ તથા ખરી મહત્તાને લીધે

પ્રભુની પ્રણાલિકા થઇ શકે, તે સર્વ પ્રેરણા પામેલા ગણી શકાય. જેઓને મનુષ્યજાતિ પ્રત્યેનાં પ્રેમને લીધે મનુષ્યોનાં દુઃખનો બોજો ઓછો કરવા હાડમારી. ગરીબાઈ અને દુઃખ ભોગવ્યાં છે, તે સર્વ પ્રેરણાત્મક જીવનવાળા ગણી શકાય. આ પ્રેરણા એ કેવળ ધાર્મિક પ્રવૃત્તિવાળાનોજ ખાસ અધિકાર નથી. વળી વસ્તુતઃ ખરો ધર્મિષ્ઠ મનુષ્ય કોણ? જે જગતની સેવા અર્થે જીવે છે તેજ **जगद्धिताय आत्मनो मोक्षाय आत्मानं जुहोमि स्वाहा** જગતના હિતને ખાતર અને આત્માના મોક્ષને ખાતર જે પોતાનો જાન અર્પણ કરે છે, તેજ ધર્મિષ્ઠતાનો દાવો કરી શકે ટુંકમાં ધર્મિષ્ઠ-મનુષ્ય તેજ ગણાય કે જે મનુષ્ય જાતિને પ્રકાશ આપે છે, જે ભુખ્યાને ભોજન આપે છે, અને પતિતોનો હાથ ઝાલી ઉદ્ધાર કરે છે, જે ત્રાસ પામેલાઓને વાસ્તે યુદ્ધ કરે છે. જે પોતાના જમાના કરતાં વિચારમાં આગળ વધેલો હોય છે અને પોતાના વિચારો અને તદનુસાર કાર્યો માટે જે લોકો તરફથી નિંદા અને ઉપહાસ્યનો બદલો મેળવે છે, જે અમુક સિદ્ધાંતને સારૂ-પછી તે બુદ્ધિની ખામીને લીધે મુર્ખાઇ ભર્યો પણ હોય છતાં પણ કોઇ સિદ્ધાંતને સારૂ જે પોતાની જીંદગીનો ભોગ આપે છે, તેજ ખરો ધર્મિષ્ઠ મનુષ્ય ગણી શકાય.

આવા મનુષ્યો પ્રખ્યાત હોય કે અજ્ઞાત સ્થિતિમાં પડયા હોય, પ્રતિષ્ઠિત કે તિરસ્કૃત હોય, ઉચ્ચમાં ઉચ્ચ ધર્મને અંગીકાર કરનાર હોય કે, સર્વ ધર્મનો તિરસ્કાર કરનાર હોય, છતાં તેઓ ખરેખર ધર્મિષ્ઠ મનુષ્યો છે. તેઓ મહાન પુરૂષોની ગણનામાં ઉભા રહેવાને લાયક છે, કારણ કે તેઓ પ્રેરણા પામેલા છે.

રતનપોળ-અમદાવાદ } મણિલાલ ન. દોશી.
તા૦ ૧૫-૧-૨૩ } બી. એ.





# ભારતની વિરાંગનાઓ

## ( ૨ )

## જવહરબાઈ.

આંતરવિપ્લવ એજ અધઃપતનનું મૂળકારણ છે. આંતરવિપ્લવોને લીધેજ વીરભૂમિ રજપુતાનાનો ધ્વંસ થયો-મેવાડ રાજ્યનો નાશ થયો. દુર્ભાગ્યે રાણા વિક્રમજીત તથા તેના સરદારો વચ્ચે એક મહાપ્રલયકારી આંતરવિપ્લવ શરૂ થયો. સરદારોની અવગણના કરી, નિકૃષ્ટ પંક્તિના મલ્લો તથા પદાતિકોને અયથાર્થ માનસૂચક અધિકાર આપી, રાણો તેમનો અનુરાગી બન્યો. આ પ્રસંગનું વિષમય ફળ ટુંક સમયમાં રાણાને ભોગવવું પડ્યું. અપાત્ર મનુષ્યો ઉપરનો રાણાનો અનુરાગ સરદારોને કંટકસમ વિંધવા લાગ્યો. રાણાની કાર્ય કુશળતાથી અસંતુષ્ટ થઈ, સરદારો

રાજ્યમાં શાન્તિ જાળવવાની ચીવટમાં બેદરકાર રહેવા લાગ્યા. જે સરદારો મેવાડના ખાસમિત્રો હતા, તેઓ રાણાના અનુચિત વ્યવહારને લીધે શત્રુનું કાર્ય કરવા તત્પર થયા. અત્યાર સુધી તેઓ રાણાનો હુકમ બજાવવા તત્પર રહેતા, પરન્તુ હવે તેઓ હુકમનો અનાદર કરવા લાગ્યા રાણો સરદારોને કોઇ પ્રસંગે કોઇપણ હુકમ આપે તો તેઓ તીવ્ર અવાજે એટકી સાથે ગર્વથી કહેતા કે 'હમે અપાત્ર મનુષ્યો સાથે મિત્રતા કરનાર અવિવેકી રાણાના તાબેદાર નોકર નથી."

મેવાડનરેશ વિક્રમજીત તથા તેના સરદારો વચ્ચે જે અગ્નિ ભભૂકી ઉઠયો હતો, તે સહજમાં હોલવાઇ જાય તેવો નહોતો. વૃક્ષોના સંઘર્ષણથી જે દાવાનળ સળગી ઉઠે છે તે દાવાનળજ અરણ્યનો સમુળો નાશ કરે છે. મેવાડરાજ્યમાં પણ તેમજ બન્યું. જો વિક્રમજીતે જાતે પોતાના પગ ઉપર કુહાડીનો ઘા કર્યો તો પછી તે કેવી રીતે કયા મહામંત્રના પ્રભાવ વડે પોતાનો બચાવ કરી શકશે ? પહાડી લોકોએ અનેક પ્રકારે મેવાડરાજ્યમા ઉપદ્રવ કરવા માંડયો. ચોરોના અનેક પ્રકારના ઉપદ્રવથી મેવાડના આબાલવનિતા વૃદ્ધ સર્વે અત્યંત પીડાવા લાગ્યા. કોઇપણ દેશમાં લૂંટફાટ વિગેરે જે જે અનિષ્ટ આપત્તિઓ સંભવી શકે તે તે સઘળીજ એકકી સાથે મેવાડરાજ્ય ઉપર આક્રમણ કરવા લાગી મેવાડરાજ્યમાં સર્વ સ્થળે અરાજકતા (અંધાધુંધી) પ્રસરી રહી.

આ તરફ ધીમે ધીમે ભારત વર્ષમાં મુસલમાનો પોતાના સામ્રાજ્યની સીમાનો દિવસે દિવસે વિસ્તાર કરતા હતા. બહાદુરશાહ ગુજરાતનો સુવિખ્યાત રાજા હતો. અત્યારસુધી પોતાનું વેર વાળવાનો ઉપાય શોધ્યા કરતો હતો. રાણા વિક્રમજીતના પૂર્વજ વીરશ્રેષ્ઠ પૃથ્વીરાજે બહાદુરશાહના પૂર્વજ મુજફ્ફરશાહને ચિતોડના કારાગૃહમાં મજબુત લોખંડી બેડીઓ નાંખી કેદ કર્યો હતો. બહાદુરશાહ અત્યાર સુધી પૂર્વજની શોચનીય કેદી અવસ્થાને તથા સમ્રાટપદની ગંભીર કલંકકાલિમાને પોતાના હૃદયના અંતરતલમાં અંતર્હિત રાખી ક્યી તક પ્રાપ્ત થતાં-કયો ઉપાય યોજવાથી અંતરનો ક્ષોભ શાન્ત થશે-કેદી પૂર્વજનું વેરવાળી શકાશે-તેનીજ પ્રતીક્ષા કરતો હતો. રાહ જોતો હતો. આ સમયે રાણા તથા તેના સરદારો વચ્ચે આતર વિપ્લવ ઉપસ્થિત થયો હતો. બહાદુર શાહે ધ્યાન પૂર્વક તે તકનો લાભ લીધો.

અસંખ્ય મુસલમાનોની વિજયિની ફોજે સત્યાનાશ કાઢવાના ઇરાદાથી ક્રોધ ચઢવાને લીધે ઉન્મત્ત બની પ્રચંડ વેગે રાણા વિક્રમજીત ઉપર આક્રમણ કરવાનો વિચાર કર્યો. રાણો તે સમયે બુન્દી પ્રદેશમાં આવેલા લૈચા નામના સ્થાનમા રહેતો હતો. જ્યોરલાસી મુસલમાનોના નિર્દય ફોજે લૈચા ક્ષેત્રમાં રાણાપર આક્રમણ કર્યું ત્યા હિન્દુ-મુસલમાન વચ્ચે ઘોર યુદ્ધ થયું. જો કે અસંખ્ય મુસલમાનોની સાગર સમી ફોજ વિક્રમજીતને એકક્ષણમા પરાજીત કરવા સમર્થ ન નિવડી, તો પણ એ સામાન્ય ન્હાનું પદાતક સૈન્ય ક્યાં સુધી રાણાને સહાય કરી શકે ? ન્હાનું પદાતિક સૈન્ય પાણીના પરપોટા પેઠે યુદ્ધક્ષેત્ર રૂપી સાગરમાં શીઘ્ર વિલીન થઇ ગયું. કાળક્રમે વિક્રમજીત હીનબલ (નબળો) થઇ ગયો. સરદારો તો પ્રથમથીજ રાણાને સંકટમાં છોડી કનકનગરી રાજપુરીના રક્ષણાર્થે ચિતોડ તરફ પલાયન કરી ગયા હતા.

આ તરફ ચિતોડમા ફરીથી મહાવિપ્લવ ઉપસ્થિત થયો. બહાદુરશાહે લાબિખાં નામના એક યુરોપીય ગોલન્દાજ દ્વારા ચિતોડને ભૂમિસાત્ કરવા માટે એક ગુપ્ત માર્ગ શોધી કાઢયો. ચિતોડના દુર્ગની નીચેના ભોંયરામાં એક વિશાળ સુરંગ ખોદાવી તેને દારૂ ગોળાથી

મેરી રાખ્યું હતું. ઘોર યુદ્ધ સમયે તે રંધ્રમાર્ગમાં અગ્નિ સંયોગદ્વારા ચિતોડમાં ધ્વંશ કરીશ એવી તેની પ્રબળ ઇચ્છા હતી. પ્રસંગ પ્રાપ્ત થતાં તે ગુપ્ત યોજના કાર્યમાં પરિણમી અગ્નિસંયોગ થતાંજ જોત જોતાંમાં દુર્ગનો એક મજબુત કિલ્લો ભાંગી ભોંય ભેગો થયો. કિલ્લો ભાંગતાવારંજ હરવંશીય બુન્દીરાજ તેમના પાંચસો રજપુત વીરો સહિત કાળના કરાલ મુખમાં જઈ પડયાં. ચિતોડના રક્ષણાર્થે ચુપચાપે આવી બુન્દિરાજે પોતાના પ્રાણ વિસર્જન કર્યાં. આથી રંધ્રમાર્ગ વીરશૂન્ય બન્યો, અને મુસલમાની ફોજે દુર્ગમાં પ્રવેશ કરવાની શરૂઆત કરી. આથી ચિતોડનું રક્ષણ કરવાનો એક પણ ઉપાય સિલ્લક રહયો નહિ. આવા અણીના પ્રસંગે, દુર્દશાની છેલ્લી ઘડીયે એક હિન્દુ વીરાંગના તુચ્છ જીવનની મોહમાયાને તિલાંજલિ આપી, પોતાના કોમળ ગાત્રોને લોહાના બખ્તરમાં સજી સ્વદેશ રક્ષણના મહાયજ્ઞને સાધ્ય કરવા માટે મોખરે આવી; હવે મુસલમાનો બચવા મુશ્કેલ છે. સ્વયં મહાશક્તિ તેમના વિરૂદ્ધ પક્ષમાં આવી ઉભા હોવાથી તેમનું રક્ષણ કરવાની તાકાત કોનામાં હોય ? તેમનું ભાગ્યાકાશ પુનઃ એક ક્ષણપર્યન્ત અંધકારથી છવાઇ ગયું. થોડા સમય પૂર્વે જે રંધ્રમાર્ગમાં રજપુત વીરો અનન્ત નિદ્રામાં પોઢી ગયા હતા, તે ભયાવહ રંધ્રમાર્ગ ઉપર એક હિન્દુ વીરાંગના અચળ અટળ ભાવે દમામથી ઉભી રહી. તે મહાશક્તિ અસંખ્ય શત્રુઓના મુંડ ( માથાં ) થી વિભૂષિત થવા તત્પર થઇ હતી. અનેક સુભટોની મુંડમાળા ગુંથી કંઠમાળા તરીકે ગળામાં પહેરવા ઉત્સુક બની હતી. આ મહાશક્તિની અપૂર્વ તેજોમય શક્તિની પકડમાંથી મુસલમાનોનું હવે કોણ રક્ષણ કરી શકશે ? યુદ્ધક્ષેત્રમાં રણચંડી ઉપર જય લાભ મેળવી, કયો દૈવી પુરૂષ મુસલમાનોને આફતમાંથી ઉગારી શકશે ? રંધ્રમાર્ગ પર પ્રચંડ મુસલમાનોની ફોજ પ્રતિક્ષણે નષ્ટ થવા લાગી. બહાદુરશાહના મુખ્ય યોદ્ધાઓ ઘેટાં પેઠે સિંહના પંજામાં સપડાવા લાગ્યા. રણક્ષેત્રમાં "સાવધાન ! મુસલમાનની ફોજ ! સાવધાન !"નો પ્રતિધ્વનિ આ સમયે ગાજી ઉઠવા લાગ્યો. મરણાવસ્થા પર આવી પહોચેલી મુસલમાની ફોજ પ્રાણ જાય છે ! પ્રાણ જાય છે !! ના પોકારથી મર્મભેદી ભીષણ આર્તનાદ કરવા લાગી. કેટલાક મુસલમાનો દુઃખના અતિ પીડનને લીધે " આ પાપી જીવની કશી આવસ્યકતા નથી " એવું વિચારી હાથમાંની તીક્ષ્ણ તરવાર વડે સ્વઘાત કરી. પોતાના પ્રાણ વિસર્જન કરવાં લાગ્યા. રંધ્રમાર્ગ દ્વારા દુર્ગમાં પ્રવેશ કરવા જતાંજ મુસલમાની ફોજ જડપિંડ પેઠે પ્રાણ વિસર્જન કરવા લાગી. મુસલમાની છાવણીમાં ભીષણ શોક ધ્વાન ગાજી ઉઠયો. વીર રમણીના અપૂર્વ પરાક્રમથી બહાદુરશાહ વિસ્મિત થયો, ભમક્યો તથા બુદ્ધિહીન-ચેતન રહિત થયો. ચિતોડ જીતવાની આશા છોડી દીધી, અને રણક્ષેત્રમાંથી પલાયન કરવાનો સુયોગ શોધવા લાગ્યો. તેણે વિચાર કર્યો કે "હજુએ પ્રાણ લઇ નાશી જાઉં તો ઉત્તમ" બહાદુરશાહ બીકણ પેઠે-બાયલા પેઠે રણસ્થળમાંથી પલાયન કરવા પગભર થયો, પરંતુ ચતુર લાખિખાંએ તેનો વિચાર બદલાવ્યો, અને કહ્યું કે "ભયનું કારણ નથી " લાખિખાંના સાહસિક વચન ઉપર વિશ્વાસ રાખી બહાદુરશાહ પાછો ફર્યો. વીરનારી સામે વિષમ અસ્ત્ર ફેંકયું; રમણીના વધ માટે ભીષણ ગર્જના કરતી ભયાવહ તોપો છોડી.

ચિતોડનું ભાગ્ય ફુટયું, મહાશક્તિનું અવ્યર્થ ( સચોટ ) સંધાન વ્યર્થ ગયું. ચિતોડનો અંતિમ કાળ સમીપ આવ્યો. ઘાતકી બહાદુરશાહની તેને નષ્ટ કરવાની લાલસા ફળીભુત થઇ. સુખી ચિતોડ દુઃખી કારાગૃહમાં ફેરવાઈ ગયું. ભીષણ સત્યાનાશને લીધે ચિતોડ શ્મશાનમાં ફેરવાઇ ગયું.

જગત માટે આત્મત્યાગનું જ્વલન્ત દ્રષ્ટાંત બની. મારા સ્વદેશના રક્ષણાર્થે આત્મત્યાગ આવા પ્રકારનોજ હોવો જોઇએ. એમ બોલતાં બોલતાં વીરનારીનો જ્વલન્ત વીર્યવહ્નિ અનન્તકાળ માટે હોલવાઇ ગયો. રંગ માર્ગે વીરરક્ષક શૂન્ય રહ્યો. તેજ મુહુર્તે મુસલમાની ફોજે પુનઃ પ્રવેશ કર્યો. આથી દુર્ગમાં હિન્દુ-મુસલમાન વચ્ચે પ્રચંડ યુદ્ધ મચ્યું, અને જોતજોતામાં કાળરૂપી યુદ્ધક્ષેત્રમાં બત્રિશ હજાર રજપૂત વીરોએ પોતાના પ્રાણ વિસર્જન કર્યા. થોડા સમય લગી ચિતોડ શત્રુઓના તાબામાં રહ્યું.

આ વીર રમણી તે કોણ? તેણી રાઠોડ કુળમાં જન્મેલી તથા સિસોદિયા વંશની રાજ મહિષી જવહરબાઇ હતી. ઇસ્વીસનની સોળમી સદીના પ્રારંભકાળમાં, મોગલ સામ્રાજ્યના અભ્યુદય કાળે વીર ભૂમિ મેવાડના પવિત્ર રાઠોડ કુલમાં જન્મી હતી. મહત્ કાર્યના ઉચ્ચગ્રાહી આદર્શથી તથા ઉચ્ચ જીવનની વીરરસ પ્રધાન કાહિનીના વાંચન માત્રથી હૃદયમાં ઉચ્ચ ભાવનાઓ પ્રગટ થાય છે. વીર નારી જવહરબાઇનું હૃદય પણ આવા ઉચ્ચ જીવનચરિત્રના અભ્યાસથી મહત્ત્વ પરિપૂર્ણ બન્યું હતું. પૂર્વે રાજસ્થાનમાં વીર પુરૂષોનું વીરત્વ-જ્વલન્ત આત્મત્યાગ-ગાથા-કારમાં ગાયક કવિઓ ગાતાં હતાં. જવહરબાઇ તે સઘળી ગાથાઓ આખ્યાનરચનામાંથી શ્રવણ કરતી, અને યુદ્ધ ક્ષેત્રમાં વીર પુરૂષોનું વીરત્વ આંખો સામે જોવા ઉત્સુક રહેતી. શું સાચેજ જવહરબાઇ એક દિવસે ગુપ્ત વેષે હૃદય તૃષ્ણાના નિવારણ અર્થે રણક્ષેત્રમાં યુદ્ધ જોવા ગઇ હતી? અને રણભૂમિનું ભીષણ દૃશ્ય જોઇ તેણીએ મનમાં ને મનમાં નિશ્ચય કર્યો કે "આ કાર્ય તો ખાસ જોઇએજ છે! આમ પોતાના પ્રાણ વિસર્જન કરવા એ તો વીર આત્માનું કર્તવ્યજ છે." કાળક્રમે ઉમ્મરના વધવા સાથે આ વીર વાક્ય તેના હૃદયમાં જડાઇ ગયું જવહરબાઇનું લગ્ન થયું અને તેનો લગ્ન સંબંધ પવિત્ર સિસોદિયા કુળ સાથે જોડયો. કુલગૌરવના રક્ષણાર્થે તેણીએ આ પવિત્ર વ્રતનું અવલંબન કર્યું.

જવહરબાઇએ વીરકુલમાં જન્મ લીધો હતો, અને તેણી વીરકુલ સાથે લગ્ન સંબંધથી જોડાઇ હતી. છેવટે તેણીએ વીરનારી પેઠે પોતાનું વીરત્વ દાખવ્યું. રાણી જવહરબાઇએ સ્વદેશના રક્ષણાર્થે-મેવાડની ઉજ્જવલ સ્વતંત્રતાના રક્ષણાર્થે-જે મહાવ્રતનું અવલંબન કર્યું હતું, તે જગતના ઇતિહાસમાં લાંબા સમય સુધી સુવર્ણાક્ષરે કોતરાઇ રહેશે. જવહરબાઇએ અબળા રમણી હોવા છતાં પોતાના ઉદાર હૃદયનો જે પરિચય કરાવ્યો હતો તે ભારતવાસી સમક્ષ આજે એક વાર્તાના રૂપમાં વિદ્યમાન છે. ભારતવર્ષની આવી દુર્દશા ના થઇ હોત તો ભારતના સ્ત્રી પુરૂષોની અત્યારે આવી દુર્ગતિ શા માટે હોત?

કનૈયાલાલ ફકીરભાઇ મહેતા,

( ભાષાવિશારદ, )



# શ્રેષ્ઠ પૂજા.



અનુવાદકઃ—ધીરજ.

ગંગાને દક્ષિણ તીરે શ્રીગિરિની ઉત્તર ટેકરી ઉપર મહાદેવનું એક મંદિર હતું. સિન્ધુદી પમુનિનો ભાઇ વેદ હંમેશ તે મંદિરમાંના મહાદેવની પૂજા કરતો હતો પૂજા કરીને તે જાય તે પછી મહાદેવનો પરમભક્ત એક વ્યાધ-શિકારી પણ આવીને દેવની પૂજા કરતો હતો. તેની પૂજાની સામગ્રી બહુ અદ્દભુત હતી. શ્રીગિરિના વનમાં દરરોજ તે શિકાર કરીને જ્યારે થાકી જતો, ત્યારે મારેલાં પ્રાણીઓ ધનુષ્ય ઉપર લટકાવી તે મંદિરની પાસે આવતો. મહાદેવની સામે તે મારેલાં પ્રાણીઓ રાખી ગંગા કિનારે જતો અને મોઢામાં જળ લાવીને તથા એક હાથમાં કોઇ ઝાડનાં પાંદડાં અને બીજા હાથમાં માંસ લઈ મંદિરમાં આવતો.

હંમેશના નિયમ પ્રમાણે આજ પણ વેદ પૂજા કરી ગયો હતો. તેની પૂજાની સામગ્રી થોડી ત્યા પડી રહેલી હતી. શિકારીએ તે સામગ્રીને પગવડે ખસેડી મોઢાના જળથી મહાદેવને સ્નાન કરાવ્યું. તે પછી હાથમાંનાં પાંદડાં શિવની ઉપર ચડાવ્યાં અને પ્રાર્થના કરી કે પ્રભુ, તમે મારી ઉપર પ્રસન્ન થાઓ. આ પ્રાર્થના કરીને મહાદેવને માંસનું નૈવેદ્ય ધરાવ્યું. શિકારીની પૂજન સામગ્રી વિચિત્ર હતી; છતાં તેની ભક્તિ દૃઢ હોવાથી મહાદેવ તેના ઉપર બહુ પ્રસન્ન થતા; એટલે સુધી કે તે પૂજા ન કરી ગયો હોય ત્યાં સુધી મહાદેવ સુખી થતા નહિ.

વેદ હંમેશ પૂજા કરવા આવતો, ત્યારે તે જોતો કે તેની પૂજાની સામગ્રી કોઇએ ફેંકી દીધેલી છે. તે વિચાર કરતો કે હું આટલી ઉત્તમ સામગ્રીથી વિધિપૂર્વક પૂજા કરૂં છું અને કોઇ પાપી અહીં આવીને તેનો નાશ કરી જાય છે ? અરે, ગમે તેવાં પાંદડાંઓથી, અને મારેલાં પ્રાણીઓના માંસ જેવી અપવિત્ર વસ્તુથી પૂજા કરે છે ! એ દુષ્ટને શોધી કાઢી અવશ્ય શિક્ષા કરવી પડશે.' આમ વિચાર કરી તે એક દિવસ મંદિરમાં છુપાઇ રહ્યો.

તે રાત્રિએ એજ શિકારી ત્યાં આવી પહોંચ્યો, અને પોતાના રોજના નિયમ પ્રમાણે પૂજા કરવા લાગ્યો. મહાદેવ તેને દર્શન દઇ બોલ્યા-'અરે, શિકારી, આજ તું આટલો બધો મોડો કેમ આવ્યો ? અત્યાર સુધી તું આવ્યો નહોતો, તેથી હું બહુ દુઃખી થતો હતો. મહાદેવના આ વચનો સાંભળીને વેદને તેમના ઉપર બહુ ક્રોધ ચડ્યો; પરંતુ તે કાંઇ બોલ્યો નહિ.

શિકારી પૂજા પુરી કરી ચાલ્યો ગયો. વેદ મહાદેવને ઉદ્દેશીને બોલ્યો-પ્રભુ ! આ વ્યાધ હંમેશ પ્રાણીહિંસા કરે છે. તે મહાપાપી છે. એનામાં વિદ્યા કે બુદ્ધિ કશું નથી. કેવા સાધનથી અને કેવી રીતથી દેવની પૂજા કરવી જોઇએ એ પણ તે જાણતો નથી. એની પૂજાથી પ્રસન્ન થઈ તમે એને દર્શન દીધાં, અને હું શાસ્ત્રવિધિ પ્રમાણે હંમેશ તમને પૂજું છું, છતાં મને એક શબ્દ પણ કહી કહ્યો નથી. દર્શન દેવાની વાત તો દૂર રહી ! પ્રભુ, તમારી આ રીત તો બહુ અદ્દભુત ગણાય. હું કોઇપણ રીતે તે સહન કરી શકીશ નહિ. આજ તમને હું સખત શિક્ષા કરીશ.—તમારૂં માથું હું તોડી નાંખીશ.

વેદના શબ્દો સાંભળી મહાદેવ હસીને બોલ્યા–'વેદ, શાંત થા તું, કાલ સુધી રાહ જો તે પછી મારૂં માથું ભાંગવું હોય તો ખુશીથી ભાંગજે.'

'બહુ સારૂં મહારાજ, કાલ સુધી રાહ જોઇશ. એમ કહી વેદ ચાલ્યો ગયો.

બીજે દિવસે સવારમાં વેદ નાહી ધોઇ આવ્યો અને પૂજા કરવા બેઠો; પણ એટલામાં તેણે જોયું તો મહાદેવના માથા ઉપર એક મોટો જખમ પડેલો છે, અને તેમાંથી લોહીની ધારા વહે છે. વેદ આ જોઇ વિસ્મય પામી બોલ્યો–'અરે, મહાદેવના માથા ઉપર હું આ શું જોઉં છું? આવો ઉત્પાત આજ કોણે કર્યો? મહાદેવનું માથું આજ કોણે ફોડી નાંખ્યું?' વેદ તત્કાળ ગંગાજળ લાવી સઘળું લોહી સાફસુફ કરવા લાગ્યો.

પેલો વ્યાધ પણ એટલામાં ત્યાં આવી પહોંચ્યો. મહાદેવનું ફુટેલું માથું અને લોહીની ધારા જોઇ તેના હૃદયમાં એટલું બધું દુઃખ થવા લાગ્યું કે તે તેનાથી સહન કરી શકાયું નહિ. મનની વેદનાથી તે વ્યાધ પોતાનું ધનુષ્ય હાથમાં લઇ પોતાના શરીરનાજ કકડા કરવા લાગ્યો અને બોલ્યો–'હાય, હું જીવતો હોવા છતાં મારા ભગવાનને આટલું બધું દુઃખ ? હવે આ પ્રાણ રાખવાથી લાભ શો છે ?

ભક્ત વ્યાધનું આ કાર્ય જોઇ મહાદેવ બહુ આશ્ચર્ય પામ્યા અને વેદને કહેવા લાગ્યા–'વેદ, જો આ વ્યાધની ભક્તિ કેવી છે ? તું ગંગાજળથી મારૂં માથું ધોવાનો પ્રયત્ન કરવા તૈયાર થયો; પરંતુ મારો ભક્ત આ વ્યાધ તો મારૂં કષ્ટ જોઇને પોતાના પ્રાણનો પણ ત્યાગ કરવા તત્પર બની ગયો! હવે તુંજ વિચાર કરી જો કે હું આ વ્યાધની પૂજાથી કેટલો પ્રસન્ન થતો હોઇશ !"

મહાદેવની વાત સાંભળી વેદનું અજ્ઞાન ટળી ગયું. તેને જ્ઞાન પ્રાપ્ત થયું કે કેવળ શાસ્ત્ર પ્રમાણે સામગ્રી સહિત પૂજા કરવાથી કાંઇ લાભ નથી. તેજ પૂજા શ્રેષ્ઠ છે કે જેનાથી દૃઢભક્તિ ઉત્પન્ન થાય અને દેવ પણ પ્રસન્ન થાય ! *



## જીવન–સંગ્રામ



(૨)

જીવનના અનેક પ્રસંગોપર મનુષ્યની કસોટી થાય છે. એ કસોટી આત્માની શુદ્ધિનું તેમજ સંગ્રામની તૈયારીનું સાધન બને છે. કેટલાક મનુષ્યો આવા પ્રસંગોની અવગણના કરી પોતાની જીંદગીને નિરર્થક બનાવી દે છે. પરંતુ જીવનની ખરી સાર્થકતા તો એ મુશ્કેલીને નિર્વિઘ્ને દૂર કરવામાં છે. સામાજિક કાર્યોમાં તેમ સાર્વજનિક હેતુઓ પાર પાડવામાં અનેક પ્રકારના પુરુષો અગ્રણી

* બંગાળી 'સંદેશ' માસિક ઉપરથી.

થવા આગળ પડે છે પરન્તુ કસોટીનો સમય આવે તે વખતે તેમનું ડહાપણ, તેમની વાણી અને તેમનું જ્ઞાન દમ્ભરૂપે પ્રગટી આવે છે. પ્રલોભનોની પરાકાષ્ઠા એમને સ્વાર્થના ખાડામાં નાંખી દે છે. એ ખાડામાં પડ્યા પછી પણ પોતાની પૂર્વ સ્થિતિનું તેમ પોતે આદરેલા કાર્યની સ્મૃતિનું ભાન સરખું પણ રહેતું નથી. તટસ્થ લોકો એવા મનુષ્યોના આચરણને બુદ્ધિપૂર્વક જુએ છે પરન્તુ તેમનામાં આગળ પડવાની શકિત નહિ હોવાથી તેઓ માંહોમાંહે કાન ફુંક્યા કરે છે. પરિણામે આરંભેલું કાર્ય શિથિલ પડી પ્રગતિ રોકાઇ જાય છે.

ભારતીય પ્રજાની અવસ્થા પણ એવીજ છે. આજે ઉભા થયલા નેતાઓ આવતી કાલની પ્રજા વડે નીંદાય છે. કોઇ પણ કાર્ય હાથમાં લીધા પછી તેને પાર પાડતાં સુધી પ્રજાએ કેવા પ્રકારનું વર્તન દાખવવું એ અદ્યાપિ આપણે શીખી શક્યા નથી. એક વાતે આપણે ઘણાજ શૂરા છીએ. કોઇનું સુધરતું હોય તેને કેવી રીતે બગાડવું એ મહાન્ ગુણ આપણે ઘણા વર્ષોથી ગ્રહણ કરી રહ્યા છીએ. મનુષ્ય માત્ર જાણે છે કે કોઇ પણ કાર્યની શરૂઆતમાં અનેક મુશ્કેલીઓ આવવાનીજ છતાંયે એ કાર્યને આરંભમાંથીજ તોડી પાડવું એ સર્વથા નિંદ્ય ખરૂં. કસોટીમાંથી પસાર થયા બાદ સોનાની કિંમત અંકાય છે. અગ્રગણ્ય માનવીને પણ કસોટીમાંથી પાર થયા બાદજ માનને પાત્ર ગણવો.

આપણા પ્રાચીન ગ્રન્થોમાં એવા અનેક દ્રષ્ટાન્તો વિદ્યમાન છે કે, જ્યાં મોટામાં મોટાં પ્રલોભનો અપાયાં છતાંયે વીરનરો કસોટીમાંથી કાંચનની માફક શુદ્ધરૂપે બહાર નીકળી આવ્યા. આપણા માનનીય ગ્રન્થ રામાયણમાં શ્રી રામચંદ્ર અને જાબાલિ ઋષિનો સંવાદ એ શ્રી રામચંદ્રની કસોટીનું જ્વલન્ત ઉદાહરણ છે. પિતા-માતાની આજ્ઞા લઇ વનવાસ ગમન કરતા શ્રીરામ-લક્ષ્મણ સીતાની ત્રિપુટી જાબાલિ ઋષિના આશ્રમે આવી પહોંચે છે. જાબાલિ જેવા પ્રસિદ્ધ ઋષિના આશ્રમનું નામ સાંભળી ત્રણેના હર્ષનો પાર નથી રહેતો. જાબાલિએ અતિથિઓનું સ્વાગત કરી કેવળ પરીક્ષા ખાતરજ શ્રીરામને પ્રશ્ન કર્યો, “ અરે રામ ? આ તને શું સૂઝયું કે લક્ષ્મણ અને સીતાને દુઃખ દેવાને આમતેમ જંગલમા ભટકતો ફરે છે ? તારા પિતાની બુદ્ધિ વૃદ્ધાવસ્થાને કારણે ભ્રષ્ટ થઇ અને તે ભ્રષ્ટ થયલી બુદ્ધિના આધારેજ તને વનવાસ આપ્યો. વળી તારી કૈકેયી માએ તારા પિતાને પોતાની હઠથી વશ કરી લીધા અને ભરતને ગાદી અપાવવા તને દેશવટો અપાવ્યો એ શું યુક્તિપુરઃસર છે ? તું જાણે છે કે રાજનીતિની દ્રષ્ટિએ રાજ્યગાદીનો ખરો વારસ તુંજ હોઇ શકે અને એ તારો ખરો હક છે ! પરંતુ તેં એ હકને જવા દઇ રાજ્ય છોડી દીધું એ શું યોગ્ય કહેવાય ? ખરેખર ! તારા પિતાએ તો.........”

“ ઘણુંજ ખરાબ કર્યું ” રામચંદ્રજીએ ઋષિના છેવટના શબ્દો ઉપાડી લઇ જણાવ્યું. જાબાલિને લાગ્યું કે “ મારા વચનોથી રામચંદ્રને અસર થઇ ખરી. જરા વધારે દાબીને કહેવાથી તે અવસ્ય પીગળશે અને પોતાના વ્રતથી પતિત થશે. ” સત્ય છે. તારી સાથે તારા પિતાએ અન્યાય કર્યો છે અને એ અન્યાય તારે સહન કરવો જોઇએ નહિ. ”; જાબાલિએ પરીક્ષાની સીમાપર જઇ કહ્યું.

રામચંદ્રજીએ જાબાલિને સંબોધી કહ્યું, “ ભગવન , અવસ્ય મારા પિતાએ અન્યાય તેમ અનર્થ કર્યો છે, પરન્તુ તે અન્યાય મારી સાથે થયો હોય એમ મને લાગતું નથી. પિતાની આજ્ઞા પાળવી એ પુત્રની ફરજ છે. અયોધ્યાના રાજ્યને બદલે વનરાજ્ય સ્વીકારવામાં મને કોઇ

પણ જાતનો વાંધો ન હોય પરન્તુ મને તો આશ્ચર્ય થાય છે કે તમારા જેવા મનુષ્યને મારા પિતાએ પોતાના રાજ્યમાં શા માટે રહેવા દીધા હશે? હું તો જાણતો હતો કે આપ-જાબાલિ એક ધર્મધુરન્ધર અને તપસ્વી ઋષિ હશો પરન્તુ હવેજ હું જાણી શક્યો છું કે મારા પિતાએ આપ જેવાને રાજ્યમાં આશ્રય આપી, ખરેખર અનર્થ અને અન્યાય કર્યો છે." જાબાલિએ જાણ્યું કે રામચંદ્ર બાળક નથી કે કોઈ પણ પ્રકારની કસોટીથી ડરી જઈ સત્યને છુપાવવાની કોશિશ કરે. તેણે રામચંદ્રજીને જણાવ્યું કે "મારો હેતુ તમારી પરીક્ષા કરવાનોજ હતો અને તે પાર પડ્યો છે એટલે તમને કેવળ એટલોજ આશીર્વાદ આપું છું કે તમે ભવિષ્યમાં ઉપસ્થિત થનારાં અનેક સંકટો ઘણીજ સહેલાઇથી દૂર કરી શકો."

આ ઉદાહરણ પરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે મનુષ્યના જીવનમાં ડગલે ડગલે કસોટીઓ થાય છે પરન્તુ જીવન સંગ્રામમાં તેજ મનુષ્ય સાચો સૈનિક સાબિત થાય છે કે જે સત્યને વળગી રહી પોતાની ટેક છોડતો નથી.

રમણીકલાલ ગીરધરલાલ મોદી.



# સીતાજીના શ્રાપ.



લેખક:—રા૦ ધીરજ.

રામચંદ્રજી વનમાં થોડો વખત ફલ્ગુ નદીને તીરે લક્ષ્મણ તથા સીતાજીની સાથે રહ્યા હતા. એક વેળા શ્રાદ્ધપક્ષ આવ્યું, એટલે રામચંદ્રજીના મનમાં પિતા-દશરથ રાજાનું શ્રાદ્ધ કરવાની ઇચ્છા થઈ. તેમણે શ્રાદ્ધમાં જોઇતી જણસો લાવવા માટે લક્ષ્મણજીને પાસેના ગામમાં મોકલ્યા. શ્રાદ્ધનો સમય થવા આવ્યો તો પણ લક્ષ્મણ પાછા આવ્યા નહિ, તેથી રામચંદ્રજી તેમની પાછળ તેમને તેડવા સારૂ ગામ તરફ ગયા.

રામ-લક્ષ્મણના ગયા પછી સીતાજી એકલા બેઠા બેઠાં વિચાર કરવા લાગ્યાં-'દહાડો બે પહોર ચડી ગયો છે; છતા લક્ષ્મણજી કે તેમના મોટાભાઇ-એકેય હજુ આવ્યા નહિ. શ્રાદ્ધનો સમય વીતી જાય છે, મારે હવે શું કરવું?-મને લાગે છે કે હુંજ આજ આ ફલ્ગુને તીરે પતિના પિતૃઓને પિંડદાન આપું.' આમ વિચાર કરી સીતા ઇંગુદી તેલની વાટ સળગાવી, ફુલ-ફળ વિગેરે એકઠાં કરી પિંડદાન આપવા બેઠાં. થોડી વારમાજ પિતૃઓના કેટલાક ખાલી હાથ બહાર આવ્યા અને એ હાથોએ સીતાજીના આપેલા પિંડ ગ્રહણ કરી લીધા. એકાએક એ વખતે આકાશવાણી થઇ-દીકરી જાનકી! આજ અમે બહુ તૃપ્તિ પામ્યા છીએ, તેથી અમે તને ધન્યવાદ આપીએ છીએ.'

સીતાજીએ પૂછ્યું-'આપ કોણ આવ્યા છો?'

આકાશવાણીએ જવાબ આપ્યો-'જાનકી હું તારો સસરો દશરથ છું. તારા આપેલા પિંડથી હું બહુ તૃપ્ત થયો છું.'

સીતા બોલ્યાં-'પિતાજી! બન્ધુ લક્ષ્મણ અને તેમના વડિલ બાઇ ગામમાંથી પાછા આવે ત્યારે આ વાત ઉપર વિશ્વાસ કરે એને માટે મારે શું કરવું?'

ફરી આકાશવાણી થઇ-'એને માટે તારે કેટલાંક સાક્ષીઓ રાખવાં.'

સીતાજીએ તે વેળા ફલ્ગુ નદીને, અગ્નિને, એક ગાયને અને જે કેતકી ફુલથી શ્રાદ્ધ કર્યું હતું તે ફૂલને સાક્ષી રાખી લીધાં.

થોડા વખત પછી રામ તથા લક્ષ્મણ પાછા આવીને સીતાને કહ્યું-'શ્રાદ્ધનો સમય પૂરો થઇ જવા આવ્યો છે, મહારાજ દશરથ અંતરાક્ષે આવી પહોંચ્યા હશે. શ્રાદ્ધ કરીને અમે ભોજન કરીશું, અમને બહુ ભૂખ લાગી છે. તમે સ્નાન કરી જલદી રસોઇ તૈયાર કરી નાખો.'

સીતાજીએ તેનો કાંઇ જવાબ આપ્યો નહિ. તેમને મોન ધરી રહેલાં જોઈ રામચંદ્રજીએ પૂછ્યું-'દેવી, તમે કેમ કાંઇ બોલતાં નથી ?'

સીતાએ સઘળી હકીકત કહી સંભળાવી. રામ તથા લક્ષ્મણને તેથી અપાર આશ્ચર્ય થયું, તેમણે એ વાત સાચી માની નહિ.

સીતાજી અતિશય શરમાઇને બોલ્યાં-'એ પિંડદાન લેવા પિતાજી પોતે પધાર્યા હતા એ સંબંધમાં આ ફલ્ગુ નદી વગેરેને મેં સાક્ષી રાખ્યા છે. જો વિશ્વાસ ન હોય તો તેમને પૂછી જુઓ.

રામે કહ્યું-'એ વાત બરાબર છે. જો સાક્ષીઓ કહેશે તો અમે સાચું માનીશું.'

તેમણે ચારેય સાક્ષીઓને પૂછ્યું; પરંતુ દુર્બુદ્ધિને વશ થઇ તેમણે સહુએ એ સાચી વાતને ખોટી ઠરાવી. રામ તથા લક્ષ્મણ સીતાની ઉપર હસવા લાગ્યા. સીતા શરમનાં માર્યાં નીચું જોઇને ઉભાં રહ્યાં.

તે પછી રામ શ્રાદ્ધ કરવા બેઠા અને પિંડ આપવા સારૂ પિતૃઓને બોલાવવા લાગ્યા; એટલે તરત આકાશવાણી થઇ-'પુત્ર, હવે શા માટે બોલાવે છે ? જાનકીએ અમને પિંડ આપીને તૃપ્ત કર્યા છે.'

રામ એ સાંભળીને બોલ્યા-'હું એ વાત માનતો નથી.' એટલે ફરીવાર આકાશવાણી થઇ. 'રામચંદ્ર ! જાનકીએ આજે શ્રાદ્ધ કર્યું છે તેથી બીજીવાર તારે હવે શ્રાદ્ધ કરવાની જરૂર નથી. ભગવાન સૂર્યનારાયણ એ વાતના સાક્ષી છે.'

હવે રામનો સંદેહ દૂર થયો. તેમણે અતિશય આનંદ પામી સીતાજીને કહ્યું-'તમારી વાત સાચી ઠરી છે. અમારા કુળમા તમારા જેવી પુણ્યવતી કુળવધૂ હોવાથી અમારાં ધનભાગ્ય અમે ગણીએ છીએ.'

પછી સીતાજીએ તે ચારેય સાક્ષીઓની દુર્બુદ્ધિ જોઇ તેમને શ્રાપ દીધા.

ફલ્ગુને કહ્યું-'તેં નજરે જોવા છતાં મારી સાચી વાતને ખોટી ઠરાવી, તેથી તને શાપ દઉં છું કે તારૂં જળ રેતીની નીચે વહેશે.'

કેતકીના ફૂલને કહ્યું-'તેં જે અસત્ય કહ્યું તેનો દંડ તને એ આપું છું જે-આજથી શંકરની પૂજનમાં તારો ઉપયોગ થશે નહિ.'

ગાયને તેમણે શાપ દીધો કે 'આજથી તારૂં મુખ અપવિત્ર ગણાશે.'

અને અગ્નિને કહ્યું કે-'દેવપદવી પામીને તું અસત્ય બોલ્યો, માટે આજથી તું સર્વ ભક્ષી થશે.'

એ વખતથી ફલ્ગુ નદીનું પાણી રેતીની નીચે વહે છે, અગ્નિ સર્વભક્ષી થયો છે, કેતકી પુષ્પ શિવપૂજનમાંથી દૂર ગણાય છે અને ગાયનું પુંછ પવિત્ર, પણ મોઢું અપવિત્ર ઠર્યું છે. આ પ્રમાણે એ ચારેયને માથે હંમેશના માટે સીતાજીના શાપ ચોંટયા છે*

* બંગાળી ઉપરથી.

# " પ્રજ્ઞાનાં પ્રતિબિંબ. "

(૧) આ દુન્યવી હીરામાણેક અને મોતીની કીંમત કરનારાઓને, હું કદાપિ પણ સાચા ઝવેરી નહિંજ કહી શકું; સાચો ઝવેરી તેજ છે કે જેણે, આ જીવન પ્રવાહની કીંમત આંકી લીધી છે.

(૨) પ્રભુ પ્રાપ્તિનો અને તેના પ્રેમી પાત્ર બનવાનો, મેં એકજ સુગમ, સીધો અને સરળ માર્ગ જોયો છે; તે એ કે, કીર્તિ અને સ્વાર્થને છોડી સમાજ સેવા કરવી.

(૩) પત્થરના ટુકડાઓ આગળ નિર્દોષ પશુ-પક્ષિનો વધ કરવામાં બલિદાનનો સાચો અર્થ સમાયલો નથી; પણ પ્રભુના આ વિરાટ-સ્વરૂપ જગતની સાચી સેવામાં સર્વસ્વ અર્પણ કરવું, એજ બલિદાન શબ્દનો ગૂઢાર્થ છે.

(૪) વિષથી ભરેલા સુવર્ણના ઘડાની માફક મન તો અંદરથી કામ, ક્રોધ, ઇર્ષા, અભિમાન અને તિરસ્કારાદિમાં રચીપચી રહેલું હોય; તેવી સ્થિતિમાં ફક્ત એક લંગોટીજ રાખી, અથવા તો નગ્નાવસ્થામાં શરીરે ભસ્મનું લેપન કરી વૃક્ષો નીચે બેસવામાં સાચો ત્યાગ-વૈરાગ્ય સમાયલો નથી. ઇંદ્રિય સુખની બુરી વાસનાઓનો ત્યાગ કરી મનની ઉચ્ચાવસ્થામાં સ્થિત થવું એજ સાચો ત્યાગ છે. એજ ઉત્કૃષ્ટ અને સાચા ત્યાગથી, આજ હજારો વર્ષ થયાં દુઃખ અને વિપદમાં દલિત થતી આર્ય-પ્રજા હજી પણ દુન્યાને આદર્શના અવનવા પાઠો ભણાવતી જીવિત રહેવા પામી છે.

(૫) સાચો ધાર્મિક તેજ છે કે જેણે સર્વ ધર્મોને સરખા ગણી તેનાં રહસ્યને નિચોવી હંસવૃત્તિથી પાન કર્યું છે.

(૬) હે ધર્માત્મા કહેવાતા આર્ય બંધુઓ (?) "હિંદુ-જાતી પર ધર્મનો સ્વીકાર કરે છે-પરધર્મીનો સ્વીકાર કરે છે" એટલું માત્ર કહેવાથી, તમે તેઓને અટકાવી શકશો નહીં. તેઓ તમારી સહાનુભૂતિના ભૂખ્યા છે તે તેમને અર્પો! દરેક વસ્તુને બે બાજુઓ હોય છે; તે બન્નેને આપણે જોવી જોઇએ. એકલા પાદરીઓનો દોષ કાઢવે કાંઇ વળે નહિ. તમે ધારો કે એક પણ હિંદુ-અંત્યજ પરધર્મીનો સ્વીકાર ન કરે, તો તે તમે સ્હેલાઇથી કરી શકો તેમ છે.

(૭) આત્મજ્ઞાન વગર મેળવેલ સર્વ સુખો ક્ષણિક છે. કારણ કે તેવી સુખરૂપી દિવાલોનો પાયો, ચણાયોજ નથી. જેમ હાથીના પગલાં વિશે, સર્વ પ્રાણીઓના પગલાંનો સમાવેશ થાય છે; તેજપ્રમાણે આત્મજ્ઞાનમાં સર્વસ્વ સમાએલ છે.

(૮) આપણે આપણી ઉન્નતિ અર્થે પરીક્ષામાંથી પાર થવુંજ જોઇએ-કસોટી ઉપર ચઢવુંજ જોઇએ. કારણ કે મોતી જ્યાં સુધી વિંધાતું નથી ત્યાં સુધી તે નથલીમાં પરોવવા-લાયક થઇ શકતું નથી. મેંદી જ્યાં સુધી પત્થરો વચ્ચે પીસાતી નથી ત્યાં સુધી આંગળીઓ ઉપર લગાડવા યોગ્ય થતી નથી. કલમ જ્યાં સુધી કપાતી નથી, ત્યાં સુધી લખવા લાયક થઇ શકતી નથી.

(૯) પ્રાચીન આર્ય રૂષિવરોનાં સનાતન-સત્ય અને સાદાં-સ્નેહમય પવિત્ર જીવનને નજીવા ગણી તે પર લક્ષ ન આપવાથીજ આપણે કર્તવ્ય ભ્રષ્ટ થયા છીએ; અને તેથીજ આપણી અધોગતિ થઇ છે. જો, તેમના સાત્વિક જીવનક્રમને ફરીને અનુસરી વહન કરવામાં આવે તો, હિંદ હજી પણ જગત માત્રને પ્રભુમય દૈવી પ્રસાદ સમર્પી શકે તેમ છે.

" અર્બુદાચલ " " પુન્ડરીક. "

# આદર્શ રમણી

અથવા

# જીવનનો મહામંત્ર,

લેખકઃ—સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર.

અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ટ ૭૧૫ થી



## પ્રકરણ ૧૨ મું.

### કમલિની.

કમલિનીને સુરબાળાની સાથે આવી રહે અઠવાડીયું વીતી ગયું. બાલિકા ચંચળ અને ચાલાક હતી. ભીલ લોકોના આ નાનકડા ગામમાં સુરબાળાની સાથે રહેવામાં તેને અતિ આનંદ પડવા લાગ્યો. ભોળાં ભીલજનો પણ તેની પર અત્યંત પ્રેમ દર્શાવવા લાગ્યાં. કમલિની થોડાજ દિવસમાં સઘળાંની સાથે હળી ગઈ. તેને મોટા નગરમાં શ્રીમાન્ પિતાની પાસે રહેવા કરતાં આ સ્થળે વધુ આનંદ જણાયો. કમલિની હમેશાં રાત્રિનાં છેલ્લા પ્રહરે ઉઠતી. સુરબાળાનો પણ તે સમયે જાગૃત થવાનો નિયમ હોવાથી બન્ને સાથેજ સરિતામાં સ્નાન કરી આવતાં. સદ્‌ગુણી કમલિની સુરબાળાના દરેક કામમાં મદદ કરતી. કાર્ય એવી સફાઇથી અને ઝડપથી કરતી કે જેથી સુરબાળા આશ્ચર્ય પામતી અને મનથી તેની પ્રશંસા કરતી. કુમુદ અને સુરબાળાએ તેમના નાનકડા ઘરની બાજુમા એક નાનકડો બગીચો બનાવ્યો હતો. આ બગીચામાંનાં વૃક્ષોને પાણી સીંચવાનું અને સાફ કરવાનું કાર્ય કમલિનીએ ઉપાડી લીધું હતું, સ્નાન કરી આવ્યા પછી થોડીકવાર પ્રભુધ્યાન ધરી કમલિની એજ કાર્યમાં પ્રવૃત્ત થતી અને તે કાર્ય જલદીથી આટોપી સુરબાળાના ગૃહકાર્યમાં મદદગાર થઇ પડતી, આવી રૂપ ગુણ સંપન્ન બાલિકા તમામને પ્રિય થઈ પડી. સુરબાળા અને કુમુદ કમલિનીપર એટલો સ્નેહ દર્શાવતાં કે જેથી આ પરાયાં છે એવું તેને સ્વપ્ને પણ ભાન થતું નહિ. કુમુદ અને કમલિની જંગલમાં ઘણે દૂર ફરવા જતાં. કુમુદ તેને કુદરતી રચના બતાવતો અને ઇશ્વરની લીલાની વાતો તેને સમજાવતો. કમલિની તેને વિવિધ પ્રશ્ન પૂછતી. કુમુદ તેના દરેક પ્રશ્નોના યથાર્થ પ્રત્યુત્તર આપી તેના મનનું સમાધાન કરતો. સમય વીતતાં બન્નેના હૃદયમાં રહેલા નિર્મળ પ્રેમમાં વૃદ્ધિ થતી રહી. કુમુદ કોઇક દિવસ જંગલમાંથી મોડો આવતો ત્યારે તેને ચિંતા થતી અને સુરબાળાને કુમુદ વિશે વારંવાર પૂછતી.

સૂરબાળા સાંજના સમયે કુમુદ અને કમલિનીને લઇ ભીલજનોના ગૃહે જતી; અને ભીલજનોને વિવિધ ઉપદેશ આપતી પિતાના મોટા મહાલયમાં રહેનારી કમલિનીને ગરીબોના ગૃહસંસાર અવલોકતાં તેનું હૃદય દયામય ભાવનાથી દ્રવવા લાગ્યું. પિતાના સુખ વૈભવોમાં આનંદ માનનારી બાળાને ગરીબોના દુઃખની ખબર પડી. આથી કમલિની કોઇ કોઇ વખતે એકલી પણ ભીલ લોકોનાં ઝુંપડે જતી. ભીલનાં બાળકોને રમાડતી અને ભીલ સ્ત્રી-પુરૂષોને કંઇકંઇ વાતો સંભળાવી આનંદ પમાડતી. પંદર દિવસમાં તો કમલિની સર્વને પરિચિત થઇ પડી. સઘળાં ભીલજનો તેને નાની બા કહીને બોલાવતાં. સૂરબાળા–કમલિની અને કુમુદ આવી રીતે પહાડી પ્રદેશમાં આવેલા તેમના નાનકડા એકાન્ત ગામમાં આનંદ અનુભવી રહ્યાં હતાં.

આજે મોટા મળસકે કમલિની જાગૃત થઇ, સૂરબાળા સમય થયો છતાં આજે જાગૃત થઇ નથી. સૂરબાળાને જગાડું કે નહિ એવો વિચાર કમલિનીના હૃદયમાં થયો, પણ તત્કાળ તેનું મન બોલી ઉઠ્યું; "સૂરબાળા બ્હેન આજે ભલે ઉંઘે. રાત્રિએ મોડાં સુધી જાગ્યાં છે." કમલિની ઉભી થઇ ઘર બ્હાર આવી. એક ભીલ ઉંઘતો હતો, કમલિનીના પગસંચારથી શ્વાન નિદ્રા ભોગવતો એ ભીલ એકાએક જાગી ઉઠ્યો. પાછલી રાત્રિના ચંદ્રદેવ આકાશમાં પ્રકાશી રહ્યા હતા. પ્રાતઃકાળનો સમય જેમ તેમ નજીક આવતો હતો, તેમ તેમ ચંદ્રનું અજવાળું ફિક્કું પડતું જતું હતું. એભલે કમલિનીને જોતાં પુછ્યું; "બ્હેન! આજે કેમ આટલાં વ્હેલાં ઉઠયાં ?"

" આજે કંઇક વ્હેલું જાગી જવાયું છે. તમારી ઉંઘમાં મારા આવવાથી ભંગ પડ્યો નહિ વારૂ ? " કમલિનીએ પૂછ્યું.

" નારે બ્હેન! એવું તો કંઇએ નથી. મારી ઉંઘજ એવી છે. સૂરબાળા બ્હેન જાગ્યાં છે કે નહિ ? "

" ના, આજે તેમને સુખેથી નિદ્રા લેવા દો. તે આજે મોડાં સુધી જાગ્યાં છે. એભલ ભાઇ! તમે સરિતા તટે આવો છો ? "

" હા, ચાલો. "

એભલ અને કમલિની સરિતાએ આવ્યાં. બન્નેએ સ્નાન કરી લીધું. કમલિનીએ મધુરા કોમળ કંઠે પ્રભાત રાગ ગાઇ પ્રભુનું સ્તવન કર્યું. આ પછી બન્ને ગૃહે આવ્યાં. કમલિનીએ સૂરબાળા જાગે નહિ એવી રીતે ગૃહકાર્ય આટોપી લીધું અને પછી એભલ સાથે બગીચા તરફ ગમન કર્યું. પ્રભાત થવાને થોડીક વાર હતી. ચંદ્રનું અજવાળું અને આકાશમાં ઝગમગતા તારાઓ ઝાંખા બની નભ મંડળમાં પ્રકાશતા હતા. કમલિનીએ બગીચામાં આવી એક ટોપલી ઉપાડી સુકાં પાંદડાં-ડાખળાં અને બીજો કચરો એકઠો કરવા માંડ્યો. એભલે આશ્ચર્ય પામી પૂછ્યું, " બ્હેન આ શું કરો છો? તમારે આ કામ શા માટે કરવું જોઇએ ? રહેવા દો. બપોરે સ્ત્રીઓ પાસે કચરો કાઢી નંખાવશું. "

" એભલભાઇ! બીજાની પાસે આ કાર્ય કરાવ્યા વિના આપણે પોતેજ કરી નાંખીએ તો શું ખોટું ? બપોરે બિચારાં સ્ત્રી પુરૂષો આપણી પાસે શાન્તીથી બેસવા આવે તે વખતે તેમને આ કામ બતાવી શા માટે તેમના આનંદમાં વિક્ષેપ પાડવો ? "

" પણ બ્હેન! આ કામ તમારાથી ન થાય ? "

" કેમ વારૂ ?"

" તમે જાગીરદારનાં પુત્રી છો. કોઇ દિવસ તમે આવું કામ કરેલું છે ?"

" એમલ ! તમે સુરબાળા બ્હેનની અને કુમુદકાન્તની પાસે ઘણા સમયથી રહો છો છતાં તમે કંઇ સમજ્યા હો એમ જણાતું નથી. મેં આ સ્થળે આવી ઘણું જ્ઞાન સંપાદન કર્યું છે. એમલ ! જે સુખ શ્રીમંતોના મકાનમાં નથી; તે સુખ અરે, તેથી પણ વિશેષ સુખ આ સ્થળે છે, સાક્ષાત્ પ્રભુ આવાં પવિત્ર સ્થળોએ નિવાસ કરે છે. તે પ્રભુના તેજની મને આ સ્થળે આવી રહેવાથી ઝાંખી થાય છે. ગરીબો કેવા હશે ? તેમને શું દુઃખ હશે વગેરે બાબતોથી હું અજ્ઞાત હતી. તે ગરીબોનો ગૃહસંસાર મેં અવલોકયો છે અને તેથી હું એવા નિર્ણય ઉપર આવી છું કે " જગતમા જીવનનું સાચું કર્તવ્ય અને પ્રભુના પ્રત્યક્ષ દર્શન ગરીબોની સેવામાંજ છે. હું આ પવિત્ર દેવાંશી જનોના સહવાસથી ઉંચ-નીચનો ભેદ ભુલી ગઇ છું. સર્વ મારા સહોદર હોય એમ મારા આત્માની ખાત્રી થઇ ચૂકી છે. પ્રભુની સૃષ્ટિમાં સૌ સરખાં છે. જે આનાથી વિરૂદ્ધ મત ધરાવે છે તે પ્રભુના અક્ષમ્ય અપરાધી છે. એમલબાઇ ! તમે આ ટોપલી પકડો. હું તેમાં પાંદડાં કચરો નાંખતી જાઉં અને તમને એક સુંદર ગીત સંભળાવું. "

બાલિકાની મનોભાવના જાણી એમલને અત્યાનંદ થયો. તેણે પ્રભુની માયાને પ્રણામ કર્યા. તેની આંખોમાં હર્ષના અશ્રુ આવ્યાં. તેણે કમલિનીના હાથમાંથી ટોપલી લીધી. બાલિકાએ આસપાસથી સુકાં પાદડા પુષ્પ વગેરે નકામો કચરો ઉપાડી ટોપલીમાં નાંખવા માંડયો અને એ સાથેજ વીણા વિનિંદિત સ્વરે એક સુંદર ગાન લલકાર્યું.

"સૃજેલાં શ્રી પ્રભુજીએ મનુષ્યો સર્વ સરખાં છે,
નથી કોઇ ઉંચ કે નીચા જીવન તો સહુનાં સરખાં છે.
પ્રભુજીની જગત વાડી તણા ફુલડાં સહુ જીવો,
સુગંધીથી ભરેલા સહુ સમજીએ તો એ સરખાં છે.
વિષમ આ વિશ્વનો વાયુ-કરે જીવ ક્રોધી ને ઘેલો,
ન મનહર દોષ માનવનો સકળ આત્માઓ સરખાં છે."

પ્રભાતકાળ થયો હતો. કમલિનીનું મધુર મંજુલ ગાન પવનમાં મિશ્રિત થઇ ઘણે દૂર સુધી સંભળાતું હતું. પ્રભાતના પ્રભાવને વધારતા આ મનોહર સંગીતથી કુંજે વનમાં ટહુકતી કોયલો પણ શાન્ત થઇ કમલિનીનું ગાન શ્રવણ કરી રહી. અજબ શાન્તિ પથરાઇ રહી. કમલિનીના ગાને સુરબાળા જાગૃત થઇ. મોડા ઉઠાયું તેથી મન કંઇક દુઃખી થયું, તેણે આસપાસ જોયું. ગૃહ સ્વચ્છ જણાયું. સુરબાળા વિસ્મય પામી. કમલિની આજે વહેલી ઉઠી હોય એમ જણાય છે: કેવી પક્કી? તેણે મને જાગૃત કરી નાંખી. બાલિકા! હું તારાં શું વખાણ કરૂં ? શ્રીમાન્ લક્ષ્મીદાસના ઘરમાં તું પુત્રી રૂપે લક્ષ્મીનોજ અવતાર છે. તારા જેટલી ઉમ્મરની કોઇ પણ બાલિકા તારા સમાન ચંચળ અને ચાલાક નહિ હોય ! બાળા ! ઇશ્વર તારૂં કલ્યાણ કરો. સુરબાળા ઉભી થઇ ગૃહ બહાર નીકળી અને જ્યાં કુમુદને સુવાનું સ્થાન હતું ત્યાં આવીને જોયું તો કુમુદ જણાયો નહિ. એક ભીલ યુવાન ત્યાં બેઠો હતો. સુરબાળાએ તેને કુમુદ વિશે પુછ્યું. જવાબમાં તે ભીલે જણાવ્યું કે ભાઇ તો શૈલેશ્વર મહાદેવના શિવાલયે સુવા ગયા છે. સુરબાળા

ત્યાંથી ચાલી બગીચામાં આવી. કમલિનીને બગીચાનું કાર્ય કરતી જોઇ તે સ્તબ્ધ બની. બગીચો સાફ હતો. એમલ અને કમલિની વૃક્ષોને જળ સીંચતાં હતાં. સુરમાળાના હૃદયમાં વત્સલભાવ પ્રગટ્યો. તેણે ઉતાવળે પગે કમલિની પાસે જઇ કહ્યું; "બ્હેન ! તું ક્યારની ઉઠી છે ?"

"મોટાં બ્હેન ! હું આજે કંઇક વ્હેલી જાગી ગઇ છું" કમલિનીએ મૃદુ-મૃદુ હસતાં કહ્યું.

"તેં મને કેમ જગાડી નહિ ?"

"શું કરવા જગાડું ? તમે મોડી રાત સુધી જાગ્યા હતાં તે હું જાણતી હતી."

"વારૂ, થોડી વાર પર તું ગાતી હતીને ?"

"હા."

"તે ગાન તું ક્યાંથી શીખી ?"

"કુમુદકાન્ત એક વખતે ગાતા હતા. ગાન મને ઠીક લાગ્યું. મેં છાનેમાને તે ગાન કાગળ પર લખી લીધું અને પછી મોઢે કર્યું."

"કમલિની ! તું ભાગ્યવાન છે. તારામાં દૈવી ગુણ છે. જે ભાગ્યવતી હોય છે તેનામાંજ દયાનો વાસ છે. અહિંનાં તમામ જનો તારી પ્રશંસા કરે છે. ગરીબજનો તને ચાહે છે. તું ગરીબજનો પ્રત્યે પ્રેમ દર્શાવે છે. બાળા ! ગરીબ દુઃખીની સેવા એ સાક્ષાત્ ઇશ્વરની સેવા છે. આ સેવાભાવ તારામાં પ્રકટેલો જાણી મને ઘણો આનંદ થાય છે."

બ્હેન ! ગરીબો વડેજ આ પૃથ્વી છે. ગરીબોના પસીનાથીજ શ્રીમાનો બન્યા છે. ગરીબોની મહેનતથીજ જગતનો કાર્યભાર ચાલી રહ્યો છે. ગરીબોના શ્રમથીજ જગત્ શોભી રહ્યું છે. એવા ગરીબોની સેવાનો લાભ તો ભાગ્યવાનોનેજ મળે છે. મારી સ્વર્ગસ્થ માતા કોઇ કોઇ વખતે કહેતી કે દુનિયામાં સાચામાં સાચી સેવા ગરીબોનીજ છે. આપણે ગરીબ-દુઃખીઓની સેવા કરીને યાનો તેમની પર ઉપકાર કરીને એમ સમજવાનું નથી કે આપણે ગરીબને દાન કર્યું કે ગરીબ-દુઃખીપર ઉપકાર કર્યો, પણ ખરી રીતે જોતાં એમ સમજવાનું છે કે એ ગરીબ અને દુઃખી જણાતા સાક્ષાત્ દારિદ્ર નારાયણેજ આપણાપર ઉપકાર કર્યો છે. ગરીબ-દુઃખીઓ આપણાપર જેટલો ઉપકાર કરે છે તેટલું અન્ય કોઇ કરતું નથી. ગરીબોનાં દર્શન માત્રથીજ હૃદયમાં રહેલા અભિમાની વિચારો તરત દૂર થાય છે અને તત્કાળ દયા ધર્મનું ભાન થાય છે. આમા દયા ધર્મનુ ઉપકારી કાર્ય કરનારાપર આપણે પોતે ઉપકાર કરીએ છીએ એવું માનનારની ભયંકર ભુલ થાય છે. સુરમાળા બ્હેન ! વળી મારી માતા એમ પણ કહેતી હતી કે પ્રભુનાં સાક્ષાત્ દર્શન કરવાની જેને ઇચ્છા હોય તેમણે ગરીબોનાં ઝુંપડામાં જવું અને તે લોકોની મન-વચન અને કર્મથી સેવા કરવી. આ મારી માતાના શબ્દોનું મને વારંવાર સ્મરણ થઇ આવે છે. મારા પિતાની પાસે રહેતી હતી ત્યારે આવી સેવાનો લાભ મને મળી શકતો ન્હોતો. પણ અત્રે તમારી પાસે રહેવાથી મને સાક્ષાત્ પ્રભુની સેવાનો અમૂલ્ય લાભ પ્રાપ્ત થયો છે. સાચા ઇશ્વરીય જ્ઞાનનું મને ભાન થયું છે. ધર્મનું યથાર્થ તત્વ મારા સમજવામાં આવ્યું છે. બ્હેન ! આ બધું તમારી કૃપાનુંજ ફળ છે." કમલિનીના મુખમાંથી અમૃત ઝરતું હોય એમ સુરમાળાને ઘડીભર ભાન થયું. સુખ વૈભવમાં ઉછરેલી નાની બાળામાં આટલું જ્ઞાન

સમયનો ખ્યાલ આપનાર પ્રસંગો તેમાં રસમય શૈલીથી વર્ણવાયા છે. રાજકીય વિષયમાં રસ લેનાર દરેકને આ પુસ્તકનું વાંચન જરૂરનું છે.

**ધીરજનાં કાવ્યો** (સાહિત્યકુંજ ગ્રંથમાળા આશ્રમના વ્યવસ્થાપક ભાઇ અંબાલાલદાસ બાબરભાઇ પટેલ નડીયાદ તરફથી આ પુસ્તક મળ્યું છે.) અઢી રૂા. માં બારસો પાનાનું વાંચન આપનાર આ સાહિત્યકુંજ ગ્રંથમાળાનું ૮ મું પુસ્તક છે. રા૦ ધીરજની લેખિનીથી વિશ્વજ્યોતિના વાંચકો અપરિચિત નથી. આ પુસ્તકમાં તેમના જૂદા જુદા રસપૂર્ણ કાવ્યોનો સંગ્રહ છે. અને તે ભાવવાહિ છે.

**જગતનો મહાન્ પુરૂષ** (પ્રકાશકઃ સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય. પુસ્તકનું છુટક મૂલ્ય રૂા. ૧–૦–૦ પાકું પુંઠું રૂ. ૧–૪–૦) સસ્તા સાહિત્ય તરફથી ચાલતી વિવિધ ગ્રંથમાળાનું ૧૪૨ થી **૧૪૪** મું પુસ્તક છે. જગતના મહાન્ પુરૂષની પદવી હાલ વર્તમાન સમયમાં કોણે પ્રાપ્ત કરી છે એમ પૂછવામાં આવે તો તે તરતજ મહાત્મા ગાંધીજીનું નામ જણાવશે. હિન્દુસ્તાન બહારની પ્રજામાં પણ તેઓ ખરેખરા એક મહાન્ પુરૂષજ મનાય છે. જાપાન તથા અમેરિકાના તથા બીજા પાશ્ચાત્ય દેશોના આગેવાન પત્રો તથા વિદ્વાન પુરૂષો તેમને કેવી ઉચ્ચ દ્રષ્ટિએ અને પૂજ્યભાવથી જુએ છે તેની ખાત્રી આપણને આ પુસ્તક વાચવાથી થાય છે. સસ્તા સાહિત્યના પ્રવર્તક સ્વામી અખંડાનંદે આ પુસ્તક બહાર પાડી જનસમાજની એક ઉપયોગી સેવા બજાવી છે. આ પુ તક જેમને જોઇતું હશે તેમને આ પત્રની ઓફીસમાંથી પણ મળી શકશે.

**હરિહર ભકિત રહસ્ય** (કર્તા અને પ્રકાશકઃ શ્રીયુત કીર્તનાચાર્ય દત્તાત્રય બુવા તાંબે સાતારકર, બાલાજીરોડ, સુરત. પુસ્તક મુલ્ય રૂ. ૧–૦–૦) આ પુસ્તકમાં થી પુષ્પદંત ગંધર્વ વિરચિત શિવ મહિમ્ન સરળ ગુજરાતી ભાષામા ટીકા અને મળ સાથે આપવામાં આવેલ છે. તે સાથે ખુબી એ રાખવામાં આવી છે કે શિવ અને વિષ્ણુમાર્ગીઓને ઉપયોગી અન્વયાર્થ તથા તેનું વિવેચન પણ તેમા સમાવ્યું છે એટલે આ પુસ્તક એ બને માર્ગના ધર્મ જીજ્ઞાસુઓને મનન પૂર્વક વાચવા વિચારવા યોગ્ય થયું છે.

**રસીલી વાર્તાઓ** ભાગ ૨ જો લેખક તથા પ્રકાશક રા૦ રા૦ રામમોહનરાય જશવંતરાય દેશાઇ, તંત્રી, સુંદરી સુબોધ અમદાવાદ મૂલ્ય રૂ. ૧; આ પુસ્તક સ્ત્રીઓની વ્યાવહારિક તેમ પારમાર્થિક ઉન્નતિ અર્થે પ્રયાસ કરતા લોકપ્રિય પત્ર સુંદરી સુબોધની સોળમા વર્ષની ભેટ તરીકે અપાયું છે. હિંદુ સંસારને લગતી વિવિધ વાતોનો તેમાં સંગ્રહ છે. અને તે કંઇને કંઇ બોધ આપે છે. પુસ્તક લોકપ્રિય થઇ પડે તેવું છે

**ચેતન** પુ. ૩ અંક ૧ લો. ખાસ અંક મે. ૧૯૨૩. બે વર્ષથી ગુજરાતી આલમમાં જાણીતા થએલા અને સર્વત્ર ચેતન પ્રકટાવતા આ પત્રે ત્રીજા વર્ષથી પોતાના સ્વરૂપમાં નવચેતનજ પ્રકટાવ્યું છે. વિષયોની ચુંટણી પણ સારી થઇ છે આ અંકનું કદ અને ગેટઅપ જોતાં જો તેજ પ્રમાણે આ પ્રવૃત્તિ ઉત્તરોત્તર ચાલુ રહેશે અને અંકો પણ આટલા મોટા કદના તેમ વિષયોની સંગીનતાવાળા નીકળશે તો તેનું લવાજમ રૂ. આઠ ઘણું ઓછું કહેવાશે અને તે બડોળા ફેલાવાને પાત્ર થશે. ચાલુ વર્ષથી માસિકની ઓફીસ ૭૪, હોમજીસ્ટ્રીટ, કોટ, મુંબાઇ રાખવામાં આવી છે.

**શાન્ત નિકેતન માળા ભા ૧** શાંન્તિ નિકેતન આશ્રમના સ્થાપક કવિવર શ્રીમાન્ રવિન્દ્રનાથ ટાગોરની ખાસ પરવાનગીથી આ માળા પુના ખાતેથી રા૦ રા૦ નારાયણ બળવંત ચવ્હાણ ૪૮૩ સદાશિવપેઠ પુના સીટી તરફથી પ્રસિદ્ધ થવા માંડી છે. તે મરાઠી ભાષામાં છે. મહર્ષિ રવીન્દ્રનાથ ટાગોરના આત્મદ્રષ્ટિ ત્યાગ, દુઃખ, પ્રેમ, પ્રાર્થના, ઇચ્છા, સૌન્દર્ય, ઇશ્વર વીગેરે બીજા પણ ઘણા વિષયો ઉપરના શું શું વિચારો છે તે આ ગ્રંથમાં આપ્યા છે. મરાઠી ભાષાના જ્ઞાનવાળા વાંચકને કવિના હૃદયને જાણવાને માટે આ પુસ્તકનું વાંચન અગત્યનું છે. પુસ્તકનું મૂલ્ય કાચું પુંઠું ૧-૦-૦ પાકું પુંઠું ૧-૪-૦.

**ટુંકી વાર્તાઓ ભાગ ૭** વિવિધ ગ્રંથમાળા પુસ્તક ૧૪૫ થી ૧૪૭, પ્રકાશક: સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય પુસ્તકનું મૂલ્ય કાચું પુંઠું. રૂ. ૧। અને પાકાનો રૂ. ૧-૮-૦. આ પુસ્તકમાં નાની મોટી થઇ એકંદરે ૪૬ વાર્તાનો સંગ્રહ છે. અને તેની ચુંટણી ખાસ બુદ્ધિપૂર્વક કરવામાં આવી છે એટલે સામાન્ય વાર્તાઓની માફક એક વખત ફક્ત ઉપલક વાંચવા માટે નથી. પણ મનન પૂર્વક વાંચવા જેવી છે કેમકે આ વાર્તાઓ બોધક અર્થગ્રાહી અને અનુભવમાં આગળ વધારનાર થઇ પડે તેવી છે. સસ્તા સાહિત્યના ચાલુ વર્ષ ૧૯૭૫ના પ્રથમ પુસ્તક રૂપે તેની પસંદગી થઇ છે.





## અંધ અનુકરણ.

( અમુલ્ય બોધપ્રદ વાર્તા. )



શતાબ્દિઓના બંધનોથી જકડાયલી ભારત પ્રજાએ પોતાની માનસિક સ્થિતિ તદ્દન બુઠ્ઠી કરી નાંખી છે. કોઇ પણ નવો પ્રશ્ન ઉપસ્થિત થતાં તે પ્રશ્નને વિચાર પૂર્વક ન 'અવલોકતાં પ્રચલિત પ્રવાહમાં તણાવાનું' આપણને બહુ ગમે છે. દુનિઆમાં નવી નવી આવિષ્કૃતિઓ, નવા નવા વિચારો તો દિન પ્રતિ દિન કુદકે અને ભૂસકે વધતાજ ચાલ્યા જાય છે પરન્તુ આપણે તો કૂપ મણ્ડૂકવત્ આપણી પ્રથા તે પછી ખરાબ પણ કેમ નહોય-તેને વળગી રહેવામાંજ આપણું માન સમજીએ છીએ. ઘરડાઓ ઘણી વખત કહે છે 'જોને, આજ કાલનો આવ્યો છે તે ! !

બાપદાદા અને ઘરડાવરડા કહી ગયા તે બધા મૂર્ખ હતા કે ? " ખરી વાત, પરન્તુ કોઇ પણ જાતના કાર્યને વિચારીને વિવેક પૂર્વક કરવું એમાં બાપદાદાનો પ્રશ્નજ ક્યાં ? અલબત્ત; આપણને જો એમ લાગતુંજ હોય કે અમુક કાર્ય કરવાથી દેશને અથવા સમાજને અમુક પ્રકારનું નુકસાન થશેજ તો એ કાર્યથી અલગ રહેવામાંજ લાભ છે; પરન્તુ આપણે પ્રત્યક્ષ અનુભવતા હોઇએ કે 'આ કાર્ય તદ્દન ખોટી રીતે ચાલી રહ્યું છે ' અને તેમ છતાં પણ આંખ આડા કાન કરી મૌન ધારણ કરીએ, તે સામે લેશ પણ વિરોધ દર્શાવીએ નહિ તો આપણે સામાજીક ગુન્હેગાર ઠરી ચૂકયા. એક માણસે ચોરી કરી અને બીજા માણસે તે વાત જાણી છતાં બીજો માણસ તટસ્થ રહી નિરુત્તર રહે તો તે પણ એક પ્રકારે અપરાધી ગણાય. વિચાર શકિતને અભાવે આપણે અનુકરણ કરતાં વિશેષ શીખ્યા. અને તે કેવા પ્રકારે તે નીચેના દૃષ્ટાન્તથી સ્પષ્ટ જણાશે.

એક બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણ બ્રહ્મમુહૂર્તમાં ઉઠી પ્રાતઃસ્તવનનો આરંભ કરતાં શંખધ્વનિ કરતો અને મૂર્તિમન્ત ઠાકોરજીને જગાડતો. બ્રાહ્મણની પડોશમાં એક કુમ્ભકાર (કુંભાર) ને ઘેર એક ગર્દભ (ગધેડો) હતો; જયારે બ્રાહ્મણના શંખનો ધ્વનિ ગર્દભને કાને પહોંચતો ત્યારે તે પણ શંખની સાથે સાથેજ પોતાનો નાદ ભળાવતો અને લોકોનાં મન હરી લેતો ! ! બ્રાહ્મણે વિચાર્યું કે 'આ ગર્દભરાજ કોઇ અપૂર્વ જીવ જણાય છે ! પોતાના નાદદ્વારા એ પણ ઠાકોરજીને રીઝવતો હોય એમ લાગે છે ! ! ' તે દિવસથી બ્રાહ્મણે એનું નામ **'શંખેશ્વર'** પાડયું. થોડા દિવસ વીત્યા બાદ 'શંખેશ્વર' નું એકાએક અવસાન થઇ ગયું, તેથી બ્રાહ્મણના શંખનાદનો પ્રતિધ્વનિ હવે કોણ કરે ? પૂજાપાઠ સમાપ્ત કરી બ્રાહ્મણ કુંભારને ત્યાં પહોંચ્યા અને પુછવા લાગ્યા 'આજે શંખેશ્વર કેમ જણાતા નથી ? " કુંભારે ચકિત થઇ પુછયું "શંખેશ્વર કોણ ? " "એ તો તમારે ત્યાં પેલો પ્રભુભક્ત ગર્દભરાજ (ગધેડો) હતો તે." બ્રાહ્મણે જણાવ્યું. કુંભારે દિલગીરી ભર્યા અવાજે ઉત્તર આપ્યો. કે "મહારાજ ! ગધેડો તો કાલે સાંજે ગુજરી ગયો." મહારાજના શોકનો પાર રહ્યો નહિ.

તેમણે વિચાર્યું કે 'શંખેશ્વર મહારાજની પાછળ આપણે બીજું શું કરી શકવાના હતા ? દાઢી મુછ ઉતરાવીશું તો પણ બસ છે.' એ વિચારની ધુનમાં મહારાજે હજામને ત્યાં જઇ દાઢી, મુછ, માથું બોડાવ્યાં અને નદીએ સ્નાન કરી, પાછા ફરતાં મોદીની દુકાને સીધું સામાન ખરીદવા ઉભા રહ્યા. મોદીએ પુછયું " કેમ મહારાજ ! આજે કાંઇક અશુભ જણાય છે ? " બ્રાહ્મણે કહ્યું "શંખેશ્વર મહારાજનું મૃત્યુ થયું તેના શોકમાંજ આ બધું ! ! "

વાણીઆએ વિચાર્યું કે 'લોકચાલે આપણે પણ થોડો ઘણો શોક પ્રદર્શિત કરવો જોઇએ' વાણીઆએ પણ કોઇની વાટ ન જોતાં દાઢી મુછ ઉતરાવ્યાં. એટલામાં તો આડોશ પાડોશના સર્વે દુકાનદારોને ખબર પડતાં તેમણે પણ વાણીઆનું શુભ અનુકરણ કર્યું. બીજે દિવસે દેશી પલ્ટનના કેટલાક સિપાઇઓ બજારમાં સોદો ખરીદવા આવ્યા. તેમણે પણ દુકાનદારોના શોકમાં ભાગ લેવા માથાં બોડાવ્યાં. ત્રીજે દિવસે જયારે કેપ્ટન કવાયત કરાવવા આવ્યો ત્યારે સિપાઇઓના દાઢી મૂછ વગરના મોઢાં જોઇ કહેવા લાગ્યો "વેલ, તુમ લોગોને યે કયા કિયા હય ? કયું મુછ નિકલવા દિયા ? "

સિપાઇઓએ જણાવ્યું કે સાહેબ ! એક શંખેશ્વર મહારાજ થા, સો મર ગયા. ઉસકે અફસોસમે બાલ કટવાડાલા. અયસે વખતપર દાઢી મૂછ સિર સાફ કરવાનેકા હમારેમેં ચાલ હય!"

"કેપ્ટને પુછ્યું. "વો કોન થા ઔર કહાં રહેતા થા ?"

સિપાઇઓએ જવાબ આપ્યો કે :યે તો હમ નહીં જાનતે મગર બજારમેં બનિએ લોગોંસે સુના.

કેપ્ટને કહ્યું. "તુમ લોગ બડા બેવકુફ હય ! જાનતે નહિ તો બાલ કયોં કટવાયા ? ચલો હમ તુમ્હારે સાથ ચલતે હંય !"

કેપ્ટન અને તેના સિપાઇઓ બજારમાં ગયા ને ત્યાં કેપ્ટને એક દુકાનદારને પુછ્યું. "તુમને હમારી પલટનકે આદમીઓંકો કહા હય કે શંખેશ્વર ગુજર ગયા હય ?

દુકાનદારે કહ્યું " હા સચ હય. "

કેપ્ટને પુછ્યું " વહ કોન થા ઔર કહાં રહેતા થા ! "

દુકાનદારે જણાવ્યું કે " સાહેબ, મને તો ખબર નથી, પેલા દુકાનવાળાને જઇને પુછો. એ બધું જાણે છે. "

કેપ્ટન પુરતી તપાસ કરવા માટે દુકાનદારને ત્યાં ગયો અને પુછ્યું " તુમને હમારે સિપાઇઓંકો બાલ કટવાનેકો કયોં કહા ? "

વાણિયાએ ઉત્તર આપ્યો કે "સાહેબ એ લોકોએ તો અમારા શોકમાં ભાગ લીધો છે."

કેપ્ટને ફરીથી પુછયુ, " શંખેશ્વર કૌન થા જો ઇતના અફસોસ કરતે હંય? "

વાણિયાએ કહ્યું " સાહેબ ! હું તો એમને નથી ઓળખતો પણ અમારા પુરોહિત પંડિત ગજાનન શાસ્ત્રી એ હકીકત જાણે છે. "

વધુ તપાસ માટે કેપ્ટન ગજાનન શાસ્ત્રી પાસે ગયો અને ત્યાં પુછપરછ કરતાં જણાયું કે "શંખેશ્વર મહારાજ" કુંભારનો ગધેડો હતો અને તેના મૃત્યુથીજ આ સઘળા લોકોએ તેનો શોક પાળ્યો હતો. સિપાઇઓને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તો તેઓ ઘણાજ શરમાયા !! પાઠક ! મનુષ્ય અનુકરણ તો કરે છે પરન્તુ જો તે અનુકરણ વિવેકપૂર્વક ન થયું હોય તો પરિણામ અનિષ્ટ થાય છે. 'અમારા બાપ દાદાથી આ રીત ચાલી આવી છે.' એવું માનનારા પણ આ દેશમાં અસંખ્યેય છે. કાવકુલગુરૂ કાલિદાસે સત્ય કહ્યું છે કેઃ—

पुराणमित्येव न साधु सर्वं
न चापि नूनं नवमित्यवद्यम् ।
सन्तः परीक्ष्यान्यतरद् भजन्ते
मूढः परप्रत्ययनेय बुद्धिः ॥

ભાવાર્થઃ જુનું એટલું સારૂં અને નવું એટલું ખરાબ એ તો બની શકેજ નહિ. સજ્જન પુરૂષો દરેક વાતની પુર્ણ પરીક્ષા કર્યા પછીજ તેનું અનુકરણ (અથવા દૂરીકરણ) કરે છે પરન્તુ મૂઢ લોકો કેવળ બીજાના અભિપ્રાય પરજ આધાર રાખીને કાર્ય કરે છે ! ૨. ગી. મોદી.



## સાચું શ્રાદ્ધ.



એક શેઠને બે પુત્ર હતા. શેઠનો મોટો પુત્ર બુરી સોબતને લીધે દુરાચારી તેમજ ઉડાઉ બની ગયો હતો અને ન્હાના પુત્રને હજુ સુધી મોટાની સોબતની અસર નહિ લાગવાથી પિતૃપરાયણ તેમજ સુશીલ હતો. મોટા પુત્રને જોઇ શેઠને જેટલું દુઃખ થતું તેના કરતાં વિશેષ આનંદ ન્હાના પુત્રના આચરણ જોઇને થતો. દૈવયોગે શેઠ વ્યાધિગ્રસ્ત થઇ પથારીને વશ થયા. મોટા પુત્રને તો મઝા પડી અને તેણે મનમાં વિચાર્યું કે 'હવે તો બાપા પથારીમાંથી ઉઠે તેમ નથી; રોજ ટક ટક કર્યા કરતા; બસ! હવે કોઇ પુછનાર કે ગાછનાર નથી; મઝેથી માલમલીદા ઉડાવશું અને મોજ આવે ત્યા ફરીશું.' ન્હાના પુત્રને આવા તર્કવિતર્કો અને ઉચ્છૃંખલપણું ક્યાંથી સુઝે? તે બિચારો રાત દિવસ પિતાની આજ્ઞા વિના તેની પથારી આગળથી જરાએ ખસતો નહિ. દૈવવશાત્ વ્યાધિએ શનૈઃ શનૈઃ ઉગ્ર સ્વરૂપ ધારણ કરવા માંડયું. શેઠની સ્થિતિ ગંભીર થતી ગઇ અને હવે શેઠ બે ઘડીના પરોણા છે, એમ સર્વે કહેવા લાગ્યા; ન્હાના પુત્રના નિર્દોષ આત્મામાં તો એજ શ્રદ્ધા વ્યાપી રહી હતી કે પિતાજી જરૂર સારા થશે. શેઠની ગંભીર સ્થિતિના સમાચાર સાભળતાંજ મોટા પુત્રે એના દોસ્તભાઇબંદોની સલાહથી અન્ત્યેષ્ટિ સંસ્કારનો સઘળો સામાન લાવી મુક્યો; તે અહિં સુધી કે ઠાઠડીને માટે વાંસદોરી પણ લાવવાનું ભૂલી ન ગયો; કેમકે, ન કરે નારાયણ ને ન બનવાનું બની ગયું તો! ગોર મહારાજને અર્પણ કરવાનું સીધું, ઉત્તરક્રિયાનો સામાન વિગેરે એક ઓરડીમાં મૂકી તેને તાળું વાસી મોટા ભાઇ પિતાના મરણની ઇન્તેજારી કરી રહ્યા!!!

ન્હાનો ભાઇ પોતાની શ્રદ્ધામાં અડગ હતો. તેણે પિતાની સેવા ચાલુજ રાખી. 'જેને રામ રાખે તેને કોણ મારે'! એ સૂત્ર અનુસાર શેઠની તબિઅતમાં એક આનો ફેર પડયો. બે ચાર દિવસમાં તો શેઠ ભાનમાં આવી ગયા અને ન્હાના પુત્રને પાસે બેઠેલો જોઇ તેની આંખમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં. ઇશ્વરકૃપાથી શેઠની તબીઅત હવે લગભગ બાર આના જેટલી સુધરી ગઇ અને વૈદ્ય હલકો ખોરાક લેવાનું જણાવ્યાથી ન્હાના પુત્રે ગુપ્ત રીતે પેલી સીધા સામાનની ઓરડીમાંથી ઘી, ગોળ, લોટ ભાત વગેરે કાઢી પિતાને થોડો થોડો આહાર આપવા માંડયો. મોહના માસની અંદર તો શેઠ હરતા ફરતા થઇ ગયા. ખરેખર સેવા ભાવ અને આત્મશ્રદ્ધા અલૌકિક વસ્તુઓ છે!!

શેઠને મોટા પુત્રની વર્તણુંકની ખબર પડતાંજ બન્ને પુત્રોને પાસે બોલાવી કહ્યું. "મારી ખરી સેવા આ ન્હાનાએજ કરી. (મોટાને ઉદ્દેશીને) તેં તો મારૂં મોતજ ઇચ્છયું હતું અને તે માટે તો મારી ઠાઠડીની સામગ્રી પણ તૈયાર રાખવા ચૂકયો નાહ. એટલું તો અવશ્ય સ્મરણ રાખજે કે માણસની સાચી સેવા મર્યા પછી નહિ પરન્તુ મર્યા પહેલાંજ થઇ શકે છે. માણસ પોતે પોતાને હાથેજ શ્રદ્ધાપૂર્વક દાનધર્મ કરી શકે છે. સેવાનો ખરો અર્થ તો આ ન્હાના ભાઇ પાસે પૂછી લે."

ર. ગી. મોદી.

આ "વિશ્વજ્યોતિ" પત્ર સુરત લીમડાચોકમાં આવેલા "દેશી મિત્ર" પ્રેસમાં મગનલાલ વનમાળીદાસે છાપ્યું અને પ્રભુશંકર નરભેરામ વ્યાસે "પ્રગતિ મંદિર" અડાજણ ડી. સુરતમાંથી પ્રગટ કર્યું.

॥ ૐ શ્રી ॥

# વિશ્વજ્યોતિ.

પુસ્તક ૩ જું } સંવત ૧૯૭૯ જ્યેષ્ઠ. { અંક ૧૧ મો.

## પ્રકૃતિ–પુરુષ.

પદ હોરી

સરિતા ! સિંધુમાં જાતિ.
જુદી ક્યાંહ ના એ જણાતી; સરિતા૦

વાંકા ચૂંકા વિકટ પ્રદેશે, વહેતી સદા મદમાતિ,
સિંધુ અભિ મુખ થઇને નિરંતર, ત્વરિત ગતિથી પળાતી,
ભળીને શાશ્વત થાતી: સરિતા૦

કુમુદિની ! ચંદ્રને ચહાતી,
સુધાંશુને જોઇ હરખાતી; કુમુદિની૦

નિશા સમય નિશાનાથ નિહાળી, પ્રફુલ્લ નિજ ઉર થાતી.
દૂર પરંતુ પ્રેમ પ્રભાવે, દૂરતા નાહિં લહાતી;
સાચી સદા મોજ મણાતી; કુમુદિની૦

વૃક્ષથી વેલી વિંટાતી,
વિંટાઇને તન્મય થાતી, વૃક્ષથી૦

અંકુર રૂપ થઇ ભૂમિમાંથી નીકળે ત્યારથી વૃક્ષને ચ્હાતી,
પણ આશ્રય વિણ વેલી નિરંતર, આપ આપે કરમાતી,
જગતનું ભૂલી એ જાતી; જગથી૦

ગૃહિ સુણો નર નારી શાંતિ.
સદા દૂર કરજો અશાંતિ, ગૃહિ૦

પ્રકૃતિ પુરૂષને, પુરૂષ પ્રકૃતિ, અન્યો અન્યજ ચહાતી,
સૃષ્ટિ તણો એ નિયમ વિચારી, ભળજો સમાનતાથી;
ઉચ્ચ નથી એક બીજાથી; ગૃહિ૦

ભૂલજો ફરના રાગને દ્વેષો, ભૂલજો ફરના ક્રોધો,
ભૂલપાત્ર સઉ મનુષ્યને જાણી, ભૂલમા વૃતિ ન રોધો,
પરંતુ સ્વરૂપને શોધો; ગુરુદે૦
દૂધમાં સાકર ભળી જેમ જાતી, ભળો તેમ એક બીજાથી,
વિક્ષેપનાં સઉ હેતુ નિવારી, બનજો સાચાં સાથી;
ન સુખ એવું મળશે ક્યાંથી; ગુરુદે૦

પ્રભુશંકર.



## દેવાર્પણ

હું ફૂલવાળી છું!

મારી આકાશ રૂપી પુષ્પ છાબ પ્રાતઃકાળનાં પુષ્પોથી ભરેલી છે.
એમાં સૂર્ય કમળો પણ મુકેલાં છે.
મસ્તક ઉપર છાબ મુકી હું બજારમાંથી નીકળી,
ખરીદનારા અંદર અંદર ભાવ બોલવા લાગ્યા;
ઘણા યુવકો મારાં ફૂલો માટે બુમો પાડવા માંડયા!
જતાં જતાં મેં કહ્યું "આ ફૂલો વેચવાનાં નથી!"
મારા દેશનો રાજાએ મને ઉભી રાખી!
રાજાને ફૂલ જોઈતાં હતાં!
તેણે કહ્યું "ફૂલ વેચનારાઓ પાસે આની કીમત કરાવો."
મેં વિનંતી કરી "ઓ મહારાજ" આ છાબ વેચવા માટે નથી."
હું ત્યાંથી ચાલવા માગતી હતી.
તેમણે મને ઉભી રાખી.
લોકો બોલી ઉઠયા. "ઓ મૂર્ખ છોકરી! જો ખુદ ગંજાજી તારાં ફૂલ માગે છે!"
રાજા તરફ ફરીને મેં કહ્યું.
"મહેરબાન! હું તો એક ગરીબ માળીની પુત્રી છું!
તારી તો હું નોકર, દાસીની પણ દાસી;
તું તો અમારો નૃપાળ, અમારો રક્ષક,
પણ આ છાબ તારે સારૂ નથી!
આ છાબ તો રાજાઓના પણ આધરાજની છે;
આ પુષ્પો તો એને ચરણે ધરવાનાં છે;

આનંદ અને પ્રેમનાં દેવાર્પણને હરકત કરીશ નહિ.
ઓ રાજન્ ! તું મોટો માણસ છે;
આ ગરીબ ફૂલવાળી ઉપર દયા કર !
રાજન હસ્યો અને મને જવા દેવાની ઉચ્ચારણ કરી.
લોકવૃંદે મારો માર્ગ ખુલ્લો કર્યો !
હું ત્વરાથી નીકળી,
એટલી ત્વરાથી કે ચૂમીને પ્રભુ મારા પગ આગળ સ્પર્શના હતા
જાણે મારી પુષ્પ છાબ સાથે હું ઉડી રહી હતી.
મારાં પગલાંથી જાણે પૃથ્વી ઉપર આનંદની છાપો છપાઈ રહી હતી.

(૨)

હું ફૂલવાળી છું !

મારી આકાશછાબ પ્રાતઃસમયનાં પુષ્પોથી ભરી છે;
અને તેમાં સૂર્યકમળો મૂક્યાં છે.
મસ્તક ઉપર છાબ મૂકી હું ગલીઓમાંથી નીકળી,

"ઉભી રહે, ઓ ફૂલવાળી ! ઉભી રહે ! હું મૂઠી ભરીને ધઈ લાવું ! કૃપા કરીને મને એક ફૂલનો ગુચ્છ આપ !"

હસ્તીદંતની ચૂડીથી શોભતા હસ્ત વડે નવવધૂએ મુખ ઉપરનો ઘૂંઘટ જરાક ઉંચો ઉંચકીને કહ્યું.

"નવવધૂ ! આ પુષ્પ વેચવાનાં નથી."
એટલું કહીને હું ચાલી.
"કેટલી મગરૂર" તે બોલી ઉઠી.
આખી ગલીમાં શોર બકોર થયા,

ગૃહલક્ષ્મીઓ બારણાં ઉઘાડી ડોકિયાં કરવા લાગી;
કોઈનાં જુલ્ફાં હવામાં ઉડતાં હતાં.
કોઈના અર્ધ ઓળેલા કેશમાં કાંસકી લટકી રહી હતી.

કેટલીક સ્નાનગૃહોમાંથી ભિનાશ ભરી માત્ર અંગ ઉપર જેમ તેમ સાડી વીંટીને બહાર નીકળી ચાલી હતી !

"અરે ફૂલવાળા ! ઓ ફૂલવાળી ! અમારે ફૂલ જોઈએ છે."
સહુ બૂમો મારવા લાગ્યાં.
"વેચવાનાં નથી ! વેચવાનાં નથી !" ઉતાવળથી કહી હું ચાલી નીકળી !
"આટલી મગરૂર ફૂલવાળી તો કદી નહોતી જોઈ બહેન !

(૩)

હું માળીની તનયા છું.

નભ મંડળ સમી મારી પુષ્પ છાબ પ્રાતઃકાળમાં પુષ્પોથી છલકાય છે;
અને તેમાં સૂર્યનાં કમળફૂલ ઢાંકેલાં છે.
શિર ઉપર છાબ મૂકી હું મહોલ્લાઓમાંથી નીકળી.
સામેથી દેવપુત્ર સમો કિશોર આવ્યો, તેણે મારો માર્ગ રોક્યો.

"ઓ માળીની પુત્રી! આજ તારું વચન પૂર્ણ કર, તું મારી થા! આજ તને હું જવા નહિ દઉં!

ને હું કેવો ખુબસુરત જુવાનીયો છું. તારી ખાતરજ હું જીવી રહ્યો છું. આજ તું મારી થા, મારી થા!

જો! તારું તન, મન સહુ તારે ચરણે છે!
"ઓ હ! નહિ, નહિ, કિશોર, હું તારી થઇ શકતી નથી!
હું તો મારા સરજનહારની છું! રસ્તામાંથી આઘો ખસ!"
"ઓ ફૂલવાળી, મારો આગ્રહાર કર,
એ સરજનહારે તને મારા માટેજ સરજી છે!
આપણે પરસ્પર માટે જીવીશું.
તું મારી થા, હું સદાય તારો રહીશ!
બોલ, બોલ, ઓ માળીની કૌમારિકા,
અને સ્વપ્ન સૃષ્ટિમાંથી સજીવ સૃષ્ટિમાં આવ.
"ના, ના! નથી હું તારા માટે કે નથી તું મારા કાજે;
કિશોર! આપણે એક બીજા માટે જીવવા જન્મ્યા નથી!
હું તારી થઇ શકતી નથી!
મને જેણે ઘડી તેની હું છું;
આ જીવન, જેણે આપણને જીવન આપ્યા તેનું છે.
મારું જીવન કદી તારું નહિં થાય કે તારું જીવન કદી મારું બની નહિં શકે!
જેણે જીવન આપ્યું, તેનેજ પાછું સોંપવું ઘટે છે!
બાજુ ખસ. અરે દૂર ખસ!
મને વધારે ખોટી મા કર, મારે મોડું થાય છે!
"ઓ ફૂલવાળી, કહે કહે! હું તારા વિના શી રીતે જીવી શકીશ!
તારા પ્રેમ વિના હું ક્ષણભર પણ નહિં ટકું.
તુંજ મારો પ્રભુ!

ઓ પુષ્પવાળી! હું તારે પગે પડું છું અને આ પૂરા આકાશ નીચે સૂર્ય દેવની સાક્ષી મ ી થવા વિનવું છું. તું મારી પ્રભુ બન!

" અરે ના, ના! હું તો જોઉં મને પ્રિયન્ન કરી તેનીજ!
જ્યાં સુધી એ મને તારા હાથમાં ન સોંપે, ત્યાં સુધી હું તારી થઈ ન શકું!"
મારા અમૂલ્ય વચનની મોંઘી પળો તેં નકામી ગુમાવરાવી!
મારાં ફૂલ વેચવાનાં નથી, ભલામાણસ આઘો ખસ! મારું હવાતિને હું ચાહું!

( ૪ )

હું માળીની કન્યા છું!

મારી આકાશ છાબ પ્રાતઃકાળના પુષ્પોથી ભરેલ છે.
સૂર્યકમળ તેમાં ગોઠવેલાં છે,

પુષ્પ ખરીદવા સારૂ હાથ પ્રસારી રહેલા લોકો વચ્ચેથી, મસ્તક ઉપર પુષ્પથી ઉભરાતી છાબ લઇ હું નીકળી!

મારી આકાશ છાબ અમર છે!
મારા પ્રાતઃ સમયના પુષ્પો સદાય તાજાં છે!
મારા નાજુક હસ્તે દુનિયાનાં આ સારાં પુષ્પો મેં મારી આકાશછાબમાં મૂક્યાં છે;
ગરીબ ફૂલવાળીનું આ દેવાપણુ છે.
હું દરરોજ તે પ્રભુને ચરણે ધરું છું.
ગરીબ ફૂલવાળીનું અર્પણ તે નિત્ય સ્વીકારે છે!
એ મારો ભલા દિલનો ભગવાન છે!

( ૫ )

હું ફૂલવાળી છું!

મારી આકાશછાબ પ્રાતઃકાળના પુષ્પોથી ભરેલી છે!
તેમાં સૂર્યનાં કમળ રાખેલા છે!

મસ્તક ઉપર તે છાબ મૂકીને, બજાર, શેહેર, ગલીઓ અને હાથ પ્રસારી રહેલા માણસોની વચ્ચે હું દરરોજ ભટકું છું.

દરરોજ હું મારી પુષ્પ છાબ તેને સમર્પું છું!
મારું એ નમ્ર અર્પણ–ગરીબ ફૂલવાળીનું ગરીબ અર્પણ નિત્ય તે સ્વીકારે છે!
હમેશાં તે કહે છે, " મારા પુત્રી!
અને નિત્ય હું કહું છું, ' મારા પિતા! ×

સીતારામ જે. શર્મા

× શ્રીમ અનુ પુસ્તકોમાંના The sisters of the spinningwheel. નામના પુસ્તકમાંથી.

# રાજકુમાર.



લેખકઃ—મહીદાસ પ્રેમજી પટેલ, સાન્ટાક્રુઝ.

(૧)

ભગવાને ભલું કર્યું. રાજા સાહેબને ઘેર શેર માટીની ખોટ આજ મટી. આજનો દિન રૂડો બાઇ ? ? ધન્ય આપણા રાજાને, ધન્ય આપણા પરધાન સાબને અને ધન્ય આપણા રૂડા પટેલને કે આજ આખા ગામનાં ગળ્યાં મોઢાં ? ? અરે બાઇ એની શી વાત કરૂં ? ખોબેને ખોબે સાકર વેચાણી, નથી ગણી નાત કે નથી ગણી જાત ? ? નથી ગણ્યાં ઉચાં, ને નથી ગણ્યાં નીચાં ? ? અવાડેથી ગાય પાછી જાય, તો પટેલના ગાડા પાસેથી સાકર વિના લોક પાછું જાય. આવી ઉદારતા, આવો આનંદ, પ્રભુએ પુત્ર પ્રાપ્તિમાં મૂકેલ છે. બાઈ, દેશના રાજાએ પ્રભુના ભિખારી તો ખરા ? પત્થર એટલા દેવ કર્યા. જોશીઓ પાસે જોશ જોવડાવ્યા. અંતે શેર માટી મેળવી ખરી. કોઇ કહે એ ટેલીઆ બ્રાહ્મણોનો પ્રતાપ ? કોઇ કહે ઓલ્યા જોશીનો, કોઇ કહે મસ્ત ફકીરનો. પણ રાણી સાહેબનો ભર્યો ખોળો જોઇને આપણી આંખો ઠાઢી; ન દેખે એની કાગડે કાઢી. આવો આનંદ અભણ પણ આવડત્રેવડ વાળી પટલાણીઓ પણ દાખવી શકે છે, એ વાતની પુરવણી આજ અમારા વજીરગઢમાં થઇ ચુકી. દરબારમાં ચોઘડીઆં વાગ્યા. દેવળમાં આરતી ઘંટનાદ થયા. મસિદમાં મુલ્લાંએ બાંગ પોકારી. વાડીમાં રૂડા મયુર ટહુકયા ભાટ ચારણો એ દુહા અને કવિત લલકાર્યાં ! ગામને કોટવાળે દાંડી પીટાવી. સંઉએ સાથે જાહેર કર્યું કે " આપણા રાજાને ત્યાં રાજકુમાર પધાર્યા !

૨

વજીરગઢનો દરબાર આજ હર્ષથી ઉભરાય છે. રાજાની ડાબી બાજુએ મુસલમાન ઉમરાવો સજ્જ થઇ દબદબાથી બિરાજ્યા છે, જમણી બાજુએ પ્રજાભક્ત હિન્દુ પ્રજાના આગેવાનોની હારે હારૂ જામી રહી છે. રાજસિંહાસન સમક્ષ મુલ્લાં, ફકીર, અને સૈયદ સાહેબોની માન ભરી બેઠકો પાસેજ સાધુ, બ્રાહ્મણ અને સંન્યાસીઓનાં રઢીઆળા આસન ઓપી રહ્યાં છે. આવો સમાન હક આપનાર શાણા રાજાઓ હિંદુસ્તાનના ભાગ્યમાં છે, એ આજના દરબારથી સાબિત થતું હતું. હિંદુ અને મુસલમાન અમારા રાજ્યનાં બે પલ્લાઓ છે. અને બે પલ્લાંઓને જોડનાર અખંડ દાંડી અમારો 'રાજકુમાર' છે.

સાઈ, ફકીરો, મોલવીઓએ કુરાને શરીફની દુઆ દીધી. સાધુ બ્રાહ્મણોએ વેદ ગાન ગાઇ આશીર્વાદ દીધા. અપંગને અન્ન આપજો, રાજ, ? ? ભુખ્યાંને ભોજન અને નિરાધારને આધાર આપજો, એ રાજધર્મ છે રાય !! વનનાં નિર્દોષ પશુઓ, સીતાનાં વહાલાં મૃગલાં પણ તમારી પ્રજા છે દેવ ? સર્વને રક્ષજો. એમની આશીશ રાજકુમારનું રક્ષણ કરશે. આવા આવા સાધુજનોના ઉદ્ગારો શિરપર ચડાવી, માન ભરી ભેટો આપી રાજદરબારે સર્વને સંતોષ્યાં. આ અમારો માંગલિક દિવસ તેજ રાજકુમાર ઉત્સવ.

૩.

રાજ્યનો ભાર રાજા ઉપર છે પણ પુત્ર પેલા અમારા રાજાએ એ ભાર સોંપ્યો રાજ શિરોમણિ રૂઠીઆળા રાજ પ્રધાનજીને. ખટપટી રાજ ખટપટો ખેલનારો, અમારો રાય પુત્ર ખેલનમાં અનેરો આનંદ માને છે. શિકારની છોટ મારતો અમારો ઉમરાવ કુમારનાં રમકડાં નેજ નચાવી આનંદ ભોગવે છે. "ખુલ્લું મારું ઉપવન સદા પંખીડાં સર્વને છે, ખુલ્લું મારું રાજવન સદા પશુઓ સર્વને છે." આવું જાહેર કરી રાજકુમારના હુલેરમાંજ આનંદ માનનાર કોઇ રાજા આ અવનિ ઉપર હશે? "પુત્ર પિતાના, પુત્રી માતાની" આવી વહેંચણીના ખબર અમારા રાજાને કોણે પહોંચાડયા હશે? પણ રાણીજીના—બેગમ સાહેબના ભાગે પુત્રી નહોતી. ખાસ્તા ચંદમાં એ કયું આકર્ષણ છે કે તે ચકોરીને થન થન નચાવી શકે છે? એવો બીજેજ પ્રશ્ન છે. ગ્રાઝી ખોટના પુત્રમાં કયું આકર્ષણ છે કે તે માતાને ઘેલી ઘેલી કરી મૂકે છે? કુમારને ગાલે મેશની નાનકડી રક્ષા કરવી. ઓરઘોર ઉતારી ગરીબો નિવાજવાં, અવસરે સાંઇ ફકીર કે સાધુ બ્રાહ્મણોને બોલાવી ભવિષ્ય વાણી પૂછવી. આ બધું કાર્ય રણવાસે પણ વસેલું છે, અને તે બધો ભાર અમારાં બેગમ સાહેબ પોતે ઉઠાવે છે. રાજમહેલમાં વસતી રાજકુમારીકાઓ? આમાં કેવો આનંદ છે તે તમારા આત્માને પૂછી ખાત્રી કરજો, રાજભાર કરતાં રણવાસમાં વસવાનાં સંકટો અનેરાં છે, એ વાત અમારા વજીર સાહેબ-બેગમ સાહેબને હરવખત સમજાવતા. મારી રૈયત રામની રૈયત જેવી છે. પણ તેમાએ કોઇ નિષ્ઠુર ધોબી વસતા હશે. તેમાંએ કોઇક મંથરા મળી આવે તો? ખાનપાન કરનારાંને દૂર કરી રસોડાનો કારભાર અમારાં રાણી સાહેબજ ચલાવે છે રાજા, રાણી અને રાજકુમાર આ ત્રિવેણીના સંગમપર અમારું રાજતીર્થ સ્થપાયું છે.

૪

"મિત્ર ભાવે ભજવા કરતાં શત્રુ ભાવે ભજવાથી હું વેલાસર મળીશ" એવી કૃષ્ણની ગૂઢ વાણી સમજવા સંસાર તૈયાર છે ખરો કે? મિત્રના આનંદનું સાધન શત્રુને ઉદ્વેગ પમાડતું હશે. પાડોશના રાજાને અમારા રાજસુખની અદેખાઇ આવી. એ અદેખાઇ કુંવરનો બલિ લેવા વિકરાળ મુખ ફાડી અમારા વજ્રગઢની આસપાસ વિંટળાઇ વળી. સુખના દિવસોની ઘડીઓ ટુંકી હશે કે કેમ, પણ કુમાર ૭ માસના જોત જોતામાં થઇ ગયા. રૂના ગાભલા જેવા, ફુલના ગેંદા જેવા, પુનેમના ચંદ્ર જેવા કુમારને છાતીએ લઇ ઝરૂખેથી રાજમાતાએ દર્શન કરાવ્યાં. હર્ષઘેલી પ્રજાએ આશાનાં ઓવારણાં લીધાં બીજે દિવસે શહેરમાં ખબર ફેલાયા. રાજકુમારને જરા શરદી લાગી ગઇ છે. રાજાજી ગભરાટમાં પડયા. રાણીજી રડું રડું થઇ રહ્યાં. રાજભક્ત રૈયત ચિંતામાં પડી દરબાર ગઢને નાકે માણસો ટોળાં મળી કુમારના કુશળ સમાચાર પૂછવા લાગ્યાં. પણ જવાબ આપે કોણ? એક સ્વાર છૂટયો, અને તીર માફક ક્યાં ગયો તેની ખબર કોઇને ન પડી. બીજે દિવસે ચિંતા વધી. પરદેશી વૈદ આવ્યો છે; આવે આવે છેક રાજકોટથી, પણ દવા લાગુ પડતી નથી. એવી વાતો ગલીએ શેરીએ ચાલી.

(૫)

અમાવાસ્યાની અંધારી રાત્રી છે. તેમાં પણ અંધકાર આજ અમારા રાજગઢ પર વ્યાપી ગયો છે. કુતરાંઓ મોઢાં ઉંચા કરી શેરીઓમાં રડે છે, પાસેની ઝાડીઓમાં ભેરવો ભયંકર

નાદ કરી રહી છે. પાધરે શિઆળવાં હુકીહુકી કરી ભયંકર ચીસો પાડે છે. રાજગઢ સામેજ છોકરાઓની નિશાળ હતી. તેના એક ખુણામાં મહેતાજીને રહેવાનું ઘર હતું. એ ઘરમાં એક ખાટલી પર પડયા પડયા મહેતાજી પોતાની ઝુંપડીને રાજમહેલ સાથે સરખાવી નિઃસાસા નાંખે છે. રાજદરબારના ઓટલા પરથી બંદુકના મુખમાંથી સણણ-ણું કરી એક ગોળી છુટી અરે ? આ લાંબી દાઢીવાળું, દેખીતાં જોગી જેવું, નાસતા વૈદ જેવું જમીનમાં રોળાતું આ કોણ માનવી આ અંધારામાં તરફડે છે ? મઢુલીમાંથી બહાર નીકળી મહેતાજી નિહાળે છે. તરફડતી વ્યક્તિ દુઃખથી ચિત્કાર કરી ગણગણે છે. "અરેરે આ બે હજાર રૂપીઆ લઈ કુમાર માર્યાનું આ ફળ ? વિધિએ મારા નસીબમાં આ પાપ માંડયું હશે ? દવામાં ઝેર ધોળી પાનાંરા વૈદને આવોજ બદલો જોઇએ. જીવને બચાવનારના વેષમાં જમડા રૂપે હું અહીં આવ્યો, તેનું આ ફળ ભોગવવા હું તૈયાર છું. અરે, પણ ટીપું પાણી કોઇ પાય તો ઠીક." આટલા ઉદ્‌ગાર સાંભળ્યા પછી હાથ પગ હાલતા બંધ થઇ ગયા. પુનઃ શાન્તિ પથરાણી પણ તે શાન્તિ સાથે ઉદાસીનું રાજ્ય ઘેરાયું. મુડદાનું શું થયું ? એ જાણવાની જરૂર નથી. તેને અગ્નિમાં બાળી, પાણીમાં નાખી કે જમીનમા દાટી નાશ કરવાનો માર્ગ રાજ્યને મોકળો છે, પણ અરે અમારા રાજકુમાર ગયા તે ગયા. કોઇ કહે છે કે સ્વર્ગવાસી થયા, કોઇ કહે કે ખુદાના ધામમાં ગયા. કોઇ અભાગણી જીભ બોલી કે કુંવરને કબરમાં દાટયા. અરે સંસારના જીવ, મનને પૂછી જો કે ક્યાં ખરૂં સુખ રહ્યું છે. રાજકુમારને રાખવાની સત્તા રાજ ચલાવનારાના હાથમાં નહિ હોય ? રાજ વાવટા કાળા ચઢયા. પોલીસે કાળી પાઘડી બાંધી. દરબાર ભરાવો બંધ થઈ ગયો. અમલદારોએ શોકમા ભાગ લીધો. પાડોશી રાજ્યે વૈદ શોધવાની ધમાલ કરી. એજન્સીની પોલીસે અમારા રાજ્યની રૈયતને તલતલ કરી તપાસી કેટલાક અમલદારને ઘેર બેસાડયા, પણ અમારા રાજકુમાર અને વૈદ ગયા તે ગયા.



## યુવકોને આવાહન ?



વિર આ...વો (૨)
આ નવિન યુગની નવલ પ્રભા પ્રગટાવો.
કાયા, માયા, કુરબાન કરો,
દિલ દેશતણી કંઇ દાઝ ધરો.
શુભ ભાવ થકી ઉરપાત્ર ભરો,
મોહન મંત્રોને યાદ કરો,
ઓ દેશી વિરો,-વિર આ...વો.

તન્ના.



# રામાયણનું રહસ્ય.



(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૩૩૨ થી.)

આ આખ્યાયિકામાં એક બીજું નિગૂઢતત્ત્વ સમાયેલું છે, અને હેનો દરેક સાચા કવિને અનુભવ છે. કાવ્ય લખતાં પહેલાં હૃદયમન્થન થવું જોઇએ. પ્રેરણા જાગવી જોઇએ. લાગણીઓ તીવ્ર થઇ જવી જોઇએ, વસ્તુમાં વિચારમાં, તન્મયતા આવી જવી જોઇએ અને આમ હૃદયનું મન્થન થતાં વારજ વાણીનો પ્રાદુર્ભાવ થાય છે એ સર્વ કવિઓ જાણે છે. ગમે તેવો મૂર્ખ માણસ પણ કુદરતના ભવ્ય દેખાવો જોઇ વાચાલ થઇ જાય છે, હેના હૃદયપર અસર થતાં હેનીવાણીમાં વાચાલતા આવે છે, તેજ આવે છે, મુગો પણ બોલતો થઇ જાય છે, લંગડો પણ ગિરિપર ચઢી જાય છે, હૃદયસમુદ્રનો મન્થનનો પ્રભાવ એવોજ છે. વર્ડસવર્થ આદિ પાશ્ચાત્યકવિઓ પણ કહે છે કે કોઇ ધન્યક્ષણોમાં પ્રભુ અને કુદરતનાં અલૌકિક દર્શનથી, મનુષ્યહૃદયના અજ્ઞાન પડદા ઉપડી જાય હેને દિવ્યચક્ષુની પ્રાપ્તિ થાય છે, અને એ દિવ્યચક્ષુની પ્રાપ્તિ થતાં હેણે અનુભવેલી દિવ્યતાનો વાણી દ્વારા બહાર પ્રવાહ છુટે છે. આ દિવ્યવાણીનો દિવ્યપ્રવાહ, આ અલૌકિક ઝરણું તેજ કાવ્ય, તેજ કવિતા ભગવદ્ગીતામા કૃષ્ણભગવાન પણ અર્જુનને કહે છે કે દિવ્યં દદામિ તે ચક્ષુઃપશ્યમે યોગમૈશ્વરમ્ । હેને દિવ્યચક્ષુ પ્રાપ્ત થતાં તે સત્યાસત્યનો નિર્ણય કરી શકે છે, તત્ત્વજ્ઞાનનું ઉંડુ રહસ્ય જાણી શકે છે અને આત્માનું અમરત્વ ઓળખી શકે છે. કવિને પણ આવાં દિવ્ય ચક્ષુઓ પ્રાપ્ત થતાં હેની વાણીમાં અલૌકિક પ્રભાવ આવે છે, અને તે પોતાની સુધામયવાણીથી, જગતને આનંદસ્નાન કરાવે છે.

રામાયણ ગંગા પણ આદિવ્ય દર્શનમાંથીજ ઉત્પન્ન થઇ છે, અને એનો પ્રભવ દિવ્ય હોઇ, હેનું જીવન પણ સનાતન છે. આ દૃષ્ટિએ જોતાં તે અપૌરૂષેય છે, કારણ કે તે દિવ્યતામાંથી ઉત્પન્ન થઇ છે, અને દિવ્ય હોઇ હેમાં સ્નાન કરનારને પણ દિવ્ય કરે છે. અંતઃક્ષોભ પામેલા ઋષિ પાસે બ્રહ્મા આવી સૂચવે છે કે તમે રામચરિત વર્ણવો, આમાં કાવ્ય પ્રદેશનું એક મહાસત્ય છે. અમે ઉપર જણાવ્યું તેમ અંતઃક્ષોભ થતાની સાથે દિવ્યચક્ષુ ખુલી જાય છે, આ દિવ્યચક્ષુનું ખુલવું તેજ બ્રહ્માનું આગમન. સર્વ કોઇ જાણે છે કે બ્રહ્મા જગતના આદ્યસ્રષ્ટા, ઉત્પાદક છે. હેમણે આ સકળવિશ્વ ઉત્પન્ન કર્યું છે, વળી તે વેદમૂર્તિ છે, કાવ્યસ્વરૂપ છે, જ્ઞાનમય છે. આમ હોઇ જ્યારે રામાયણ આપણને એમ કહે છે કે વાલ્મીકિની પાસે બ્રહ્મા આવ્યા, ત્યારે આપણે એમજ સમજવાનું છે કે નિષાદવિહંગના દર્શનથી, ક્ષુભિત થયેલા હૃદયવાળા મહર્ષિના અંતરમાં કવિતા શક્તિએ પ્રવેશ કર્યો, અને એ કવિતા જ્ઞાનમય હોઇ જ્ઞાન અને કાવ્યનું સંમિશ્રણ થતાં, હેને જગતના આદ્ય ઉત્પાદક બ્રહ્માની સંજ્ઞાથી ઓળખવામાં આવ્યું. સર્વ કોઇ જાણે છે કે સરસ્વતી એ બ્રહ્માનાં પુત્રી છે, અને તે પોતે જ્ઞાન સ્વરૂપ તથા કાવ્યમૂર્તિ છે. ઋષિના અંતરમાં આ જ્ઞાનશક્તિ અને કાવ્ય શક્તિનો પ્રાદુર્ભાવ થતાં, હેમને ત્યાં બ્રહ્મા

આવ્યા એમ કહેવામાં આવ્યું છે. તાત્પર્ય એટલુંજ છે કે વિચારશીલ, પવિત્ર જીવન ગાળનાર, જ્ઞાનના પરમ ઉપાસક, દયાની મૂર્તિ, કાવ્યમય વાતાવરણમાં વસનાર એ તેજસ્વી મહર્ષિને કવિતા કરવાની શક્તિ પ્રાપ્ત થઇ અને તેથીજ સીધેસીધું ન કહેતાં હેમને બ્રહ્માનાં દર્શન થયાં વિગેરે કહેવામાં આવ્યું છે. સીધી રીતે કહેવામાં કાવત્વ પણ ક્યાં છે, અને કાવ્યમાં એમજ કહેવાવું જોઇએ. જેથી કરીને નિગૂઢતા સાચવતાં કાવ્યનું કાવ્યત્વ જળવાઇ રહે. આપણાં શાસ્ત્રોમાં આવાં અનેક સ્થળો છે કે જ્યાં અનાર્ય બુદ્ધિ કુંઠિત થઈ જાય છે, અને જ્યારે હેને કાંઇ સમજાતું નથી, કાંઇ ખબર પડતી નથી ત્યારે તે જણાવે છે કે આર્યોનાં પુસ્તકો ખાલી ગપોથી ભરેલાં છે. આમાં હેનો વાંક નથી. વાંક માત્ર હેની ધૃષ્ટતામાંજ છે. દરેક આર્યહૃદયને હવે સમજાશે કે ઋષિને કવિતા કરવાની શક્તિ પ્રાપ્ત થઈ એમ કહેવાને બદલે બ્રહ્મા હેમની પાસે આવ્યા, અને હેમને રામચરિત લખવાને સૂચના કરી એમ કહેવામાં કાવ્યસૃષ્ટિના એક મહા સત્યનું અને અતિ આવશ્યક સાધનનું ગૌરવ સંપૂર્ણ રીતે જળવાયું છે. અસ્તુ.

કોઇ કહેશે કે બ્રહ્માએ એમને રામચરિત લખવાનુંજ કેમ કહ્યું ? એટલે કે એમને કાવ્યશક્તિ પ્રાપ્ત થતાં એમણે રામાયણ લખવાનુંજ કેમ શરૂ કર્યું. ઉત્તર નીચે પ્રમાણે છે. નારદ પાસેથી રામચરિત સાંભળી તુરતજ ઋષિ સ્નાન કરવા જાય છે. એમના અંતરમાં રામકથા તાજીજ છે, તેનું એમને સ્મરણ થયા કરે છે, અને એ તાજા સ્મરણની સાથેજ નદી ઉપરના દૃશ્યથી હેમના અન્તરાત્મામાં ક્ષોભ થાય છે, એટલે એમને કાવ્યશક્તિ જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે એમની પાસે વસ્તુ રામકથાનું તૈયારજ હોય છે. આમ અંતઃક્ષોભની સાથેજ વસ્તુની પ્રાપ્તિ થતાં હેમને એજ વસ્તુ ઉપર કાવ્ય કરવાનું મન થઇ આવે છે. જે વસ્તુ આપણા મનમાં તાજીજ છે, હેના ઉપરજ આપણાથી લખી દેવાય છે. વળી રામકથા અને ક્રૌંચ કથામાં હેમને ઘણું સામ્ય જણાયું હશે. રામકથામાં, રામ અને સીતા દંડકારણ્યમાં વિહાર કરી રહ્યાં હોય છે, તે વેળા રાવણ આવી સીતાનું હરણ કરી જાય છે, એમ નારદજીએ સંક્ષિપ્ત રામચરિતમાં હેમની પાસે વર્ણવ્યુંજ હશે. ક્રૌંચમિથુન પણ તમસાનારે વિહાર કરી રહ્યું હતું. અને તેવામાં નિષાદ આવી એકને બાણથી ઠાર કરે છે. રામ અને સીતારૂપી ક્રૌંચમિથુનમાંથી, સીતાનું રાવણ હરણ કરી જાય છે હેમાં અને આ પક્ષિદંપતીમાં ઋષિને સામ્ય જણાયું હોય તો તે કેવળ સ્વાભાવિક છે. નિષાદ અને રાવણ વચ્ચે જો કાંઇ સમતા વાલ્મીકિને લાગી હોય તો હેમાં પણ કાંઈ અયોગ્ય નથી. આમ હોઇ, રામ અને સીતાની કથા કે જે હેમણે થોડાજ વખત ઉપર મહર્ષિ નારદ પાસેથી સાંભળી હતી. તે કથાનું વર્ણન કરવાનું હેમને મન થઇ આવ્યું, અને રાવણ રૂપી નિષાદને શાપ દીધો. આમ, કથામાં અને નદી તીર ઉપર બનેલા બનાવમાં અત્યંત સામ્ય હોય, રામચન્દ્રનું અને ક્રૌંચ પક્ષીનું દુઃખ સમાન લાગવાથી ઋષિએ રામાયણ લખ્યું. આ બે બનાવોની સમાનતા બતાવતાં અમારે જણાવવું જોઇએ કે, मानिषाद ઇત્યાદિ શ્લોકમાં વપરાએલા अवधीः પ્રયોગનો અર્થ રામચંદ્રના સંબંધમાં “દુઃખી કરી” ...જ લેવો જોઇએ, કારણ કે રાવણ સીતાનું હરણ કરી જઈ, સીતા અને રામ બન્ને ને દુઃખી ...યાં છે, અને ખાસ કરીને अवधीः એ શબ્દનો અર્થ સીતાને વધારે લાગુ પડે છે. હવે ધાતુનો અર્થ તાડન કરવું, દુઃખી કરવી એવા પણ સંસ્કૃત ધાતુ કોશમાં સુપ્રસિદ્ધ છે. काममोहितम् નો અર્થ પ્રેમપુષ્ટ, પ્રેમમાં તન્મય બનેલું એમ કરવો પડશે.

આ પ્રમાણે અંત્યત સામ્યને લઇને કવિમાં ઉત્પન્ન થએલી કાવ્યશક્તિએ પોતાના વસ્તુ માટે રામ કથા સ્વીકારી એમ કહેવામાં કાંઇ અયોગ્ય નહીંજ મનાય. આ વેળાએ અમને એક વાત કહેવાની જરૂર જણાય છે. ભોજરાજકૃત રામાયણ ચમ્પૂમાં मा निषाद એ શ્લોકનો અર્થ કાંઇક વિચિત્ર રીતેજ કરવામાં આવ્યો છે. ટીકાકાર એ શ્લોક ટાંકી પોતાના બુદ્ધિવૈચિત્ર્યથી અને સંસ્કૃત ભાષામાં રહેલી જૂદા જૂદા અર્થ બનાવવાની શક્તિ વડે એ શ્લોકનો નીચે પ્રમાણે અર્થ કરે છે. मानिषाद–मा નો અર્થ લક્ષ્મી અને निषीदति यस्मिन् इति निषादः 'तत्संबोधने, मानिषाद એટલે કે લક્ષ્મી જેનામાં વાસ કરીને રહે છે એવાહે રામચન્દ્ર, शाश्वतीः समाः त्वम् प्रतिष्ठां अगमः એટલે કે તું અનેક વર્ષ સુધી પ્રતિષ્ઠા પામ, સુખી રહે કારણ કે, કામથી મોહિત થએલા ક્રૌંચ મિથુનમાંથી એકનો તેં નાશ કર્યો. અહીંઆં मानिषाद નો અર્થ રામચંદ્ર લેવામાં આવ્યો છે, જેમાં દુરાન્વયનો દોષ છે, ક્રૌંચમિથુન તે રાવણ અને મંદોદરીનું મિથુન એમ અર્થ કરવામાં આવ્યો છે. અને કામથી મોહિત થઇ સીતાનું જેણે હરણ કર્યું એવા રાવણનો નાશ કર્યો તેથી રામચન્દ્રને કવિ દીર્ઘાયુ ઇચ્છે છે. આમ અર્થ રામાયણ ચમ્પૂના ટીકાકારે કર્યો છે, જેમાં અમને કાંઇ સફળતા કે તાત્પર્ય લાગતું નથી. તમસાતીરે બનેલા બનાવ સાથે આ અર્થને કાંઇ સંબંધ નથી. તમસા તીરે ઋષિએ નિષાદને શાપ આપ્યો છે, રામાયણની કથામાં રાવણ ખરેખર નિષાદનો ભાગ ભજવે છે, કારણ કે તે નાહક સીતાનું હરણ કરી, સીતા અને રામ બન્નેને ત્રાસ આપે છે. ઋષિ તેથી જો તેને શાપ દે તો કેવળ સ્વાભાવિક છે. પ્રેમથી લુબ્ધ થએલા ક્રૌંચ મિથુનને નાહક પીડા કરનાર નિષાદ, અને રામ અને સીતાના સ્નેહ યુગલમાંથી સીતાને લઇ જનાર રાવણ વચ્ચે અમને તો ઘણું સામ્ય લાગે છે. આમ હોઇ એ કવિ હૃદયને, આબે બનાવોમાં સામ્ય જણાયું હોવું જોઇએ અને રામાયણ લખવાની ઇચ્છા થઇ આવી હોવી જોઇએ. કારણ કે રામાયણની કથા તેમના મનમાં તાજીજ હતી. આવો સરળ કવિત્વમય અર્થ છોડી દઇ તાણી તોડીને मानिषाद નો અર્થ રામચંદ્ર કરવામાં અને રાવણ મંદોદરીને ક્રૌંચયુગલ કહેવામાં અમને તો કાંઇ અર્થ કે તાત્પર્ય જણાતું નથી. વળી રાવણને મારવામાં રામચન્દ્રને કારણ હતું. રાવણ સીતાનું હરણ કરી ગયો હતો. ટીકાકાર કામ મોહિતનો અર્થ સીતા ઉપર લુબ્ધ થએલો રાવણ એવો કરે છે. પરન્તુ આ બધામાં અમને તો ફક્ત રામાયણ શરૂ કરતા શ્લોકમાં ઋષિએ શ્રી રામચંદ્રને આશિષ આપી છે એવો અર્થ ઘટાવવાનો ટીકાકારનો દુરાગ્રહ માત્ર જણાય છે. એમ કરવાની કાંઇ જરૂર નથી. એમ અર્થ કર્યા સિવાય પણ એ શ્લોક રામાયણની શરૂઆત તરીકે ભલો રહેવાને દરેક રીતે યોગ્ય છે.



જ્ઞાનીસે જ્ઞાની મિલે, બાત બાતમેં જ્ઞાન;
ગદ્હેસે ગદ્હા મિલે, લાત લાતસે લાત.

* * *

શૂરા રણથી નવ ડરે, ધર્મી ડરે ન દાન;
પાપી પાપથી ના ડરે, ગુણીજન ડરે ન જ્ઞાન.

* * *

# દીર્ઘાયુષી થવાની કળા.

(અનુસંધાન ગતાંક પૃષ્ટ ૨૦૩ થી)

ઉપરના ઉપનિયમોના પાલન ઉપરાંત ચિંતા તિરસ્કારને તેવાજ શરીર ઉપર અત્યંત નુકસાનકારક અસર કરતા અન્ય માનસિક વિકારો જેનાથી મુક્ત રહેવું કઠિન છે તેમનાથી બની શકે તેટલું મારૂં રક્ષણ કર્યું છે, તો પણ આ વિકારોથી તદન મુક્ત રહેવાના મારા પ્રયત્નો સંપૂર્ણ રીતે વિજયી નિવડ્યા નથી. અનેક સમયે આ વિકારોએ મને વશ કર્યો છે પરંતુ આ અનુભવ પણ મને ઉપયોગી નિવડ્યો છે. મારા જાત અનુભવે મને ખાત્રી કરી આપી છે કે ખાન પાનમાં મિતાહારને નિયમિતપણું રાખવાના બે અગત્યના નિયમો જે મેં પ્રથમ બતાવ્યા છે તે નિયમને અનુસરીને જીવન ગાળનાર મનુષ્ય ઉપર આ વિકારો ઝાઝી સત્તા મેળવી શકતા નથી અને તેથી તેમના શરીરને વિશેષ નુકસાન થતું નથી.

તેથી કરીને હું સત્યતાથી કહી શકું છું કે જે મનુષ્ય આ બે મુખ્ય નિયમો પાળે છે તેમને કોઇ પણ પ્રકારનો શારીરિક કે માનસિક વ્યાધિથી વિશેષ ઉપદ્રવ થઇ શકતો નથી.

મારા સમયની લાંબી મુદ્દત પહેલાં પ્રખ્યાત વૈદ્ય ગેલને આ સત્યનો સ્વીકાર કર્યો છે. તે કહે છે કે હદ ઉપરાંત આહાર કે પાન ન કરવાનો તેનો અચલ નિયમ હોવાથી તેને કોઇ પણ પ્રકારનો વિકાર ઘણુંજ થોડું નુકસાન કરતો અને આ કારણને લીધે તે કદી પણ એક દિવસથી વધારે વ્યાધિગ્રસ્ત રહ્યો નહોતો.

આ કથન સત્ય છે તેનો હું પોતે મૂર્તિમંત દ્રષ્ટાંત છું. જે જે માણસો મારા નિકટ પરિચયમાં આવ્યા હશે તેઓ આ હકીકતને પુષ્ટિ આપશે. તેઓએ મને જીવનના અનેક પ્રસંગોમાં મારા ઉપર જે આફતો આવી છે તેની મારા પર થયેલી અસર જાતે જોઇ છે. તેમજ અતિ તાપ અને અતિ શીતમાં મારે રહેવું પડ્યું છે તે પણ જોયું છે. તે લોકોએ ચોકસ અવલોકન કર્યું છે કે આ વિકારોએ મને પરંતુ જે લોકો મિતાહારીને નિયમિત જીવન ગાળતા નથી તેમને આવી. વિપત્તિઓ જે ભારે દુઃખ ભોગવાવે છે તે વિષે તે લોકોજ ખાત્રીથી સાક્ષી પુરશે. આવા પુરૂષોમાં મારો એક ભાઇ અને બીજા કેટલાક નિકટના સગા હતા. તેઓ પોતાના મજબુત બાંધા પર આધાર રાખી નિયમિત અને મિતાહારી જીવન ગાળતા નહોતા અને તેને લીધે તેઓની વિપત્તિઓ તેમને ભારે અસર કરતી. જ્યારે તેઓએ ધનવાન અને સત્તાધીશ પુરૂષોએ મારા પર ન્યાયની કોર્ટમાં ઘણા અગત્યના દાવા કરેલા છે એમ જાણ્યું ત્યારે આ દાવાનું પરિણામ મારા વિરૂદ્ધ આવશે એવો તેમને ભારે ભય ઉત્પન્ન થયો અને અનિયમિત ને અત્યાહારી જીવન ગાળનાર મનુષ્યના શરીરમાં વિજાતીય દ્રવ્યરૂપી કચરો જે ચિંતારૂપી અગ્નિ તુરત પ્રગટાવવા હમેશ તત્પર હોય છે તેનો ભરપૂર સંચય થયેલો હોવાથી શીઘ્ર જ્વાળાગ્રાહી પદાર્થ અગ્નિના સ્પર્શથી જેમ તત્કાળ સળગી ઉઠે છે તેમ આ લોકો આવા આફતના પ્રસંગે દુઃખ અને દીલગીરીના દરીયામાં ડૂબી ગયા. આ ચિંતા ઉત્તરોત્તર તેમનામાં એટલી તો વૃદ્ધિ પામી કે તેમની જીંદગી અતિશય દુઃખદાયી બની અને તેઓ અકાળે મૃત્યુ પામ્યા.

પરંતુ આ વિપત્તિના સમયોમાં મને બીલકુલ ઉદ્વેગ થયો નહોતો કારણ મારા શરીરમાં અત્યાહારથી ચિંતારૂપી ચેહને અનુકૂળ કચરાનો સંચય થયો નહોતો, પરંતુ પરમેશ્વરે મારા ધૈર્યના બળની પરીક્ષા કરવા માટે આ દાવારૂપી આફત મારા પર આણી છે એવું હું આશ્વાસન લેતો અને નિશ્ચયથી માનતો કે આ દાવાનું પરિણામ મારા લાભ અને પ્રતિષ્ઠાની વૃદ્ધિમાં આવવું જ જોઇએ. વસ્તુતઃ અંતે હું માનતો હતો તેમજ થયું. આ ધનવાન અને સત્તાધીશોના દાવા નામંજુર થયા અને મને મોટો યશ અને નફો મળ્યો.

આ પ્રચ્છિત પરિણામથી મારા આત્માને પરમ શાંતિ થઇ અને મિતાહારીને નિયમિત જીવનના નિયમો જે હું દીર્ઘકાળથી અસ્ખલિત રીતે પાળતો હતો તેમાં મારી અચળ શ્રદ્ધા સુદૃઢ થઇ.

આથી સ્પષ્ટ થાય છે કે ચિંતા કે બીજી કોઇ શારીરિક કે માનસિક વિક્રિયા નિયમિતને મીતાહારી જીવન ગાળનારને ગંભીર ઇજા કરી શકતાં નથી. હું આગળ જતાં ખાત્રીપૂર્વક એમ પણ કહું છું કે આવા જીવનના અનુયાયીને અકસ્માતથી શારીરિક ઇજા થયેલી હોય તો તે પણ તેને થોડું દુઃખ ઉત્પન્ન કરે છે અને શરીરની જીવનશક્તિ એટલી પ્રબળ હોય છે કે થયેલ ઇજાઓ ગંભીર સ્વરૂપ ધારણ ન કરતાં જલદી રૂઝાઇ જાય છે.

આ કથનની સત્યતા મેં મારા પોતાનાજ અનુભવથી મારી ૭૦ વર્ષની વૃદ્ધ વયે જાણી. ઘણી ઝડપથી ગાડી હાંકતાં એક દિવસે મને અકસ્માત થયો. મારી ગાડી ઉંધી વળી અને ઘોડાને અટકાવી શકાય તે પહેલાં તે ગાડીને દૂર ઘસડી ગયા. હું છુટો થઇ ન શકવાથી મને ગંભીર ઇજા થઇ. મારૂં માથું અને શરીરના તમામ અવયવો છોલાઇ ગયા અને ખાસ કરીને મારા એક હાથ અને પગને સખ્ત ઇજા થઇ. મને ઘેર લઇ જવામાં આવ્યો અને મારા કુટુંબે વૈદોને તુરત બોલાવ્યા. મારી આટલી બધી વૃદ્ધ વયમાં આટલી બધી ગંભીર ઇજા પામેલો અને આવી શોચનીય સ્થિતિમાં મને જોઇને ત્રણ દિવસમાં મારૂં નિશ્ચયાત્મક મૃત્યુ થશે એવો અભિપ્રાય આપ્યા સિવાય તેઓનાથી રહેવાયું નહિ. મારા શરીરમાંના સંચિત વિજાતીય દ્રવ્યો ગમે તે વખતે મારા શરીરના ધાતુઓ અસમાનાવસ્થામાં લાવી ગમે તે સમય કાળજ્વર પેદા ન કરે માટે મારા આગમ માટે રક્તસ્રાવ અને વિરેચન રૂપી ફક્ત એજ ઉપાયો તેમણે સુચવ્યા પરંતુ મારી ખાત્રી હતી કે નિયમિત અને મિતાહારી જીવન મેં દીર્ઘકાળથી ગાળ્યું હતું તેથી મારૂં રૂધિર શુદ્ધ ને નિરોગ હતું અને મારા શરીરમાં અત્યાહારને લીધે રોગોત્પાદક દ્રવ્યોનો સંચય ન હોવાથી મને તાવ આવવા બીલકુલ સંભવ ન હતો તેથી મેં રક્તસ્રાવ કરાવવા દેવાની, રેચ લેવાની કે કોઇપણ પ્રકારની દવા ખાવાની ચોખ્ખી ના પાડી

મેં ફક્ત મારા પગની હાથ ઉતરી ગયેલા હોવાથી ચડાવરાવ્યા અને વૈદોના અભિપ્રાય પ્રમાણેનાં અનુકૂળ તેલથી મારા શરીરને ચોળવા દીધું. કોઇપણ જાતના અન્ય ઉપચાર વિના અને ઇજામાં કોઇપણ જાતની હાનિકારક વિક્રિયા વિના મને મારી ધારણા પ્રમાણે અલ્પ સમયમાં સંપૂર્ણ આરામ થયો.

આટલી વૃદ્ધ વયે આવી ગંભીર ઇજાઓ છતાં કોઇપણ જાતના ઔષધોપચાર વિનાનો મારો સ્વાભાવિક આરામ મારા વૈદોને તો એક અદ્ભુત દૈવી ચમત્કારજ લાગ્યો.

૧૫. **ઇજીપ્તની શોધ**—લોર્ડ કાર્નેવિરન અને મી૦ હાવર્ડ કાર્ટરે પુરાતન થીબ્સ નામની ઓળખાતી જગ્યા પાસે ૧૬ વર્ષ થયાં ખોદકામ કરીને રામીસીસ ૬ ઠ્ઠાની કબર નીચેથી અત્યાર સુધીમાં નહિ શોધાયલો ઓરડો શોધી કાઢ્યો છે. આ ઓરડામાં ઢાળ ચઢાવેલા હીરાજડીત સોફાઓ, શીકારના દેખાવોવાળી પેટીઓ, એક રાજ્યાસન, શાહી છત્રીઓ રથો વીગેરે ઘણી બાદશાહી ચીજો માલુમ પડી આવી છે. એક પછી એક ત્રણ ઓરડા છે એમ જણાય છે. આ કબર તુતન્ખા રાજકુટુંબની ૧૮ મી પેઢીની છે. તેણે તેલેમારના અને થીબ્સમાં ઇ૦ સ૦ પૂર્વે ૧૩૫૮ થી ૧૩૫૦ સુધી રાજ્ય કર્યું હતું.

૧૬ નવા વર્ષની વર્તારો—ગુજરાત કાઠીયાવાડના દેશી વાયુશાસ્ત્રી જણાવે છે કે કાર્તિક માસનું ગઢ.સ ઘ્લાકાનું તથા ભાલનું માવઠું આવતા ચોમાસા માટે મિત્રની ગરજ સારશે. ત્યારે માગશરનુ માવઠું ને વાદળાં આવતા ચોમાસામાં શત્રુની ગરજ સારશે એવાં ચિન્હ દેખાયાં છે. ૨. ચાંદીનો બજાર હાલ ૮૨–૮૫ વચ્ચે રમે છે તે હજુ વધુ ગગડી પડી ૭૫ નીચે ગયે લેનાર વધુ ફાવશે. હાલ વેચનાર ફાવશે. સોનું વધઘટ થતા ૨૫ નીચે જશે. અળશી ૧૨–૧૨॥ વચ્ચે કે ૧૨ મથાળે લેનારને તેઓનો ભારે લાભ મળશે. ઘઉં ડોંઘા છે તેમાં ૮ ઉપર વધી પછી મંદી આવી જશે. ૩. હિંદને સ્વરાજ્ય મળશે પણ સંવત ૧૯૮૩ માં ઉગનાર ધૂમકેતુ પહેલાં મળવું દુર્લભ છે. સ્વરાજ્ય મેળવવા પહેલાં સર્વ ધંધાનું સ્વરાજ્ય મેળવવા સંગીન ઉપાય લેવાની જરૂર હોઇ સ્પર્ધા, (હરીફાઇ) વધારવી જોઇએ. કહેવા કરતાં કરી બતાવે. બધા ધંધા સજીવન થવાની જરૂર છે.

૧૭ ચીલીમાં ધરતીકંપ થવાથી ૧૮૦૦ માણસ મરણ પામ્યા અને હજારો મનુષ્યો ઘરબાર વગરના થયા છે. કુદરતી આફત તે આનું નામ. તેનાથી બચવાને ઇષ્ટ સ્મરણ એજ સાચો ઉપાય છે.

૧૮. ગાયકવાડ સરકાર છેલ્લામાં છેલ્લી ઢબનું છાપખાનું કાઢનાર છે અને તેને માટે મકાન પણ તૈયાર કરાવ્યું છે.

૧૯. જર્મનીમાં દોરડા વગરનો ટેલિફોન સાર્વજનિક રીતે દાખલ કર્યો છે.

૨૦. પોરબંદરમાં પથ્થર ઉપર ખંગાળી મણે બે આનાને બદલે એક આનો જકાત લેવાનું ઠર્યું છે.

૨૧. મુંબઇ સરકાર જણાવે છે કે આઠ આનાનો નીકલનો સીક્કો ચલણમાંથી પાછો ખેંચી લેવાયો નથી પરંતુ તે સીક્કા લોકપ્રિય ન થવાથી હવે વધુ પાડવામાં આવતા નથી.

૨૨. દર મહિને રૂ. ૨૦) અને તેથી ઓછું પેનશન મેળવનારનાં પેનશન મનીઓર્ડરથી મોકલવા હિંદી સરકારે હુકમ કર્યો છે.

૨૩. માળીયાના ઠાકોરે પોતાના રાજ્યમાં અપાતો દારૂનો ઇજારો બંધ કર્યો છે.

૨૪. બજાણા રાજ્યે રૂ. અઢી લાખના ખરચે રણમાં એક પુલ બાંધ્યો છે તે ખુલ્લો મૂકાયો છે.

૨૫. ક્રોનીકલને હાઇકોર્ટે કારોબારી ખાતાની પખેપાતી છે એમ જણાવ્યાના ગુન્હા બદલ રૂ. ૫ હજારનો દંડ થયો છે.

૨૬. ભરૂચના શ્રી પ્રાણશંકર આચાર્યને એક વરસની સખત મજુરી સાથેની દેશસેવા માટે મળી છે.

# હિંદુ-મુસ્લીમ ઐકય-સંભવ કે અસંભવ?



પ્રસિદ્ધ અંગ્રેજી લેખક કિપ્લિંગ જણાવે છે કે 'પૂર્વ તે પૂર્વ અને પશ્ચિમ તે પશ્ચિમ,' એ બે કોઇ પણ દિવસ મળી શકે નહિ. એટલે કે પૌર્વાત્ય સભ્યતા અને પાશ્ચાત્ય સભ્યતામાં એટલો બધો વિરોધ કહો કે અંતર છે કે બન્નેનો સંગમ અસંભવિત છે. કોઇ પણ વસ્તુને બીજી વસ્તુ સાથે તાદાત્મ્યરૂપે જોડી દેવી હોય તો આવશ્યક છે કે બન્ને વસ્તુના ગુણ પરસ્પર આકર્ષક હોય. પાણીમાં રેતીને ગમે તેટલા પ્રયાસે પણ ઓગળાવાય નહિ તેમ તેલ અને પાણીનું મિશ્રણ પણ થઇ શકે નહિ જેમ પ્રાકૃતિક પદાર્થોને સામાન્ય-આકર્ષક ગુણનો સિદ્ધાન્ત લાગુ પડે છે તેમ મનુષ્ય સમાજમાં પણ એજ નિયમ કાર્ય કરી રહ્યો છે. બે જણ મૈત્રીની ગાંઠથી ત્યારેજ જોડાઇ શકે કે જ્યારે બન્નેના ગુણ, કર્મ અને સ્વભાવ મળતાવડા હોય, પરસ્પર વેર કિંવા ઇર્ષ્યા નહોય અને એક બીજાના વિચાર એકજ દિશામાં વહેતા હોય. 'तप्तेन तप्तमयसा घटनाय योग्यम' એક લોહાનો કકડો બીજા લોહાનો કકડા સાથે ત્યારેજ સંગઠિત થઇ શકે કે જ્યારે બન્નેની અંદર એકજ પ્રકારની ઉષ્ણતા હોય. તદનુસાર વ્યક્તિ તેમજ સમષ્ટિની અંદર પણ એજ નિયમ અનાદિ કાળથી ચાલતો આવ્યો છે. જ્યાં મન જૂદા, વિચાર જૂદા, મતલબ કે દરેક વાતમાં જુદાપણું હોય ત્યાં ઐકય સમાનતા અથવા સમભાવના સંભવી શકેજ નહિ.

ભારતવર્ષમાં ઘણા વર્ષ થયાં બે મોટી જાતિઓ અસ્તિત્વ ધરાવે છે. અનેક વર્ષો વહી ગયાં છતાં બન્ને જાતિઓ પોતપોતાનું અસ્તિત્વ કાયમ રાખી રહી છે એ વાત દુનિયાને પણ વિમાસણમાં નાંખી દે છે. મહાન્ અકબરે એ બે જાતિઓને એકઠા બનાવવાનો પ્રયત્ન આદર્યો અને આન્તર વિવાહ પદ્ધતિ પણ શરૂ થઇ ગઇ હતી. અકબરના દરબારમાં મુસલમાન ભાઇઓ તેમજ હીંદુ ભાઇઓ ઘણો ઉંચો દરજ્જો ભોગવતા. કેટલાક રાજપુત-ક્ષત્રિયવંશી મુસ્લીમ ભાઇઓ સાથે અત્યંત પ્રીતિ પૂર્વક વર્તતા, તે સમયે મુસલમાનોની સંખ્યા પણ ઝાઝી નહતી તેથી જો તે દિશામાં વધુ પ્રયાસ થયો હોત તો સંભવ છે કે હીંદુ-મુસ્લીમનાં હૃદય જોડાઇ ગયાં હોત. પરન્તુ તે કાળમાં પણ રાજપુત હીંદુઓનો એક મોટો સમૂહ એવો હતો કે જેણે મુસલમાની પાદશાહી તેમજ મુસલમાન ભાઇઓના આચાર વિચારને ન સ્વીકારતાં પોતાના ધર્મને વળગી રહેવાનું વ્રત લીધું. ચાલો આપણે જરા તપાસીએ કે આ પ્રમાણે થવાનું શું કારણ હતું.

હીંદુ કોમે બુદ્ધદેવના આગમન બાદ કાંઇ નવુંજ સ્વરૂપ ધારણ કર્યું હતું. વામ માર્ગીઓની હત્યા બંધ થઇ ચૂકી હતી. સર્વત્ર શાંતિ, અહિંસા અને પ્રાણી માત્ર પર દયા આવિર્ભૂત થઇ હતી. હીંદુ જાતિએ, અહિંસાનું વ્રત લીધું હતું. કહો કે પોતાનું પ્રાચીનપણું સંભાર્યું હતું. 'तत्राहिंसासत्यास्तेय' ઇત્યાદિ યમ નિયમનું યથાર્થ જ્ઞાન તેને થયું હતું. પ્રાણી માત્રપર દયા રાખવી; તેમને મન, વચન કે કર્મથી વેદના ન આપવી એ હીંદુઓનું મૂળ મંત્ર બની ચૂક્યું હતું. હીંદુ ધર્મપ્રધાન જાતિ છે. તેમ મુસલમાન કોમ પણ પોતાના ધર્મ પ્રતિ ઓછી લાગણી

ત્રાસનાર નથી. હીંદુ ધર્મને નામે પ્રાણાર્પણ અર્પવા તૈયાર રહેતો. અહિંસા, સત્ય આદિ સદ્‌ગુણો હીંદુ ધર્મના અંગ બની ચૂકયા હતા તેથી હીંદુ જાતિને પશુવધ જોતાં પણ ગ્લાનિ અને કારી થતી. મુસ્લીમ બંધુઓ હીંદુ ધર્મની ભાવનાઓને સમજ્યા હોત અને તે પ્રમાણેજ હુઓ સાથે વર્ત્યા હોત–તો–હીંદુ કોમ એવી છે કે ભાઇઓને માટે પોતાના પ્રાણ અર્પવા તૈયાર થ જાત. અરે એટલું તો વિચારો કે હિંદુ જાતિએ પોતાની ઉદારતા ક્યારે નથી દાખવી? ધુનિક ચળવળમાં પણ હીંદુ કોમે મુસ્લીમ બિરાદરોને કોઇ પણ પ્રકારે મદદ નથી કરી શું? દુ જાતિએ મુસ્લીમ ભાઇ પ્રત્યે કોઇ પણ દિવસ નીચતાની દ્રષ્ટિએ નથી જોયું!! પીર થ્વીરાજ જેવો કોઇ વિરલોજ હશે કે જે શત્રુને ક્ષમા આપી છોડી દે. ખરેખર, 'ક્ષમા વીરસ્ય ભૂષણમ' પરન્તુ એજ પૃથ્વીરાજને આખરે લોહાની ભારે શ્રૃંખલાઓ પહેરવી પડી. ઇતિહાસ એવા અનેક દ્રષ્ટાન્તોથી ભરપૂર છે. હીંદુ મુસ્લીમ ઐકય ઇચ્છનારે ઇતિહાસનું વિચારપૂર્વક નિરીક્ષણ કરવું.

જ્યારે આ પરિસ્થતિ છે તો હિંદુ–મુસ્લીમ ઐકય કેવી રીતે સાધી શકાય? શું બન્ને કોમો એક બીજાની ધાર્મિક લાગણીઓ નહિ દુખાવાનું કબુલ કરે છે? શું મુસ્લીમ ભાઇઓ પોતાના સ્વાદને નહિ ત્યાગી શકે? મુસ્લિમ બિરાદરો પ્રાણીઓની રક્ષામાં સહાયક નહિ બને શું? મહાનુભાવ સર સૈયદ અહમ્મદ તો કહી ગયા કે 'હીંદુ અને મુસલમાન' એ હીંદની બે આંખો છે એ કથન ખોટું પડશે કે? આપણે તો એજ ઇચ્છીએ કે એ સાહેબના કથનને બન્ને કોમના પરસ્પર થી પુષ્ટિ મળે. ચાલુ જમાનામાં જસ્ટીસ બદરૂદીન તૈયબજી પણ હીંદુ–મુસ્લીમ ભિન્નતાને દૂર કરતા મથી ગયા; પરન્તુ હજી સુધી બન્ને કોમોમાંથી કોઇએ પણ તપાસ કરી કે હીંદુ અને મુસલમાન એ બન્ને કેટલા અંશમાં જોડાયા અને હજુ કેટલા અંશમાં જોડાવા બાકી છે? રાજકીય પરિસ્થિતિને લીધે કહો કે એકજ ઘરમાં રહેતા ભાઇઓ પર બાહ્ય દબાણને કારણે બંને કોમે ક્ષણિક ઐકય ધારણ કર્યું તો પણ શું થયું? એ કૃત્રિમ ઐકય તો પાણી અને રેતીના મિશ્રણ જેવું થયું. એ કાંઇ વાસ્તવિક ઐકય ન કહેવાય. જો મારા મુસ્લીમ બિરાદરો સ્વીકારતા હોય કે કોઇ પણ પ્રકારની હિંસા કરવી એ પાપ છે તો હું છાતી ઠોકીને કહી શકું છું કે આપણો અડધો મતભેદ એકજ ક્ષણમાં દૂર થઇ જાય. હીંદુઓમાં પણ કેટલીક ન્હાની ન્હાની કોમો હિંસા કરે છે એ પણ આપણે દિલગીરીની સાથે જાણવું જોઇએ પરન્તુ તેથી હિંસાનો સર્વમાન્ય સિદ્ધાન્ત વિચલિત થઇ શકે નહિ. ગાય જેવું ઉપયોગી પ્રાણી શું મુસ્લીમ બિરાદરોને પ્રિય નહિ હોય? શું તેમનામાં દયાનો છાંટો પણ નહિ હોય? ખુદાએ–ઇશ્વરે જેટલાં પ્રાણી ઉત્પન્ન કર્યાં છે તેમની પાસેથી જીવવાનો હક્ક ઇશ્વરે છીનવી લીધો તો નથીને? સને ૧૮૮૧. કોંગ્રેસમાં જસ્ટીસ બદરૂદીન તૈયબજીએ પ્રમુખપદેથી હીંદુ–મુસ્લીમ ઐકયનો પ્રશ્ન જનસમુદાય સન્મુખ રજુ કર્યો. તે પછી રાજર્ષિ ગોખલે આખા દેશમાં ફર્યા; મુસ્લીમ નેતાઓને મળી કાંઇ નિવેડો લાવવા પ્રયત્ન કરતા રહ્યા; પરન્તુ તે સમયે હીંદ વિચારના વમળમાં પડી પાશ્ચાત્ય સંસ્કૃતિની ભભકતી રોશનીથી અંજાઇ રહ્યું હતું. 'હીંદુ–મુસ્લીમ ઐકયની શી જરૂર છે?' એવા પણ મતો હતા. દિવસે દિવસે જેમ જેમ દેશ તરફ બન્ને કોમોનું વલણ વધતું ગયું તેમ તેમ આ તરફના વિચારો દ્રઢ થતા ગયા મારી દ્રઢ ધારણા છે કે બન્ને કોમોમાં એવા પુરૂષો અવશ્ય છે કે જેમનામાં અહિંસાનો સિદ્ધાન્ત રગે રગે વ્યાપી રહ્યો હોય પરન્તુ રૂઢિના બંધનને લીધે અથવા તો માનસિક નિર્બળતાને લીધે અથવા ધર્મના ઓઠાને કારણે એવા પુરૂષો પ્રગટપણે આહ-

સાનો સિદ્ધાન્ત કબુલ કરી શકતા નથી. કદાચ મુસ્લીમ ભાઇઓ અહિંસાનો સિદ્ધાન્ત ન સ્વીકા ગૌ આદિ પ્રાણીઓનું રક્ષણ કરવામાં સહાયભૂત ન થાય ? તો હિંદુ-મુસ્લીમ ઐક્યની કલ્પના પ થઇ શકે ખરી ?

અફસોસ ! દિનપ્રતિદિન શોકજનક સમાચાર સાંભળવા પડે છે. આજે હીંદુઓએ મુસ માનોને માર્યા અને કાલે મુસલમાનોએ હીંદુઓને ટોક્યા. આ બાલિશપણું, અરે કહો કે આત્મઘાત આ હીંદુસ્તાનના નાશના ઉપાયો ક્યાં સુધી ચાલુ રહેશે ? આપણા પ્રતિપ...ઓ ઉ ઉભા દાંત કાઢે છે, આપણી મશ્કરી કરે છે, આપણને શરમાવે છે. જુઓ, 'ટાઇમ્સ' શું કહે છે

But when the Montagu Chemsford Scheme of reforms wa introduced in 1920, Mr Gandhi Stemmed the tide, he waved h word, brought religion into the political life of the Country f the purposes of common united political action on the part of bo Hindus & Mohmedans and taking advantage of the Khilaf agitation, Sought to promote Hindu Muslim unity on the basi the cry "Down with the British Government and its politi institutions in India."

અર્થાત્ સરકારે સુધારા દાખલ કર્યા કે તરત જ મ. ગાંધીએ ખિલાફતના ઓઠા તળે હીંદુ-મુસ ઐક્ય કરવાનો પ્રયાસ આદર્યો. આપણે પૂછીશું કે એમાં મહાત્માજીએ અશુભ શું કર્યું ?

હિંદુ-દેવીના વીર પુત્રો ! પરસ્પર લડતા કરતા તો પ્રતિપક્ષીના દળમાં જઇ શત્રુને થવું વધારે શ્રેયસ્કર છે-તેથી પણ વધુ ઉત્તમ તો મૃત્યુ છે. બન્ને કોમ ઐક્યના પ્રશ્ન ઉપર પણ વિચાર કરી કાંઇ પણ પરિણામ પર આવે તો ઠીક ! ઠીક નહિ તો એની લડતમાં તૈયાર હોયજ !!

રમણીકલાલ ગીરધરલાલ મોદી.



ચિંતાસે ચતુરાઇ ઘટે, ઘટે રૂપ ઔર જ્ઞાન,
ચિંતા અજ્ઞરી જાનીએ, ચિંતા ચિતા સમાન.
\+ × + +
જ્યોં કેળે કે પાતમેં, પાત પાત મેં પાત;
ત્યોં સાધુકી બાતમેં, બાત બાત મેં બાત.
\+ + + +
તુલસી મીઠે વચનસે, સુખ ઉપજત ચહું ઓર;
વશીકરણ એક મંત્ર હય, 'તજ દે વચન કઠોર.'
\+ + + +

વિચાર માત્ર કરતાં સમસ્ત શરીર કંપી ઉઠે છે. ત્યારે તેમના વિયોગ સમય મારૂં શું થશે આમ વિચાર તરંગોમાં ખેંચાતી બાલિકાનાં કોમળ નયનોમાં અશ્રુ ઉભરાયાં. તેનું ધબકવા લાગ્યું. પુનઃ થોડીવારે તેનું વ્યથિત મન બોલી ઉઠ્યું "નહિ; હું મારા પિતાને નહિ જાઉં હું સુરબાળા અને કુમુદના પગે પડી અત્રેજ રહેવા દેવાની વિનંતિ કરીશ દયાળુ છે. મારી વિનંતિનો અસ્વિકાર તેમનાથી થઇ શકશે નહિ. પણ મારા બાપુ, મારાં ફઇની શી દશા થશે ? શું તેઓને મારી સ્મૃત્તિ હજી હશે ? તેઓ મને મરેલી માનતા હશે કેવું સારૂં ? તેમણે મારી શોધ તો અવસ્ય કરાવી હશે; અને મારા વિયોગથી તેઓ દુઃખી હશે. પણ મને અહિંથી જવું ગમતું નથી. જો સુરબાળા બ્હેન અને કુમુદકાન્ત મારી સાથે મારા પિતાને ઘેર આવી રહે તો હું ખુશીથી પિતાની પાસે જાઉં. "પિતાના ભવ્ય મહાલય અમે આનંદ કરશું. પણ મારી આ ઇચ્છા સુરબાળા અને કુમુદકાન્ત માન્ય શી રીતે કરે સ્વર્ગ ભૂમિમાં વિહરનારા દેવબાળકોને માનવ ભૂમમાં ક્યાંથી મોજ મળે ? નંદનવનમાં વિ[illegible] કરનારાંઓને મરૂભૂમિમાં ક્યાંથી શાન્તિ વળે ? અમૃત પાન કરનારાં જળપાનથી શી રીતે [illegible] આ પુન્ય ભૂમિમાં પ્રફુલ્લિત વદને ભોળા ભીલ જનોના પ્રેમાસ્વાદમાં આનંદ અનુભવ[illegible] સુરબાળા અને કુમુદકાન્તને સ્વાર્થ પૂર્ણ કોલાહલમય નગરમાં આનંદ ક્યાંથી મળે ! હે ભગવ[illegible] આપની શું ઇચ્છા છે ? મારા નશીબના છૂપા ભેદમાં શું ભેદ છૂપાયો છે ? મારૂં શું થશે ! આવાં અનેક વિચારોમાં તદરૂપ બનેલી બાળા આખરે કંટાળી ઉભી થઇ અને ઘેરે બહાર નીક[illegible] કુન્જવન તરફ જવા લાગી. વિચાર ગ્રસ્ત કમલિની મંદમંદ પગલાં ભરતી કુન્જવનમાં પ્રવે[illegible] અને કુમુદકાન્તને જોવા તેનાં કમળ નયનો ચારે તરફ ફેરવવા લાગી. કુમુદ શિલાપર નિદ્રિ[illegible] પડેલો જણાયો. કમલિની તેની નજીક ગઇ અને આંખ્યોનો એક પણ પલકારો માર્યા વિ[illegible] કુમુદના વદન કમળને નિહાળી રહી. નિદ્રાવસ્થામાં કુમુદ અપૂર્વ ભાસી રહ્યો હતો. એનું શાન્ત જણાતું હતું. પ્રવાલસમ રક્ત ઓષ્ટન અર્ધા બિડાએલા હોવાથી દંત પંક્તિઓ મે[illegible] મોતી સમાન શોભી રહી હતી. કમલિની ઘણીવાર કુમુદના મુખ મંડળને નિહાળી રહી. તે[illegible] તૃપ્તિ થઇ નહિ. હૃદયમાં વિચાર માળા ચાલુજ હતી. "શું આવા દેવાંશી યુવકના સહવાસ[illegible] મારે દૂર થવું પડશે ? શું આ વીર યુવક અને સુરબાળા પોતેજ મને કહેશે કે પિતાની પાસે [illegible] કુમુદ ! પ્રિય કુમુદ ! શું તું મને પિતાજીની પાસે જવાનું કહી શકીશ ? શું તને મારા વિ[illegible] ગમશે ? મારા જવાથી તારી સાથે પર્વત પ્રદેશમાં ઘણે દૂર સુધી ફરવા કોણ આવશે ? કુ[illegible] તારા પ્રત્યે મારી પ્રેમ લાગણી આટલી બધી શાને ખેંચાય છે ? તારાથી દૂર થઇશ એ વિ[illegible] મને ગભરાવી મૂકે છે. અહા ! નિદ્રામાં પણ તું કેવો સુંદર જણાય છે ? તારી વાંસળી પણ તા[illegible] છાતી પર પડેલી છે. અહા ! તે પણ પૂરી ભાગ્યવાન છે. આ વાંસળી દરરોજ તારા કર કમ[illegible] રમણ કરે છે. લાવ આજે હું તેને બજાવું અને હું પણ કંઇક વગાડી જાણું છું એવું [illegible] તને કરાવું. પણ તું ઉંઘમાં છે ? કુમુદ ! તું વાંસળી શી રીતે સાંભળી શકીશ ?" કમલિ[illegible] વિચારમાં પડી અને પછી કંઇક નિશ્ચય કરી તેણે કુમુદની છાતી પરથી ધીમે રહી વાંસળી ઉપ[illegible] લીધી. ભાલ પ્રદેશપર પથરાએલા વાળને બરાબર કરી કમલિનીએ ત્યાંથી ગમન કર્યું. કુન્જવન[illegible] બહાર નીકળી. કમલિની પાસે આવેલી એક નાનકડી ખીણમાં પ્રવેશી અને ત્યાં આવેલા એક આમ્ર વૃક્ષ નીચે પડેલી શીલાપર સ્થાન લઇ તેણે વાંસળી વગાડવાનો આરંભ કર્યો.

સમય થવા આવ્યો હતો. પવનમાં ધીમે ધીમે શીતળતા આવતી હતી. પ્રભાકરપ્રભુ પર્વતોની ઉંડાણમાં ઉતરતાં હતાં. પક્ષીઓ આમ તેમ ઉડી મધુરા અવાજથી અરણ્યની શોભા વધારી રહ્યાં હતાં. આવા ખુશનુમા સમયેજ કમલિનીએ બન્સી બજાવવા માંડી. મંદમંદ વાગતી વાંસળીનો સુર ધીમે ધીમે વધવા લાગ્યો. થોડી વારમાં તો અદભુત-મોહક સુર નીકળવા લાગ્યો. પાણીના રેલાની મફક વાંસળીનો મધુરો અવાજ ચઢ-ઉતર થવા લાગ્યો. પંખીઓ શાન્ત થઇ બન્સીનો મધુર ટહુકાર સાંભળી રહ્યાં. હરણો વાંસળીના અવાજથી કમલિની પાસે દોડી આવી ઉભાં રહ્યાં. કમલિની આવી રીતે વાંસળી વગાડી જાણે છે એવું સદ્‌ભાગ્યે કે કુમુદ જાણતાં ન્હોતાં. કોઇ કોઇવાર કુમુદ વાંસળી વગાડતો અને કમલિની તેના વખાણ કરતી. પણ કમલિની જેવી રીતે બન્સી બજાવતી તેવી કુમુદ બજાવી શકતો નહિં, બાલિકા બન્સીના તાનમાં મસ્તાન થઇ એમ જણાયું. પંખી અને કુરંગો બન્સીના તાનમાં ગુલતાન બન્યાં. વાંસળીનો મીઠો ટહુકાર પર્વતને ભેદી દૂર સુધી સંભળાવા લાગ્યો. સર્વત્ર શાન્તિ પથરાઇ રહી. નિંદ્રાવશ કુમુદના કાનમાં કોમળ-સુર પ્રવેશ્યો તેની આંખો ઉઘડી ગઇ. અને તે તત્કાળ ઉઠી બેઠો થઇ વાંસળી સાંભળી રહ્યો. સમય વિવવાં મોરલીના નાદથી જેમ નાગ ડોલે તેમ કુમુદ ડોલવા લાગ્યો, તેને પોતાની વાંસળીની સ્મૃતિ થઇ. નીચે જોયું, આસપાસ જોયું, પણ વાંસળી જણાઇ નહિં તે વિચારમાં પડ્યો અને પછી આત્મગત બોલ્યો; "મારી વાંસળી અહિં નથી. આ તેનોજ અવાજ. પણ તે કોણ લઇ ગયું હશે ? અને તેને કોણ વગાડતું હશે ? વગાડનાર કોઇ ઉસ્તાદ જણાય છે, અહા! કેવી ખુબીથી વાંસળી અત્યારે વાગી રહી છે ? હું હંમેશાં વગાડું છું. પણ આવી રીતે વગાડી શકતો નથી. વાંસળીનો કોમળ મીઠો અવાજ મને અત્યારે ઓરજ આનંદ ઉપજાવી રહ્યો છે. પ્રભુના કર-કમળમાં રમણ કરનારી પ્રિય બન્સી! આજે આ તારો જાકત તારા મોહક અવાજથી તેનું ભાન ભુલ્યો છે? તારો અવાજ અત્યારે મને જેવો મિઠો લાગે છે તેવો અવાજ આજ પર્યંત લાગ્યો નથી. તું કયા ભાગ્યવાનના હાથમાં આ વખતે શોભી રહી છે ? શું સાક્ષાત શ્રી કૃષ્ણચંદ્ર તો પધાર્યા નથી ને ? કંઇક એમજ સમજાય છે. વાંસળીમાંથી નીકળતો અવાજ દૈવી છે. આવી રીતે વગાડવાનું માણસનું ગજું નહિં" આમ તર્ક કરતો કુમુદ શાન્ત ચિત્તે વાંસળી શ્રવણ કરી રહ્યો. તેના મુખમાંથી વાંસળી વગાડનારને માટે ધન્યવાદના ઉદ્દગાર નીકળી પડ્યા. સહસા બન્સી નાદ બંધ થયો. કુમુદનું દિલ ચિરાયું. હૃદય વધુ સાંભળવાને ઉત્સુક બન્યું. પુનઃ બન્સીનાદ શરૂ થયો. કુમુદ બોલી ઉઠ્યો; "ખરેખર! આ બન્સી નાદે આજે મને લોભાવ્યો છે. કેવો અજબ ચમત્કાર? બન્સી લાકડાની છે પણ તે દૈવી વસ્તુ છે. પ્રભુના કરકમળમાં રહેલી છે. જેના નાદથી શ્રી-કૃષ્ણચંદ્રે ત્રિલોક ડોલાવ્યું હતું, જેનાથી વ્રજવાશીયો ભાન ભૂલ્યાં હતાં, હા તેજ વાંસળીએ આજે તેનાજ ભક્તનું ભાન ભુલાવ્યું છે. મનમાં એમ થયા કરે છે કે આ વાંસળી [illegible]વાગ્યાજ કરે: તો કેવું સારૂં ? ચાલ; આ મોહક અવાજથી મને આકર્ષનારા બન્સી બજાવનારનાં દર્શન કરૂં અને જોઉં તો ખરો, કે, તે મહા પુરૂષ કોણ છે?" કુમુદે વાંસળીના અવાજ તરફ ધ્યાન રાખી ધીમે પગલે ચાલવા માંડ્યું. બન્સીના તાનની સાથેજ તેનાં પગલાં ઉપડતાં હતાં શ્રી કૃષ્ણચંદ્રની [illegible] અવાજથી જે પ્રમાણે ગોપીકાઓ ગોત પોતાનું ભાન વિસરી શ્રીકૃષ્ણ સમિપ [illegible]તી; [illegible] પ્રમાણે કુમુદકાન્ત વાંસળીના અવાજ તરફ ખેંચાઇ જવા લાગ્યો. તેની અવસ્થા [illegible] વિ[illegible] બની રહી હતી,

"જ્યારે તમારો એવો સ્નેહ છે ત્યારે મને સદા અહિંજ તમારી સાથે રહેવા દોને ?"

"બાળે ! તું આહિં રહી શું કરીશ ?"

"તમે કહેશો એ કરીશ"

"તારા પિતા..." કુમુદ વધુ બોલી શક્યો નહિ, તેની આંખોમાં પ્રેમાશ્રુ ઉભરાયાં. કમલિની બોલી, "હું મારા પિતાને વિનવી અહિં તમારી પાસે રહીશ."

"એ સત્ય છે, પણ તું અત્રે મારી પાસે ક્યાં સુધી રહી શકીશ ?"

"જીવન પર્યંત" આ શબ્દો બોલતાં કમલિનીના મુખપર નિશ્ચયની છાયા જણાઇ.

"એમ કેમ બને ? તારે યોગ્ય ઉમ્મરે પરણવું પડશે,"

"હું તમને પરણું તો ?" બાલીકાએ કહી નાંખ્યું.

કુમુદ કંપ્યો, તેના મનમાં કંઇક થઇ ગયું ! તે બોલ્યો, "કમલિની! તું અજ્ઞાન-ભોળી છે, મારા પ્રત્યેનો પ્રેમજ તને આમ બોલાવે છે. દેવાંશી બાળા ! મારા હૃદયમાં રહેલો તારા પ્રત્યેનો સ્નેહ શુદ્ધ દૈવી છે. શું તું નથી જાણતી કે મેં મારૂં જીવન દેશ સેવનાર્થે સમર્પણ કરેલું છે ?"

"તે વાત બ્હેને મને કરી હતી. પણ તેથી શું થઇ ગયું તમારે નહિ પરણવું હોય તો આપણે નહિ પરણીએ. હું તમારી સાથે રહીશ અને તમારી દેશસેવનામાં મદદરૂપ બનીશ. બોલો પછી કાંઇ ?"

"કમલિની ! તું શ્રીમાન માત-પિતાની પુત્રી છો, તમારાથી મારી સાથે રહેવાયજ નહિ. ા દેશ સેવનામાં કેટલા સંકટ સમાએલાં હોય છે તે ફક્ત અનુભવીજ સમજી શકે છે."

"એ સઘળાં સંકટો સહન કરવાને હું તૈયાર છું. ગરીબોની કેમ સેવા કરવી તેનું જ્ઞાન ...ને સરૂબાળા બ્હેન પાસેથી પ્રાપ્ત થયું છે. કુમુદ ! હું પિતાના વૈભવની વિલાસી નથી; પરણીને સુખ-આનંદમાં અનુભવવાને લેશ માત્ર રાજી નથી; પણ અહિં; આશાન્ત સ્વર્ગિય સ્થાનમા તારા જેવા દેવાંશી સાથે સદા નિવાસે ... હું અત્યંત અભિલાષી છું. કુમુદ ! મારા હૃદયની આ તીવ્ર ઇચ્છા શ્રી જગદીશ જરૂર એક દિવસે પરીપૂર્ણ કરશે." કમલિની વધુ બોલી શકી નહિ. તેની આંખોમા અશ્રુ ઉભરાયાં કુમુદના હૃદયમાં પણ દેશ વખતે અજબ પરીવર્તન થઇ રહ્યું હતું. તે મહાન ગંભીર વિચારમા ડુબ્યો અને પછી થોડીવારે વિચારનો ત્યાગ કરી કમલિનીનો હાથ પકડી ઉભો થતાં બોલ્યો; "બાળા ! ચાલો પ્રભુની ઇચ્છા મુજબ સૌ કાંઇ થયા કરશે, ભવિષ્યના અંધકારમાં શું છૂપાયું છે તે પ્રભુ જાણે છે. અત્યારે આવા વિચારની શી જરૂર. ચાલો આપણે રાત્રિ પડતાં ગૃહે ગમન કરી જઇએ." કમલિની અ.. કુમુદે ત્યાંથી ગમન કર્યું. કુમુદે આજે બનેલી બીના બ્હેનને વિદીત કરી. સરૂબાળાએ સ્નેહથી કમા.નીને હૃદય સાથે દાબી આશિષ આપી, અને પછી તેને તેના પિતાની પાસે જવાને અનેક પ્રકારે સમજાવી પોતાના વિયોગથી થતી પિતાની દશા અને સરૂબાળાના આગ્રહથી કમલિની જવાની સંમત થઇ. કુમુદ અને એભલને તેની સાથે જવાનું નક્કી થયું. મોટા મળસકે નિકળવાનું નિમ... કર્યું. સઘળાં સૂતાં અને પ્રભુ સ્મરણ કરતાં નિદ્રાધીન થયાં. રાત્રિ જલ્દી પૂરી મોટું મળસ... થયું.

સરબાળાએ સઘળાંને જાગૃત કર્યા. કમલિની તૈયાર થઇ. સુરબાળાની આંખોમાં અશ્રુ ઉભરાયાં. કમલિનીની પણ એજ દશા થઇ. બન્ને એક બીજાના હૃદય સાથે ઘણીવાર વળગી રહ્યાં. સરબાળાએ આશિષને વર્ષાદ વરસાવતાં ગદગદીત કંઠે કહ્યું, "બ્હેન ! તારાં બાપુની આજ્ઞા લઇ, કોઇક દિવસે અહિં આવજે હાં ? મને ભૂલીશ નહિ ?" સરબાળા વિશેષ બોલી શકે નહિ. કમલિનીનું હૃદય ચિરાતું હતું. તેણે અજબ નયને બે હાથ જોડી સુરબાળાને શિર નમાવ્યું. સુખથી કંઇપણ બોલી શકી નહિ. કુમુદ-એબલ તૈયાર થઇ ઉભા હતા. કમલિનીએ મહા પ્રયાસે સરબાળા પ્રતે કહ્યું; "બ્હેન ! જાઉં છું. મને ભૂલશોમાં હું જરૂર અહિં આવીશ."

"સુખી રહો. પ્રભુ તારૂં કલ્યાણ કરો." સુરબાળાએ બે હાથ ઉંચા કરી તેના માથે મુકયા. કુમુદ અને એબલની સાથે બાલીકાએ ત્યાંથી પ્રયાણ કર્યું. સુરબાળા તેમની તરફ સજળ નયને જોઇ રહી. પ્રભાતના પુણ્યમય સમયે આ ત્રિપુટી જોત જોતામાં ઘણે દુર નીકળી દ્રષ્ટિ મર્યાદામાંથી અદ્રશ્ય થઇ- અપૂર્ણ.



## સામ્ય.



કોઇપણ વસ્તુની ઉન્નતિ અથવા અવનતિ થવી એ કારણ વગર સંભવી શકતું નથી. કારણ વગર કાર્ય બની શકે નહિ. વાદળાં વગર વરસાદ ન આવી શકે. તૈજસ પદાર્થની હાજરી સિવાય અંધકાર દૂર ન થઇ શકે. અંકુરમાં જો ભૂમિગત રસ ચૂસવાની શક્તિ ન હોય તો તે વધીને છોડ અથવા વૃક્ષના રૂપમાં ન આવી શકે, અનુકૂળ રસને ચૂસતાં ન આવડે તો પણ અંકુર વધી શકે નહિ. આ ગ્રાહક શક્તિ અંકુરમાં નૈસર્ગિક હોવી જોઇએ. કોઇ પણ બાહ્ય પદાર્થ અંકુરને રસ ચૂસવાની શકિત આપી શકે નહિ. ભૂંજેલો ચણો સર્વ સામગ્રી હોવા છતાં ઉગી શકે ખરો ? જેવો આ નિયમ જડ પદાર્થોમાં છે તેવોજ નિયમ મનુષ્ય આદિ ચેતન વર્ગમાં પણ છે. જ્યાં એ નિયમ નથી પળાતો ત્યાં અવનતિ સિવાય બીજું કશું દેખાતું નથી.

હિન્દુ સમાજ, ઉન્નતિના શિખર ઉપરથી લસરી પડ્યો તેનું કારણ શું ? અને તો ઉક્ત પ્રકારના નિયમ પાળવાની ગેરહાજરીજ જણાય છે. સમતોલપણું જાળવવાની શક્તિ ન હોય તો ગબડી જવાય છે. જે નટ દોર ઉપર નાચે છે તે પોતાના સમતોલપણાને જાળવવા માટે કેટલો બધો સાવચેત રહે છે. જો સમતોલપણું જાળવવા ચુકે છે તો તેને ક્ષણવારમાં નીચે પડેલો આપણે જોઇએ છીએ. આ સમતોલપણાને જો આપણે સામ્ય નામથી ઓળખીશું તો આજનો વિષય સમજવો સહેલો થઇ પડશે. કોઇપણ સમાજ અવનતિમાં આવી પડે ત્યારે તેનાં બીજાં કારણોને પાછળ રાખી સામ્યનો અભાવ અગ્રણી થઇ ઉભેલો જોઇ શકાય છે. હિંદુઓએ જો હિન્દુઓમાંજ સામ્ય સાચવ્યું હોત તો પરજાતિની અવહેલના આટલી બધી સહન કરવી પડત નહિ. પૃ' હોમથી જો દેવતાની પ્રીતિ મેળવવાનો લોભ ઉત્પન્ન ન થયો હોત તો બૌધ્ધો તરફથી હિન્દ

ધર્મને આટલો બધો આઘાત ન લાગત. કિંબહુના જો સામ્યનું સર્વાંશમાં પાલન થયું હોત તો હિંદુ-ધર્મ આજ સાર્વભૌમ-ધર્મ હોત.

સામ્ય એટલે અંતઃકરણમાં દ્વેષની, ઇર્ષ્યાની, અહંકારની અને લોભની ગેરહાજરી. આ સામ્યવાદને સુરક્ષિત રાખવાને બ્રહ્મવાદ જેવું બીજું કોઇ પણ સાધન હોય શકે નહિ. જ્યાં ભેદ-બુદ્ધિ હોય ત્યાંજ અસામ્ય સંભવી શકે.

यस्मिन् सर्वाणि भूतानि आत्मैवाभूद् विजानतः ।
तत्र को मोहः कः शोकः एकत्वमनुपश्यतः ॥

જે આત્માથી અતિરિક્ત વસ્તુને ઓળખતોજ નથી ત્યાં મોહ અને શોક ક્યાંથી હોય. આ સામ્યભાવના પ્રસારવાના હેતુથી સ્વામિશ્રી શંકરાચાર્યજીએ એકત્વ સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો હોય તો તે અસંભવિત નથી. હિંદુઓ પાસે આવો ઉજ્વળ દેદીપ્યમાન પાણીદાર હીરો હોવા છતાં તેઓ દારિદ્રયને દૂર કરી શકતા નથી. સામ્યવાદને ક્રિયામાં ઉતારી શકતા નથી. કુદરતી ભેદો અને કૃત્રિમ ભેદોનું બુદ્ધિપૂર્વક પૃથક્કરણ કરી કૃત્રિમ ભેદોનું રક્ષણ કરવું જોઇએ. કૃત્રિમભેદોને નૈસર્ગિક ભેદોમાં જોડવાની ઉતાવળ ન કરવી જોઇએ. શાસ્ત્રની તરફ લક્ષ ન કરીએ અને કેવળ ચાલુ વ્યવહાર તરફ નજર નાંખીએ તો સ્પષ્ટ જણાશે કે હિંદુઓમાં ઉચ્ચ નીચની ભાવના બહુ વેગથી ચાલે છે, આવી ભાવના વધારે રાખી તે પ્રમાણે વધારે આચરવા પ્રયત્ન કરતો માણસ વધારે પવિત્ર ગણાય છે ! આ ભાવના સામ્યવાદનો શત્રુ છે. વેદાન્તમાં સ્પષ્ટ લખ્યું છે કે,

त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमार उत वा कुमारी
त्वं जीर्णो दण्डेन वञ्चसि त्वं जातो विश्वतो मुखः

આત્માને ઉદ્દેશી આ વાક્ય લખાયું છે, તેનો અર્થ આ પ્રમાણે છેઃ—તું સ્ત્રી છે, તું પુરૂષ છે, તું કુમાર છે, તું કુમારી છે અને તું બુઢ્ઢો થઇ લાકડીના ટેકા વતી ચાલે છે. આ ઉપરથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે પુરૂષ અને સ્ત્રીમાં એકજ પ્રકારનો આત્મા છે. ચેતન તો સર્વમાં એક વિધ છે તો હવે શંકા એ થાય છે કે હિંદુ સમાજે શિક્ષણ દ્વારા જેમ પુરૂષના મગજને વિકસાવવા ધ્યાન આપ્યું, તેમ સ્ત્રીના મગજને વિકસાવવા કેમ ધ્યાન ન આપ્યું ? એકને પ્રકાશમાં લાવવો અને બીજાને અંધકાર તરફ ધકેલવો એ શું ન્યાય કહેવાય. સ્ત્રીનો પતિ એજ દેવ છે ત્યારે પુરૂષને પત્ની એજ દેવી શા માટે ન ગણી ? શા માટે પુરૂષની કામચારિતા સ્ત્રીની કામચારિતા જેટલીજ નિંદાતી નથી ? વિશ્વ ઉપર સામ્યવાદ ફેલાવવાનો દાવો કરનાર હિંદુસમાજ એકજ સૂત્રમાં પરોવાયલા દંપતીમાં સામ્યવાદનો આટલો બધો વિઘાત કરી શકે છે ? આ સામ્યવાદની હત્યા કરવાથી હિંદુઓમાં સાચા વિદ્વાનો સાચા શૂરવીરો ઉત્પન્ન થતા બંધ થયા છે. જ્યાં માતા અશિક્ષિત, ભીરૂ અને વહેમી હોય ત્યાં બાળક કેવી રીતે શિક્ષિત અને નિર્ભય ઉત્પન્ન થઇ શકે ? જ્યારે ઘરમાંજ આટલો બધો અસામ્યવાદ ભર્યો છે તો બીજે હોય તેમાં નવાઇ શી ! જે જાતિમાં અસામ્ય હોય તે જાતિ અસ્પૃશ્યને સ્પૃશ્ય ન બનાવી શકે.

સામ્યવાદનું રક્ષણ સર્વને હિતકર છે એ વાતને કોઇપણ તર્ક અસત્ય ન ઠરાવી શકે, છતાં માણસો તેનું કેમ પાલન નથી કરતા એ એક વિચારણીય પ્રશ્ન છે. લોકો કહે છે કે જે હિતકર હોય તે બધું પાળી શકાય નહિ. ભલે એમ હો, પણ હિતકરતાની સાથેજ શક્યતા જોડાયલી હોય તો પછી પાળવામાં શો વાંધો ? શક્ય અને હિતકર આચાર ન પાળી શકાય તો

દુનીયામાં આપણી ઉન્નતિની આશા રાખવીજ વ્યર્થ છે. શક્ય અને હિતકર આચરણનું પાલન ન કરનારાઓનો આત્મા કેટલો બધો પાપથી લદાયલો છે એ મનમાં પણ આવી શકતું નથી. એવા માણસોમાં અજ્ઞાન અને સ્વાર્થનો પ્રવાહ પુર જોરથી ચાલતો હોવો જોઇએ. અજ્ઞાની માણસ ક્ષન્તવ્ય ગણી શકાય કારણ કે જ્ઞાનનો ઉદય થતાં તે યોગ્ય રસ્તા ઉપર આવશે એવી આશા રાખી શકાય છે, પણ સ્વાર્થી મનુષ્ય જ્યાં સુધી સ્વાર્થી છે ત્યાં સુધી કદિપણ યોગ્ય રસ્તા ઉપર આવી શકતો નથી. ખરૂં જોતાં સ્વાર્થી મનુષ્યે પોતાના આત્માને ઇંદ્રિયોને વેચી દીધો છે. તે માણસને પોતાની જાત ઉપર કોઇપણ જાતનો કાબુ હોતો નથી. જડ ઇંદ્રિયોજ તેના ઉપર રાજ્ય ચલાવી રહી છે. શુદ્ધ આત્માના પ્રકાશથી તે વેગળો હોઇ અંધારામાંજ આથડયા કરે છે. જ્યાં ઇંદ્રિયો આત્મા ઉપર રાજ્ય કરતી હોય ત્યાં સામ્યવાદ હોવો અસંભવિત છે અને સામ્યવાદ વગર કદિપણ સ્થિર સુખ મેળવી શકાતું નથી. ઇંદ્રિયો જડ વસ્તુનું કાર્ય છે. તેથી જડ તરફજ તેનું વલણ છે. આત્માને તે ભોગ સાધન તરીકે મળી છે. ભોગ પણ આત્માના સંતોષ માટે નથી હોતો પણ આત્મામાં આવેલી કૃત્રિમ અશાન્તિ- ક્ષણવાર દૂર કરવાનો ઉપાય છે. આત્માનું એ ખરૂં લક્ષ્ય નથી. ખરૂં સુખ તો તેનાથી જરા વેગળા રહેવાથી મળી શકે છે. જેઓને ઇંદ્રિયોને દબાવવાની ટેવ પડી છે તેજ સામ્યવાદ પાળી શકે છે અને ખરા ધર્મનું પણ પાલન કરી શકે છે. મનુ મહારાજ પણ એજ કહે છે. अर्थ कामेष्व सक्तानां धर्मज्ञानं विधीयते।

અર્થ અને કામમાં જેઓ આસક્ત બન્યા નથી તેઓનેજ ધર્મનું જ્ઞાન થાય છે. ગીતામાં પણ લખ્યું છે કે.

'विद्या विनय सम्पन्ने ब्राह्मणेगवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः ॥

આ શ્લોકમાં જે પંડિત શબ્દ પડ્યો છે તેના ઉપર ખાસ ધ્યાન દેવું જોઇએ. શ્રી કૃષ્ણ ભગવાનનો અભિપ્રાય પુસ્તક જ્ઞાનીને પંડિત કહેવાનો નથી. પંડિત શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે થાય છે. પંડા જેનામાં હોય તે પંડિત. પંડા એટલે સત્ય અને અસત્ય જાણવાની શક્તિ. જેનું બીજું નામ છે. વિવેક બુદ્ધિ. વિવેક બુદ્ધિવાળા માણસો (આત્મજ્ઞ) વિદ્યા અને વિનયથી યુક્ત બનેલા હોય તેવા બ્રાહ્મણમાં, ગાયમાં હાથીમા કૂતરામાં ચંડાલમાં સમદર્શી હોય છે. સર્વને સુખ દુઃખની લાગણી એક સરખી છે, બ્રાહ્મણનું અપમાન કરવાથી જેટલું દુઃખ બ્રાહ્મણને થાય છે તેટલુંજ દુઃખ ચંડાલનું અપમાન કરવાથી ચંડાલને પણ થાય છે. એમ સમજી કોઇને કષ્ટ ન આપવું કોઇનાં ઉન્નતિના દ્વારમાં આડા ન આવવું પ્રત્યુત સહાયતા આપવી તેનું નામ છે સમદર્શન અને તે જે પાળે તે સમદર્શી. વેદાંતની દૃષ્ટિએ કહીએ તો સર્વમાં એકજ આત્મા પરોવાયલો છે. જાતિ અને આકૃતિની પ્રતીતિ તો કેવળ ભ્રમજ છે, માટે તમારી જાત માટે તમે જેટલી લાગણી રાખો છો તેટલીજ બીજા પ્રત્યે પણ રાખો અને કૃત્રિમ દ્વૈતને ટાળો, શા માટે સુખેથી ચરતાં પંખી ઉપર, સુખેથી જંગલમાં ચરતા પશુઓ ઉપર અને દબાયલા મનુષ્યો ઉપર અત્યાચાર કરો છો ? આ ગીતાના શ્લોકનો ભાવ છે.

કેટલાક કહે છે કે સમદર્શી થવું પણ સમવર્તી ન થવું, આનો અર્થ શો છે તે સમજી શકાતું નથી. દર્શન અને વર્તનમાં આટલો બધો ફેર ? 'એક સ્ત્રીને બ્હેન તરીકે જોવી અને વર્તન બીજા પ્રકારનું ? મહાન્ અત્યાચાર. દર્શનનો અર્થ છે જ્ઞાન. જ્ઞાન પ્રમાણે વર્તન કરવું

જોઇએ મન, વચન અને કર્મમાં એક રૂપતા હોવી એજ મહાત્માનું લક્ષણ છે. ગીતાની અંદર ખરો સામ્યવાદ બતાવ્યો છે પણ આપણે તેને પસંદ કરતા નથી માટેજ મનમાન્યા અર્થ કરીએ છીએ. આપણી ઉપર જડવાદનું રાજ્ય છે, વાતો તો મોટા મોટા યોગીઓને પણ ચકિત કરી નાખે તેવી કરીએ છીએ પણ ક્રિયામાં ઉતારવાને તો શૂન્યજ છે. આનું કારણ એજ છે કે આપણે સ્વાર્થમાં લોલુપ છીએ. ઇંદ્રિયોની સત્તા આપણા ઉપરથી ચાલી જશે તો આપણો અવશ્ય વિનાશ થશે ઇંદ્રિયોએ આપેલા વૈભવો ચાલ્યા જશે તો આપણે ભુખ્યા મરી જઇશું એવી આપણી ઉંડી માન્યતા છે. આનો અર્થ એજ કે આપણે આત્મા જેવી કોઇ વસ્તુને સ્વીકારતાજ નથી. કોઇ શંકા કરે છે કે આટલો બધો સામ્યવાદ પાળવો એ હિંદુ ધર્મ શાસ્ત્રની દૃષ્ટિએ અનિષ્ટ છે. કારણ કે સર્વને એક રૂપે જોવામાં આવે અને તે પ્રમાણે વર્તવામાં આવે તો વર્ણાશ્રમ ધર્મની વ્યવસ્થા અન્યાય મૂલક ગણાય ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ ચાર વર્ણમાં કંઇક વૈષમ્ય અવશ્ય હોવું જોઇએ.

આ શંકા તદ્દન અસ્થાને છે. સ્વામિશ્રી શંકરાચાર્યજીના બ્રહ્મવાદની દૃષ્ટિએ આ બાબતને તપાસીએ, આકાશ સર્વત્ર એકરૂપ છે છતાં ઘટાકાશ મહાકાશની અપેક્ષાએ ઉપાધિના બળે અલ્પ છે. શું ઉપાધિનું બળ ઉપધેયમાં વાસ્તવિક ગણાય શું ઉપાધિના ભેદથી આકાશની એકરૂપતાનો નાશ થઇ શકે ?

અનેકાત્મવાદની દૃષ્ટિએ જોતાં પણ સર્વ આત્માઓ એક સરખાજ છે. ન્યૂનાધિકતા સંસ્કારોમાં છે તે આત્માઓમાં આરોપાય છે, તેથી વાસ્તવમાં કોઇ ઉચ્ચ નીચ છેજ નહિ. વર્ણાશ્રમ ધર્મની યોગ્યતા કર્મ ઉપર ખરી રીતે ટકી રહેલી છે. જન્મ તો માત્ર વાણી સાથેજ સંબંધ રાખે છે, અને કર્મની યોગ્યતા પ્રમાણેજ સામાજિક વ્યવસ્થા છે, એક માણસ સોનીના દાગીના બનાવે અને બીજો માણસ લાકડામાંથી કબાટ બનાવે તે બેમાંથી ક્યાં નીચ અને ક્યાં ઉચ્ચ ? ભલે તમે કર્મને અનુસરીને એકને સોની અને બીજાને સુથાર કહો. આથી વર્ણાશ્રમ ધર્મ સામ્યવાદનો વિઘાત કરીએ છીએ. અને એનો ઘાત જેટલાં અંશમાં થશે તેટલા અંશમાં આપણે ગુલામીમાં રીબાયા કરીશું બાહ્યજ કૃત્રિમ વિશુદ્ધિ એ સામ્યવાદના પાયા ઉપરજ રચાય છે. એવો કશો નિયમ નથી. એક મહાન્ ધર્માચાર્ય પોતાની સર્વોન્નત ગાદી ઉપર બેસી ગીતા જેવા પવિત્ર જ્ઞાનનો ઉપદેશ જનતાને આપતો હોય પણ પોતે તેમાંથી આચરવાનું કશું આચરતો ન હોય તો તે સમાજનો ગૂઢ રીતે વિનાશક છે, એવા ધાર્મિક મહાત્માઓને પૂછવું જોઇએ કે જ્યારે તમે વિવિધ મિષ્ટાન્નો જમો છો, સુંદર ગાદીમાં ફરો છો, ત્યારે તમારાજ અંશો ભુખથી અને વસ્ત્રના અભાવે પીડાતાં તમને કદિપણ સાંભર્યા છે ? જો સાંભર્યા હોય તો જેમ સુદામાને શ્રી કૃષ્ણ દોડીને ભેટ્યા તેમ તમે તમારા આસન ઉપરથી ઉઠી દોડીને ગરીબોને કદિપણ ભેટ્યા છો ? અને તેમના ચરણો ધોયા છે ! તમારી સમૃદ્ધિમાંથી થોડીક પણ સમૃદ્ધિ વડે તેમનાં ઝુંપડાંને શણગાર્યાં છે ? જો તેમ નથી કરતા તો તમારો બકવાદ શા કામનો ? દૃષ્ટિને વિશાળ કરો વિશાળપણામાંજ સુખ છે. છાંદોગ્ય ઉપનિષદ્‌માં પણ લખ્યું છે કે "અલ્પમાં સુખ નથી પણ "ભૂમૈવ સુખમ્" જો જગતમાં મનુષ્ય તરીકે ગણાવું હોય તો સામ્યને નિહાળો.

પં૦ માયાશંકર શર્મા,
આચાર્ય ગુરૂકુળ વિદ્યાલય.



# બાલકનો પ્રશ્ન.

બુલબુલ સરખા બુલન્દ અવાજે, કાલા-ઘેલા ટહુકડા કરતો એક ગભરૂ બાલક, તેની જનેતાને ખોળે બેસી લાડ-કોડે રમતો હતો, ત્યારે એકવાર તેને કાંઇક સાંભરી આવ્યું.

તગતગતા તારા જેવાં તેનાં સ્નિગ્ધ ચક્ષુ પોતાની માતા તરફ ઢાળી, હસતા કોઇ પ્રફુલ્લ પુષ્પ જેવા સ્મિતવદને "બા" ને પ્રશ્ન પૂછ્યોઃ- બા ! બોલ, અત્યાર પહેલાં હું ક્યાં હતો ?"

પ્રશ્ન સાંભળીને માતાનું હૈડું વ્હાલથી ભરાઇ આવ્યું. માતાએ પોતાના બાલકને છાતીએ ચાંપ્યો, તેને બચી કરી, છૂટા છૂટા વેરાયલા તેના શિરવાળની લટથી વિશેષ મનોહર દેખાતી બાલકની મુખાકૃતિ સામે આશા ને ઉલ્લાસ ભર્યાં ભાવે, જનની જરાવાર અનિમિષ નયને જોઇ રહી.

પોતાની શંકાનું સમાધાન થયું ના, તેથી બાલકે જનેતાના સાળુનો જરા પાલવ ખેંચ્યો, ને ખુલાસો માગ્યોઃ- "બા, ત્હેને તારી ક્ને હું ન્હોતો, તે વખતે ક્યાં હતો ?"

માતાથી સહસાજ હસી પડાયું. હસતા મુખડે માતાએ ઉત્તર આપવા માંડ્યોઃ-"બાપુ ! તું ક્યાં હતો ? કહું ? જો; મારા હૃદયમાં તું અભિલાષ રૂપે હતો."

"પછી !" બાલકે વધારે ઉત્કંઠા ધરાવતાં પૂછ્યું.

"પછી ? બાપુ ! તું સમજી શકીશ ? પછી હું જ્યારે બહુ નાની હતી, ત્યારે તું મારી બાલરમતોમાં હતો, ઉગતા પ્રત્યેક પ્રભાતે મારા ઇષ્ટ દેવનાં રમકડાં હું રચતી ને તે ભાગી જતાં તેમાં તું રચાતો ને ભાગી જતો એ રચાતી મૂર્તિઓની મધ્યમાં તું છૂપાયલો હતોઃ કાષ્ટમાં અગ્નિ છે, તેમ."

"પણ પછી ?"

"પછી ? પછી આપણા કુળદેવની છાંયમાં જતનપૂર્વક તું જળવાઇ રહ્યો હતો. કુળદેવની પૂજામાં હું તારી પણ પૂજા કરતી."

"વારૂ, પછી ?"

"મારા જીવન ! પછી, મારી આશા અને પ્રેમની પરિસીમામાં, મારા ખીલતા જીવનની ઉજ્જ્વલ જ્યોતમાં અને મારી એ જનેતાના જીવન શ્વાસમાં તારો નિવાસ હતો."

"અને પછી ?"

"પછી તો આપણા ગૃહસંસારનો શાસક, જે શાશ્વત આત્મા છે. તે આત્માનાં કિરણોમાં તું લપાયલો રહ્યો હતો, ત્યાંજ તું રક્ષાયો અને પોષાયો"

"હં, પછી કે ? પછી યુવાવસ્થામાં મારા હૃદયનો વિકાસ થતો હતો ત્યારે તેની આસપાસ સુવાસ રૂપે તું ફોરી રહ્યો હતો."

"ને ત્યાર પછી ?"

"પછી તો સૂરજના ઉગતા પહેલાં આકાશમાં જેમ આછો ઉજાસ ઉઘડવા માંડે છે, તેમ નાજુક તારા કલાઓ, મારા પકવ તરૂણ અવયવો સાથે ખીલતી હતી, બાપુ ! તેમાં તું હતો."

"વળતી ?"

"વળતીની વાત શી કહું ? આ નભસંચારી સ્વતંત્ર પંખી સરખા મારા મિઠડા બાપુ ! પ્રાતઃકાળના પ્રકાશ સાથે પ્રકટો મારા એ પરમ પુનીત પ્રકાશ ! સષ્ટિજીવનના ઝરણદ્વારા ઉતરીને તું મારા હૃદયને કિનારે તરી આવ્યો."

"એટલું જ ! ના-ના; પછી-પછી ? કહે, પછી હું ક્યાં હતો ?"

ઘરના દીપક! કુલના પ્રકાશ! જીવનના જવાહીર! તારા પ્રફુલ્લ વદનકમળને જેમ જેમ ટગર ટગર જોયાં કરૂં છું. તેમ તેમ પૂર્વ રહસ્યોનાં બળે, તેમાં રસલુબ્ધ થાઉં છું; સૌને મન સરખો મારા લાડવાયા કીકા ! હેરે તું મારો થયો છે ?"

"હવે ?"

"હા, હવે ને હવે તું સ્વપ્ને અલોપ થઇ જાય, તેવી દહેશતથી મારે હૈડે તને જોરથી દબાવી રાખીશ; આવ, મારા બચુકલા!"

બાલકને માતા છાતી સરસો વ્હાલથી, દબાવે છે; બાલક ખડખડ હસી પડે છે.*

કેશવ હ. શેઠ.

---

# સાહિત્ય રસ.

બહેનો ! મનુષ્યનું જીવન સાહિત્યના વાંચનથીજ ઘડાય છે સારાં સાહિત્યનું વાંચન એટલે આપણા ભાવિ જીવનની સાર્થકતા સારા વિચારથી સારૂં જીવન બનાવી શકાય કારણ આપણામાં કહેવત છે કે "જેવું હૈયે તેવું હોઠે" તેથીજ કરીને જીવનને સાહિત્ય સાથે સંબંધ રાખવાની ખાસ જરૂર હોય છે. સારા સાહિત્યના અભ્યાસથી આપણે આપણું જીવન રસમય તેમજ આનંદી બનાવવું જોઇએ.

ભુપતિ ભર્તૃહરિએ કહ્યું છે કે સાહિત્ય અને સંગીત વગરના મનુષ્યો ખરેખર પૂંછડા અને શીંગડા વગરના પશુ જેવાજ છે. જે બહેનોને જીંદગીનો લ્હાવો લેવો હોય તે તો જરૂરજ સાહિત્યમાં રસ લે.

બહેનો ! તમારા સર્વમાં વિચારવાની શક્તિ તો છેજ હવે જ્યાં સુધી એ શક્તિ ખીલવી નહિ ત્યાં સુધી આપણામાં એક ખાસ જરૂરીઆત પુરી થવા વગરની રહે છે.

આદર્શો જીવનમાંથી નથી મળતા પણ સાહિત્યમાંથીજ ઉદ્‌ભવી શકે છે, એટલે કે સાહિત્યના અભ્યાસ શિવાય આદર્શ ઉદ્‌ભવી શકેજ નહિ.

સાહિત્યનું પૂર્ણ જ્ઞાન ધરાવનાર વિદ્વાન ગણાય અને વિદ્વાન સર્વ જગાએ પૂજાય એ ન્યાયે તમો પણ સાહિત્ય પ્રેમી તરીકે પૂજાશો.

આપણે સાહિત્ય પ્રેમી થઇ ઉચ્ચ દૃષ્ટિથીજ જોવું કે આપણને દિવસો કંટાળા ભરેલા ભાગ્યેજ લાગે. ગરીબાઇમાં પણ આપણી પાસે સારા વિચાર રૂપી ધન હશે, તો ગરીબાઇનું દુઃખ થોડું ગણાશે. આપણા સાહિત્યના બળથી તે દુઃખ સુખમાં ફેરવાઇ જાય છે.

આપણે કૃપાળુ પ્રભુ પાસે એટલુંજ ઇચ્છીશું કે ભારત પોતાનું ગુમાવેલું સાહિત્ય પુનઃ પ્રાપ્ત કરે. આપણે સારા સાહિત્યો વાંચી તે પ્રમાણે આચરણ કરી ભારતની ગએલી કીર્તિ પાછી પ્રાપ્ત કરીએ.

હે પ્રભો ! તું તારી ભારત વાસી પુત્રીઓને સાહિત્ય પ્રેમી બનાવી તેમનું જીવન રસમય તથા આનંદિત કર કે જેથી તેઓ ભારતની ગએલી પ્રતિષ્ઠાને પુનઃ પ્રાપ્ત કરે.

'અસ્તુ'

બહેન હસમનગૌરી.

---

* રવીન્દ્ર બાબુના એક કાવ્ય પરથી.

# વિશ્વજ્યોતિ.

પુસ્તક ૩ જું } સંવત ૧૯૭૯ આષાઢ. { અંક ૧૨ મો.




## આંતર્ જ્યોતિ દર્શન.

ચંદ્ર-ગીતનો લય (શીખ સાસુજી દે છેરે).

(લેખકઃ-શ. વ્યાસ.)

મુજ હૃદયમાં જ્યોતિરે, ઝળઝળ આ શી દીપે ! જેને જોતામાં મારીરે, ક્ષુધા તૃષા, સર્વ છીપે.
જોતાં તૃપ્તિ ન થાતીરે, અનિમિષ નયન વડે, શુધ સઉ વિસરાતીરે, અમ્ય નયનંતર પડે; મુજ૦
કોટી સૂર્યની રશ્મિરે, નહિ આની તુલ્ય ગણું, પ્રભા સર્વની ઝાંખીરે, મુખેથી શું હું ભણું; મુજ૦
બહુ આતુર (હું) દિનથીરે, જ્યોતિ જોવા હૃદય ઘણી. ત્યારે આજે એ પ્રગટીરે, જાણે હોય સ્ફટિક મણિ; મુજ૦
જેને ઋષિ મુનિ ધ્યાનેરે, જોવા બહુ યત્ને કરે, તે તો કરુણાથી આજેરે, હૃદય ઝળકાર કરે; મુજ૦
ઉર અવિદ્યા વિદારીરે, હું તું તેના ભેદ ગયા, સર્વ જ્યોતિ નિહાળુ રે, જ્યોતિરૂપ સઘળા થયા; મુજ૦
ઇચ્છા સભી ગઇ મનમીરે, પ્રયત્નો સઉ વિરમ્યા, છૂટી આસક્તિ તનનીરે, પ્રભુના વિસામે સમ્યાં; મુજ૦

# તંત્રી સ્થાનેથી કંઇક.



ગ્રીષ્મકાળના પ્રખર પ્રભાકરના પ્રચંડ તાપથી પરિતાપ પામતાં પ્રાણિઓ જેમ જલધારાને માટે ઉન્નત મસ્તક થઇ મયૂરની માફક મેઘ તરફ પોતાની પિપાસુ દ્રષ્ટિ ફેંકે છે તેવીજ રીતે અમે પણ મેઘરૂપી ગુર્જરી પ્રજા તરફ 'વિશ્વજ્યોતિ'ના પ્રચાર અર્થે તૃષાતુર દષ્ટિએ નિહાળ્યું હતું; અમારી પ્રયત્નશીલતા વ્યર્થ તો નજ થઇ. વર્ષાદેવીએ ગુજરાતભૂમિને, પોતાના શીતળ મધુર અને સુગંધિત જળ વડે શાંત કરી તેમ ગુર્જરી પ્રજાએ પણ 'વિશ્વજ્યોતિ' માસિકને વધાવી લેતાં લેશ માત્ર પણ વિલંબ ન કર્યો. ગુર્જર પ્રદેશની રળિઆમણી ભૂમિમાં સારા સાહિત્યનો અભાવ પ્રગતિશીલ ગુર્જરી પ્રજાને કેવી રીતે રૂચિ શકે? વ્યાપારી હો કે, નોકરીઆત હો, ગુજરાતની પ્રજા ગમે તે પ્રવૃત્તિમાં પડેલી હોય પરન્તુ તેને ઉચ્ચ કોટિના સાત્વિક સાહિત્ય વિના ચાલશેજ નહિ. કંઇક અસહકારનાં શુભ આંદોલનને લીધે અને કંઇક ધર્મપ્રિયતાને લીધે આજે ગુજરાતી સાહિત્ય કંઇક અંશે પોતાની બાલ્યાવસ્થાને વટાવી પ્રૌઢાવસ્થા તરફ પ્રયાણ કરી રહ્યું છે. પૂર્ણ પ્રૌઢાવસ્થા ગુર્જરી પ્રજાના પોતાના અસ્તિત્વની સાથે ચિરકાલ પર્યન્ત બદ્ધ રહેશે. સાહિત્ય પ્રજાની સ્થિતિનું સૂચક છે. સાહિત્ય, સંગીત અને કલા વિનાની પ્રજા સંસારની ગણત્રીમાં ઉભી રહેવાને લાયકજ નથી. તેમાં પણ ઉચ્ચ પ્રકારનું સાહિત્ય, ઉચ્ચ પ્રકારનું સંગીત અને ઉચ્ચ કોટિની કલા હોય તોજ એ પ્રજા દુનિઆને પોતાનું નૂર દાખવી શકે. દરેક શિક્ષિત વ્યક્તિએ પોતાના વાર્ષિક બજેટમાં સાહિત્ય પાછળ કરવાના ખર્ચનો આંકડો પણ માંડી મૂકવોજ જોઇએ. તમારૂં મૂલ્ય તમારા ધન વડે નથી પરન્તુ તમારા કર્મ વડે છે, તમારી રાત દિવસની સંગતિ વડે છે; તમારી નોંધપોથી વડે છે. ધર્મ પ્રિય ગુર્જર બંધુઓ દર વર્ષે દાન માટે અમુક રકમ વર્ષના આરંભમાંજ જૂદી કાઢી રાખે છે, એમાં કાંઇ અયોગ્ય તો નથીજ પરન્તુ એવી કેટલી વ્યક્તિઓ છે કે જે વર્ષારંભે સારા સાહિત્યની પાછળ ખર્ચ કરવાની રકમ રોકવા તૈયાર હોય? દરેક મનુષ્યને શારીરિક વૃદ્ધિ કરવા માટે ભોજનની આવશ્યકતા હોય પરન્તુ માનસિક અને આત્મિક ભોજનની દરકાર ઘણા થોડાનેજ હોય છે. કેવળ આહારથી નિદ્રાથી, ભય અને મૈથુનથીજ મનુષ્ય મનુષ્ય સંજ્ઞા ધારણ કરી શકે નહિ. મનુષ્યની અંદર ધર્મ એ પ્રધાન વસ્તુ છે. એ ધર્મને ઉપલબ્ધ કરવા વિદ્યાની આવશ્યકતા છે અને વિદ્યા પ્રાપ્ત કરવા પરિશ્રમ અને ત્યાગની જરૂર છે. પરિશ્રમ એટલે દોડાદોડી નહિ પરન્તુ શાંતથી વિચાર પૂર્વક કોઇપણ વસ્તુનો અભ્યાસ કરી તેના સાચા ઉપાસક બનવું એ છે. ત્યાગ: ઘરબાર છોડી જંગલમાં રખડતી લીંબોળીઓ ખાઈને પેટ ભરવું એ ત્યાગ ન કહેવાય પરન્તુ દુરાચાર, વ્યસન, કુવાસના આદિ દુર્ગુણોનો ત્યાગ કરી સાચી વિદ્યાના વ્યાસંગી બનવું એનું નામ સાચો ત્યાગ. યથાશક્તિ ધનનો વ્યય કરવો પડે તો તેમાં નાહક અચકાતાં સન્માર્ગે વ્યય કરવો. પોતાના આત્માને એમ જણાય કે 'સાહિત્યની ઉન્નતિમાં સ્વદેશની ઉન્નતિ છે' તોજ ઉત્તમ માસિક, ઉત્તમ સમાચાર પત્ર અને ઉત્તમ વાંચન પાછળ ધનનો વ્યય કરી સ્વાર્થ અને પરમાર્થ એકજ કાર્ય વડે સિદ્ધ કરી લેવો. એક સાહિત્યપ્રેમીએ સ્પષ્ટ જણાવ્યું છે કે 'ગુજરાતમાં લેખકોની ખોટ નથી પરન્તુ વાંચનારાઓની ખોટ છે તેનું કારણ તેઓને ફુરસદ નથી મળતી એમ નથી પરન્તુ પોતાનાં

વખત સારા વાંચનમાં ગાળતાં હેમને કંટાળા જેવું લાગે છે.' આ કથન જો કે સર્વાંશે સત્ય તો નથીજ પરન્તુ એટલું તો કબુલ કરવુંજ પડશે કે હજુ આપણે સાહિત્યના સાચા અભ્યાસી નથી થયા. સાહિત્યનો અનન્ય ઉપાસક તો બંગાળ કે જેની ભાષા અને સાહિત્યનો અભ્યાસ કરવા ગુજરાતનો લેખકો તલસી રહ્યા છે અને જે ભાષાના પુસ્તકોમાંથી આજે કેટલાંએ ગુજરાતી લેખકોએ અનુવાદો બહાર પાડ્યા છે. જેવી રીતે ગુજરાતના શહેરોમાં ચાહની હોટલોનો અને ગુજરાતના ગામેગામ ચાહદેવીનો પાદસંચાર છે તેવીજ રીતે અને તેટલા પ્રમાણમાં બંગાળમાં ઘેરઘેર સાહિત્ય દેવીનો વાસ છે. સાહિત્યની જાગૃતિને લીધેજ બંગાળની પ્રજા પોતીઆં ધારણ કરતી હોવા છતાં ધોતીઆંદાસના નામે નથી ઓળખાતી પરન્તુ તેના 'વીરભૂમ અને માનભૂમ' પ્રદેશોના નામ પ્રમાણે વીર અને સ્વમાન જાળવનારી પ્રજા તરીકે ગણાય છે. સમાચાર પત્રોની સ્થિતિ ગુજરાતના સમાચાર પત્રોની માફક દેવાળિઆ નથી પરન્તુ કેટલાક સાહિત્ય સેવકો કેવળ સાહિત્ય સેવા પરજ પોતાનો નિર્વાહ કરી રહ્યા છે કારણ કે પ્રજા તેમને ટેકો આપી રહી છે. તેથી વિપરીત ગુજરાતના કેટલાંક સમાચાર પત્રો ખોટમાં કામ કરી રહ્યાં છે. પરન્તુ હવે આશાનાં સમુજ્વલ કિરણો પુનઃ પ્રગટ થયાં છે અને ઇતિહાસમાં એક વખત પોતાનું નામ અમર કરનારી ગુર્જરી પ્રજામાં પુનઃ નવચેતન રેડાયું છે. એ નવચેતને ગુજરાતની પ્રજાને સમરને આંગણે મૂકી દીધી છે અને એક સમયે નિર્માલ્ય ગણાતી ગુજરાતી પ્રજા સાહિત્ય, દેશ અને ધર્મ ખાતર પોતાનું સર્વસ્વ માહોમ કરવાને તત્પર થયલી જણાય છે.

આધુનિક શિક્ષણે ગુજરાતી સાહિત્યનો પ્રચાર તદ્દન અટકાવી દીધો એમ કહેવામાં કાંઇ પણ અતિશયોક્તિ અમને જણાતી નથી. અંગ્રેજી ભાષા પર મોહી પડી પોતાની ભાષાને તિલાંજલિ આપી. બેચાર ગુજરાતી ચોપડી ભણ્યા ન ભણ્યા, ઝટપટ ઝટપટ, અંગ્રેજીની એ. બી. સી. ડી. શીખ્યા એટલે તો જાણે દુનીઆમાં પોતાનો ડંકો વાગ્યો! ગુજરાતી સાહિત્ય ખેડનાર ખેડુત ક્યાંથી પેદા થઇ શકે? યુવક વર્ગ તો બે ચાર પાંચ સાત અંગ્રેજી ચોપડી શીખી ઓફિસોમાં ઉંધું માથું ઘાલી ખુરસીઓ ભાંગવામાં પડ્યો પછી પોતાના સાહિત્ય તરફ જોવાની ફુરસદ કોને હોય!! ઘણું થયું તો અગતત્યથી એકાદ 'ગુજરાતી'ની ભેટ મેળવી વાંચી લીધી એટલે બસ થયું. સીઝરની ડબ્બીના ચાર આના ખરચતી વખતે, મિત્રોને ચાહપાણી પાતી વખતે તેમ પ્રસંગોપાત અનેક પ્રકારના ખર્ચો કરતી વખતે પાકીટમાં પૈસા હોય ત્યાં સુધી સારા નરસાનો વિચાર માત્ર પણ સ્ફુરતો નથી પરન્તુ જ્યારે અમારા જેવા 'માસિક' લઇ સેવામાં ઉપસ્થિત થાય ત્યારે મહિને ચાર સાડાચાર આના સાહિત્ય પાછળ ખરચવામાં ઘણો ગંભીર વિચાર કરવો પડે છે. આ દશા શું સૂચવે છે? એજ કે આપણે આપણી કુટેવોને સંતોષવા તૈયાર છીએ પરન્તુ સાહિત્યની ઉન્નતિ કરવામાં હજી ઘણા પાછળ છીએ. "ધનાઢ્યોને વાંચવાની ફુરસદ નથી" એ તો કાંઇક નવાઇ જેવું જણાય છે. ધનાઢ્ય એટલે શું એનો અર્થ અત્રે જણાવવાની જરૂર અમે જોતા નથી. જેઓ એનો ખરો અર્થ જાણે છે તે કહી શકે છે કે પશ્ચિમી ધનાઢ્યોને સાહિત્ય વિના એક ક્ષણ પણ ચાલે નહિ. જેનું જીવન 'Slow rises worth by poverty depressed' અર્થાત્ ગરીબ અવસ્થામાંથી ઉંચે ચઢેલું હોય છે તેજ જીવનના રહસ્યને જાણી જીદગીનું ખરૂં સુખ ભોગવી શકે છે; તેજ માનવી પોતે પોતાની પૂર્વ અવસ્થામાં ઉત્તેજિત થયલો હોવાથી પોતાની પૂર્વ અવસ્થાને ન વિસરતાં પોતાની સ્થિતિએ

પ્રદીપ્ત કરવા યત્ન કરતા અન્ય બંધુઓને પોતાનો આશ્રયરૂપ હસ્ત લંબાવે છે. અમે પૂર્ણ આશા રાખીએ છીએ કે ગુર્જર પ્રદેશની પ્રગતિશીલ પ્રજા અમારા પ્રચાર કાર્યમાં અવશ્ય સહાયભૂત થશે અને ગુજરાતમાં પ્રખર વેગથી ચાલી રહેલી સાહિત્ય પ્રગતિને આગળ વધારવા મદદ રૂપ થઇ પડશે. ઇત્યોમ્



# શું કોઇને શિર નિષ્કારણ દુઃખ આવી શકે ?



લેખકઃ—શા. મણિલાલ ન દોશી, બી૦ એ૦

આ વિશ્વમાં કાર્ય કારણનો નિયમ પ્રચલિત છે. અખિલ વિજ્ઞાનશાસ્ત્ર પણ તે નિયમ પર રચાયું છે. અમુક કારણોનું અમુકજ પરિણામ આવવું જોઇએ, એ નિયમ ઉપર વિશ્વવ્યવસ્થા ચાલે છે. જો અમુક કારણનું પરિણામ એક સમયે એક આવે, અને બીજે સમયે બીજું આવે, તો આ વિશ્વમાં અવ્યવસ્થા થઇ જાય, અને આ પ્રગટ વિશ્વનો પણ અંત આવી જાય.

આ નિયમને બીજા શબ્દોમાં આઘાત પ્રત્યાઘાતનો નિયમ કહે છે. આ નિયમમાંથી ફલિત થતો એક સિદ્ધાંત એ છે કે કુદરત પોતાનું સમતોલપણું લાવવા પ્રયત્ન કરે છે. વળી સામાન્ય ભાષામાં કહીએ તો મનુષ્ય જેવું વાવે છે, તેવું લણે છે. શું કોઇને શિર નિષ્કારણ દુઃખ આવી પડે ? આ પ્રશ્ન આજે આપણે ખડો કર્યો છે. તેજ પ્રશ્ન બીજા શબ્દોમાં મૂકીએ તો "મનુષ્યે જે વાવ્યું ન હોય, તે લણવાની શું તેને જરૂર પડે ?" "અથવા જે કારણ તેણે ઉત્પન્ન કર્યું ન હોય, તે કાર્યનું ફળ શું તેને ભોગવવું પડે" ?

જો આપણે આ જીવનનાજ બનાવોને ધ્યાનમાં લઇએ, તો મનુષ્યને મળેલી અને મળતી દરેક સ્થિતિ તેના કાર્યનું પરિણામ છે, એમ આપણે બેધડક કહી શકીએ નહિ. મનુષ્યના સંયોગો, તેની ગરીબાઇ કે શ્રીમંતાઇ, તેને મળેલું શરીર તથા આસપાસની પરિસ્થિતિ—આ બધું તપાસતાં મનુષ્યને દિવ્ય ન્યાયમાં વિશ્વાસ પણ રહી શકે નહિ. જો દરેક બાળક પ્રભુ તરફથી તાજેજ આવતો હોય તો અમુક બાળકને અમુક સારા સંયોગો મળ્યા, અને બીજા બાળકને તદ્દન પ્રતિકૂળ સંયોગો મળ્યા—તેનું કારણ શી રીતે આપી શકાય ? મનુષ્યની બાલ્યાવસ્થા પછીની સ્થિતિમાં પણ તેના જીવનમાં બનતા અનેક બનાવોનું કારણ આપણે શોધવા જવું પડશે, અને દરેક સ્થળે—ફક્ત આ એકજ જીંદગી ધ્યાનમાં લેતાં આપણે કાર્ય કારણના નિયમથી વસ્તુસ્થિતિ સમજાવી શકીશું નહિ. કેટલાક સુચારિત્રવાન્ અને નીતિવાન્ મનુષ્યોને માથે આવી પડતી આફતોનો ખુલાસો આપવા આપણે આ રીતે અસમર્થ જણાઇશું.

પણ આપણને સ્વાભાવિક પ્રેરણા થાય છે કે પ્રભુ ન્યાયી છે, અને તેથી તેણે એવી સૃષ્ટિ રચી છે કે જેમાં ન્યાયનું તત્ત્વ પ્રધાન પદ ભોગવવુંજ જોઇએ.

આ જગતમાં પ્રસરી રહેલાં વૈષમ્ય અને નિષ્ઠુરતા (નિર્દયતા)નો બચાવ કેટલાક વિચારો એવી રીતે કરે છે કે આ વિશ્વ વિકાસ પામતું જાય છે, અને તેટલા માટે જે અનુચિત દુઃખ અને હાડમારી આપણે ભોગવીએ છીએ, તેનો બદલો આપણને ભવિષ્યમાં મળશે. મનુષ્યે પ્રથમ અન્યાય સહન કરવો, અને તેનો બદલો તેને ભવિષ્યમાં આપવામાં આવે, એ વિચાર તદ્દન ન્યાયના ધોરણથી વેગળો છે. પ્રભુ પ્રથમ અન્યાય કરે, અને પાછળથી ન્યાય આપે, તે ન માની શકાય તેવી વાત છે. આપણે તો એવુંજ માનીશું કે આ વિશ્વનો રચયિતા પ્રભુ, એવો દયાળુ છે કે તેણે રચેલી સૃષ્ટિમાં દરેક પગલે ન્યાય વ્યાપી રહેલો છે. ભવિષ્યમાં સૌ સારાં વાનાં થશે, એમ નહિ, પણ અત્યારે કે જ્યારે પ્રતિકૂળ પ્રસંગો છે, ત્યારે પણ સર્વ બનાવો પૂર્ણ ન્યાયપૂર્ણજ છે. પ્રભુ સૃષ્ટિના આરંભથી તે અંત સુધી સૃષ્ટિને ન્યાયપૂર્વક ચલાવી રહ્યો છે.

વિકાસ ક્રમનો સિદ્ધાંત તો આપણને જણાવે છે કે આત્મા ધીમે ધીમે વિકાસ પામે છે. આ સિદ્ધાંત પ્રમાણે આત્મા એ દિવ્ય અગ્નિનો સ્ફુલિંગ છે, જે હજારો, લાખો અને કરોડો વર્ષોથી અનુભવ લેતો લેતો ખનિજ, વનસ્પતિ, પશુ, અને મનુષ્ય વર્ગ દ્વારા આગળ વધતો જાય છે.

બાળકનાં જન્મ સાથે નવો આત્મા જન્મતો નથી. પણ બાળકના આત્માએ ઘણાં ભવો પ્રથમ લીધેલા છે, અને વિશેષ અનુભવ તથા જ્ઞાન મેળવવાને તે નવા નવા જન્મ લેતો જાય છે. આ સિદ્ધાંત પ્રમાણે 'આત્મા જ્યાં સુધી પ્રભુના ગુણો પોતાનામાં પ્રગટ ન કરે ત્યાં સુધી ફરી ફરીને જન્મ લીધાજ કરે છે.' વિકાસક્રમની નિસરણીના ભિન્ન ભિન્ન પગથીયાં તે આત્માનો વિકાસના બતાવનારાં ચિત્રો છે.

આત્માનો વિકાસ એ ઘણી લાંબી ક્રિયા છે. તેને વાસ્તે પૃથ્વીપર અનેક ભવો લેવા પડે છે. અત્યારની આપણી સ્થિતિ, ઘણા સૈકાઓ સુધીના આપણા વિકાસનું પરિણામ છે. વસ્તુસ્થિતિ આમ હોવાથી કેટલાક જીવો વિકાસ ક્રમમાં આપણા કરતાં ઉપરના પગથિયાપર ઉભા હોય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી. આ કારણથી જુદા જુદા મનુષ્યોમાં મળી આવતા ભેદ ભાવનો ખુલાસો મળે છે. દરેક આત્માને તેના વિકાસ પ્રમાણેનું શરીર મળે છે. જે શરીર દરેક આત્મા વાપરી શકે નહિ, તેવું શરીર કુદરત તે આત્માને આપે નહિં. અંદર કેવા પ્રકારનો આત્મા છે, તેનો ખ્યાલ લાવવાને આપણે શરીરના આકારનો અને બંધારણનાં તત્ત્વોનો અભ્યાસ કરીએ છીએ. માટે જન્મ વખતે આત્માને શરીર અને તેના વિકાસને અનુકૂળ સંયોગો મળે છે.

આ પુનર્જન્મનો નિયમનો આધાર કાર્ય કારણના નિયમપર છે. આત્મા શરીર લઇને પૃથ્વીપર રહે છે, હવે તે ભવનાં તેનાં કાર્યો તથા વિચારો પ્રમાણે આવતા ભવમાં તેની શરૂઆત કેવા સંયોગો સાથે થશે, તેનો નિર્ણય થાય છે. અત્યારે આપણને મળેલી શક્તિઓ કોઇ અકસ્માત પ્રાપ્ત થઇ નથી. આ ભવમાં મેળવેલું જ્ઞાન સ્વર્ગલોકમાં પચાવવામાં આવે છે, અને બીજા ભવમાં તે ગુપ્ત શક્તિરૂપે પ્રકટ થાય છે. આવી રીતે જે આપણે મેળવ્યું, તેનો કદાપિ નાશ થતો નથી. એક જન્મમાં વાવેલાં વિચારનાં તથા કાર્યોનાં બીજ છુપાં પડી રહે છે, અને જ્યારે જીવ ફરીથી જન્મ લે છે, ત્યારે તે બીજ શક્તિ રૂપે પ્રકટ થાય છે. આ રીતે આ

વિકાસક્રમની યોજનામાં અન્યાય જેવું કાંઇ તત્ત્વ નથી. આપણે જે કમાઇ કરી તે આપણને મળે છે, અને તેમાં જરા પણ અન્યાય નથી. કાર્ય કારણનો નિયમ સર્વવ્યાપી, અચળ અને બધે પ્રસરેલો છે.

થિઓસોફીકલ સોસાયટીએ આ કર્મ અને પુનર્જન્મના બે મહાન્ સિદ્ધાંતો શીખવી પશ્ચિમની પ્રજા ઉપર ઘણો મોટો ઉપકાર કર્યો છે. રાલ્ફવોલ્ડો ટ્રાઇન, અને જેમ્સ એલન વગેરે પાશ્ચાત્ય લેખકો પણ આ સિદ્ધાંતને યથાર્થ સમજવા લાગ્યા છે. જેમ્સ એલન લખે છે કે; "કોઇ પણ વસ્તુ અણુમાગી આવતી નથી. જ્યાં વસ્તુ હોય, ત્યાં તેની છાયા હોવીજ જોઇએ; દરેક મનુષ્યને શિર જે કાંઇ આવી પડે છે, તે તેના કાર્યોનું પરિણામ છે. જે ધનવાન મનુષ્યે પૈસાનો દુરૂપયોગ કર્યો, અથવા અન્યાય કે કપટથી ધન મેળવ્યું હોય, તે આવતા ભવમાં ગરીબ અને શરમ ભરી સ્થિતિમાં જન્મે છે. જે ગરીબ મનુષ્યે પોતાને મળેલાં અલ્પ સાધનોનો ડહાપણ ભરી રીતે અને નિઃસ્વાર્થ રીતે ઉપયોગ કર્યો, તે બીજા ભવમાં આબાદ અને માન ભરી સ્થિતિમાં જન્મે છે. ઘાતકી અને અન્યાયી મનુષ્યો ક્રૂર અને અપ્રિય સંયોગોમાં જન્મે છે; અને જ્યાં દયાળુ હૃદયો અને પ્રેમાળ હાથ રક્ષણ કરી રહ્યા છે, તેવા સંયોગોમાં ન્યાયી અને દયાળુ મનુષ્યોનો જન્મ થાય છે. આ પ્રમાણે દરેક સદ્ગુણ કે દુર્ગુણનો મનુષ્યને બદલો મળે છે. દરેક મનુષ્ય પોતાની અત્યારની સ્થિતિ માટે જવાબદાર છે.

Each man is his own absolute law giver decree of his reward or punishment, dispenser of glory or gloom to himself.

દરેક મનુષ્ય પોતાના ભવિષ્યનો નિયંતા છે. પોતાને શિક્ષા આપનાર કે બદલો આપનાર પોતે છે, તેમજ પોતાને આનંદ કે વિષાદ ઉપજાવનાર પણ પોતેજ છે.

જો આપણે અહીં સુધી કર્મનો નિયમ ઉપર ઉપરથી પણ સમજ્યા હોઇએ તો પછી આ વિષયના મથાળા તરીકે ગ્રહણ કરેલો પ્રશ્ન ચર્ચી શકીએ કે "શું કોઇને શિર નિષ્કારણ દુઃખ આવી શકે ?"

એક દૃષ્ટાંત વિચારીએ.

એક મનુષ્ય બહુ પવિત્ર હતો. છતાં તે દુઃખી હતો. તેના ઘણા મિત્રોએ તેનું કારણ શોધવા પ્રયત્ન કર્યો. તેઓએ ધાર્યું કે તે પવિત્ર જણાતા પુરૂષે ખાનગી રીતે કાંઇ પાપ કર્યું હશે, જેના પરિણામે તે અત્યારે દુઃખી થાય છે. પણ પેલો માણસ તો પોતાની પવિત્રતાજ જણાવતો હતો. તેના મિત્રો કાંઇ પણ કારણ જાણ્યા સિવાય પ્રભુના ન્યાયીપણા પર વિશ્વાસ રાખી એમ જણાવતા હતા કે તે કોઇક રીતે પાપી છે. તે સર્વેએ મળી પ્રભુનું ધ્યાન કર્યું. એક અઠવાડીયા સુધી ધ્યાન કર્યું, અને જવાબ મળ્યો કે તે પવિત્ર મનુષ્ય દ્વારા મહા કાર્ય કરી રહ્યો છે, પણ હું પવિત્ર છું, એવું તેને અભિમાન છે, અને તે તેના અભિમાનથી દુઃખ પામે છે. માટે દરેક કાર્યનું કારણ તો હોવુંજ જોઇએ.

મનુષ્ય પોતે દિવ્ય જીવનનું એક વ્યક્તિગત બિન્દુ છે. દરેક મનુષ્યમાં તેજ જીવન પ્રવાહ વહી રહ્યો છે. આ રીતે વિચારતાં આપણે બધા એક છીએ. ઐક્યનો પાયો શ્રી વિચારશ્ર.

ક્યાંયો. આપણે વ્યક્તિગતકર્મની વાત કરી, પણ મનુષ્ય જાતિના સમગ્ર કર્મનો પણ આપણે વિચાર કરવો જોઇએ. દરેકને વ્યક્તિગત કર્મ હોય છે, પણ તે ઉપરાંત મનુષ્ય જાતિએ અત્યાર સુધીના પોતાના વિકાસમાં જે કર્મ બાંધ્યું હોય, તેમાં પણ તેનો ભાગ છે. મનુષ્ય જાતિએ પોતાનું અત્યાર સુધીના પોતાના વિકાસમાં જે કર્મ બાંધ્યું હોય, તેમાં પણ તેનો ભાગ છે. મનુષ્ય જાતિએ પોતાનું સઘળું દેવું પૂર્ણતા પ્રાપ્ત કર્યા પૂર્વે આપી દેવું જોઇએ. આ દૃષ્ટિથી વિચારતાં એકનું પાપ તે સર્વનું પાપ છે. મહાત્માઓ આખી મનુષ્ય જાતિના કર્મનો બોજો પોતાને શિર લે છે. જેણે પોતાનો વિકાસ પૂર્ણ કર્યો હોય, અને જેને અંગત દેવું કાંઇ પણ આપવાનું ન હોય, તેજ બીજાઓનો બોજો પોતાને શિર લેઇ શકે. અહીં કાર્ય કારણનો નિયમ અટકી જાય છે. મહાત્માઓ સ્વેચ્છાએ આવો બોજો લઇ શકે. તેમને કોઇ ફરજ પાડતું નથી. આવું દેવું પોતાને શિર લેવું કે નહિ તે તેમની ઇચ્છા પર આધાર રાખે છે. જ્યારે મનુષ્ય આ ઐક્યનો અનુભવ કરે, પોતે સમગ્ર મનુષ્ય જાતિ સાથે એક છે, એવો તેને ખ્યાલ આવવા લાગે, ત્યારે આ ઐક્ય દ્વારા તે બીજાનાં દુઃખને પોતાનાં દુઃખ બનાવી શકે. તે બીજા વાસ્તે અત્યંત સહાનુભૂતિ રાખે છે, અને આપણે સમજી કે વર્ણવી પણ ન શકીએ તેવી રીતે બીજાનાં સુખ દુઃખનો પડઘો તેના હૃદયમાં પડે છે. તે દયા અને ઉદારતાની મૂર્તિ બને છે. તે પોતાની આસપાસ માનસિક આકૃતિઓના સમુદ્રમાં જીવે છે, અને બીજાના કાર્યો તથા વિચારોથી ઉત્પન્ન થતા તરંગોની તેને અસર થાય છે. ત્યાં તે પોતાનું હુંપણું ભૂલી જાય છે, અને બીજાની નિર્બળતાને પોતાની નિર્બળતા ગણે છે, બીજાના દોષોને પોતાના દોષો તરીકે સ્વીકારે છે. જ્યાં સુધી આસપાસ અશાંતિનું વાતાવરણ હોય, ત્યાં સુધી તેને ખરી શાંતિ ક્યાંથી મળે ? માટે તે અશાંત વાતાવરણ પોતાની શાંતિના બળથી શાંત કરવા મથે છે. તે પોતાના વિકાસ માટે નહિ, પણ સર્વના વિકાસ માટે પ્રયત્ન કરે છે. તેણે પોતાનું કાર્ય સાધ્યું છે, એટલે તે પોતાની શક્તિ સર્વના કલ્યાણ અર્થે વાપરે છે.

આવા મહાન્ પુરૂષને માથે જો કાંઇ પણ દુઃખ આવે તો આપણે કહી શકીએ કે તેને વાસ્તે તે લાયક ન હતા, છતાં તેમને શિર તે આવ્યું. પણ આવા કોઇ અપવાદ સિવાય સામાન્ય રીતે તો આપણે સ્વીકારવુંજ જોઇએ કે દરેકને માથે જે કાંઇ દુઃખ આવે છે, તેનો ઉત્પાદક તે પોતેજ છે. તેના સુખ દુઃખમાં બીજા તો નિમિત્ત માત્ર છે.

કોઇપણ મનુષ્ય પોતાના સદ્‌ગુણ સારૂ દુઃખ ભોગવતોજ નથી. કારણ કે જ્યાં સુધી મનમાં પણ કોઇક જાતની અશુભ ભાવના હોય, ત્યાં સુધી તે સર્વથા નિર્દોષ કહી શકાય નહિ. નિયમ ન્યાયી છે. કારણ કે તે પ્રભુની ઇચ્છાનું પ્રકટ સ્વરૂપ છે. માટે તે નિયમપર આપણે વિશ્વાસ રાખવો જોઇએ, અને અત્યારની આપણી સ્થિતિ આપણા ભૂતકાળના કર્મોને લીધે ગમે તેવી હોય, પણ ભવિષ્ય આપણા હાથમાં છે. આપણા હાલના વિચારો, વાસનાઓ અને કાર્યો આપણા ભવિષ્યના નિયામક છે. માટે વિચારો, વાસનાઓ અને કાર્યોને સુધારો, એટલે કુદરત પોતાના અખૂટ ખજાના આપણા આગળ લાવીને ખડા કરશે, અને વિશ્વની સકળ સમૃદ્ધિઓ આપણને સ્વયમેવ આવીને મળશે.

# સંકલ્પ બળ.



લેખકઃ—રા. પ્રભુશંકર નરભેરામ વ્યાસ.

મારા આત્મસ્વરૂપ પ્રિય બંધુઓ! તમને ખબર છે ખરી કે તમારા સંકલ્પના બળથી આ વિશ્વમાં તમે ધારો તે કરી શકવા સમર્થ છો? ચાહય તો તમે ગગનમાં ઉડી શકો અને ચહાય તો પાતાળમાં પ્રવેશી શકો. તમારે જેવા થવું હોય તેવા આ બળને ખિલવવાથી થઈ શકશો.

આજ સુધી તમે તમને પોતાનેજ દીન દુઃખી હતભાગી અને કશા પણ માલ વિનાના માન્યા છે. અને હું જીવ, હું અલ્પ શક્તિ, હું પામર ઇત્યાદિના મિથ્યા ભેદો કલ્પી કરોળીયો જેમ પોતાની જાળમાં પોતેજ ફસાય છે તેમ તમારા સંકલ્પથી તમેજ ફસાયા છો.

સંકલ્પ બળની તમને પ્રતીતિ ન હોવાથી તમે આજ સુધી દુઃખી રહ્યા છો. હાથમાં રહેલા ચિંતામણિને તમે કાચનો કટકો માન્યો છે. સુરતરૂની નીચે રહી ભૂખના દુઃખને સહન કર્યું છે. હવે જો તેનાથી કંટાળ્યા હો તો આવો તમારા સંકલ્પના સામર્થ્યને જાણી તેના ઉપયોગ વડે સુખના સ્વામી થઇ રહો.

તમારો સંકલ્પ આખા ત્રિભુવનને ડોલાવી શકવા પણ શક્તિમાન છે. તમને ઉત્સાહ આપવા ખાતર અથવા ક્ષણિક આનંદ આપવા ખાતર આ વાત હું તમને કંઇ જણાવતો નથી પણ જે સત્ય છે તેજ કહું છું. एकोऽहं बहुस्याम् હું એક છું તે બહુ રૂપે થાઉં એ પ્રકારના એકજ સંકલ્પ વડે પરમાત્માએ આ સૃષ્ટિને રચી છે. અહા? સંકલ્પનું કેટલું બધું અપરિમિત બળ? પોતાને ક્ષુદ્ર અને અલ્પ શક્તિ માનનાર હે ભૂલેલા માનવી! જરા પાછું વળીને જો! એ બળ તારૂં પોતાનુંજ છે. સૂર્યના કિરણની રશ્મિ સૂર્યથી ભિન્ન નથી. અને સમુદ્રમાં આવતી મોજાં રૂપ જળની લહરી સમુદ્રથી ભિન્ન નથી. તેમ તું પોતે એ સર્વશક્ત પરમાત્માથી ભિન્ન નથી. તારે વળી સામર્થ્યને માટે વલખાં મારવાનાં શાં હોય? છોડીદે, છોડીદે, વીર, એ સઘળી તારી પ્રવૃત્તિઓને? અને થઇ જા આત્મસ્વરૂપમાં તન્મય. ભીખારી મટી શ્રીમંત થા. રંક મટી રાય થા.

દુઃખ છે દુઃખ છે એવું સંસારમાં ફરીને કોઇ કોઇ વખત મધુર અને કોઇ વખત ઉગ્ર સ્વરે ગાન ગાતા હે મનુષ્ય! તારૂં એ ગાન ગાવું બંધ કર થોડો સમય પણ બસો થઇને બંધ કર. અને ફરી લે આત્મસરિતામાં સ્નાન. પાવન કરી લે, પ્રક્ષાલન કરી લે તારી રંગે રગને, અને પ્રેરાવ તારા સર્વાંગમાં આત્માની નવચેતનતા!!

પોતાની મીલકત પોતે વાપરવામાં દુનિયાની કોઇપણ સત્તા તેને અટકાવી શકતી નથી. જે પોતાનાં સ્વહકનું છે તેને માટે હક્ક સાબીત કરવાનો હોયજ નહિ. એના તો કબજા ભોગવટાનીજ જરૂર. આ સિદ્ધાંત ખુલ્લો હોવા છતાં તારા સામર્થ્યનો ઉપયોગ કરવામાં તું શા માટે પાછો પડે છે?

જગતમાં તમારો સંકલ્પ સુખને આકર્ષિ લાવે છે. ત્યારે એજ સંકલ્પ તમારા પ્રતિ દુઃખને પણ આકર્ષે છે. જેવું વાવેતર તેવું ધાન્ય ઉગે છે. તેમ જેવો સંકલ્પ તેવું ફળ તમને પ્રાપ્ત થાય છે. સંકલ્પ બળના સામર્થ્યને તમે જ્યાં સુધી અનુભવ્યું નથી ત્યાં સુધી આ વાતની તમને કદાચ નવાઇ લાગશે. પરંતુ પૂર્વે થઇ ગયેલા બનાવોના દ્રષ્ટાંતો વિચારવાથી આ વાતની તમને ખાત્રી થશે.

પરીક્ષિત રાજાને જ્યારે સર્પદંશ થયો ત્યારે તેના પુત્રે એક યજ્ઞ કરાવી મંત્રને લઇ તેમાં સર્પોને હોમવા માંડયા. ઘણા સર્પો આ પ્રમાણે યજ્ઞના અગ્નિના ભોગ થયા પછી જનમેજયે પૂછ્યું કે મારા પિતાને ડંસનાર સર્પ પણ હોમાઇ ગયો કે નહિ? ઋષિઓએ કહ્યું કે તમારા પિતાને શાપને લઇ સર્પ ડંસ થયો છે. અને એ ડંસનાર તક્ષક નાગ તો ઇંદ્રને શરણે ગયો છે. રાજાએ હઠ પકડી કે તેને પણ બોલાવો. એટલે ઋષિઓએ તક્ષક નાગનું આવાહન કર્યું અર્થાત્ પોતાના સંકલ્પના બળ વડે તેને બોલાવ્યો. તક્ષક નાગ પોતાના બચાવ અર્થે ઇંદ્રાસનને વીંટાઇને રહયો હતો પણ ઋષિના સંકલ્પના બળથી તે ઇંદ્રાસન સહિત નીચે પડવા માંડયો. આ વખતે ઇંદ્રે રાજા જનમેજયનું સાંત્વન કર્યું. અને શૌનિક ઋષિના શિષ્યના શાપને લઇનેજ તમારા પિતાને તક્ષકે આવી ડશ્યા છે, તેમાં તેનો અપરાધ નથી વિગેરે કહી ક્રોધ શાંત કર્યો. અને નાગ યજ્ઞ અધુરો રહયો. આ કથા પ્રસંગ મહાભારતમાં છે પણ તે ઉપરથી સાબીત કરવાનું એટલુંજ છે કે ઋષિના સંકલ્પ માત્રથી તક્ષક નાગને ઇંદ્રાસન સહિત સ્વર્ગમાંથી ભૂલોક પ્રતિ આકર્ષાવું પડયું હતું.

પાંચ વર્ષના નાના બાળક ધ્રુવે પણ હું તપ કરીશ અને મને પરમાત્મા મળશેજ એ પ્રકારના સંકલ્પે કરી ઘરમાંથી ચાલી નીકળી જંગલમાં જઇ તપ આરંભ્યું અને છ માસ જેટલી મુદતમાંજ પરમાત્માને મેળવ્યા.

સતી અનસૂયાની સહચરી નર્મદા સતીએ જ્યારે પોતાના અંધ પતિને માંડવ્ય ઋષિનો શાપ થયો કે સૂર્યોદય વખતે તારું મૃત્યુ થશે ત્યારે પ્રથમ તો એ ઋષિને બહુ બહુ વિનવ્યા પણ જ્યારે શાપ એકના બે ન થયા ત્યારે ભગવાન સૂર્ય નારાયણ પ્રતિ સંકલ્પ કર્યો કે હે ભગવાન! તમારા ઉદયથી મારા પતિનું મૃત્યુ થાય એમ છે, માટે તમે ઉગશો નહિ. સતીના શુદ્ધ હૃદયના સંકલ્પને કોણ મિથ્યા કરી શકે! જગતમાં અંધકાર ફેલાયો. અને કંઇ કંઇ અનર્થો થવા માંડયા. આખરે દેવી અનસૂયાએ આવી માર્ગ કહાડયો. નર્મદાએ સૂર્ય ઉદય થવા પરવાનગી આપી. અનસૂયાએ પોતાના સંકલ્પથી તેના પતિને પુનર્ જીવન આપ્યું.



# આદર્શ રમણી

અથવા

# જીવનનો મહામંત્ર,

લેખકઃ—સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૩૭૯ થી

## પ્રકરણ ૧૪ મું.

## સાધુ કે ડાકુ!

" મન મેલા તન ઉજલા, બગલા કપટી અંગ
તાતે તો કૌવા ભલા, તનમન એક હિરંગ. "

**શ્રી કબીર.**

ગ્રીષ્મ ઋતુનો સમય હતો. તાપ સખત પડતો હતો. મધ્યાન્હ સમય કાળ સમાન ભાસતો હતો. પર્વતના પથરો સૂર્ય ભગવાનની પ્રખર ઉષ્ણતાથી આગ સમાન બન્યા હતા. નાની નદીયો અને ઝરાઓનાં જળમાંથી ગરમીના યોગે વરાળો નીકળતી દૃશ્યમાન થતી હતી. પંખીઓ વૃક્ષોની ઘનઘોર ઘટાઓમાં શીતળતાના આશ્રયે બેસી મધ્યાન્હ સમય વ્યતીત કરતાં હતાં. વાઘ વગેરે હિંસક પ્રાણીઓ અસહ્ય ગરમીથી હાંફતાં કોઈ શીતળ સ્થાને સંતાઇ બેઠાં હતાં. આબુ પર્વતના અનેક નાના-મોટા રસ્તાઓ શૂન્યકાર જણાતા હતા. સર્વત્ર જાણે આગ વરસતી હોય એમ ભાસ થઇ રહ્યો હતો. કર્તવ્ય વિહીન થએલાં મનુષ્યોથી સૂર્યનારાયણ કુપિત થઇ સખ્ત તાપે તપી તેમની ઉષ્ણ જવાળાઓથી જગતને તપ્ત કરી અકળાવી રહ્યા હતા. આવા વિકટ સમયે આબુરાજની એક સાંકડી ઉંડી ખીણમાં થઇને એક ભગવાંધારી ઘોડેસ્વાર તેનો માર્ગ કાપી રહ્યો હતો. જે સમયે કોઇ પણ મનુષ્ય પંખી બહાર ન નીકળી શકે તે સમયે આ સાધુ સ્વારનું ગમન આશ્ચર્ય ઉપજાવે તેવું હતું. વળી તે ઘોડા ઉપર બેઠેલો હોવાથી કંઇક વિચિત્ર જણાતો હતો. સાધુનું શરીર અલમસ્ત હતું. આંખો ક્રૂર અને ખૂની જણાતી હતી. શરીરનો રંગ શ્યામ હતો. માથાપર મોટી જટા અને શરીરે ચોળેલી ભસ્મથી આ સાધુ કંઇક અવનવોજ ભાસતો હતો; નબળા-પોચા હૃદયનો વટે માર્ગુ આ વિચિત્ર વેષી સાધુને કદાચ જુએ તો દરોજ ભયથીજ બ્હી મરે એવો એનો દેખાવ હતો. ખરો મધ્યાન્હકાળ હતો; તડકો અસહ્ય હતો તદપિ આ સાધુને કંઇપણ અસર થતી ન હોય-એમ તેના શાન્તિમય ગમનથી અનુમાન થતું હતું. રસ્તો વાંકો ચૂકો અને ખાડા ટેકરાવાળો હોવાથી ઘોડો ધીમે-ધીમે ચાલતો હતો.

મધ્યાન્હના ભયાનક તાપમાં કાળો ભૂત સમાન ભાસતો આ ભગવાંધારી આસપાસ નજર કરી તેની લાંબી દાઢીપર વારંવાર હાથ ફેરવતો આગળ ગમન કરી રહ્યો હતો. આ સમયે જો કોઇ જોનારા હોય તો તરતજ માની લે કે આ કોઇ સાધુ નથી પણ ભગવાં વસ્ત્રમાં છુપાએલો, કોઇક ભેદી-શયતાનજ છે. આ અશ્વારોહિ સાધુએ લગભગ એક કલાક ચાલ્યા કર્યું. પહાણનો અંત આવ્યો. હવે તેને પર્વતપર ચઢવાનું હતું. ઉંચે જવાનો માર્ગ સીધો અને સાંકડો હતો. સાધુએ થોડીવાર ઘોડાને ઉભો રાખી થાક ખાવા દીધો અને પછી ધીમે ધીમે પર્વતારોહણ કરવા માંડ્યું. પર્વતનું આવું ચઢાણ લગભગ દેઢ બે ગાઉ હતું. ઘોડો કદાવર અને જાતવાન હોવાથી ધીમે ધીમે પણ બરાબર પગ ટેકવીને ઉપર ચઢતો હતો. સાધુ રામે પણ આડું અવળું જોયા વિના દૃષ્ટિ સીધી રાખી ઘોડાની લગામ ખેંચી પકડી હતી. જે રસ્તે અશ્વ આગળ પ્રયાણ કરી રહ્યો હતો, તે રસ્તો ફક્ત બે હાથજ પહોળો હતો. તે પછી એક બાજુએ ઉંડી અંધકારમયી ખીણ અને બીજી બાજુએ ઉંચા ડુંગરો આવેલા હતા. માર્ગ વિકટ અને ભયંકર હતો. જીવનું જોખમ પગે પગે હતું. અશ્વની ગતિમાં જો ચૂક થઇ તો ઉંડી ખીણમાં પડી પ્રાણ ગયેજ સમજવો. આવું જાણી સાધુરામ આસ્તેથી ઘોડાને ચલાવતો હતો. સખ્ત તાપ અને વિકટ રસ્તાથી ઘોડો અને સ્વાર પરસેવાથી તરબોળ બન્યા. કદાવર અશ્વ પણ તાપ અને થાકથી હાંફતો હાંફતો માર્ગ કાપવા લાગ્યો. ઘોડાને મુખે ફીણ વળ્યું; સાધુની આ મુસાફરી સખત હતી. આ રસ્તો ક્યારે પૂરો થાય એવું સાધુ મનમાં ચિંતવન કરતો હતો. છેવટે સાંજ પડતાં સાધુ અને અશ્વ છેક ઉપર આવી પહોંચ્યા. એ ભયાનક રસ્તો પૂર્ણ કરતાં ઘણો વખત વીત્યો. પ્રભાકર પ્રભુએ પર્વતના ઉંડાણ ભાગમાં પ્રવેશ કરવા માંડ્યો. તાપથી અકળાયેલાં મનુષ્ય પ્રાણી પ્રત્યેની દયાથી ભાનુદેવે શીતળતા ધારણ કરી; છતાં પવનમાં હજી કંઇક ઉષ્ણતા કાયમ હતી. પંખીઓ શીતળ વિશ્રામ સ્થાન ત્યાગી બહાર નીકળી તેમના વિવિધ અવાજોથી પર્વત પ્રદેશને ગજાવી રહ્યાં હતાં. સાધુ ઘોડા પરથી નીચે ઉતર્યો. ઘોડો થાકીને લોથ બની ગયો હતો. બિચારા અવાચક પશુને મુખે ફિણના ફિસોટા વળ્યા હતા. ત્યાં નજીકમાં ઘાસ ઉગેલું હતું. પણ અશ્વને એટલો બધો તો શ્વાસ ચઢ્યો હતો કે પેટમાં ભુખ લાગ્યા છતાં તે ઘાસનું એક તરણું પણ ખાઇ શકશે કે કેમ તેની શંકા હતી. સાધુએ તેના શરીરપરનો પસીનો લુછી ઘોડાના શરીર પર હાથ ફેરવવા માંડ્યો. થોડીકવાર હાથ ફેરવતાં અશ્વ ચારો ચરવા માંડ્યો. સાધુએ ત્યાં પડેલી એક શિલાપર સ્થાન લીધું. પર્વત પ્રદેશમાં આ ડુંગર સૌથી વધારે ઉંચો હતો. ગગન ચુમિત શિખરે શિલાસનપર બેઠેલો બાવો આકાશમાંથી ઉતરી આવેલો રાક્ષસ અથવા તો ભૂત સમાન ભયંકર ભાસતો. તે આ વખતે કંઇક ઉંડા વિચારમાં નિમગ્ન થયો હોય એમ તેના વદન પર થતા ફેરફારોથી અનુમાન થતું હતું. સાંજની પૂર્ણાહુતિ થતા પર્વતપ્રદેશનો દેખાવ રમ્ય બન્યો. શીતળ પવન સુસવાટા બંધ વાવા લાગ્યો. પંખીઓ રાત પડવાની બીકે ઝડપથી પોતપોતાના સ્થાન પ્રતિ ગમન કરી રહ્યાં હતાં. આ પર્વત શિખર એટલું તો ઉંચું નીચું હતું કે ત્યાંથી દૂર નજર કરતાં શ્રી અંબાભવાનીનું દેવળ, ગબ્બરનો ડુંગર અને બીજાં કેટલાક ગામ નજરે પડતાં હતાં. નીચે જમીન તરફ નજર કરતાં નીચેની મોટી નદીઓ, ઝરાઓ, તળાવો અને દરેક છેક નાનાં જણાવા લાગ્યાં. ઉંચે દોડા દોડી કરી રહેલાં વાદળાંઓ શરીરને ઘસાઇને જતાં હતાં, વિચાર વશ સાધુરામે આવા અલૌકિક સ્થાનમાં ઘણીવાર બેસી રહી થાક ઉતાર્યો અને સાંપ્રતની

પૂર્ણાહુતિ થતાં તેણે ઉભા થઇ ઘોડાની લગામ પકડી પર્વતની બીજી બાજુએ આવેલી એક ખીણમાં ઉતરવા માંડયું. આ રસ્તો કંઇક ઠીક હતો. પણ સીધું ઢોળાણ હોવાથી ઘોડાપર બેસી શકાય એમ નહોતું. પૂર્ણ સંભાળથી પગ ટેકવતો સાધુરામ રાત્રિ પડતાં તો તેના નિર્ણીત સ્થાને આવી અટકયો, તે જે સ્થળે આવીને અટકયો; તે એક લાંબી-પહોળી ખીણ હતી. અહિં ઝાડ-પાનથી ભરપૂર એક સપાટ મેદાન આવેલું હતું. આ મેદાનમાં એક જંગલી ઝાડની નીચે એક ઝુંપડી બાંધેલી હતી. આશ્ચર્ય જેવું તો એ હતું કે ઝુંપડીની અંદર કે બહાર આ વખતે કોઇપણ માણસ નજરે પડતું નહોતું. ઝુંપડીની આસપાસનો દેખાવ રમ્ય હતો. જંગલી વૃક્ષો ઉપરાંત અનેક જાતનાં રંગબેરંગી પુષ્પોનાં વૃક્ષો ખીલી રહ્યાં હતાં. નિર્મળ નીરનો ઝરો સર્પાકારે વહન કરી રહ્યો હતો. દેખાવ આનંદ જનક હતો; પણ તે નિહાળવાને સાધુ સિવાય અન્ય કોઇ નહોતું. સાધુએ ઝુંપડીનું દ્વાર ઉઘાડયું. ઝુંપડીમાં એક ગોદડી અને પાણી ભરવાના માટલા સિવાય બીજું કાંઇ નહોતું. સાધુ તરતજ ઝુંપડીમાંથી બહાર નીકળી આસપાસ નજર કરવા લાગ્યો. રાત્રિ પડી ચૂકી હતી. નક્ષત્રો હિરાની માફક ઝગમગી રહ્યાં હતાં. તેમનો ઝાંખો પ્રકાશ અંધકારમાં કંઇક ઉજાસ આપી રહ્યો હતો. સાધુએ થોડી ક્ષણ કંઇક વિચાર કરી ઝોળામાંથી એક ગોળાકાર ફાનસ કાઢી સળગાવ્યું. ફાનસના કાચ લાલ રંગના હોવાથી દીપક પણ લાલ રંગનો જણાવા લાગ્યો. ઝુંપડીની નજીકમાં એક ઉંચો વાંસ દાટેલો હતો. તે વાંસની ઉપર એક ગરગડી આવેલી હતી. તે ગરગડી પર આવેલી દોરીના છેડા બન્ને બાજુએ લટકતા હતા. સાધુએ દોરીના એક છેડા સાથે ફાનસ બાંધ્યું. બાદ બીજો છેડો ખેંચતાં ફાનસ ઉંચે ચઢી વાંસની ટોચે જઇ અટકયું. સાધુએ દોરીના છેડાને વાંસ સાથે બાંધ્યો. ફાનસનું અજવાળું પહાડી પ્રદેશમાં દૂર સુધી જણાવા લાગ્યું, આ પછી સાધુએ શરીરપરથી ભગવાં વસ્ત્ર ઉતાર્યાં. ઉપરનાં વસ્ત્ર અલગ થતાંજ સઘળું રહસ્ય જણાયું. આ સાધુ ખરેખરો સાધુ નહોતો પણ કોઇ ભેદી માણસ હતો. ભગવાં કપડાંની અંદર તેણે બીજાં સફેદ વસ્ત્રો શરીર પર પહેરેલાં હતાં. કમ્મરમાં જમૈયો, છૂરો અને પિસ્તોલ જેવાં પ્રાણઘાતક શસ્ત્ર-અસ્ત્ર છૂપાવેલાં હતાં. આવા દેખાવથી ચોક્કસ થતું હતું કે આ માણસ સાધુ નહિ પણ કોઇક ડાકુ હોવો જોઇએ. વાસ્તવમાં એમજ હતું. આ શયતાન એક ભયંકર લુંટારો હતો. તેનું નામ આખા પ્રદેશમાં જાણીતું હતું. તેની ટોળીમાં ઘણાં માણસો હતાં. ચોરી-લુંટફાટ અને ગામ ભાંગવા-લુંટવાં એ તેમનો મુખ્ય ધંધો હતો. દયાનો આ દુસ્મન ઘણો ભયાનક હતો. તેણે અનેક નિર્દોષ મુસાફરોને-જાત્રાળુઓ અને ગામડામાં રહેતાં માણસોનાં ખૂન કરી પિશાચ પદ ધારણ કર્યું હતું. આ ભયાનક ખૂની લુંટારો કેટલાક મહિનાથી અદૃશ્ય થયો હતો; તે આજે એકાએક પાછો આવ્યો હતો. તેની ટોળીનાં માણસો એકજ સ્થળે નહિ રહેતા પહાડી પ્રદેશમાં છૂટાં છવાયાં રહેતાં હતાં. એ લોકોને એકત્ર કરવાને માટે લાલ રંગનું ફાનસ ઉંચા વાંસપર ચઢાવવામાં આવતું. જ્યારે લાલ ફાનસ દેખાય ત્યારે એ લોકો જ્યાં હોય ત્યાંથી વગર વિલંબે ઝુંપડી આગળના ચોગાનમાં આવી એકત્ર થતા. આજે લાલ ફાનસ સળગતું જોઇ લુંટારાઓ એક પછી એક ઝુંપડી આગળ આવવા લાગ્યા મધ્યરાત્રિ થતાં સુધીમાં તો લગભગ બસો માણસોથી ચોગાન ભરાઇ ગયું. સઘળાએ ઘુંટણે બેસી સરદાર બહાદુરને નમન કર્યું. શ્યામ રંગનો ખૂની દેખાવનો ભીમકાય સરદાર હાથમાં ભાલો પકડીને ટોળાની વચ્ચે ઉભો હતો. એવામાં તેના જેવાજ દેખાવનો એક કદાવર માણસ હાથમાં

ફાનસ પકડી ત્યાં આવ્યો, અને નીચા નમી તેણે તેના સરદારને નમન કર્યું. આ આવનાર લુંટારાનો નાયક હતો. મોટા સરદારની ગેર હાજરીમાં તે સરદારનું દરેક કાર્ય બજાવતો. તેને જોતાંજ ભાલો પકડી ઉભેલા સરદારે પૂછયું;

" કાં કૃપાણુ ? શું સમાચાર છે ?"

" સમાચાર ઠંડા છે, આપણા ત્રાસથી રસ્તાઓ ઉજ્જડ બની ગયા છે. મુસાફર કે વટેમાર્ગુ કોઇ પણ આ પ્રદેશમાં આવવાની હિંમત કરી શકતું નથી. વળી અધુરામાં પૂરું આપણાં માણસોમાંથી પણ કેટલાંક ઓછાં થઇ ગયાં છે."

"શું મરી ગયાં ?" સરદારે ભવાં ચઢાવી પૂછયું.

"ના; પણ કંઇક જુદુંજ બન્યું છે." કૃપાણે કંઇક હસીને કહ્યું.

"શું ?"

"અહિંથી પાંચેક ગાઉપર એક નાનું ગામડું આવેલું છે, ત્યાં ભીલ લોકો વસે છે. એ ભીલ લોકો પહેલાં આપણા જેવાજ ધંધા કરતા હતા. પણ જ્યારથી ત્યાં બે છોકરાં આવીને રહ્યાં છે ત્યારથી તેઓ ઘણા સુધરી ગયા છે અને ભગવાનના ભકત બન્યા છે."

"તે હું જાણું છું. તું પેલાં સુરબાળા અને કુમુદના વિષેજ કહે છે ને ?"

"હાજી; તેઓના બોધ વચનથી આપણામાંનાં કેટલાએ માણસો આપણો બાપદાદાનો ધંધો ત્યાગી ભગતડા બની ગયા છે અને પ્હાડી ગામડાઓમાં લોકોને ઉપદેશ કરતા ફરે છે."

સરદારે દાંત કચકચાવી પૂછયું; "હાલમાં તો કંઇ શિકાર મળ્યો નહિ હોય ?"

"નાજી, આપના ગયા પછી ફકત એકજ ગામડામાં અમે લુંટ કરી હતી; પણ ગામ લોકો હથીઆરબંધ થઇ અમારી પાછળ પડવાથી અમારે નિરાશ થઇ ભાગી આવવું પડયું."

"કેવા નામર્દ અને બાયલા કે ગામડીયાઓથી ડરી ભાગી આવ્યા ? સરદારે તેની લોહીની ફડો જેવી આંખ્યો પ્હોળી કરતા કહ્યું. કૃપાણસિંહે માથું નમાવી કંઇ પણ જવાબ આપ્યો નહિ. શાન્તિ પથરાઇ રહી. સરદારે એક માણસને કંઇક સમજાવ્યું કે જેથી તે માણસ ઉભો થયો અને એક મોટો પત્થર ત્યાં ગબડાવી લાવ્યો. સરદારે તે પત્થરપર સ્થાન લેતાં પૂછયું; " કૃપાણુ ! આપણો ધન ભંડાર તો સલામત છે ને ?"

" હા, બરાબર."

" કહો હવે શું ધાર્યું છે ?"

" આપણા બહાદુરો કાલે રજવાડા તરફ જનાર છે."

" હા, જાઓ અને ગમે તેમ કરી ધનનો ઢગલો મેળવી લાવો. આપણે હવે ધનની ઘણીજ જરૂર પડશે. આપણે થોડા વખતમાં મોટા મહારાજા બનનાર છીએ."

" શું આપણે રાજા થઇશું ?" કૃપાણે આશ્ચર્ય પામતા પૂછયું.

" હા, હું મોટો રાજા બનીશ અને તમને સઘળાને નાના-નાના રાજા જેવા ભાગીદાર બનાવીશ. પણ આમ થતાં પહેલાં તમારે ધન એકઠું કરવા ઉપરાંત કેટલાક જીવ સટોસટના કાર્ય કરવાં પડશે."

"અમે સઘળું કરવાને તૈયાર છીએ." સઘળા લુંટારાઓ સાથેજ બોલી ઉઠયા અને તેમના બોલવાના અવાજથી શાન્ત પ્હાડી પ્રદેશમાં મોટો પડઘો પડી રહ્યો.

"શાહબાશ છે મારા દોસ્તો. સાંભળો હું હવે તમને તમામ વાત સંભળાવું. મને તમારી પાસેથી ગયે મહિનાઓ વીત્યા છે. હું આટલા વખતમાં શાન્ત બેસી રહ્યો નથી. હું કોઈ માલદારની શોધમાં રખડતો હતો. તેવામાંજ મને એક માણસ મળ્યો. કે જે માણસ પ્રથમ રાજા હતો; પણ હાલ ભીખારી બન્યો છે. તે માણસને આપણે મદદ કરી પાછો રાજા બનાવવાનો છે."

"તે માણસ કોણ છે?"

"દક્ષિણનો છે. તેની પાસે ધન-માણસો પુષ્કળ છે."

"તે શું કોઇની સાથે લડાઇ કરવા ચાહે છે?" કૃપાણે પુછ્યું.

"હા, આ દેશમાં વેપાર કરી રળી ખાવા આવેલા અને અત્યારે આખા દેશના માલીક થઇ પડેલા પરદેશી ફિરંગીઓની સાથે લડાઇ કરી તેમને આ દેશમાંથી હાંકી કાઢવા તે માણસ ઇચ્છે છે."

"શું ફિરંગીઓને? અરે એતો દેવ લોકો છે." કૃપાણે ચમકીને કહ્યું.

"કૃપાણ! તારી મોટી ભૂલ થાય છે. હું પણ તારી માફક પ્રથમ એ લોકોને ધોળા-ધોળા જોઇ દેવજ માનતો હતો. પણ આ મુસાફરીથી મારો સઘળો ભ્રમ ભાંગ્યો છે. તે લોકો જેવા ઉપરથી ધોળા છે તેવા હૃદયથી નથી. તેમનાં હૃદય કાળાં છે. તેઓ પ્રથમ આપણા દેશમાં વેપાર કરવાને આવ્યા હતા; પણ પછી ધીમે ધીમે દગલબાજી કરી, કોઇને લડાવી, કોઇને સમજાવી લગભગ આખા દેશના ધણી રણી થઇ પડયા છે. મને મળેલા માણસનું રાજ્ય દીલ્હીના બાદશાહનું રાજ્ય-પંજાબ દેશ વગેરે ઘણા મુલક તે લોકોએ હજમ કર્યા છે. હવે તે લોકોનો ઇરાદો આપણા દેશનું ધન તેમના દેશમાં લઇ જવાનો છે. આખા દેશને વટલાવી ખ્રીસ્તી બનાવવાનો છે. અરે આપણા કેટલાક જાત ભાઇઓને પણ વટલાવ્યા છે. આપણા દેશીભાઇયો કે જે તે લોકોના લશ્કરમાં નોકરી કરે છે તે લોકોને બંદુકોમાં મૂકવાની ટોટીઓપર ગાય અને ડુક્કરની ચરબી લગાડી વટલાવવાનું તો ક્યારનું એ શરૂ કરી દીધું છે. આથી આખી પલટનોની પલટનો તે લોકોનું સત્યાનાશ વાળવાને આતુર બની રહી છે. વળી વધુ સાંભળ. તે એ કે તે લોકોએ પ્રપંચ જાળ પૂરેપૂરી પાથરવા માંડી છે. તે લોકો પેલા અગ્નિ રથ અને લોખંડના તારથી આખા દેશને પાયમાલ કરવાનો ઇરાદો રાખે છે. તેમણે તેમની ભાષા ભણાવી દેશનાં બાળકોને ખ્રીસ્તી બનાવવાનો પ્રયત્ન પણ પૂરેપૂરો આરંભી દીધો છે. કૃપાણ! આપણે ગમે તેવા છીએ; પણ આપણે આપણા દેશનો વિચાર પહેલો કરવાનો છે."

સરદારની સઘળી વાત શ્રવણ કરી કૃપાણ માથું ખંજવાળતાં બોલ્યો; "પણ આપણે ફાવી શકીશું શી રીતે? ફિરંગીઓની પાસે લશ્કર દારૂગોળા ઘણો છે. આપણા દેશના ઘણા રાજાઓ તો તેમના બાહ્યબંધો છે. સરદારે તિરસ્કાર પૂર્ણ હાસ્ય કરી કહ્યું; "હું નહોતો જાણતો કે મારી ગેરહાજરીમાં તું આવો ડરકણ નમાલો બની જઇશ? કૃપાણ! તારી નિરાશાને તજી દે. આપણે જે માણસને મદદ કરવાની છે, તે માણસ કોઇ જેવો તેવો નથી. તેના પક્ષમાં દીલ્હીના બાદશાહ

અયોધ્યાનો નવાબ; ઝાંસીનાં મહારાણી ઉપરાંત કેટલાક ગોરાઓ પણ તેના મદદગાર છે. આથી મને ખાત્રી થાય છે કે જોતજોતામાં ફિરંગીઓનું સત્યાનાશ વળી જશે."

"તે માણસનું નામ તો જણાવો?" કૃપાણે પૂછ્યું.

સરદારે થોડી ક્ષણ વિચારવશ રહી કહ્યું. "નાના સાહેબ."

"તે શું પહેલાં રાજા હતો?"

"હા, પણ ફિરંગીઓએ તે બિચારાનું રાજ્ય દગાથી લઇ લીધું છે."

"આપણે તેને મદદ કરીએ તેમાં આપણને શું લાભ?"

"તે વિચારવાનું કામ મારૂં છે. આપણને ભવિષ્યમાં આવા ધંધા ન કરવા પડે અને આપણે તથા આપણા વંશ વારસો સૂરજ–ચંદર તપે ત્યાં સુધી ધનના ઢગલામાં આળોટયા કરે તેવો કરાર મેં તેની સાથે કર્યો છે.

કૃપાણના મુખપર આનંદ છવાયો. તેણે પૂછ્યું; "બોલો ત્યારે આપણે ક્યારે જવાનું છે?"

"હજી વાર છે, આપણા પક્ષના ઘણા માણસો જૂદા–જૂદા વેશથી ફિરંગીઓના લશ્કરમાં ફરી આપણો ઉદ્દેશ તેમને સમજાવે છે. સઘળા સંમત થતા એકજ દિવસે આખા દેશમાં આગ સળગશે અને તેમાં ફિરંગીઓ બળીને ખાખ થઇ જશે. સમજ્યો?"

"ત્યારે હાલ આપણે શું કરવાનું છે?"

"આપણે આપણો ધંધો ચરૂ રાખી આપણી ટોળીયોમાં માણસોની ભરતી કરવી."

"ધારો કે આપણા ધંધામાં કંઇ ન ફાવ્યા તો ભરતીનાં માણસોનું પોષણ શી રીતે કરવું? આપણો ભંડાર ક્યાં સુધી ચાલે?"

"તે બધી વ્યવસ્થા મેં કરી છે. આપણને દર મહિને એક હજાર રૂપીઆ મળશે તેટલા ઉપરાંત જો વધુ ખર્ચ થાય તો આપણે પૂરૂં કરવું.

"નાના સાહેબ હાલ ક્યાં છે?"

"કાનપુરના જંગલોમાં."

"શું તમે કાનપુર સુધી જઇ આવ્યા?"

"અરે કાનપુર ઉપરાંત દિલ્હી અને અયોધ્યા જઇ ત્યાંના બાદશાહોની મુલાકાત કરી આવ્યો."

"તમારી સાથે કોણ આવ્યું હતું?"

"નાના સાહેબનો સેનાપતિ તાત્યાટોપી. ઘણોજ બળવાન માણસ છે."

"દિલ્હીના બાદશાહ કેવા છે?"

"અત્યારે તો તે બિચારાની ઘણીજ અવદશા છે. તેને અને અયોધ્યાના બાદશાહને ફિરંગીઓની દયા ઉપરજ ગુજરાન નિભાવવું પડે છે."

"હરામખોર ફિરંગીઓ આવ્યા ત્યારે આવા કારસ્તાની ન હોતા પણ હવે સમજ્યું કે તેમનો દિનમાનજ ફર્યો છે."

"એમજ."

"લડાઇના દિવસની આપણને શી રીતે ખબર પડશે?"

"દર અઠવાડીએ ત્યાંથી માણસ આવશે."

"કદાચ તમે ન હો અને તે તરફથી માણસ આવે તો અમારે તેને શી રીત ઓળખવો?"

"હા, આ સવાલ તેં ઠીક કર્યો. જો સાંભળ, તે માણસો જૂદા–જૂદા વેશથી આવશે. તેમણે મને તેમની નીશાનીઓ જણાવી છે. તેઓને પૂછતાં તે તેમનું નામ અબ્દુલ અથવા

મેકૈયર જણાવે તો તરત સમજી જવું કે તે માણસ આપણોજ છે."

"તે અબ્દુલ-મેકૈયર કોણ છે?"

"બન્ને નાના સાહેબના મદદગાર છે."

આ પછી સરદારે ટોળાના માણસોને સમજ આપી જવાનું સૂચવ્યું. સઘળા મોડી રાતે પોતપોતાના સ્થાન પ્રતિ ચાલ્યા ગયા. ઝુંપડી આગળ સરદાર અને કૃપાણ સિવાય અન્ય કોઇ રહ્યું નહિ. નિઃસ્તબ્ધતા વ્યાપી રહી. સરદારે અને કૃપાણે ઘણીવાર સુધી ખાનગી વાતો કર્યા કરી. એવામાં કોઇ માણસ ઉતાવળથી ચાલ્યો આવતો જણાયો. સરદાર અને કૃપાણ વાતો કરતાં બંધ થઇ તેની તરફ શંકાશીલ વદને જોઇ રહ્યા. તે માણસે થોડેક દૂર આવીને શીયાળવા જેવો અવાજ કર્યો. આ છુપી સંજ્ઞા હતી, તરત કૃપાણે પણ તેવોજ અવાજ કર્યો, તરત તે માણસ દોડી આવ્યો અને સરદારને જોતાંજ નમી પડી બોલ્યો; "એક માલદાર શીકાર સપડાયો છે."

"કોણ છે?" સરદારે આનંદના આવેશથી ઉભા થતાં પૂછ્યું.

"નવીન પૂરનો જમીનદાર છે. અંબાભવાનીની જાત્રાએથી પાછો ફરતાં તે ભૂલો પડ્યો છે. તેના શરીરપર દાગીના ઘણા છે. પણ તેની સાથે ફિરંગી સાહેબ છે."

"તે વળી કોણ મૂઓ છે?"

"તે પણ તેની સાથે અંબાભવાની ગયો હતો. તે સરકારી માણસ છે અને જાગીરદારનો મિત્ર છે."

"તેમનો મેળાપ તમને ક્યાંથી થયો?" કૃપાણે પૂછ્યું.

"અમે કોઇ માલદાર શિકારની શોધમાં રખડતા-રખડતા અંબાભવાની સુધી જઇ પહોંચ્યા હતા.

પણ કોઇ માલદાર નહિ મળવાથી અમે પાછા ફરતા હતા; અને એક ટુંકા રસ્તે થઇને અમારા મુકામે જતા હતા. એવામાંજ એ બે જણા પહાડોની અંદર ભૂલા પડેલા અમને જણાયા. અમે તેમને મળી તેમનો સંગાથ કર્યો, અને પછી મારી સાથેના માણસને તે લોકોને આપણા મુકામ તરફ લઇ આવવાનું સમજાવી હું તેમનાથી છૂટો પડી અહીં આવ્યો."

તે માણસની વાત ધ્યાનથી સાંભળી કૃપાણે પૂછ્યું; "વારૂ હજી તે લોકો કેટલે દૂર છે?"

"અહિંથી લગભગ બેએક ગાઉપર તેમણે રાત ગાળવા મુકામ કર્યો હશે અને પછી સવાર થતાં આપણો માણસ તેમને આ તરફ લઇ આવશે."

કૃપાણે સરદાર સામે જોયું. તરત તે સરદારે કહ્યું, "રે લોકો અહિં આવે ત્યાં સુધી આપણે રાહ જોવાની જરૂર નથી. કૃપાણ! તું અને આ માણસ એ તરફ ઉપડી જાવ અને તે લોકોની પાસે જે કાંઇ હોય તે પડાવી લ્યો."

"ઠીક ત્યારે હું જાઉં છું." કૃપાણસિંહ ઉભો થયો.

"જો સાંભળ; કદાચ તેમની સાથે લડાઇ થાય તો જમીનદાર જીવથી ન માર્યો જાય તેની સંભાળ રાખજે." સરદારે કહ્યું.

આ પછી તેને નમન કરી કૃપાણસિંહ અને પેલો ખબર લાવનાર ઘોડાપર સ્વાર થઇ પંથે પળ્યા; અને જોત જોતામાં પહાડી પ્રદેશમાં પથરાએલા ઘોર અંધકારમાં અદ્રશ્ય થઇ ગયા.

સંપૂર્ણ




લેખક—પ્રભાકર.

—૨—

પ્રમોદચંદ્ર ગરીબ વિદ્યાર્થી હતો; તેની વર્તણુંક ગૃહસ્થના પુત્રને શોભે એવી હતી, તે નમ્ર માયાળુ, વિવેકી, હોંશિયાર અને આજ્ઞાંકિત હતો.

હેના પિતાશ્રી બંગાળામાં એક પ્રખ્યાત વ્યાપારી હતા. દૈવવશાત્ હેમને શિરે ગરીબાઇનો બોજો આવી પડ્યો. બંગાળાના એક મ્હોટા દુષ્કાળ પ્રસંગે વ્યાપારમાં હેમને મ્હોટી ખોટ ગઇ. *એમની જગ્યાએ જો કોઇ અપ્રમાણિક વ્યાપારી હોત તો ગરીબ પ્રજાના જીવનને ભોગે, કુદરતના* 'સત્ય' ના નિયમોના વિરૂદ્ધ જઇ, સ્વાર્થ સાધી લેત, ગમે તેમ કરીને ખોટ પૂરી લેત. પરંતુ પ્રમોદના પિતા સત્યપ્રતિજ્ઞ હતા; ગરીબ પ્રજાના સુકા રોટલાની હેમને કિંમત હતી; અને તેથી પોતાના ઉપર આવી પડેલી આફત કર્મને અનુસરીને આવેલી ગણી, **"પ્રભુ જે કરે છે તે સારાને માટે"** એમ વિચારી સંતોષ માન્યો, આ પ્રમાણે પ્રમોદ ન્હાનો હતો ત્યારથી હેના પિતા સાથે ગરીબાઇને આનંદ માની સુખરૂપ દિવસો પસાર કરવા લાગ્યો.

ગરીબાઇ સાંપડેલી હોવાથી ઘરનો વૈભવ ઓછો થઇ ગયો. નોકરોને રજા મળી; ગાડી ઘોડા વેચી નંખાયા; ખર્ચ ઓછો થઇ ગયો. ગૃહવ્યવસ્થાનું કાર્ય જે અત્યાર સુધી નોકર-ચાકરો મારફતે થતું તે હવે સ્ત્રીઓ કરવા લાગી. પુરૂષો ગાડીમા બેસી દુકાને જઈ, ગાદી તકીએ પડ્યા પડ્યા હુકમો કરતાં કરતાં પુષ્કળ દ્રવ્ય કમાતા હતા, તે હવે છ-સાત કલાકની મહેનત કરી, ખરા પરસેવાનો પૈસો પેદા કરતા થયા. પ્રમોદની કાળજી પણ હેના માતા પિતા જાતે હોંસથી રાખવા લાગ્યા. આ પ્રમાણે ગરીબાઇએ બધાને સ્વાશ્રયી બનાવ્યા. **નિર્ધનતાએ વૈભવમાં ઉછરેલા મનુષ્યોને સ્વાશ્રયનો પાઠ શિખવ્યો.** જે તવંગર મનુષ્યોએ ગરીબાઇ પ્રાપ્ત કરી હોય હેમને આ શું ઓછો લાભ છે?

ઉપર જોઇ ગયા તેમ પ્રમોદની કાળજી હેના માતા-પિતા જાતે લેવા લાગ્યા. આયા-નોકરોના હાથ નીચે ઉછરતા બાળકોને જે કુટેવ પડે છે તેમાંથી તે બચ્યો; હેમના સમાગમથી જે માનસિક હાનિ પહોંચે છે તેમાંથી તે મુક્ત થયો; હેમના આદર્શ અને હેમની ભાવનાઓ શિખવાનો હેને અવસર મળ્યો નહિં. ગરીબાઇનો આ લાભ કાંઇ ન્હાનો સુનો છે?

પ્રમોદના માતપિતા ખાનદાન કુટુંબના હતા. ખાનદાની શું છે તે તેઓ સ્હમજતા હતા. સમાજમાં તેઓ ફર્યા હર્યા હતા. સમાજની અને ખાનદાન કુટુંબની રીતભાત અને નિયમો તેઓ જાણતા હતા. આ સંસારમાં હેમને ન્હાના-મ્હોટા, કડવા-મીઠા, બહુ બહુ અનુભવો પણ થયેલા.

જુદા જુદા સ્વભાવની, સ્થિતિની, અને દરજ્જાની ઘણી ઘણી વ્યક્તિઓના સમાગમમાં તેઓ આવેલા. આથી તેઓએ વિવેક, નમ્રતા, દયા, સત્ય, સહનશીલતા, ધર્મપરાયણતા ઇત્યાદિના મન્ત્રો પોતાના જીવનમાં ઉતાર્યા હતા. તેથી તેઓ આદર્શ શિક્ષક થવા લાયક હતા. **“કુમળું છોડ જેમ વાળીએ તેમ વળે”** એ સૂત્રાનુસાર તેઓએ પ્રમોદના કુમળા મગજ ઉપર સ્વાતંત્ર્ય, સ્વદેશાભિમાન, વિવેક ઇત્યાદિના સંસ્કારો પાડવા માંડયા. પ્રમોદ પણ આદર્શ માતપિતાના પૂર્ણ સમાગમમાં આવીને ત્હેમના જેવોજ ભાવનામય થયો–ત્હેમના જેવોજ ગુણશાળી થયો.

\+ + +

મહેનત કરીને મેળવેલી આવકમાંથી કરકસરથી કરેલો ખર્ચ બાદ કરતાં જે રકમ વધી ત્હેમાંથી પ્રમોદના પિતાશ્રીએ ધીમે ધીમે પોતાનું કરજ આપવા માંડયું. આમ કરતાં કરતાં ત્રણ ચાર વર્ષમાં તેઓ દેવામાંથી મુક્ત થવા શક્તિમાન્ થયા.

માતા પિતાના શુદ્ધ રાષ્ટ્રિય શિક્ષણથી પ્રમોદ પૂર્ણ સંસ્કારી થવા ભાગ્યશાળી થયો હતો. તે પણ સાત-આઠ વર્ષનો થયો હતો તેથી ત્હેને શાળાએ મોકલવામાં આવ્યો હતો.

વર્ષ સવા વર્ષ વીત્યું–ના વીત્યું ને પ્રમોદના પિતાશ્રી એકદમ માંદા પડયા. ધીમે ધીમે માંદગી વધવા લાગી. ડૉકટરો અને વૈદ્યોએ જણાવ્યું કે દરદીને સારૂં થાય એવી આશા નથી. પ્રમોદની માતાએ એક સુશિક્ષિત ભાર્યા કરી શકે એટલી સારવાર કરી. ન્હાનકડા પ્રમોદે પણ માતાની આજ્ઞા ઉઠાવી, મરણ પથારીએ પડેલા પિતાશ્રીની સેવા કરવામાં કચાશ ન રાખી. પ્રમોદના માતુશ્રી ઉંઘ-ઉજાગરો, ભૂખ-તરસ, કશાની પણ દરકાર કર્યા વિના, પોતાના પતિની પથારી પાસે બેસી, પોતાના ઉપર ઝઝુમી રહેલા દુ:ખના વાદળની કલ્પના કરી, રડયા કરતાં; પતિને જોઇતી ચીજો લાવવાને કે બાળક સારૂ રાંધવાને તેઓ ત્યાંથી ખસતાં; તે સિવાય બધો સમય પતિની સેવામાં હાજર રહેતાં. ત્હેમની ગેરહાજરીમાં પ્રમોદ પિતાની સેવામાં હાજર રહેતો. ઘણા ઘણા ઉપાયો યોજ્યા, બહુ બહુ મિત્રો અને સંબંધીઓની સલાહ લીધી, ગામમાંના બની શકે તેટલા ડૉકટરો અને વૈદ્યો રોકયા, કોઇપણ મનુષ્યની જેટલી સારવાર થઇ શકે તેટલી સારવાર કીધી, ગરીબાઇમાં પણ શુભાશાએ અઢળક દ્રવ્ય ખર્ચ્યું, તથાપિ ઇશ્વરેચ્છાનુસાર ત્રણ દિનની ટુંક માંદગી પછી, પ્રમોદના પિતાશ્રી, પોતાની પાછળ એક નિર્ધન અબળા અને નિરાધાર બાળકને જગસંગ્રામમાં દારૂણ યુદ્ધ કરવાને મૂકીને, પોતાના કાર્યોની જગન્નિયંતાની મહાન્ અદાલતમાં જવાબ આપવા પરલોક સંધાવ્યા.

પ્રમોદના માતુશ્રી છાતીફાટ રૂદન કરવા લાગ્યાં. પોતાની નિરાધાર સ્થિતિ જોઇ તેમનું હૈયું ચીરાવા લાગ્યું. ક્રૂર વિધાતાએ ત્હેમના ઉપર આવી પડેલી નિરાધાર, પરતંત્ર સ્થિતિ જોઇ દયા ન આણી તેથી તેઓ કલ્પાંત કરવા લાગ્યાં. આવા સંયોગોમાં પતિ પાછળ સતી થવાનો વિચાર કીધો. બીજીજ ક્ષણે પોતાના સ્વાર્થને માટે એક ન્હાના બાળકને નિરાશ્રિત બનાવી જગ સંગ્રામરૂપી યજ્ઞકુંડમાં હોમવાથી જે પાપ લાગે તે વિષે વિચાર કીધો. ઉદાર મનથી એકદમ પહેલા વિચારને રજા આપી. સ્વાર્થત્યાગ દાખવ્યો. જે 'બે પૈસા' બચ્યા છે તેમાંથી કરકસરથી ગૃહખર્ચ નિભાવીને બાળકને કેળવણી આપવાનો તેમણે દ્રઢ નિશ્ચય કર્યો.

\+ + +

૭-સાત મહિના વીતી ગયા. પ્રમોદના માતુશ્રીનો શોક હજુ ઓછો થયો નહોતો. પ્રમોદને પણ પિતાની ગેરહાજરી સાલતી, તે પણ ઘણોજ દીલગીર દેખાતો, ત્હેના માતુશ્રી ત્હેને આશ્વાસન આપી શાંત પાડતાં અને પહેલાના જેવો હસમુખો બનાવવા યત્ન કરતાં.

\+ + +

પ્રમોદના પિતાના અવસાનને વર્ષ થયું, બે વર્ષ થયાં. સમય વિજળીના પ્રકાશની જેમ પસાર થવા લાગ્યો. પ્રમોદ પણ ધીમે ધીમે શારીરિક તેમજ માનસિક વિકાસ પામવા લાગ્યો. પશ્ચિમના સુધારાના શિખરે ચડતા, શોખિન તવંગર વર્ગ સયે ગરીબાઇમાં રહીને ત્હેને જીવનજરૂરત યુદ્ધ કરવું પડતું.

પોતાની ગરીબાઇને લીધે તે સારાં કપડાં પહેરી શકતો નહિં. જુનાં કપડાંને સાંધીને પહેરી શકાય તેટલો વખત તે પહેરતો; અને પોતાનાં કપડાં જાતે ધોઇને સ્વચ્છ રાખતો. તવંગરોના છોકરાઓ સારાં સારાં કપડાં પહેરી, ગાડીઘોડા દોડાવતા, મોજને માટે ભણવા આવતા; ત્હેમને તો પ્રમોદની ગરીબ સ્થિતિ જોઈ હસવું આવતું. તેઓ ત્હેને ચ્હીડવતા. કેટલીક વાર મોઢામોઢ કહેતા. પરંતુ ગરીબ બીચારો પ્રમોદ પોતાની ગરીબાઇ ઉપર થતી ટીકાઓ શાંતિથી સાંભળતો, કેટલીક વાર કહેતો કે, **"ઇશ્વરે જે સ્થિતિમાં મનુષ્યને મુકયો હોય તેમાં સંતોષ માનવો એ દરેક મનુષ્યની ફરજ છે."** ઘણીવાર તો છોકરાઓ ત્હેના રહેજ ફાટેલા કપડાને અડપલું કરી વધુ ફાડતા. પ્રમોદ આ જોતો પણ શાંત રહેતો. એને બદલે જો બીજો કોઇ છાલકા હૃદયનો છોકરો હોત તો જરૂર શિક્ષક આગળ ફરીઆદ રજુ કરી, ગુન્હો કરનારને શિક્ષા અપાવી આનંદ માનત. પણ ઉદાર મનવાળો પ્રમોદ આમ કરવાને પાપ સમજતો; અને પોતાનાં વસ્ત્રોને જો કાંઇપણ નુકસાન થયું હોય તો મુંગે મોઢે ઘેર જઇને તે વસ્ત્ર સાંધી લેતો. ત્હેની ભલાઇ અને ઉદાર વૃત્તિનો છોકરાઓએ એટલે સુધી લાભ લીધો કે ચોમાસામાં એક દિવસે સ્હાંજે પાંચ વાગ્યા પછી પ્રમોદ જ્યારે ઘેર જતો હતો ત્યારે ત્હેની ટોપી લઇને ઉંચે ઉછાળવા માંડી. એક છોકરાના હાથમાંથી બીજાના હાથમાં, બીજાના હાથમાંથી ત્રીજાના, એમ કેટલાએ તોફાની છોકરાઓના હાથમાં જમીન ઉપર રગદોળાતી રગદોળાતી-ગઇ. અંતે એક છોકરો એવો ઉસ્તાદ નીકળ્યો કે તેણે તે ટોપી કાદવના એક મ્હોટા ખાબોચીઆમાં નાંખી દીધી. આ બધો વખત પ્રમોદ શાંતિથી પોતાની ટોપી પાછી આપવાને છોકરાઓને વિનવી રહ્યો હતો. પરંતુ ઉન્માદી, અસંસ્કારી છોકરાઓ ત્હેની વિનંતિ સાંભળે શેના ! તેઓ તો ઉલટા ત્હેને મારવા લાગ્યા. આ તમાસો જોઇ પ્રમોદે વિનવણી પણ બંધ કરી. ટોપી ખાબોચીઆમાં પડી એટલે હવે પ્રમોદ મારવા આવશે એમ ધારીને છોકરાઓનું ટોળું ન્હાસી ગયું. પ્રમોદે જોયું કે ટોપી ખાબોચીઆમા પડી છે. એક બાજુએ ચોપડીઓ મુકીને તે પોતાની ટોપી લેવા ગયો. વરસાદ તરતનો પડ્યો હતો અને કાદવ લીસો હતો, તેથી પગ સરી જવાની ધારતી હતી. પ્રમોદ સાચવીને ટોપી સુધી જઇ શક્યો અને ટોપી લઇને પાછો ફરવા લાગ્યો. પાછા ફરતાં બનતી સાવચેતી છતાં ત્હેનો પગ સર્યો અને તે પડ્યો; ત્હેનાં વસ્ત્રો બગડયાં, શરીર પણ કાદવથી ખરડાયું. તે ઉઠીને બહાર નીકળવાની તૈયારીમાં હતો ને વર્ગ શિક્ષકે ત્હેને જોયો. ગુરુજી ઉભા રહ્યા. પ્રમોદે નમન કર્યું. તેમણે પૂછ્યું કે, "આમ થવાનું કારણ શું ?" પ્રમોદે પ્રથમ તો ખરૂં કારણ દર્શાવતાં ઢીલ કરી તથાપિ શિક્ષકના આગ્રહથી

અને અસત્ય ન બોલવાના નિયમને લીધે અંતે તેણે ખરી બીના જણાવી. પૂજ્ય ગુરૂજી પ્રમોદ સાથે ત્હેના ઘર સુધી ગયા અને ત્હેના માતુશ્રીને ત્હેની ખરી સ્થિતિનું કારણ દર્શાવી ત્હેને શિક્ષા ન કરવાનું કહીને પોતાને ઘેર ગયા......

બીજે દિને સર્વ વિદ્યાર્થીઓ હાજર થયા. શિક્ષક પણ વર્ગમાં આવ્યા. તેઓ સાથે નેતર લાવ્યા તે જોઇને નિર્દોષ વિદ્યાર્થીઓ ગભરાયા. પ્રમોદ બીધો. તોફાની છોકરાઓ પોતાની મસ્તી પકડાઇ ગઈ એમ સમજી મુંઝાયા. શિક્ષકે પ્રમોદ સિવાય એક પછી એક દરેક વિદ્યાર્થીને પૂછ્યું કે, "ગઇ કાલે સ્હાંજે ઘેર જતાં કાંઇપણ બનાવ બન્યો હતો ?" નિર્દોષ વિદ્યાર્થીઓએ વિચાર કરીને બ્હીતાં બ્હીતાં પણ દ્રઢપણે ના કહી. અપરાધીઓમા પોચા હૃદયના છોકરાઓએ ભાંગા તૂટા શબ્દોમાં ખરી બીના જણાવી. બાકીનાઓમાંથી તદ્દન જુઠા અને મસ્તીખોર છોકરાઓએ, જે બીના કેટલાક તરફથી જણાવવામાં આવી, તેનો ઇન્કાર કીધો, બીજાઓએ એકરાર કીધો. બધાની સાક્ષિ લઇ શિક્ષકે ખરા ગુન્હેગાર કોણ હતા તે જાણ્યું; ત્હેમને શિક્ષા ફરમાવી. તેઓ હવે પોતાની ભૂલ માટે રડવા લાગ્યા. આ સમયે પ્રમોદે ઉભા થઇ બે હાથ જોડી, નમ્રતા પૂર્વક જણાવ્યું, "જે વિદ્યાર્થીઓએ મ્હારી મશ્કરી કીધી છે ત્હેમને જે શિક્ષા થઇ છે તે પાછી ખેંચી લેવા હું આપ સાહેબને નમ્ર અરજ કરૂં છું. હવેથી તેઓ એવું નહિં કરે તેની હું ખાત્રી આપું છું. જો કદાચ પણ તેઓ આવો ગુન્હો કરે તો હું પણ ત્હેમની સાથે શિક્ષા ખમવા તૈયાર છું. પૂજ્ય સાહેબ ! તેઓ મ્હારા ! બંધુઓ છે. મ્હારી ગરીબાઇને લીધે તેઓ મ્હારી તરફ નીચ દ્રષ્ટિએ જુએ છે પરંતુ પ્રભુએ તેઓને કંઇ જડ કે ભાવશૂન્ય નથી બનાવ્યા કે તેઓ ન સમજે-ન શીખે. અનુભવથીજ તેઓ ધરાશે. આજે તેઓ મ્હને ધિક્કારે છે, પોતાની મશ્કરીનું રમકડું સમજે છે, તથાપિ વખત એવો આવશે કે જ્યારે તેઓજ મ્હને મ્હારી; પોતાની ભૂલનું પ્રાયશ્ચિત કરશે. તેથી હું આપને વિનયપૂર્વક વિનંતિ કરૂં છું કે આપે જે સજા ફરમાવી છે તે મ્હારી જોખમદારીએ માફ કરો."

પ્રમોદ બોલીને મૌન ધરીને રહ્યો. ત્હેના શબ્દો સાંભળી આખો વર્ગ સ્તબ્ધ થઇ ગયો. ત્હેના ચારિત્ર્ય અને વર્તનના પ્રભાવની પ્રશંસા શાંતિથી કરી. શિક્ષકનો ક્રોધ પણ ઉતરી ગયો. સર્વ કોઇ પ્રમોદની ઉદારતાથી ચકિત થયા. શિક્ષા પામેલા વિદ્યાર્થીઓ શરમના માર્યા નીચું જોઇ રહ્યા. એટલામાં શિક્ષક ગર્જના કરી ઉઠ્યા, "શાળાના કલંકરૂપ વિદ્યાર્થીઓ ! સાંભળ્યું ? ત્હમારી મશ્કરીના રમકડાનો અવાજ સાંભળ્યો ? ત્હમે પ્રમોદને આટઆટલું દુઃખ દીધું છતાં ત્હેનામાં કેટલી દયા, ને કેટલી ઉદારતા છે તે જોયું ? જાઓ, ત્હમારો ગુન્હો માફ કરૂં છું. ત્હમને ફરમાવેલી શિક્ષા પાછી ખેંચી લઉં છું, જાઓ 'પ્રમોદની માફી માગો." અપરાધીઓને પૂર્ણ પસ્તાવો થતો હતો તેથી શિક્ષકની આજ્ઞા થઇ કે તરતજ તેઓ પ્રમોદ તરફ ગયા. પરંતુ પ્રમોદે જણાવ્યું, "મ્હારી માફી માગવાની ન હોય. પૂ૦ ગુરૂજીને ચરણે પડી ત્હેમની માફી માગી શુદ્ધ થાઓ" અપરાધીઓએ તે પ્રમાણે કીધું...નાટક પૂરૂં થયું.

પ્રમોદના પિતાને સ્વર્ગવાસ પામ્યાને કેટલાક દાવરો થયો હશે. પ્રમોદ પણ મ્હોટો થયો. તેણે વિદ્યાભ્યાસ સમાપ્ત કીધો અને તે ધંધામાં પડ્યો. તે પોતાની બુદ્ધિ અને નિખાલસ સ્વભાવને લઇને દરેકના દીલ હરવા લાગ્યો, ખંત અને બુદ્ધિચાતુર્યને લીધે તે સારૂં દ્રવ્ય પ્રાપ્ત

કરી શક્યો. દેશ કાર્યમાં પણ તે સારો ભાગ લેવા લાગ્યો. પોતાના વિશુદ્ધ ચારિત્ર્યને લીધે તે એક આદર્શ નેતા થવા ભાગ્યશાળી થયો. તે સર્વત્ર લોકપ્રિય થયો.

વર્ગમાં કરેલી ભવિષ્યવાણી સાચી પડી. ત્હેના સહાધ્યાયીઓ ત્હેને બહુ માન આપવા લાગ્યા હતા. અને જુના પ્રસંગો યાદ કરી પશ્ચાતાપ કરતા.

તવંગર થયા છતાં પ્રમોદ પોતાના જુના મિત્રો તરફ તેવાજ સ્નેહથી, તેવાજ વિવેકથી અને તેવાજ ઉદાર મનથી વર્તતો. પૈસાનો ત્હેનામાં મદ નહોતો. તે તો તેવોજ દયાળુ, સત્યનિષ્ઠ અને નમ્ર રહ્યો.

ત્હેના માતુશ્રીને પણ આવા પુત્રને જન્મ આપવાથી આનંદ અને સંતોષ થયો. પોતાની મહેનત ફળીભૂત થઇ સમજી તેઓ પણ પોતાની વૃદ્ધાવસ્થા ભક્તિમાર્ગે સુખરૂપ ગાળવા લાગ્યા. અસ્તુ.

ધીરજકાકાએ વાર્તા પૂરી કરીને તેના ઉપરથી શું બોધ લીધો તે બીજે દિવસે લખી લાવવા છોકરાઓને જણાવ્યું. તેઓ હા પાડી આનંદિત ચ્હેરે છૂટા પડ્યા.






લેખિકાઃ—બ્હેન હુસમનગૌરી.

બહેનો! હિંદુસ્થાન અથવા ભારત આપણો દેશ છે. જન્મભૂમિ છે. જે આપણી જન્મભૂમિ તેજ આપણો દેશ એ ભારતના સંતાનોને આપણા ભાઇ બહેન સમજવા.

દેશના સંતાનોની પડતી એટલે દેશની પડતી તેમજ તે સંતાનોની ચડતી એટલે દેશની પણ ચડતી સમજવી. દેશની ચડતી તેમજ પડતી આપણા હાથમાં છે; દેશને ડુબાવનાર તેમજ તારનાર પણ આપણેજ; જેવું કર્મ તેવું ફળ. દેશની ચડતી દશા લાવવા જે આપણા પ્રયત્નો તેજ દેશ સેવાના યત્નો સમજવા.

તનથી મનથી અને ધનથી આપણે દેશસેવા કરી શકીએ. દરેક બહેનો કાંઇ પણ પ્રકારથી સેવા કરી શકે નહિ. ગનવગરની સેવા નકામી છે. જો તમારાથી તનથી સેવા થઇ શકે તેમ હોય પણ મન ન હોય તો તે સેવા નકામી. તેજ પ્રમાણે ધનનું પણ સમજવું.

લડાઇના વખતમાં આપણે દેશનું રક્ષણ કરવા જીવ જોખમમાં નાખીએ એ તનથી કરેલી દેશ સેવાજ છે. લડાઇમાં જીવ આપનારા ઘણા ગાજી હોય પણ લડાઇમાં પૈસા તો જોઇએજ, તો તે પૈસાની મદદ કરી શકે એવી બહેનોએ પૈસાની મદદ કરી ધનથી સેવા કરવી.

સારી રીતે સમજાવતી અને ત્હેમાએ હિંદુ ધર્મમાં જગતના બીજા કોઇ પણ ધર્મ કરતાં લગ્નની, ભાવના કેટલી પવિત્ર ગણવામાં આવી છે એ વાત તો તે સાભિમાન કરતી.

પ્રભાની આ દલિલોની વિરૂદ્ધ ઘણી અંગ્રેજ અને પારસી કુમારિકાઓ થતી; અંગ્રેજ બાળાઓ તો એમને મળેલા ગુરૂ શિક્ષણ અનુસાર હિંદુઓ એટલે જંગલી રીતરિવાજવાળી જાત એમજ માનતી, અને કહેતી કે "ત્હમારામાં તો સ્ત્રીઓને ગુલામડીઓ ગણવામાં આવે છે, એમનું ત્હમારા સમાજમાં કંઇ માન નથી, અને ત્હમારો સમાજ સ્ત્રીઓ ઉપર ઘણોજ ક્રૂર છે." એના ઉત્તરમાં પ્રભા ધીમેથી કહેતી. "બ્હેન હમણાં હમણાં કેટલાંક કારણથી ત્હમને એમ લાગતું હશે; પરંતુ જ્યારે ત્હમારી જાતિ રાન–વેરાનમાં રખડી હશે એ વખતે અમ્હારા મનુ મહારાજે દેશમાં ઉચ્ચસ્વરે ગાયું હતું કે:-यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः÷ અને ત્હમારા સમાજમાં તો સ્ત્રીને જગતમાં નરક નોતરનાર જ્યહાં સુધી 'જૂનો કરાર' ચાલ્યો ત્યહાં સુધી મનાતું હતું. બ્હેન શ્રીમતી એનીબેસંટે હિંદમાં સ્વરાજ્યની ચળવળ શરૂ કરી, એથી હિંદમાં વસતા ત્હમારા લોકો એમની તરફ ઘૃણાની દ્રષ્ટિથી જુવે છે નહિં તો સ્ત્રીઓને માન આપવામાં જગતના કોઇપણ દેશ કરતાં અમારો દેશ કેટલો ચડીઆતો છે તે વાત ત્હમે એમના લેખો દ્વારા સારી રીતે સમજી શકો."

પારસી કન્યાઓ તો એજ વાંધો લેતી કે:-"ટમારામાં મેરેજ (લગ્ન) ની બાબતમાં ઘનુંજ ખરાબ દોરન બરપા થયેલુંચ. બુચ્ચા બુચ્ચીના લગન થાય એ વાટ બાજુ પર મુકીએ ટો પન મોટી ઉમરે હતાં લગનોમાં માબાપો ટમુને પુછે ની એ શું ઓછો જુલમ છે?"

એને સમજાવતાં પ્રભા કહેતી:-"બ્હેન એ રૂઢિ પણ વચલા જમાનામાંજ અમારામાં પેસી ગઇ છે. ત્હમે સોકો બારસો વર્ષથી અમારા દેશમાં રહેવા આવ્યા છતાં હજી સઘળા હિંદુઓને 'વાનીયા' તરીકે ઓળખો છો, અને ત્હમારી જાતનેજ ડાહી ગણાવવાના અભિમાનમાં છેક પાટલીપુત્ર સુધી પહોંચી અશોકના વખતની શોધ કરવાની દોડાદોડ કરો છો. એનાં કરતાં ત્હમારા પગ પાસેની ચીજોજ પહેલી જોતા હો તો સઘળું સમજાય. અમારા કૃષ્ણ ભગવાન જ્હેમણે લખેલી ગીતા આખી દુનિયામાં હોંશથી વંચાય છે, ત્હેમણે પોતાની બ્હેન સુભદ્રા જે અર્જુનને ચ્હાતી, ત્હેની સાથે પરણવા માટે સઘળી સગવડ કરી આપી હતી, એટલે અમારા લોકો એવાં 'સ્નેહલગ્ન' ની તરફેણમાં રહેતા હતા તે વાત ત્હમે સમજી શકશો. વળી અમારામાં તો ઇચ્છાવરની રૂઢિ હતી જે ત્હમારા જેવી નહિં કે ઘડી ઘડી ઇચ્છાવર વરનારીને છૂટાછેડા લેવા. દરબારની દેવડીએ ચડવું પડે, પણ અમારી ઇચ્છાવર વરનારી બ્હેનો તો છેવટ સુધી પતિની છાંયડી માફક અંત્યંત સ્નેહથી સુખદુઃખમાં ત્હેની સાથેજ રહેતી. પણ હાલમાં અમારી લગ્ન પ્રથા બગડી ગઇ છે એ વાત ખરી છે. અને એને માટે અમારા લેખકો, કવિઓ અને ધારાશાસ્ત્રીઓ પ્રયત્ન કરી રહ્યા છે." એમ કહી ત્હેને 'સ્નેહમુદ્રા' 'ઇંદુ કુમાર!' વગેરેમાંથી કેટલીક કડીઓ વાંચી સમજાવતી.

આમ ઘણીએ વખત બપોરની રજાના વખતમાં ચર્ચા કરી તે ત્હેની સખિઓને મ્હાત કરતી. એવીજ રીતે અભ્યાસમાં પણ તે સૌથી આગળજ રહે.

(૪)

પ્રભા દિવસે દિવસે વયમાં વધતી જતી હતી. હજુ તે કૌમારાવસ્થામાંજ હતી. ધીરજલાલ ભાઇ વરની શોધમાં હતા, છતાં બારેક દુઃખે દુઃખી થતાં અધીરાં જ્ઞાતિલાં પ્રભા માટે કંઇ કંઇ

÷ "પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુંદરી."

જાતની વાતો કરવા માંડતાં હતાં, ધીરજલાલને વિવિધ જાતના ઉપાલંભો અપાવા શરૂ થયા હતા. પ્રભાની આ મણિગૌરીને તો ન્યાતની બૈરીઓએ મ્હેણાં મારવાં પણ શરૂ કર્યાં. હતાં; કોઇ ડોશી મળતી તો "અલી મણી, ત્હારાં વર્ષે પાણીમાં ગયાં કે શું ? ધીરજ તો હવે સુધરી ગયો પણ તુંએ કંઇ કહેતી નથી, આવડી મ્હોટી પ્રભાને હજી એમને એમ ફેરવો છો તે શરમે નથી આવતી ? હવે તો એ ન્હાતી ધોતીએ થઇ હશે, તોએ સાહેબલોકની સાથે એને ભણવા મોકલો છો. ત્હમારામાં તે કંઇ અક્કલ છે કે નહિં ?" એમ કહી મણીગૌરીને ધમકાવતી તો કોઇ સરખી વયની સ્ત્રી મળતી તો "અલી મણીગૌરી હવે તો આ પ્રભાને ઘેર રાખ્ય, એને ન્યાતમાં તો ત્હમારી કંઇ કંઇ-વાતો થાય છે, અને હવે તો એના હાથ કંકુવાળા કરી નાખો. શું ન્યાતમાં ભૈરાજ નથી મળતા ?" વગેરે કહી મણીગૌરીને શરમાવતી, તો જ્હેમનાથી મ્હોંઢે ન કહી શકાય ત્હેવાં ગમે ત્હેવી બનાવટી વાતો કરતાં. ધીરજલાલ પોચા મનના માણસ હતા, એટલે આ જાતની વાતોથી ડરી ગયાં; અને 'હવે જો હું કંઇ નહિં કરૂં તો ન્યાત મ્હને ન્યાતબ્હાર મૂકશે' એવા વિચારો થતાં, 'ન્યાતબ્હાર' ના બીકથી ડરી, જે પુત્રીને ત્હેઓ પ્રાણથી અધિક ચ્હાતા હતા, અને એનાં લગ્નની વાત નીકળતાં પહેલાં 'સ્નેહલગ્ન' ની ભાવનાઓમાં તરતા હતા, તેજ ધીરજલાલે બેચાર સગાંઓની ભલામણથી પ્રભાથી વયે થોડાજ મ્હોટા કંચનલાલ સાથે પ્રભાનું નથી જોડ્યું; પણ કંચનલાલ વિષે ઝાઝી તપાસ કરી નહિં.

(અપૂર્ણ).



# ડૉ. રૉયની 'દેશી રંગ' ની ભૂમિકા.



અનુવાદક:—કનૈયાલાલ ફકીરભાઇ મ્હેતા (ભાષા વિશારદ):

મ્હેં મ્હારા બે શિષ્યોને દેશી રંગો વિષે ઉંડો અભ્યાસ કરી બારીક તપાસ કરવા કહ્યું. અભ્યાસ તથા પરીક્ષાદ્વારા તેમણે જે જ્ઞાન મેળવ્યું તેનાજ પરિણામે આ પુસ્તક લખાયું છે. ઉભય શિષ્યો પોતપોતાના કાર્યમાં નિપુણ હોવા છતાં પણ પોતે રંગનાખાં હોવાનો દાવો કરતા નથી. તેમને ફુરસદ નહિ જેવી હતી, અભ્યાસ પણ થોડા દિવસનો હતો, તેથી ભૂલચૂક રહી ગયાનો વિશેષ સંભવ છે. આપણા દેશમાં એવા પણ લોકો પડયા હશે, જેઓ આ પુસ્તકમાં વર્ણવેલા રંગોત્પાદક દ્રવ્યોનો સારી પેઠે ઉપયોગ કરી જાણતા હશે. વળી જેઓ આજે જાણકાર નથી, તેઓ થોડા સમય સુધી રંગાટકામમાં અનુભવ લીધા બાદ સારૂં જ્ઞાન મેળવી આથી પણ શ્રેષ્ઠ ઉપાયો શોધી ભિન્ન ભિન્ન પ્રકારના રંગોત્પાદક દ્રવ્યોનો ઉપયોગ કરી રંગાટપદ્ધતિ ચાલુ કરવા શક્તિમાન થશે. તે કારણસર પણ આ પુસ્તક હાલમાં પ્રગટ કરવાનું ખાસ પ્રયોજન જણાય છે. જેટલું પ્રગટ થશે તેટલાથી એ દેશી રંગાટકળાનો કાંઇક અંશે પુનરૂદ્ધાર થશે એવી મ્હને ખાત્રી છે. પહેલાં જે દ્રવ્યો વપરાતાં હતાં તેમાંના ઘણાં હાલ મળતાં નથી. જે પ્રભાવ

ચાલતી હતી તે પણ હાલ લુપ્તપ્રાયઃ થઈ ગઈ છે. પુરાતન સંસ્કારોને આજ પર્યન્ત ટકાવતા જાગતા રાખી શકે તેવા રંગરેજો પણ નથી, માત્ર ગળીનો રંગ બનાવવાના પ્રયોગના પુરાતન સંસ્કારો કાંઈક અંશે આજે વિદ્યમાન હોય એમ લાગે છે. રંગાટકળામાં હિન્દુસ્થાન મોખરે હતું. દિન પ્રતિદિન રાષ્ટ્રીય અભિરુચિના પરિવર્તનને લીધે આજે હિન્દુસ્થાનમાં ગળીના રંગ ઉપરાંત બીજો કોઈ દેશીરંગ વપરાતો નથી.

પ્રયોગશાળામાં બેસી જે પુરાણી પદ્ધતિઓને બારીક તપાસ દ્વારા સારી પેઠે સમજી શકયા છીએ, તેમનીજ યોગ્ય પરીક્ષા થઈ શકી છે. જે પદ્ધતિઓ કામની લાગી તેમાંથી પસંદ કરી માત્ર કેટલીક પદ્ધતિઓ પ્રગટ કરી છે. કેટલીક આધુનિક વૈજ્ઞાનિક પદ્ધતિઓ દેશી રંગોત્પાદક દ્રવ્યો તથા ઘરોમાં વપરાતા વાસણોને ઉપયોગી બનાવી વર્ણવી છે. પ્રાચીનકાળમાં લાલ હીરાકસી (Bycromate of Potash) વપરાતી નહોતી. રંગરેજો જણાવે છે કે મોરથુથુ (Blue Vitriol or Copper Sulphate) તથા હળદર લાલ હીરાકસીની ગરજ સારતાં. ચોકકસ શું વાપરતાં તે સમજાતું નથી, તેપણ લાલ હીરાકસીથી આપણે જેવું રંગી શકીએ છીએ તેના કરતાં તેઓ ખરાબ રંગતા નહોતા તેમાં શક નથી. હાલ લાલ હીરાકસી મળી શકે છે; વળી આપણા દેશમાં પણ તૈયાર થાય છે, એ હેતુથી લાલ હીરાકસીનો ઉપયોગ કર્યો છે.

ઇ. સ. ૧૮૮૬માં ખેતી વિભાગના M. Liotard ના પ્રગટ થયેલા પુસ્તક Memorandum of Dyes of Indian Growth and Production માં દેશી રંગાટ પદ્ધતિને ઘણી વખાણી છે તેમાંથી કેટલુંક આ સ્થળે ટાંકું છું:—

"રંગાટ પદ્ધતિનું સવિસ્તર જ્ઞાન હિન્દુસ્થાનના ઘણા લોકોમાં છે, અને યુરોપમાં અનુસરાતી ઘણી પદ્ધતિઓ આહંયાના આદર્શ ઉપર ઘડાણી છે."

"જ્યારે માંચેસ્ટરથી કાપડ આ દેશમા રંગાવા સારૂ આવતું, અને ઉત્તમ વસ્ત્ર તરીકે વિલાયતના બજારોમા પાછું પ્રવેશ કરતું, ત્યારે હિન્દુસ્થાનની રંગાટ-કળાનું આધિપત્ય સર્વત્ર સ્વીકારાયું હતું."

"આ દેશના રંગરેજોમા જે પ્રવીણતા છે, અને થોડાં દ્રવ્યો તથા કેટલાંક માટીના વાસણોનો ઉપયોગ કરી જે બધા સુન્દર રંગો તેઓ અજબ રીતે બનાવી શકતા, તેમાં તેમના સારા બાવચ્ય માટીની યોગ્યતા દીસી આવતી હતી."

રસાયણ વિદ્યા ન જાણવા છતાં પણ આપણા દેશના જે રંગરેજોએ સફળતા મેળવી હતી, તે અમુલ્ય રત્નોને આપણે ગુમાવ્યાં છે. આપણા ઉચ્ચકોટિના સુધારાઓ પણ રંગરેજોના ઉપેક્ષા કરતા આવ્યાં છે. કલાવિદ રંગરેજોના વંશમાં ઉતરી આવેલી તે અનાચરણીય વિદ્યા આજે ધમ પછાડા મારવા છતા પણ આપણા ઉચ્ચકોટિના લોકો પુનઃ પ્રાપ્ત કરવા શક્તિમાન થશે નહિ.

લાંબા સમયના કાર્ય (અનુભવ) પછી યુગયુગની સાધનાએ જે કળાની રચના કરી હતી, તેનો આપણા સાંકડા મનના પૂર્વજોએ ઉપેક્ષા કરી નષ્ટ કરી નાંખી છે. પ્રથમ તો ચાલુ પદ્ધતિ બંધી રાખવા છતાં પણ તે પદ્ધતિને અનુકૂળ રંગોત્પાદક દ્રવ્યો ઉપજ કરવા કઠિણ છે, તે ઉપરાંત રંગરેજો તેને બચેલા નહિતા એમ માલમ પડે છે. જે પદ્ધતિએ વંશપરંપરા કામ કરવાથી પૂર્ણપણે કૌશલ મેળવ્યું હતું, તે પદ્ધતિ હાલમાં સર્વત્ર ચાલુ નથી, ઉપેક્ષાને લીધે દેશમાંથી જે

ધન નષ્ટ થયું છે. તેની પુનઃ પ્રતિષ્ઠા કરવી એ એક મનુષ્ય યા એક દિવસનું કામ નથી. જો ઉત્સાહી લોકો આ દિશામાં કામ કરવા મંડી જાય તેમજ તેમની આવડત ખુલ્લી રીતે જાહેર કરે, અભણ રંગરેજોમાં તેનો પ્રચાર કરે, તોજ કદાચ થોડું ઘણું પણ કામ પાર પડી શકે. એવી આશામાંજ 'દેશી રંગ'નું આ બી વવાયું છે. રંગોત્પાદક દ્રવ્યોની બારીક તપાસ થાય તથા શ્રેષ્ઠ ઉપાયો પુનઃ પ્રકાશમાં આવે, એ ઇચ્છવા જોગ છે.

આ પુસ્તકમાં માત્ર આઠ કે નવ રંગોત્પાદક દ્રવ્યો દ્વારા રંગાટ પદ્ધતિ વર્ણવી છે. હિન્દુસ્થાનમાં હજારો રંગોત્પાદક દ્રવ્યો હોવા છતા પણ તેમાંના થોડાં માત્ર દ્રવ્યોને આધારે બારીક તપાસ કરવાનું પ્રયોજન અવશ્ય જણાય છે, આવા કેટલાક દ્રવ્યો પસંદ કર્યા છે, જે વડે સર્વે પ્રકારના ચાલુ રંગો બનાવી શકાય. ટૂંકમાં માત્ર પ્રધાન રંગો પ્રતિ દૃષ્ટિ રાખવામાં આવી છે. વળી રંગોત્પાદક દ્રવ્યો પસંદ કરતી વખતે એટલું પણ ધ્યાનમા રાખવામાં આવ્યું છે કે જેથી તે તે દ્રવ્યો સત્વર મેળવી શકાય. સ્થાયી (પાકા) બને તે દિશામા પણ વિશેષ ધ્યાન આપવામાં આવ્યું છે. ઘણા દ્રવ્યોની યથાસંભવ પરીક્ષા કરી છે. થોડા દ્રવ્યોમાથી પાકા અને સુખ્ય રંગે રંગી શકાય તેમજ સ્હેલાઇથી મેળવી શકાય એવા સઘળા દ્રવ્યોજ પસંદ કર્યા છે. વળી ઘણા લોકો બીજા રંગોત્પાદક દ્રવ્યો વિષે જ્ઞાન ધરાવતા હશે, જે દ્વારા રંગવાની પદ્ધતિ આ પુસ્તકમાં તેઓ જોતે તો તો ઘણા ખુશી થાત. તેમ કરવું એ આ પુસ્તકનું પ્રયોજન પણ નથી, તેમજ સંભવિત પણ નથી. પલાશ ફુલ, શેફાલી, દારૂ, હળદર, નટકાન, રક્તચંદન, કેરી, જાંબુ, ફણસ, જમરૂખ બકુલ, અશોક, છાલ ઇત્યાદિનો ઉપયોગ બિલકુલ કરવામા નથી આવ્યો એમ પણ નથી તો પણ કોઇને કોઇ કારણે તેનો પુસ્તકમાં સમાવેશ કરવો આવશ્યક જણાયો નથી. એકજ રં જયાં ઘણાં દ્રવ્યોમાં સમાન ફળ આપનારો નિવડયો છે, ત્યા એકજ દ્રવ્યનો ઉલ્લેખ કર્યો છે. જેમને પરીક્ષા કરવાની ઇચ્છા હશે, તેઓ જો એક પછી એક લઇ પરીક્ષા કરશે તો થો લેખાશે. શિખાઉ લોકો જેના દ્વારા રંગાટકામ કરી શકે તેમને માટે યથા સંભવ તે સ્પષ્ટ ક સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. પુસ્તક લખવાની મૂળ પ્રેરણા પણ તેજ છે. હમારો ઉદ્દેશ કેટ સફળ થયો છે તે જેઓ વાપરશે તેમના સફળ કાર્યથી સાબિત થશે.

રેશમી તથા ઉનના કપડા રંગવાની કોઇપણ પદ્ધતિ અને છાપ કામ તથા છીંટ કરવા કોઇપણ પદ્ધતિ આપવામાં આવી નથી. જો કોઇ દિવસ પણ ફરીને છપાવવાની તક મળ તો તે દિવસે આ બાબતો જોડી દેવાનો પ્રયત્ન આદરી શકાશે.

વનસ્પતિમાંથી બનતા રંગો આપણા દેશમાંથી લુપ્ત થવાથી દેશને અતિશય નુકસાન છે. આ સઘળા રંગો આપણા દેશમાંથી વિલાયત મોકલી એનિલિનની સાથે ટક્કર મારવી બની શકે, પરંતુ આપણા દેશમાં ઘર બેઠા આ રંગો સાથે કોઇપણ વિલાયતી રંગ ટક્કર મ શકશે નાહેં. કથ્થઇ તથા ખુરો, આ બે દેશી રંગો તથા તેમની સહાયથી રંગવાની પ્ર આધુનિક વિજ્ઞાન શાસ્ત્ર અનુસાર છે. કાથા તથા ગળીના રંગો વિદેશમાં પણ મનાયા સ્વીકારાયા છે. બીજા રંગો પણ તેવીજ રીતે વિદેશમાં કોઇપણ સમયે આદર પામશે કે નહિ કહી શકાતું નથી. વળી પુસ્તકમાં વર્ણવેલા બીજાં દ્રવ્યો, જેમ કુસુંબાના રંગને ગાહેજ વિદ મોકલાય છે તેમ હયડા હળદર પણ મોકલાય છે. સુતર રંગાટ પાછું આવે છે કે નહિ તે કે

જાણે છે ? પુસ્તકમાં વર્ણવેલા રંગોત્પાદક દ્રવ્યોનો પ્રાયઃ આ કેટલાંક દ્રવ્યોમાંજ સમાવેશ થઇ જાય છે.

પૂર્વોક્ત M. Liotardના પુસ્તકમાં એક સ્થળે મી૦ થોમસ વોર્ડલ (F. G. S.) નામના એક કુશળ રેશમી રંગ બનાવનારે ઇ. સ. ૧૮૭૫ માં ભારત સચિવને જે પત્ર લખ્યો હતો (અને જે પત્ર આ Memorandum લખવાનું બીજું કારણ હતું) તેમાંથી કેટલુંક ટાંક્યું છે. તેમાં લખ્યું છે કે "આખી પૃથ્વીમાં હિન્દુસ્થાનમાંજ સર્વ કરતાં અધિક પ્રમાણમાં રંગોત્પાદક દ્રવ્યો પેદા થાય છે, અને હિન્દુસ્થાન આપણું (અંગ્રેજોનું) ગણી બીજા દેશો કરતાં આપણામાં (રંગ વિષયમાં) એક સ્વાભાવિક પ્રાધાન્ય પદ ભોગવતું લક્ષણ છે, જેના દ્વારા રંગની સમસ્ત હરિફાઇનો નાશ કરવો જોઇએ."

બરાબર આ સમયથી એનિલિન રંગનો પ્રચાર થવાથી અંગ્રેજ વ્યાપારીઓએ આપણા દેશનાં રંગની આશા છોડી દીધી છે, તો પણ લીયોટાર્ડ મહાશયે એટલા માટે દેશી રંગોત્પાદક દ્રવ્યો તથા રંગાટ પદ્ધતિઓનો જે સંગ્રહ કર્યો હતો તે અક્ષરશઃ બરાબર સચવાઇ રહ્યો છે. આ પુસ્તકમાંથી ઘણી મદદ મળી છે તેટલા માટે તેમનો આભાર માનું છું.+



# હુન્નર ઉદ્યોગ.



લેખકઃ—રા. ઉદ્યોગી.

એક કવિએ સાચુંજ કહ્યું છે કેઃ—

> પ્રાચીન કળામંદિર તમારૂં તેજહીન દેખાય છે;
> કારણ તમારી સંપત્તિ પરદેશમાં વહી જાય છે.

દિનપ્રતિદિન ભારત કળાવિહીન થતું ચાલ્યું. ભારતે એવા પણ દિવસો જોયા છે કે જ્યારે સુંદર શહેરોના ગગનચુંબિત મહાલયો વિશ્વકર્માનું અદ્ભુત કાર્ય પ્રગટ કરી રહ્યા હતા. ચિત્રકારો, શિલ્પીઓ અને અનેક પ્રકારના કળાકોવિદોથી ભૂષિત ભારતવર્ષ દુનીઆની રંગભૂમિ પર કંઇ ઓરજ રંગ રાખતું હતું. પરંતુ તે દિવસોના ઇતિહાસનું પિષ્ટપેષણ પુનઃ પુનઃ કરવાથી શો લાભ ? હતું તે હતું અને તે અત્યારે તો નથીજ. અવનતિના અંધારા સમયમાં જે કાંઇ રહ્યું છે અથવા જે કાંઇ પરદેશથી અત્રે પધારેલું છે તે વડે પણ જો કાંઇ કરી શકીએ તો અહોભાગ્ય! ઉદ્યોગ અને હુન્નર વિના આધુનિક શિક્ષણ નીરસ તેમ નિરૂપયોગી થતું જાય છે. શિક્ષિત વર્ગ કેવળ પુસ્તકોને કલમને વળગી રહી ઉલટા પરતંત્રતાની જાળને વિશેષ દૃઢ કરતો જાય છે.

+ 'દેશી રંગ' (બંગાળી) ની ભૂમિકાનો આ અનુવાદ છે. આ પુસ્તકના અંત ભાગમાં ખાદી ઉપર રંગેલા ૨૪ રંગોના નમૂનાઓ આપેલા છે.

‘વિશ્વજ્યોતિ’ ના કોઇપણ વાચકને આ લેખમાં પ્રગટ કરેલી ‘વસ્તુ અમલમાં મૂકી રોટલીને માટે પણ સ્વતંત્ર રીતે નિર્વાહ કરવાની ઉત્કંઠા થાય તો લેખક પોતાના પરિશ્રમને સફળ થયો માનશે.

‘ફોટોગ્રાફી’ આધુનિક સમયમાં અત્યંત ઉપયોગી થઇ પડી છે. ‘ફ્રા      ની વિદ્યાને ખિલવનાર મિસ્ટર ડિગરે હતો. તેણે અનેક પ્રયોગો કર્યા, અસંખ્ય વિપદાઓ વેઠી પરંતુ પોતાના દૃઢ ઉત્સાહથી તેણે એ વિદ્યાને લોકો સમક્ષ સ્પષ્ટ રીતે પ્રગટ કરી. તેની નાખેલી બુનીઆદ પર અન્ય સજ્જનોએ ધીમે ધીમે ઉત્તમ પ્રકારની રચનાઓ કરી. યુરોપવાસી નિર્ધન વર્ગને ‘ફોટોગ્રાફી’એ આજીવિકાનું એક ઉત્તમ સાધન મેળવી આપ્યું. અનેક આ વિદ્યા વડે ધનવાન થયા. નિરુત્સાહી અને નિરુદ્યમી કેવળ એક બીજા સામું જોતાજ રહ્યા.

## ‘ફોટોગ્રાફી’ એટલે શું ?

કોઇપણ પદાર્થની આબેહુબ આકૃતિ પાડનારી વિદ્યા તે ફોટોગ્રાફી કેમેરા:-ફોટોગ્રાફીના ઉપકરણનું નામ છે. એ વડે છબી પડાય છે. એ ઉપકરણના નીચે મુજબ ભાગ પાડેલા છે.

લેન્સ:-કેમેરાના મુખ ભાગમાં મઢેલો ગોળ કાચ. આ કાચમાંથી બહારની વસ્તુનું ઉંધું પ્રતિબિમ્બ અંદરના કાચ પર પડે છે.

કેપ:-મુખપર મઢેલા લેન્સને બંધ કરવાનું ઢાંકણું. છબી પાડતી વખતે કેપથી લેન્સને બંધ કરી દેવામાં આવે છે અને પછી એકદમ ઉઘાડી પાછો લેન્સપર લગાડી દેવામાં આવે છે.

બેલો:-વાજાની ધમણની માફક ધમણ હોય છે. એ વડે છબી મોટી અથવા નાની પાડી શકાય છે.

સ્ક્રુ:-બેલોને આગળ પાછળ કરવાનો પેચ હોય છે.

સ્ટેન્ડ:-લાકડાની તિપાઇ જેવું હોય છે. એના ઉપર કેમેરો ગોઠવવામાં આવે છે.

માઉન્ડ ગ્લાસ:-એક ખડબચડો સફેદ કાચ હોય છે. એ કાચ કેમેરાની પાછળ લગાડેલો હોય છે. એ ગ્લાસ પર લેન્સમાંથી બાહ્ય વસ્તુનું ઉંધું પ્રતિબિમ્બ પડે છે. એ કાચની અંદર છબીનાં કદ દેખાડવા લીટીઓ દોરેલી હોય છે.

ફોકસ:-જેથી પ્રતિબિમ્બ ચોખ્ખે ચોખ્ખું દેખાય તેને ફોકસ કહે છે.

ફોકસિંગ કલોથ:-ફોકસ બરાબર થયું કે નહિ તે તપાસવા કાળા કપડાની જરૂર પડે છે. એ વસ્ત્રને ફોકસિંગ કલોથ કહે છે.

ડાર્ક સ્લાઇડ:-એ લાકડાના ફ્રેમનું નામ છે. એ ફ્રેમની અંદર છબી પાડવાનો કાચ રાખવામાં આવે છે.

ડાર્ક રૂમ:-ઓરડો કે જેમાં અજવાળું ન હોય.

ડ્રાઇ પ્લેટ ફિલ્મ:-ડાર્કસ્લાઇડની અંદર જે કાચ રાખવામાં આવે છે તેનું નામ.

નેગેટિવ:-છબી પડી ગયા પછી તે કાચ જેની ઉપર પ્રતિબિમ્બ પાકી રીતે પડી ગયું હોય છે તેનું નામ છે.

ડેવેલપ:-ડ્રાઇ પ્લેટપરની છબીને પાકી કરવી તે. એમ કરવાથી પ્રતિબિમ્બ ઘણા વખત સુધી કાયમ રહે છે.

પ્રિન્ટિંગ ફ્રેમઃ-ક્લિપ વાળું લાકડાનું ફ્રેમ કે જેમાં નેગેટિવપરથી ફોટોના કાગળપર છબી ઉતારી લેવામાં આવે છે.

સોલ્યુશનઃ-ફોટોના કાગળપર છબીને પાકી બનાવવા માટે જે દવાઓ વપરાય છે. તેને સોલ્યુશન કહે છે.

આવતા અંકમાં ફોટોગ્રાફ કેવી રીતે પાડવામાં આવે છે અને સોલ્યુશન વગેરે કઇ કઇ વસ્તુઓમાંથી તૈયાર કરવામાં આવે છે તે જણાવવામાં આવશે.

અપૂર્ણ.



# ખીલતી જુવાની.



લેખકઃ—રમણીકલાલ ગીરધરલાલ મોદી. એમ. એ.

મનુષ્ય જીવનની બાળ યુવા અને વૃદ્ધ એ ત્રણ અવસ્થાઓમાં અત્યંત ભયંકર અવસ્થા વચલી છે. જેમ ભેખડ ઉપર ચઢેલા માણસને પોતાની ઉભય પાર્શ્વમાં ઉંડી ખીણો દેખાય છે અને ક્ષણે ક્ષણે તેને એક યા બીજી બાજુએ પડી જઈ મૃત્યુશરણ થવાનો ભય રહે છે તેવીજ રીતે ખીલતી જુવાની પણ એક ભેખડરૂપ ઉન્નત અવસ્થા હોઇ જુવાન માણસને સદાચારના પંથથી પાત થતાં ભયંકર ખાણોમાં પડી જવાનો ભય રહે છે. ચૌદ વર્ષથી અઠ્ઠાવીસ વર્ષ પર્યન્તની અવસ્થામા પ્રત્યેક મનુષ્ય પોતાનું ભવિષ્ય ઘડી લે છે. એ અવસ્થામાં કામ, ક્રોધ, લોભ, અહંકાર અને મોહ એ પાંચે શત્રુ ઘણાજ પ્રબળ થઇ જુવાનીમાં પ્રવેશ કરતા મનુષ્યને પોતાના પાશમાં પકડવા પ્રચંડ યત્ન કરે છે. કોઇ વિરલોજ એ પંચ પ્રકારના દોષોથી વિમુક્ત રહી શકે. દોરડાના એક લાંબા તાર ઉપર અદ્ધર ચાલી લોકોને છક કરનાર નટને જેમ પૂરેપૂરું સમતોલપણું ધારણ કરવું પડે છે તેવીજ રીતે મધ્ય અવસ્થામાં પ્રવિષ્ટ થયલા પુરૂષ કિંવા સ્ત્રીઓએ ઘણીજ સાવચેતીથી સમતોલપણું સાચવવાની આવશ્યકતા છે. સંભવ છે કે તેમ કરતાં કેટલી વખત વિફળપ્રયત્ન પણ થવું પડે પરન્તુ એ સમતોલપણા ઉપર આપણા ભાવિ જીવનનો આધાર રહેલો હોવાથી ભાવિ સુખ તેમ દુઃખ તેના ઉપરજ નિર્ભર રહે છે.

ખીલતી જુવાની એક મસ્તીખોર ઘોડાના જેવી છે. ઘોડો અતિશય તોફાની હોય તો તેની રોજની લગામ ઉપરાંત તેને 'કામટો' પણ ચઢાવવામાં આવે છે. ગાડીમાં જોડતા પહેલાં અથવા સ્વારીના કામમા લેતા પહેલાં તેને સારી રીતે પલોટવામાં આવે છે. એજ અવસ્થા મનુષ્યની જુવાનીની છે. અધકચરી (?) યુવકો પણ પોતાને સર્વજ્ઞ માનવા મંડી જાય છે. વિવેકહીન જુવાનો પણ પોતાને એરિસ્ટોટલ (?) અને વિવેકનો ભંડાર માનવા લાગે છે, ધર્મહીન પુરૂષો પણ જાણે પોતે ધર્મના તત્વોની પેલી પાર પહોંચી ગયા હોય નહિ! તેમ અનુમાન કરવા મંડી જાય છે. આ ગહન અને ગંભીર જગતનો, તેના નિયંતાનો અને તેની કુદરતનો; સારાસારનો અને કર્ત્તવ્યા

ભક્ષ્યનો, વ્યવહારનો તેમ રીતભાતનો તેને ખ્યાલ સુદ્ધાં થતો નથી. જુવાનીએ અનેકનાં જીવન પલટાવી દીધાં. બાલ્યાવસ્થામાં માતાપિતાના મમતીલા અને માયાપૂર્ણ સ્નેહના આશ્રય નીચે રહી જેણે યુવાવસ્થાને માટે કાંઇ પણ સંચય નથી કર્યો તે તે મુસાફરની માફક પસ્તાય છે કે જેણે ઘેરથી લાંબી મુસાફરીએ નીકળતાં કાંઇપણ ભાથું બાંધી લેવાનું વિસારી દીધું છે અને અંતે જે ભુખમરાથી વ્યાકુળ થઇ મરણ શરણ થાય છે. જુવાની સ્વતંત્રતા ચાહે છે ખરી પરન્તુ એ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવા બાલ્યાવસ્થાથીજ તૈયારી થવી જોઇએ જુવાની સ્વચ્છંદપણું પણ ચાહે છે અને સ્વચ્છંદપણાએ કેટલાક ધનાઢ્ય કુટુંબોને પણ ઘર વિનાનાં કરી દીધાં છે!! સ્વતંત્રતા અને સ્વચ્છંદતા એ બે જુદીજ વસ્તુઓ છે. એક આત્માને ઉચ્ચ બનાવી અતુલ આનંદ આપે છે જ્યારે બીજી અંધકારના ગહનગર્તમાં ફેંકી અપ્રતિમ દુઃખ આપે છે.

**સંગતિ દોષ**—બાલ્યાવસ્થામાં શેરીઓમાં રમતાં છોકરાઓનું ભાવિ યૌવન તેમની ન્હાનપણની રમતોનુંજ બને છે એ શું ખોટું છે વારૂ? ગાળો, અપશબ્દો વગેરે વગેરે શિખવાની શાળા એ ન્હાનપણની અવસ્થા છે. એ અવસ્થામાં બાળકોનાં નિર્દોષપણાને લીધે સંગતિ જો કે પરોક્ષ રીતે ભયંકર અસર કરે છે પરન્તુ પ્રત્યક્ષ રીતે ઝાઝી અસર કરતી જણાતી નથી. કજીઆ, કંકાસ, લડાઇ, ગાળીગલોચ એ તો છોકરાં જરા જરામાં કરે અને પછી પાછાં એકનાં એક થઇ જાય એ વાત તરફ અવગણના થયાજ કરે છે. માતા પિતા પૂર્ણ વિદ્વાન્ હોય, સુસંસ્કારી હોય છતાં તેમનાં બાળક ઘણી વખતે નઠારાં અને કુમાર્ગે પ્રવૃત્તિ કરનારાં નીકળે છે. આખી દુનીઆ આ અણઘટતો બનાવ જોઇ ચકિત થાય છે! પરન્તુ સ્હેજ વિચાર કરવાથી આપણને તરત જણાઈ આવશે કે એમાં બાળકોનો દોષ ઘણાજ થોડા અંશમાં છે દોષ હોય તો તે સંગતિનો અર્થાત તેમની સોબતનો છે. એક કવિએ સત્ય કહ્યું છે કેઃ—

જાઇએ તહાં જહાં કિ સંગ ઓર સુસંગ હોય,
કાયર કે સંગ શૂર ભાગે પર ભાગે હય;
**કાજર કી કોઠડીમેં લાખ હી સયાનો જાય,**
**કાજરકો એક ડાઘ લાગે પર લાગે હય;**

એ સંગતિ દોષને લીધે કેટલાક સુસંસ્કારી બાળકો પણ અવળે માર્ગે દોરાઈ ગયા, બાલ્યાવસ્થામાં એ સંગતિદોષ એટલું ઉગ્ર સ્વરૂપ નથી ધારણ કરતો કે જે ઉગ્રસ્વરૂપ તેનું યૌવન-અવસ્થામાં હોય છે. કદાચ સાધનોના અભાવે અને દુનીઆનો પ્રચંડ પવન નહિ લાગેલો હોવાથી કેટલીક વખત બાલ્યાવસ્થામાં ઉદ્ભવેલી ભાવનાઓ ઉદ્ભવતાંજ શમી જાય છે. પરન્તુ એજ કુસંસ્કારોને યૌવનાવસ્થામાં માર્ગ મળતાં તે અનર્થકારી અને અનિષ્ટપરિણામ ઉપજાવનારા થઇ પડે છે. 'A man is known by the company he keeps' અર્થાત્ 'મનુષ્ય તેની સંગતિદ્વારાજ પંકાય છે અથવા નિંદાય છે' એ સૂત્રાનુસાર યુવાવસ્થામાં સંગતિ દોષથી સર્વ પ્રકારે બચવાનો યત્ન કરવો. પ્લેગ, ઇન્ફ્લુએન્ઝા, અથવા અન્ય ચેપી રોગો કરતાં પણ સંગતિ દોષ વિશેષ પ્રબળ છે એ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. વ્યાધિનું બળ મૃત્યુ પર્યન્ત છે પરન્તુ કુસંગતિનું બળ પેઢી દર પેઢી સુધી ચાલુ રહે છે. મનુષ્યની અગત્યમાં અગત્ય વસ્તુ જેને આપણે આબરૂ કહીએ છીએ તે કુસંગથી ધૂળમાં મળી જાય છે અને અંતે સંસાર એવા મનુષ્ય

તરફ તિરસ્કારની દ્રષ્ટિએ જુએ છે. પ્રત્યેક યુવકે સંગ કરવો તો સજ્જનોનોજ અન્યથા સંગતિ વિહીન રહેવું શ્રેષ્ઠતમ છે.

**અનંત આશાઓ**—ખુલતી અને ખીલતી જુવાની યુવકમાં અનેક પ્રકારની અવનવ આશાઓ પ્રેરે છે. કેટલીક વખત તો એ આશાઓ એટલા બધા પ્રમાણમાં વધી જાય છે; તેનો અંત પણ જડી શકતો નથી. એ અવસ્થામાં આશાઓનો વેગ એટલો બધો પ્રબળ હોય છે કે જાણે આકાશમાંના તારાઓ પણ આપણે ધારીએ તો તોડી શકીએ!! આશા સર્વ કોઇને હોય. સમસ્ત સંસાર આશા પર ટકી રહ્યો છે. પ્રાચીન આર્યો મોક્ષની આશામાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષને માર્ગે વિચરતા; આધુનિક હીંદુઓ અને અન્ય દેશવાસીઓ કેવળ ઉદર નિર્વાહની આશાએજ અને મરવાની આળસેજ જીવી રહ્યા છે એમ કહીએ તો કાંઇ પણ અતિશયોક્તિ જેવું તો નથીજ. જુવાનીની આશાઓનો વેગ વિદ્યુતના વેગ સમાન હોવાથી તે ઘણીવખત કર્મની આગળ દોડે છે. જેમ શેખચલ્લીએ ઘીનો ઘાડવો લઇ ઘેર પહોંચ્યા પહેલાંજ પોતાને માટે બૈરી, છોકરાં, ઘર વગેરે ઉભાં કર્યાં તેમ જુવાનીની આશાઓ કાર્ય કર્યા પહેલાંજ, કાર્યક્ષેત્રમાં ઉપસ્થિત થતી અને અડચણોનો અનુભવ કર્યા સિવાય અને વિવેક મર્યાદાનું પ્રમાણ જાણ્યા સિવાય ચારે દિશાઓમાં અનન્તરૂપે ફરી વળે છે, અને ચોંટે છે કયાં? 'ઘઉં ખેતમેં' અને 'બેટા પેટમેં' ની માફક કાર્ય રંભની અગાઉજ તેના વાંછિત ફળ ઉપર અને તેથી ઉપજતા સુખ (?) ઉપર જઈ ચોંટે છે. આશાઓની તરંગો ભલે ઉછળે પરન્તુ યુવાન પુરૂષે પોતાનું સમતોલપણું ગુમાવવું નહિ. એ સમત્વ અનેક પંથે પળેલી અને અલૌકિક ઇચ્છાઓ પૂર્ણ કરનારી આશાઓને કેન્દ્રસ્થ બનાવી તેના ક્ષેત્રને મર્યાદાબદ્ધ કરી દે છે. આ પરિસ્થિતિ ઉપસ્થિત થયા પછીજ મનુષ્ય પોતાના કાર્યમાં આગળ વધવાની આશા રાખી શકે. આશાના સમુદ્રમાં ગોતાં ખાનાર કાંઇ પણ કાર્ય કરી શકે નહિ. અતઃ યુવાવસ્થામાં ઉદ્ભવેલી આશાઓને તદ્દન નાબુદ ન કરતાં એ આશાઓને તરફથી અંદર સમાવી યોગ્ય દિશામાં કાર્ય કરવા મંડી જવું.

**વાસના**—ખીલતી જુવાની અનેક પ્રકારની વાસનાઓનું કેન્દ્રસ્થાન છે. બાલ્યાવસ્થામાં શરીરની શક્તિઓ ખીલેલી નહિ હોવાથી વાસનાઓનું બળ શિથિલ હોય છે પરંતુ આગળ જતાં વાસના જીવનની સંગિની બની જાય છે. શુદ્ધ વાસનાઓથી આત્મા હમેશાં પવિત્ર બને છે. આનંદમાં રહે છે અને કદાપિ કલુષિત થતો નથી. અશુદ્ધ વાસનાઓનું તેથી વિપરીત પરિણામ થાય છે. ખીલતી જુવાની એક સુગંધિ પુષ્પની સમાન છે. સુવર્ણ અને સુગંધ એ બન્ને વસ્તુઓનો તો કોઇકજ ઠેકાણે વાસ હોય, 'સુગંધિ પુષ્પ' એ ખીલતી જુવાનીને ઘણોજ સારો પાઠ શીખવે છે. કંટક હોવા છતાં યૌવનમાં ખીલી રહેલું 'ગુલાબ' સર્વ કોઇને પ્રિયકર થઇ પડે છે. આવતી કાલે આ ખીલેલી જુવાની કરમાઇ જશે, સઘળી આશાઓ નિરાશામાં મળી જશે, વાસનાઓ ઠેકાણે પડી જશે અને શાશ્વત સમયમાં સઘળું લીન થઇ જશે એ ધ્યાનમાં રાખી પ્રભુનાં બનાવેલા પુષ્પો પરથી પાઠ શીખી જુવાનીમાં કાંઇ પણ પરોપકાર, દયા, ધર્મ આદિ અમૂલ્ય ગુણો ધારણ કરશો તો આ અમૂલ્ય જીવનની સાર્થકતા થઇ જાણજો.



॥ ॐ श्रीं ॥

# विश्वज्योति

પુસ્તક ૩ જું. } સંવત ૧૯૯૬ કાર્તિક { અંક ૪ થો.

## शा माटे?

પદ ગઝલ

જીવન ઝાકળ સદા જાણો, ક્ષણીકમાં નાશ થનારૂં
છતાં તે માનીને સાચું, વૃથા મમત્વ શા માટે? જીવન૦
વિનાશી જે થવાનું છે, ન શાશ્વત જેહ રહેનારૂં,
અવિનાશી ગણી તેને, ધરો આ મોહ શા માટે? જીવન૦
રહ્યા જે દેહના ધર્મો, ભલે તે દેહ ભોગવશે,
સુખી થાશે દુઃખી થાશે, કરો સંતાપ શા માટે? જીવન૦
તમારા દુઃખની વાતો, કદી ના કોઈને કહેશો,
ન દુઃખ હણશે કદી બીજા, પછી બકવાદ શા માટે? જીવન૦
દુઃખ જે માનો છો તમે તે, ન દુઃખ એ, તો કસોટી છે,
વધાવો પ્રેમથી તેને, કરો ગભરાટ શા માટે? જીવન૦
ભલેને વ્યાધિઓ આવી, શરીરને દે સદા તાવી,
તમે તો દેહ રૂપ નથી તો, તમારે દુઃખ શા માટે? જીવન૦
પંખી મેળા સમાં આવ્યાં, ઘડીકમાં ક્યાં ઉડી જાવું,
છતાં એ હૃદયથી ધરવું, કહોને વૈર શા માટે? જીવન૦
પ્રસંગો બહુ ઉપાધિના, કદી આ જીવનમાં આવે,
તમે સ્વતંત્ર આત્મા છો, તમારે દ્વંદ્વ શા માટે? જીવન૦
વાદળાં અભ્રપર આવી, ક્ષણિક દે સૂર્યને ઢાંકી,
જરામાં એ વિલાયે છે, ધરો ના ધ્યાન શા માટે? જીવન૦
દુઃખ એ વાદળાં જેવું; નહિં એ સ્થાઈ ટકનારૂં,
ઉપેક્ષા તો કરી તેની, કરો ના હાસ્ય શા માટે? જીવન૦